**अनया पूजया श्रीगणेशः सांगः सपरिवारः प्रीयतां न मम ॥**

**॥ इति गणपतिपूजनम् ॥**

## ॥ अथसंक्षिप्तगणपतिपूजनम् ॥

કદાપિ કોઇને સમયના સંકોચને લીધે એ પ્રમાણે વિસ્તારથી પૂજન કરવાની અનુકૂળતા ના હોય તેણે નીચે બતાવેલા માત્ર ત્રણ વ્યાહૃતિપૂર્વક નામમંત્રથી જ સર્વે ઉપચારો અર્પણ કરી, ગણપતિપૂજન પુરું કરીને આગળનાં કર્મો કરવાં:–

પ્રથમ નીચે પ્રમાણે ટુંકો સંકલ્પ કરવો:–

**अत्राद्य अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अमुकारब्धकर्मसाङ्गतासिद्ध्यर्थं संक्षिप्तगणपतिपूजनं करिष्ये ॥**

એ પ્રમાણે સંકલ્પ મૂકી, નીચે બતાવેલો મંત્ર વારંવાર ભણી સર્વોપચાર અર્પણ કરવા:–

**ॐ भूर्भुवः स्वः सिद्धिबुद्धिसहितश्रीमहागणपतये नमः ध्यायामि ॥ आवाहयामि ॥ आसनं समर्पयामि ॥ पाद्यं समर्पयामि ॥ अर्घ्यं स० ॥ आचमनं स० ॥ पञ्चामृतस्नानं स० ॥ शुद्धोदकस्नानं स० ॥ आचमनं स० वस्त्रोपवस्त्रे स० ॥**

यज्ञोपवीतं स० ॥ चंदनं स० ॥ अक्षतान् स० ॥ पुष्पाणि स० ॥ दुर्वाङ्कुरान् स० ॥ अबीरं गुलालं सिन्दुरञ्च स० ॥ धूपं स० ॥ दीपं स० ॥ नैवेद्यं स० ॥ फलताम्बूलं स० ॥ हिरण्यदक्षिणां स० ॥ प्रदक्षिणां स० ॥ आरार्तिक्यं स० ॥ मंत्रपुष्पांजलिं स० विशेषार्घ्यं स० ॥ प्रार्थनापूर्वकनमस्कारान् स०॥

ધ્યાન, આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન, પંચામૃતસ્નાન, શુદ્ધોદકસ્નાન, આચમન, વસ્ત્રોપવસ્ત્ર, યજ્ઞોપવીત, ચંદન, અક્ષત, ફૂલ, ધ્રો, અબીલ, ગુલાલ, સિંદુર, ધૂપ, દીવો, નૈવેદ્ય, મુખવાસ પાનસોપારી, દક્ષિણા, પ્રદક્ષિણા, આરતી, મંત્રપુષ્પાંજળિ, વિશેષાર્ઘ્ય, ને પ્રાર્થના-પૂર્વક નમસ્કાર, એ પ્રમાણે બધા ઉપચારો ઉપરનો નામમંત્ર ભણી અર્પણ કરવા. પછી ઉત્તર સંકલ્પનું જળ મૂકી પૂજન સમાપ્ત કરવું:-

अनेन संक्षिप्तगणपतिपूजनकृतेन श्रीगणेशः सांगः सपरिवारः प्रीयताम् ॥

॥ इति संक्षिप्तगणपतिपूजनम् ॥

---

## अथ स्वस्तिपुण्याहवाचनप्रयोगः ॥

આ પ્રયોગ કરવા પ્રથમ નીચે પ્રમાણે સંકલ્પ કરવો:-

मया क्रियमाणस्यामुक कर्मणोङ्गत्वेन स्वस्तिपुण्याहवाचनं करिष्ये ॥

પ્રથમ યજમાન દંપતિએ ( સ્ત્રી-પુરુષે ) ભૂમિને જમણો હાથ અડકાડી રાખી નીચેના મંત્રો ભણી પ્રાર્થના કરવીઃ-

**ॐ मही द्यौः पृथिवी च न इमं यज्ञं मिमिक्षताम् । पिपृतांनो भरीमभिः ॥ १ ॥**

**विश्वाधारासि धरणि शेषनागोपरिस्थिता ।**
**धृताचादिवराहेण सर्वकामफलप्रदा ॥ १ ॥**

પછી તે સ્થળે નીચેના મંત્રો ભણી, ચોખાનું કે જવ અથવા ઘઉંનું અષ્ટદલ કરવું: [ આ સ્થળે આરંભેલા કર્મપ્રયોગમાં જે જે દેવોનાં સ્થાપન કરવાનાં હોય તે તે દેવોને પૂજન કરેલા કલશોપર રહેલા પૂર્ણ પાત્રમાં કરેલાં ચંદનનાં અષ્ટદલોમાં બેસરાય છે. માટે જે પ્રયોગ ચાલતો હોય ને જેટલા દેવોનાં સ્થાપન કરવાનાં હોય તેટલા કલશોનાં સ્થાપન કરવા તેટલાં અષ્ટ દલો કિંવા ધાન્યની ઢગલીઓ કરવી, ને તેટલા કલશો મેલી તે બધાનાં પૂજન કરવાં. ] આ સ્થલે સ્વસ્તિપુણ્યાહવાચનનો, ગૃહસ્થાપનમાં આવનાર રુદ્રકલશનો, ને આ કર્મમાં ભુવનેશ્વરી દેવીનું પ્રાધાન્ય છે, માટે તેમનો, એ ત્રણ કલશો મૂકવાના છે, તેથી ત્રણ અષ્ટદલો કે ઢગલીઓ નીચેના મંત્રો ભણી કરવી. કેટલાક બીજા દેવોના કલશોની પૂજા દેવોનાં સ્થાપન સમયે પણ કરે છે, પણ તેમાં સમયનો વ્યય વધારે થવાથી ક્રિયાલોપનો પ્રસંગ આવવા સંભવ છે.

**ॐ ओषधयः समवदन्त सोमेन सह राज्ञा ।**

यस्मै कृणोति ब्राह्मणस्तं राजन् पारयामसि ॥२॥

ओषधे त्वं च देवानामृषीणां पितॄणामपि ॥
तदर्थमुदिता पूर्वं सर्वसंतोषकारिणी ॥ २ ॥

પછી તે ચોખા, ઘઉં કે જવના કરેલા અષ્ટદલ કે ઢગલી ઉપર સોનાનો, રૂપાનો કિંવા તાંબાનો, ભાગેલો કે કાણો ન હોય, જેમાંથી પાણી ઝમી જાય નહિ, તેવો શુદ્ધ કલશ મૂકી તેના પેટાએ યજમાન દંપતિએ જમણો હાથ અડકાડી રાખી, નીચેના મંત્રોથી પ્રાર્થના કરવીઃ—*

ॐ आजिघ्र कलशं मह्या त्वाविशन्त्विन्दवः ।
पुनरूर्जा निवर्त्तस्व सा नः सहस्रं धुक्ष्वोरुधारा
पयस्वती पुनर्माविशताद्रयिः ॥ ३ ॥

हेमरौप्यादिसंभूतं ताम्रजं सुदृढं नवम् ।

---

*જેટલા દેવોનાં સ્થાપન કરવાં હોય તેટલા કલશો પૂજવા જોઇએ, તેટલાં અષ્ટદળો અથવા ચોખા કે ઘઉં આદિની ઢગલીઓ કરી, તેટલા કલશો મૂકી પૂજન કેટલાક બ્રાહ્મણો કરે છે. કે જેથી પછી કલસ પૂજન ન કરતાં એકલા જે દેવનું સ્થાપન કરવું હોય તેમની પ્રતિષ્ઠાજ બાકી રહે. જ્યારે જોઇએ ત્યારે પૂજન કરેલો કલશજ લેવો. જેઓ તેમ કરતા નથી, તેમને તે દેવનું સ્થાપન કરતાં પ્રથમ આ રીતેજ કલશપૂજન કરવું પડે છે.

कलशं स्थापयाम्यत्र छिद्रव्रणविवर्जितम् ॥ ३ ॥

પછી તે કલશમાં નીચેના મંત્રો ભણી, પવિત્ર-શુદ્ધ જળ ભરવું:-

ॐ वरुणस्योत्तम्भ नमसि वरुणस्य स्कंभसर्ज नी स्थः वरुणस्य ऋतसदन्यासि । वरुणस्य ऋतसदनमासि । वरुणस्य ऋतसदनमासीद ॥४॥

जीवनं सर्वजीवानां पावनं पावनात्परम् ॥
बीजं सर्वौषधीनां च तज्जलं पूरयाम्यहम् ॥ ४ ॥

તે પછી કલશમાં શુદ્ધ ચંદનના છાંટા નાખવા અથવા તેના પેટાપર ફરતા શુદ્ધ ચંદનના ચાંલ્લા કરવા. તે સમયે નીચેના મંત્રો ભણવા:-

ॐ त्वां गन्धर्वा अखनं स्त्वामिन्द्रस्त्वां बृहस्पतिः । त्वामो षधे सोमो राजा विद्वान् यक्ष्माद-मुच्यत ॥ ५ ॥

चन्दनं च महागन्धं पवित्रं पापनाशनम् ।
आपद्धारि च सततं लक्ष्मीवृद्धिकरं सदा ॥ ५ ॥

પછી તે કલશમાં નીચેના મંત્રો ભણી, ઔષધીઓ+ નાખવી;

---

×કુષ્ટમાંસી, અથવા હળદર અને દારુહળદર, શિલાજીત, વજ, ચપો અને મોથ, એટલી વસ્તુઓ ઔષધિઓમાં ગણાય છે.

પણ તેનો અભાવ હોય તો ચંદન અથવા ક્ષોટવિનાની હળદર નાંખવી:-

**ॐ या ओषधीः पूर्वा जाता देवेभ्यस्त्रियुगं-पुरा । मनै नु बभ्रुणामहं शतं धामानि सप्तच॥६॥**

देवेभ्यःपूर्वतो जाता देवेभ्यस्त्रियुगं पुरा ।
शतं तनुश्च या बभ्रुर्जीवनं जीवनाय च ॥ ६ ॥

તે પછી કલશમાં દૂર્વા ( ધ્રો ) મૂકવી:-

**ॐकाण्डात्काण्डात् प्ररोहन्ती पुरुषः परुषस्परी । एवा नो दूर्वे प्रतनु सहस्रेण शतेन च ७**

विष्ण्वादिसर्वदेवानां दूर्वे त्वं प्रीतिदा सदा ।
क्षीरसागरसंभूते वंशवृद्धिकरि भव ॥ ७ ॥

તે પછી તે કલશમાં નીચેના મંત્રો ભણી, પંચપલ્લવો મૂકવાં*:-

**ॐ अश्वत्थे वो निषदनं पर्णे वो वसतिष्कृ-**

*પીંપળો, ઉમરો ( ગુલરો અથવા ઉમરો ) પીંપર, આંબો અને વડ, એટલાં વૃક્ષોનાં પાનડાંને પંચપલ્લવમાં પૂર્વના ઋષિ-મુનિઓએ ગણ્યાં છે; માટે તે પાંચે વૃક્ષોનું એક એક પત્ર પ્રત્યેક કલશમાં મૂકવું. કોઇ સ્થળે તે પાંચે ના મળે તો પીંપળો, આંબો કે વડ, એ ત્રણમાંથી કોઈ એક વૃક્ષનાં પાંચે પાનડાં મૂકવાં.

ता । गोभाज इत् किलासथ यत् सनवथ पूरुषम् ॥ ८ ॥

अश्वत्थवटदूर्वादिपल्लवान्सुमनोहरान् ।
प्रीत्यर्थं ते प्रदास्यामि ह्यतः शांतिं प्रयच्छमे ॥ ८ ॥

તે પછી નીચેના મંત્રોથી સપ્તમૃત્તિકા ( એટલે સાત ઠેકાણાની માટી + તે કલશમાં જરા જરા નાખવી. તેના અભાવે ગોરમટી માટી જરા નાખવી:–

ॐ स्योना पृथिवी नो भवा नृक्षरा निवेशनी । यच्छा नः शर्म सप्रथाः ॥ ९ ॥

अश्वक्रान्ते रथक्रान्ते विष्णुक्रान्ते वसुन्धरे ।
मृत्तिके ब्रह्मपूता च काश्यपेनाभिमंत्रिता ॥ ९ ॥

તે પછી તે કલશમાં નીચેના મંત્રોથી એક સોપારી નાખવું:–

ॐ य : फलिनीर्या अफला अपुष्पा याश्च

+ હાથી, ઘોડા અને જ્યાં ગાયો બંધાતી હોય, તે ઠેકાણાની, જ્યાં સર્પનો રાફડો હોય ત્યાંની, જ્યાં નદીઓનો પરસ્પર સંગમ થતો હોય ત્યાં આગળની, જ્યાં જળનો મોટો હ્રદ ( ધરો ) હોય ત્યાંની અથવા શેરીના માર્ગની, એ સાત ઠેકાણાની માટીને પૂર્વાચાર્યોએ પવિત્ર માની છે.

पुष्पिणीः । बृहस्पतिप्रसूतास्ता नो मुञ्चन्त्वं
हसः ॥ १० ॥

पूगीफलमिदं दिव्यं पवित्रं पापनाशनम् ।
पुत्रपौत्रादिफलदं कलशे प्रक्षिपाम्यहम् ॥ १० ॥

પછી તે કલશમાં નીચેના મંત્રો ભણી પંચરત્નો *મૂકવાં; ને તે ના હોય તો તેમાં યથાશક્તિ સુવર્ણ મૂકવું:—

ॐ परि वाजपतिः कविरग्निर्हव्यान्यक्र-
मीत् । दधद्रत्नानि दाशुषे ॥ ११ ॥

कनकं कुलिशं नीलं पद्मरागं च मौक्तिकम् ॥
एतानि पञ्चरत्नानि कलशे प्रक्षिपाम्यहम् ॥ ११ ॥

તે પછી તે કલશમાં કાંઈ દ્રવ્ય અથવા યથાશક્તિ સુવર્ણ કે દ્રવ્ય નાંખવું:—

ॐ हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः
पतिरेक आसीत् । स दाधार पृथिवीं द्यामुतेमां

*નીલમણિ, હીરો, પુખરાજ, સાચું મોતી, અને પરવાળું એટલાંને પંચરત્નમાં ગણ્યાં છે; બીજા પક્ષે સોનું, હીરો, નીલમણિ, ને પુખરાજ તથા મોતી એટલાંને પંચરત્નમાં ગણ્યાં છે.

**कस्मै देवाय हविषा विधेम ॥ १२ ॥**

**हिरण्यगर्भः गर्भस्थं हेमबीजं विभावसोः ।**
**अनन्तपुण्यफलदमतः शांतिंप्रयच्छमे ॥ १२ ॥**

પછી કળશને ગળે નીચેના મંત્રો ભણી રક્તસુત્ર ( લાલ નાડુ ) બાંધવું:-

**ॐ युवासुवासाः परिवीत आगात्सउश्रेयमान्भवति जायमानः । तन्धीरा सकवय उन्नयन्ति स्वाध्यो मनसा देवयन्तः ॥ १३ ॥+**

**सूत्रं कार्पाससंभूतं ब्रह्मणा निर्मितं पुरा ।**
**येन बद्धं जगत्सर्वं वेष्टनं कलशस्य च ॥ १३ ॥**

તે પછી તે કલશ પર એક તાંબાનુ પૂર્ણપાત્ર* અથવા તરભાણામાં ચોખા અને યથાશક્તિ દક્ષિણા મૂકીને તે મૂકવું:—

+આ મંત્ર વાજસનેયી અથવા યાજુષી સંહિતાનો નથી; ઋગ્વેદીય હોવો જોઇએ.

* તર્જની આંગળી ને અંગુઠો પહોળાં કરતાં જેટલો અવકાશ તથા વિસ્તાર થાય તેટલું પહોળું, સોના રૂપા કે તાંબાનું પહોળું ને ચાર આંગળ ઉંચા કાનાવાળા પાત્રમાં માય એટલા ચોખા ભરી દક્ષિણા મૂકવી, તેને પૂર્વાચાર્યોએ પૂર્ણપાત્ર કહ્યું છે. ઇચ્છા થાય તેણે કરાવવું.

ॐ पूर्णा दर्वी परा पत सुपूर्णा पुनरापत ।
वस्नेव विक्रीणावहा इषमूर्जं शतक्रतो ॥ १४ ॥

पिधानं सर्व वस्तूनां सर्वकायार्थसाधनम् ।
संपूर्णः कलशो येन पात्रं तत्कल्पयाम्यहम् ॥ १४ ॥

પછી તે કલશના અધિષ્ઠાતા દેવના આવાહનની ભાવનાથી તે ઉપર અક્ષત અથવા ફૂલ નાખવાં:-

ॐ तत्वा यामि ब्रह्मणा वन्दमानस्तदाशास्ते यजमानो हविर्भिः । अहेडमानो वरुणेह बोध्युरुशंस मान आयुः प्रमोषीः ॥ १५ ॥

नमोनमस्ते स्फाटिकप्रभाय
सुश्वेतहाराय सुमङ्गलाय ।
सुपाशहस्ताय झषासनाय ।
जलाधिनाथाय नमो नमस्ते ॥ १५ ॥

ॐ भूर्भुवः स्वः अपांपतिवरुणाय नमः आवाहयामि ॥

ઉપરપ્રમાણે વ્યાહૃતિ ત્રણ સાથે નામમંત્ર બોલી, કલશપર અક્ષત નાખી, આવાહન કરીને એ ને એ મંત્રથી તે કલશમાં જલાધિનાથ વરુણદેવનું પૂજન કરવું:-

ॐ भूर्भुवः स्वः अपांपति वरुणाय नमः गंधं ( चंदनं ) समर्पयामि । अक्षतान्समर्पयामि ॥ पुष्पाणिसमर्पयामि ॥ परिमलद्रव्यं–अबिरं गुलालं सिंदुरंच समर्पयामि । धूपं० । दीपम्० । नैवेद्यम्० । मुखवासार्थे फलताम्बूलं० । हिरण्य-दक्षिणाम्० । प्रदक्षिणाम्० नमस्कारान् समर्पयामि ॥

એ પ્રમાણે ચંદન, અક્ષત, ફૂલ, અબીલ–ગુલાલ, સિંદૂર, ધુપ, દીપ, નૈવેદ્ય, પાન–સોપારી, દક્ષિણા, પ્રદક્ષિણા ને નમસ્કારથી પૂજન કરી નીચે પ્રમાણે બોલી ઉત્તર સંકલ્પ મૂકી વરુણ પૂજન પૂરું કરવું:–

अनया पूजया श्रीवरुणः साङ्गस्सपरिवारः प्रीयताम् ॥

તે પછી નીચેનો મંત્ર ભણી તે કલશોદકમાં શ્રીગંગાઆદિ તીર્થોનું આવાહન કરવું; કલશપર અક્ષત અર્પણ કરવા:–

सर्वे समुद्राः सरितस्तीर्थानि जलदा नदाः ।
आयान्तु मम पूजार्थं दुरितक्षयकारकाः ॥ १ ॥

પછી કલશને નમસ્કાર કરતા હોઇએ એ રીતે યજમાન સ્ત્રી પુરુષે બે હાથ જોડી રાખી તે કલશનું અભિમંત્રણ અથવા પ્રાર્થના કરવી:–

कलशस्य मुखे विष्णुः कण्ठे रुद्रः समाश्रितः ।
मूले तस्य स्थितो ब्रह्मा मध्ये मातृगणाः स्मृताः ॥२॥
कुक्षौ तु सागराः सर्वे सप्तद्वीपावसुन्धरा ।

ऋग्वेदोथ यजुर्वेदः सामवेदोह्यथर्वणः ॥ ३ ॥
अङ्गैश्च सहिताः सर्वे कलशन्तु समाश्रिताः ।
अत्र गायत्री सावित्रीः शांतिपुष्टिकरि तथा ॥ ४ ॥
देवदानवसंवादे मथ्यमाने महोदधौ ।
उत्पन्नोसि तदा कुंभ विधृतो विष्णुना स्वयं ॥ ५ ॥
त्वत्तोये सर्वतीर्थानि देवाः सर्वे त्वयि स्थिताः ।
त्वयि तिष्ठंति भूतानि त्वयि प्राणाः प्रतिष्ठिताः ॥ ६ ॥
शिवःस्वयं त्वमेवासि विष्णुस्त्वं च प्रजापतिः ।
आदित्या वसवो रुद्रा विश्वेदेवाः सपैतृकाः ॥ ७ ॥
त्वयि तिष्ठन्ति सर्वेपि यतः कामफल प्रदाः ॥
त्वत्प्रसादिमं यज्ञं कर्तुमीहे जलोद्भव ॥ ८ ॥
सानिध्यं कुरु मे देवं प्रसन्नो भव सर्वदा ॥
नमो नमस्ते स्फटिकप्रभाय
सुश्वेतहाराय सुमङ्गलाय ।
सुपाशहस्ताय झषासनाय
जलाधिनाथाय नमो नमस्ते ॥ ९ ॥
पाशपाणे नमस्तुभ्यं पद्मिनी जीवनायक ।

**पुण्याहवाचनं यावत्तावत्त्वं सन्निधो भव ॥ १० ॥**

તે પછી તે પૂજિત કલશને નીચે પ્રમાણે બોલી નમસ્કાર કરવો.

**ॐ भू र्भुवः स्वः श्रीवरुणायनमः प्रार्थनापूर्वकं नमस्कारं समर्पयामि ॥**

આ સ્થળે સ્વસ્તિપુણ્યાહવાચન કરવા સારું પાંચ, સાત, અગીઆર, તેર કે યથાશક્તિ, અનુકૂળતા પ્રમાણે પ્રથમ ગંધાક્ષત, પુષ્પમાલા, સોપારી અને દક્ષિણા આદિથી બ્રાહ્મણોનું પૂજન કરવું. આ ક્રિયા કર્માંગની સિદ્ધિ, અરીષ્ટ કે અનિષ્ટ વિઘ્નાદિનું નિવારણ, અને મંગળની પ્રાપ્તિ માટે કરવામાં આવે છે. માટે બ્રાહ્મણો પાસે યજમાને આશીર્વચનોની યાચના કરવાની છે. જ્યાં વિશેષ બ્રાહ્મણોનો અભાવ હોય ત્યાં પાંચ બ્રાહ્મણોને સમક્ષ ધારી તેમના પ્રતિનિધિરૂપે પાંચ સોપારી પાટલા ઉપર મૂકી તેમનું ચંદન, અક્ષત, પુષ્પ, ફળ અને દક્ષિણા આદિથી પૂજન કરી, આ મારા યજ્ઞમંડપમાં બ્રાહ્મણો વિદ્યમાન છે; એમ ધારી હવે પછી બ્રાહ્મણોને બોલવાનાં પ્રતિવચનો તે બ્રાહ્મણોજ બોલે છે એમ માનવું. આ પ્રયોગ થઈ રહ્યા પછી, જે પાંચ સોપારી તથા તેમને અર્પણ કરેલાં ફળ અને દક્ષિણા આદિ બ્રાહ્મણો મળી આવ્યે વહેંચી આપવાં; પણ તેમાંનું કાંઇએ ભૂલથી પણ યજમાને વાપરવું નહિ.

પુણ્યાહવાચનમાં પ્રથમ યજમાને એકલાએ પોતાનો ઢીંચણ ભૂમિપર રહે તેમ વાળી, વીરાસનની રીતે બેસી, પોતાના બને હાથના અંજલિઓ ( ખોબા ) સામ સામા ભેગા રાખી ઉર્દ્ધમુખ કમળની

પેઠે બન્ને હાથનાં આંગળાં વિકસેલા કમળની પેઠે જરા પહોળાં રાખી પૂજેલા કલશોમાંથી એક કલશ કોઈ બ્રાહ્મણ પાસે પોતાના તે બે હાથના અંજલિમાં મૂકાવવો; ને તે પોતે સાવધાનીથી પડી ન જાય એમ ધારણ કરી રાખવો.

યજમાને કલશ ધારણ કરી રાખ્યો હોય ત્યારે યજમાન પત્નીએ બે હાથ જોડી રાખી પોતાના આસન પર બેસી રહેવું.

પછી ક્રિયા કરાવનારાએ ભણવું કે.–

ॐ दीर्घानागानद्यो गिरयस्त्रिणि विष्णुपदानिच ॥

ॐ त्रिणी पदा व्विचक्रमे व्विष्णुर्गोपा अदाभ्यः अतो धर्म्माणि धारयन् ॥

એ મંત્રો ભણાતાં યજમાને ધારણ કરેલા કલશનો ત્રણ વાર પોતાના મસ્તકે સ્પર્શ કરી, કલશ જ્યાંથી લીધો હોય તેજ સ્થળે બ્રાહ્મણ પાસે મૂકી દેવરાવવો. અને વાળેલો ઢીંચણ કે વીરાસન છોડી, સ્વસ્થ થઈ પદ્માસન કે પલાંઠી વાળી પોતાના આસનપર બેસી રહેવું.

[ આ સ્વસ્તિપુણ્યાહવાચનના પ્રયોગમાં કેટલુંક યજમાનને બોલવાનું છે ને કેટલુંક ક્રિયા કરાવનાર આચાર્યાદિ બ્રાહ્મણોએ બોલવાનું છે; તેનો ક્રમ તો લેખમાં બતાવ્યો છે, પરંતુ તે જ્યારે યજમાન અને બ્રાહ્મણો બન્ને જ્ઞાતા કે સાક્ષરતાવાળા હોય ત્યારે બને; પણ કોઈ ઠેકાણે બ્રાહ્મણ સાક્ષર અને આસ્તિક હોય ત્યારે યજમાન નિરક્ષર અથવા નાસ્તિક હોય છે; ને જ્યાં યજમાન સાક્ષર, આસ્તિક તથા

શ્રદ્ધાળુ હોય છે ત્યાં બ્રાહ્મણ અજ્ઞાત જડ તથા અશ્રદ્ધાળુ હોય છે. માટે જ્યારે એમ હોય ત્યારે તો જે જ્ઞાતા હોય તેણેજ બધું બોલી ક્રિયા કરવી ઉચિત છે. ]

યજમાનને બોલવાનાં વચનો યજમાન સ્પષ્ટોચ્ચારથી ના બોલી શકે કે અશુદ્ધોચ્ચાર કરે તો યજમાનના વતીનાં ને બ્રાહ્મણના વતીનાં વચનો ક્રિયા કરાવનારે ભણી જવાં.

જ્યાં કેવલ ક્રિયા કરાવનાર બ્રાહ્મણનો અભાવ હોય ત્યાં સાક્ષર યજમાને પદ્ધતિ પાસે રાખી વાંચી વાંચીને ક્રિયા કરવી. પણ એમાં ખરો આનંદ ને સ્વાદ તો યજમાન અને સાક્ષર બ્રાહ્મણ હોય ત્યારેજ આવે છે. યજમાન અને ક્રિયા કરાવનાર આ પ્રયોગનો આશય અને પરસ્પર બોલાતાં વાક્યોના અર્થ સમજી શકે એવા જોઇએ.

પ્રથમ યજમાને બ્રાહ્મણોને પૂજ્યભાવે હાથ જોડી પ્રણામ કરી, પ્રાર્થના કરતા હોઇએ એમ કહેવું કે,-

**तेनायुः प्रमाणेन पुण्यं पुण्याहं दीर्घमायुरस्त्विति भवंतो ब्रुवन्तु ॥**

એના પ્રતિ વચનમાં બ્રાહ્મણોએ બોલવું કે,-

**अस्तु ।**

પછી યજમાને બ્રાહ્મણોના જમણા અંજળિમાં એક આચમની જળ આપતાં બોલવું કે,—

**ब्राह्मणानां हस्ते सुप्रोक्षितमस्तु । शिवा आपः सन्तु ।**

પ્રતિવચનમાં બ્રાહ્મણોએ બોલવું કે,-

**सन्तु शिवा आपः ।**

યજમાનઃ-

**सौमनस्यमस्तु ।**

બ્રાહ્મણોએ બોલવું કેઃ-

**अस्तु सौमनस्यम् ।**

યજમાને બ્રાહ્મણોને જે હાથમાં જળ આપ્યું હોય તેમાં નીચે પ્રમાણે ભણતાં અક્ષત આપવાઃ—

**अक्षतश्चारिष्टं चास्तु ।**

બ્રાહ્મણોઃ—

**अस्त्वक्षतमरिष्टंच ।**

પછી યજમાને બ્રાહ્મણોના હાથમાં ચંદન છાંટવુંઃ—

**गंधाः पान्तु सौमङ्गल्यं चास्त्विति भवन्तो ब्रुवन्तु ।**

બ્રાહ્મણોઃ—

**गन्धाः पान्तु सौमङ्गल्यं चास्तु ।**

પછી યજમાને બ્રાહ્મણોને નીચે પ્રમાણે બોલી અક્ષત આપવાઃ-

**अक्षताः पान्तु आयुष्यमास्त्विति भवन्तो ब्रुवन्तु ।**

બ્રાહ્મણો:—

**अक्षताःपान्तु आयुष्यमस्तु ।**

તે પછી યજમાને નીચે પ્રમાણે બોલી બ્રાહ્મણોના હાથમાં પુષ્પો આપવાં:—

**पुष्पाणि पान्तु सौश्रियमस्त्विति भवन्तो ब्रुवन्तु ।**

બ્રાહ્મણોએ બોલવું કે,—

**पुष्पाणि पान्तु सौश्रियमस्तु ।**

તે પછી યજમાને નીચે પ્રમાણે બોલી તે બ્રાહ્મણો ને એક એક પાન આપવું!—

**ताम्बूलानि पान्तु ऐश्वर्यमस्त्विति भवन्तो ब्रुवन्तु ।**

બ્રાહ્મણો૦:—

**ताम्बूलानि पान्तु ऐश्वर्यमस्तु ।**

તે પછી નીચે પ્રમાણે બોલી યજમાને બ્રાહ્મણો ને યથાશક્તિ દક્ષિણા આપવી:—

**दक्षिणाः पान्तु बहुधनमस्त्विति भवन्तो ब्रुवन्तु ।**

બ્રાહ્મણોએ તેના પ્રતિવચનમાં બોલવું કે,—

**दक्षिणाः पान्तु बहुधनमस्तु ।**

તે પછી યજમાને બ્રાહ્મણોને નમસ્કાર કરી, નીચે પ્રમાણે કહેવું કે,—

दिर्घमायुः शांतिः पुष्टिस्तुष्टिः श्रीर्यशोविद्याविनयो वित्तं बहुपुत्रं चायुष्यं चास्त्विति भवन्तो ब्रुवन्तु ।

બ્રાહ્મણોએ તેના પ્રત્યુત્તરમાં બોલવું કે,—

दीर्घमायुः शांतिः पुष्टिस्तुष्टिः श्रीर्यशो विद्याविनयो वित्तं बहुपुत्रं चायुष्यं चास्तु ।

તે પછી યજમાનને બ્રાહ્મણોએ નીચે પ્રમાણે બોલી, પુણ્યાહ વાચન કરવાની પૃચ્છા કરવીઃ-

यं कृत्वा सर्ववेदयज्ञक्रियाकरणकर्मारंभाः शुभाः शोभनाः प्रवर्तते तमहमोंकारमादिंकृत्वा ऋग्यजुः सामाशीर्वचनं बहुऋषिमतं समनुज्ञातं भवद्भिरनुज्ञातः पुण्यं पुण्याहं वाचयिष्ये ।

બ્રાહ્મણોને યજમાને વિનયપૂર્વક કહેવું કે,—

वाच्यताम् ।

તે પછી બ્રાહ્મણોએ કંકુ અથવા ચંદન વાળા અક્ષત લઇ નીચેનો આશીર્વાદમંત્ર ભણી તે અક્ષત યજમાનના મસ્તકઆદિ અંગોપર નાખવા:—

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्र म्पश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरङ्गै स्तुष्टुवां सस्तनूभिर्व्य शेमहि दे वहितंयदायुः ॥

બ્રાહ્મણોને બન્ને હાથ જોડી નીચે પ્રમાણે પ્રાર્થના કરી પ્રણામ કરવા:-

**व्रतजपनियमतपः स्वाध्यायक्रतुदयादमदानविशिष्टानां सर्वेषां ब्राह्मणानां मनः समाधीयताम्**

પ્રતિવાક્યમાં બ્રાહ્મણો:—

**समाहितमनसस्मः ।**

યજમાને નમસ્કાર પૂર્વક બ્રાહ્મણોને પ્રાર્થના કરવી કે,-

**प्रसीदन्तु भवन्तः ।**

બ્રાહ્મણો૦:-

**प्रसन्नास्मः ।**

તે પછી બ્રાહ્મણોએ નીચેનાં સપ્રણવ વાક્યો બોલી, યજમાન ઉપર ચંદનવાળા અક્ષત નાંખતાં નીચે પ્રમાણે આશીર્વાદ દેવા. યજમાન અનુપવીતી હોય તો પ્રણવ( ઓંકાર ) લેવો નહિ. નિરોંકાર આશીર્વાદ દેવા.

આ ઠેકાણે નીચેનાં આશીર્વાદાત્મક વચનો બોલી યજમાન ઉપર કેટલાક બ્રાહ્મણો અક્ષત નહિ નાંખતાં પૂજેલા કલશમાંથી એક પાત્રમાં થોડું જળ લઈ તેમાંથી દૂર્વા (ધ્રો) અથવા આસોપાલવનાં પત્ર કે ફૂલ બોળી યજમાનના અંગ ઉપર માર્જનની રીતે છાંટે છે; માટે અક્ષત નાંખવા કે કલશોદક છાંટવું તે કર્મકરાવનારની ઇચ્છા ઉપર છે. બાકી બન્ને પક્ષ તો સારા છે.

ॐ शांतिरस्तु । ॐ पुष्टिरस्तु । ॐ तुष्टिरस्तु । ॐ वृद्धिरस्तु । ॐ अविघ्नमस्तु । ॐ आयुष्यमस्तु । ॐ आरोग्यमस्तु । ॐ शिवंकर्मास्तु । ॐ कर्मसमृद्धिरस्तु । ॐ वेदसमृद्धिरस्तु । ॐ शास्त्रसमृद्धिरस्तु । ॐ धनधान्यसमृद्धिरस्तु ॐ पुत्रसमृद्धिरस्तु । ॐ इष्टसंपदस्तु ।

એ આશીવર્ચનોમાં હવે પછી બે વાક્યો બોલી ને યજમાન ઉપર અક્ષત નંખાતા હોય કે કલશોદક છંટાતું હોય તે તેના અંગ પર ન છાંટતાં ભૂમિપર કે એક બાજુ પર છાંટવું. કેમ કે તે અનિષ્ટ વાક્યો છે.

अरिष्टनिरसनमस्तु । यत्पापं रोगमशुभमकल्याणं तद्दूरेप्रतिहतमस्तु ।

હવે પછીનાં વાક્યોથી યજમાનના અંગપર અક્ષત નાખવા કે કલશોદક છાંટવું; કારણ કે હવેનાં વાક્યો યજમાનનું ઇષ્ટકર્તા છે.

ॐ यच्छ्रेयस्तदस्तु । ॐ उत्तरेकर्मणिनिर्विघ्नमस्तु । ॐ उत्तरोत्तरमहरहराभिवृद्धिरस्तु । ॐ उत्तरोत्तरा क्रियाःशुभाशोभनाः सपद्यन्ताम् । ॐ तिथिकरणमुहूर्तनक्षत्रग्रहलग्न संपदस्तु ।

તે પછી યજમાને પોતાની પાસે રહેલા આચમનીપવાલામાંથી આચમની વડે શુદ્ધજળ જમણા હાથમાં લઈ નીચેનાં વાક્યોના અંતમાં

જ્યાં **प्रीयताम् प्रीयेताम्** અને **प्रीयन्ताम्** એ ક્રિયાપદો આવે ત્યાં તે જમણા હાથમાં લીધેલું જળ બીજા એક તાંબાના પાત્રમાં મૂકી દેવું:–

**तिथिकरणमुहूर्तनक्षत्रग्रहलग्नाधिदेवताः प्रीयन्ताम् ॥ तिथिकरणेसमुहूर्तेसनक्षत्रेसग्रहेसाधिदेवतेप्रीयेताम् ॥ दुर्गापाश्चाल्यौप्रीयेताम् ॥ अग्निपुरोगा विश्वेदेवाः प्रीयन्ताम् ॥ इन्द्रपुरोगामरुद्गणाः प्रीयन्ताम् ॥ माहेश्वरीपुरोगाउमामातरः प्रीयन्ताम् ॥ वसिष्ठपुरोगासर्वे ऋषिगणाः प्रीयन्ताम् ॥ अरुंधती पुरोगा एकपत्न्यः प्रीयन्ताम् ॥ विष्णुपुरोगाः सर्वदेवाः प्रीयन्ताम् ॥ ब्रह्मपुरोगाः सर्वेवेदाः प्रीयन्ताम् ॥ ब्रह्मचब्राह्मणाश्च प्रीयन्ताम् ॥ श्रीसरस्वत्यौ प्रीयेताम् ॥ श्रद्धामेधे प्रीयेताम् ॥ भगवतीकात्यायनी प्रीयताम् ॥ भगवतीऋद्धिकरी प्रीयताम् ॥ भगवतीसिद्धिकरी प्रीयताम् ॥ भगवती पुष्टिकरी प्रीयताम् ॥ भगवती तुष्टिकरी प्रीयताम् ॥ भगवन्तौ विघ्नविनायकौ प्रीयेताम् ॥ सर्वाः कुलदेवताः प्रीयन्ताम् ॥ सर्वाः ग्रामदेवताः प्रीयन्ताम् ॥ सर्वा इष्टदेवताः प्रीयन्ताम् ॥ हताश्चब्रह्मविद्विषः* ॥ हताश्चपरिपंथिनः ॥ हताश्चविघ्नकर्तारः ॥ सर्वेशत्रवः परा-**

* **हताश्च ब्रह्म विद्विषः** એ વચનથી **शाम्यन्त्वीतयः** એ સાત વચનો બોલતાં સુધી પ્રત્યેક વાક્યે યજમાન પાસે તરભાણી માંથી આચમનીવડે પૂર્વદિશાભણી તરભાણીમાંથી બહાર જળ મૂકાવવું.

भवं यान्तु ॥ शाम्यंतु घोराणी ॥ शाम्यन्तु पापानि ॥ शाम्यन्त्वीतयः ॥

પછી બ્રાહ્મણોએ યજમાન ઉપર નીચેનાં આશીર્વચનો બોલી અક્ષત નાખવા કે દૂર્વા અને પુષ્પ વડે કલશોદક છાંટવું.

शुभानि वर्धताम् ॥ शिवा आपः सन्तु ॥ शिवा ऋतवः सन्तु ॥ शिवा औषधयः सन्तु ॥ शिवा नद्यः सन्तु ॥ शिवागिरयः सन्तु ॥ शिवा अतिथयः सन्तु ॥ शिवा अग्नयः सन्तु ॥ शिवा आहुतयः सन्तु ॥ अहोरात्रे शिवे स्याताम् ।

ॐ निकामे निकामे नः पर्जन्यो वर्षतु फलवत्यो नऽओषधयः पच्यन्तांयोगक्षेमो नः कल्पताम् ॥

પછી યજમાને આગળની પેઠે જમણા હાથમાં જળ લઈ નીચેના મંત્રો ભણતાં તે જુદા પાત્રમાં મૂકવું.

शुक्राङ्गारकबुधबृहस्पतिशनैश्चरराहुकेतुसोमसहिता आदित्यपुरोगाः सर्वे ग्रहाः प्रीयन्ताम् ॥ भगवान्नारायणः प्रीयताम् ॥ भगवान्स्वामी महासेनः प्रीयताम् ॥

પછી આચાર્યાદિ બ્રાહ્મણે કે કર્મકરાવનારે યજમાનને પૂછવું કે,-

पुण्याहकालान्वाचयिष्ये ।

તેના પ્રત્યુત્તરમાં યજમાને બોલવું કે,-

**वाच्यताम् ।**

તે પછી જો નીચે પ્રમાણે યજમાન બોલી શકે તો તેની પાસે બોલાવવું. નહિ તો યજમાનવતીનું પણ આચાર્યાદિ બ્રાહ્મણેજ બોલી જવું.

**ब्राह्म्यं पुण्यं महच्चच सृष्ट्युत्पादनकारकम् ।**
**वेदवृक्षोद्भवं नित्यं तत्पुण्याहं ब्रुवन्तुनः ॥**

**भो ब्राह्मणा मह्यं सकुटुम्बिने महाजनान्नमस्कुर्वाणाय आशीर्वचनमपेक्षमाणाय मया क्रियमाणस्य सग्रहमख* रजोदर्शनशांतिपूर्वकगर्भाधानाख्यस्य+ कर्मणः पुण्याहं भवन्तो ब्रुवन्तु ॥**

ઉપરના યજમાનવચનોત્તરમાં બ્રાહ્મણો એ બોલવું કે,

**पुण्याहं पुण्याहं पुण्याहम् ३ ॥**

ફક્ત બ્રાહ્મણોએ આ મંત્રો ભણીજવાનાજ છે:-

**ॐ पुनन्तु मा देवजनाः पुनन्तु मनसा धियः। पुनन्तु विश्वा भूतानि जातवेदः पुनीहिमा॥**

**पृथिव्यामुद्धृता यान्तु यत्कल्याणं पुराकृतम् ।**
**ऋषिभिः सिद्धगन्धर्वैस्तत्कल्याणं ब्रुवन्तु नः ॥**

**भो ब्राह्मणा मह्यं सकुटुम्बिने महाजनान्नमस्कुर्वाणाय आशीर्वचनमपेक्षमाणाय मया क्रियमाणस्य सग्रहमख* रजोदर्शन शांतिपूर्वक गर्भाधानाख्य+ कर्मणः कल्याणं भवन्तो ब्रुवन्तु ।**

બ્રાહ્મણોએ બોલવું કે,

**कल्याणं कल्याणं कल्याणम् ३ ॥**

આ આશીર્વાદનો મંત્ર બ્રાહ્મણોએ ભણવાનો:—

**ॐ यथे मां वाचं कल्याणीमावदानि जनेभ्यः ब्रह्मराजन्याभ्यां शूद्राय चार्याय च स्वाय चारणाय च ॥**

---

* આ સ્થળે રજોદર્શન શાંતિ પૂર્વક ગર્ભાધાદિ સંસ્કારનો પ્રયોગ લખાય છે માટે ફૂલ ચિહ્ન તથા ચોકડીના ચિહ્ન વચ્ચે ચાલુ પ્રયોગમાં બોલવાનું લખ્યું છે પણ બીજો કોઈ કર્મપ્રયોગ ચાલતો હોય તો ફૂલ ચિહ્ન આગળથી તે ચોકડી સુધીમાં તે કર્મ પ્રયોગને છટ્ઠી વિભકિતનો પ્રત્યય લગાવીને બોલવું. જેમકે નવચંડીમાં **सग्रहमख नवचण्ड्याख्यस्य कर्मणः । शतचंडिमां सग्रहमखशत चंड्याख्यस्य कर्मणः ।** વાસ્તુ શાંતિમાં **वास्तुशांत्याख्यस्य कर्मणः ।** વિષ્ણુ યાગમાં **विष्णुयागाख्यस्य कर्मणः ।** પ્રત્યેક કર્મમાં ગ્રહ મખનો આ પ્રમાણેજ કરવાનો હોય છે. ટુંકામાં ઉપરના **सग्रहमख** પછી **कर्मणः** ના પહેલાં પ્રયોગનું નામ* + પહેલાંની ટીપ પ્રમાણે આરંભેલા કર્મનું નામ દેવું.

सागरस्य यथावृद्धिर्महालक्ष्म्यादिभिः कृता ।
संपूर्णा सुप्रभावाच्च तांच ऋद्धिं ब्रुवन्तु नः ॥
भो ब्राह्मणाः मया क्रियमाणस्य सग्रहमखरजोदर्शन शांतिपूर्वक गर्भाधानाख्यस्य कर्मणः ऋद्धिं भवन्तो ब्रुवन्तु ॥

પ્રત્યુત્તરમાં બ્રાહ્મણો:—

ॐ ऋध्यतां ऋध्यतां ऋध्यताम् ॥

**ॐ सत्रस्य ऋद्धिरस्यगन्मज्योतिरमृता अभूम । दिव स्पृथिव्या अध्यारुहामाविदाम देवान्स्वर्ज्योतिः ॥**

स्वास्तिस्तु या विनाशाख्या पुण्यकल्याण वृद्धिदा ।
विनायकः प्रियानित्यं तां च स्वस्ति ब्रुवन्तु नः ॥
भो ब्राह्मणा मया क्रियमाणाय सग्रहमख* रजोदर्शन शांतिपूर्वक गर्भाधानाख्याय× कर्मणे स्वस्ति भवन्तो ब्रुवन्तु ॥

પ્રતિ વચનમાં બ્રાહ્મણોએ બોલવું કે;—

ॐ स्वास्तिः स्वास्तिः स्वास्तिः ॥

---

* આ ઠેકાણે ફૂલ અને ચોકડી વચ્ચે **संप्रदाने चतुर्थी**નો પ્રયોગ હોવાથી **कर्मणः** એ છઠ્ઠીના પ્રયોગને બદલે **कर्मणे** ચતુર્થીનો પ્રયોગ કરીને બોલવું.

બ્રાહ્મણે ભણવાનો મન્ત્રઃ—

**ॐ श्रीश्च ते लक्ष्मीश्च पत्न्यावहोरात्रे पार्श्वे नक्षत्राणि रूपमश्विनौ व्यात्तम् । इष्णन्निषाणामुं म इषाण सर्वलोकं म इषाण ॥**

**समुद्रमथनाज्जाता जदानंदकारका: ।**
**हरिप्रिया च माङ्गल्या तांश्रियश्च ब्रुवन्तु नः ॥**

**भो ब्राह्मणा मया क्रियमाणस्य सग्रहमख* रजोदर्शन शांतिपूर्वक गर्भाधानाख्यस्य× कर्मणः श्रीरस्त्विति भवन्तो ब्रुवन्तु ॥**

બ્રાહ્મણો એ બોલવું કે,—

**अस्तुश्रीः अस्तुश्रीः अस्तुश्रीः ३ ॥**

પછી નીચે પ્રમાણે બોલી યજમાને બ્રાહ્મણોની પ્રાર્થના કરવીઃ—

**अस्मिन्पुण्याहवाचने न्यूनातिरिक्तयोविधिः स उपविष्ट ब्राह्मणानां वचनात् श्रीमहागणपतिप्रसादाच्च सर्वः परिपुर्णोऽस्तु ॥**

---

* **सग्रहमख** પછી ને **कर्मणः** પહેલાં ફૂલ અને ચોકડીના ચિહ્ન વચ્ચે જે કર્મ કરવાનું હોય તેને પાછું આગળની રીતે છઠ્ઠી વિભક્તિના એક વચનનો પ્રત્યય જોડીને બોલવું.

બ્રાહ્મણો એ બોલવું કે

**अस्तुपरिपूर्णः ।**

પછી નીચે પ્રમાણે બોલી સ્વસ્તિપુણ્યાહવાચન પ્રયોગનો ઉત્તર સંકલ્પ મૂકવોઃ—

**अनेन पुण्याहवाचनाख्येन कर्मणा प्रजापतिः प्रीयताम् ॥**

**॥ इतिस्वास्तिपुण्याहवाचनम् ॥**

---

## ॥ अथ अमृताभिषेकः ॥

આ અમૃતાભિષેકના સમયે યજમાનપત્નીએ પોતાના પતિના ડાબા પડખે આસનપર બેસવું.

જેઓ અવિધુર હોય એટલે પરણ્યા પછી જેમની સ્ત્રી મરણ પામેલી ન હોય, સ્ત્રીનો અત્યંત વિયોગ થયેલો ન હોય, જેઓ વિકલ ચિત્તવાળા ન હોય, એવા ચાર અથવા વધારે બ્રાહ્મણોએ એક તાંબાના જૂદા પાત્રમાં પૂજેલા કલશમાંથી થોડું જળ લઇ તાંબુલ પાન દૂર્વા ( ધ્રો ), તથા આંબો કે આસોપાલવના પાંદડા વડે તે પાત્રમાંથી થોડું થોડું જળ લઈ નીચેના મંત્રો ભણી અમૃતાભિષેક કરવો ( થોડું થોડું પાણી છાંટવું ):—

**ॐ पयः पृथिव्यां पय ओषधीषु पयो दिव्यन्तरिक्षे पयो धाः । पयस्वतीः प्रदिशः सन्तु मह्यम्**

॥१॥पञ्च नद्यः सरस्वतीमपियन्ति सस्रोतसः। सरस्वती तु पञ्चधा सो देशेभवत्सरित् ॥२॥ वरुणस्योत्तम्भ नमसि वरुणस्य स्कम्भसर्जनीस्थः। वरुणस्य ऋतसदन्न्यसि वरुणस्य ऋतसदनमसि। वरुणस्य ऋतसदनमासीद ॥ ३ ॥ पुनन्तु मा देवजनाः पुनन्तु मनसा धियः। पुनन्तु विश्वा भूतानि जातवेदः पुनीहि मा ॥ ४ ॥ द्यौः शान्तिरन्तरिक्षं शान्तिः पृथिवी शान्तिरापः शान्तिरोषधयः शान्तिः। वनस्पतयः शान्तिर्विश्वे देवाः शान्तिर्ब्रह्म शान्तिः सर्वं शान्तिरेव शान्तिः सामा शान्तिरेधि ॥ ५ ॥ यतो यतः समीहसे ततो नो अभयं कुरु। शं नः कुरु प्रजाभ्योऽभयं नः पशुभ्यः ॥ ६ ॥

॥ ॐ शांतिः शांतिः शांतिः सुशान्तिर्भवतु ॥

અનુપવીતી યજમાન અહમખ્ય કરનાર હોય તો તેને નીચે પ્રમાણે પૌરાણમંત્રોથી અમૃતાભિષેક કરવો:—

सुरास्त्वामभिषिञ्चन्तु ब्रह्मविष्णुमहेश्वरान् ।
वासुदेवो जगन्नाथस्तथासङ्कर्षणो विभुः ॥ १ ॥
प्रद्युम्नश्चानिरुद्धश्च भवन्तु विजयायते ।
अखण्डलोग्निर्भगवान्यमो वै निर्ऋतिस्तथा ॥ २ ॥
वरुणः पवनश्चैव धनाध्यक्षस्तथा शिवः ।
ब्रह्मणासहिताः सर्वे दिक्पालाः पान्तु ते सदाः ॥ ३ ॥
कीर्तिर्लक्ष्मीर्धृतिर्मेधापुष्टिः श्रद्धा क्रियामतिः ।
बुद्धिर्लज्जावपुः शांतिः कान्तिस्तुष्टि श्च मातरः ॥४॥
एतास्त्वामभिषिञ्चन्तु देवपत्न्यः समागताः ।
आदित्यश्चन्द्रमाभौमबुधजीवसीतार्कजाः ॥ ५ ॥
ग्रहास्त्वामभिषिञ्चन्तुराहुकेतुश्चतर्पिताः
देवदानवगन्धर्वा यक्षराक्षसपन्नगाः ॥ ६ ॥
ऋषयो मुनयो गावो देवमातरएवच ।
देवपत्न्यो द्रुमानागादैत्याश्चाप्सरसाङ्गणाः ॥ ७ ॥
अस्त्राणि सर्वशस्त्राणि राजानो वाहनानिच ।
औषधानि च रत्नानि कालस्यावयवाश्चये ॥ ८ ॥
सरितः सागराः शैलास्तीर्थानिजलदा नदाः ।

**एते त्वामभिषिञ्चन्तु सर्वकामार्थसिद्धये ॥ ९ ॥**
**अमृताभिषेकोस्तु ॥ ॐ शांतिः शांतिः शान्तिः ॥**
**सुशान्तिर्भवतु ॥**

તે પછી નીચે પ્રમાણે સંકલ્પ મૂકી, અમૃતાભિષેક કરનારા બ્રાહ્મણોને યથાશક્તિ દક્ષિણા આપવી. તથા યજમાજ પત્નીએ, પોતાના સ્વામીના જમણે પડખે પ્રથમના આસન પર ઉઠીને બેસવું.

**अभिषेककर्तृभ्यो ब्राह्मणेभ्यो यथोत्साहदक्षिणां दास्ये तेन श्रीकर्माङ्गदेवताः प्रीयन्ताम् ॥**

**॥ इत्यमृताभिषेकः ॥**

## ॥ अथमण्डपमातृकापूजनम् ॥

આ પ્રયોગમાં યજમાન સ્ત્રી-પુરુષે અનુક્રમે અગ્નિ, નૈઋત્ય, વાયવ્ય, ઇશાન અને મધ્ય, એ પાંચ દિશાઓના મંડપના સ્તંભોમાં ક્રમે નંદિની, નલિની, મૈત્રા, ઉમા અને પશુવર્ધિની, એ પાંચ, માતૃકાઓનું નીચે બતાવેલી રીતે પૂજન કરવું. કદાપિ કોઈ ઠેકાણે મંડપનો અભાવ હોય તો ઉપર બતાવેલી દિશાઓમાં ચોખાની નાની ઢગલીઓ કરાવી, તે ઉપર તે પાંચે માતૃકાઓનાં નામ ભણી, તે મંડપના સ્તંભોની અધિષ્ટાત્રી દેવીઓનું ધ્યાન કરી, બતાવેલી રીતે પૂજન કરવું; કે જેથી આરંભેલા ગ્રહમખનું કોઈ પણ કામ કે અંગ અપૂર્ણ ન રહેતાં દોષાપત્તિમાં આવવાનું કારણ રહે નહિ. પ્રથમ નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

**मयाचारब्धकर्मसांगतासिद्ध्यर्थं मंण्डपमातॄणां पूजनं करिष्ये ॥**

એ પ્રમાણે બોલી જળ મૂકવું.

પ્રથમ યજમાન સ્ત્રી–પુરુષે પોતાના બન્ને હાથમાં અક્ષત રાખી, નીચે બતાવેલો મંત્ર ભણી, અગ્નિકોણના સ્તંભ ( સ્થંભ અથવા થાંભલા )માં નંદિની નામની માતૃકાનું અક્ષતાર્પણ કરી આવાહનકરવું:—

**अग्निकोणे मण्डपस्तंभे ॐ भूर्भुवः स्वः नंदिन्यै नमः नंदिनीमावाहयामि ॥ १ ॥**

એ પ્રમાણે ભણી, અગ્નિકોણના સ્તંભમાં નંદિનીનું આવાહન કરી નમસ્કાર કરવો; પછી નૈઋત્ય કોણના મંડપપર અક્ષત નાંખી તેમાં નલિની માતૃકાનું નીચેના મંત્રથી ઉક્ત રીતે આવાહન કરી નમસ્કાર કરવો:—

**नैऋत्यकोणे मण्डपस्तंभे ॐ भूर्भुवः स्वः नलिन्यै नमः नलिनीमावाहयामि ॥ २ ॥**

પછી મંડપના વાયવ્ય કોણના મંડપસ્તંભ પર નીચે પ્રમાણે બોલી અક્ષત નાખી, મૈત્રા નામે માતૃકાનું આવાહન કરી નમસ્કાર કરવો:—

**वायव्यकोणे मण्डपस्तंभे ॐ भूर्भुवः स्वः मैत्रायै नमः मैत्रामावाहयामि ॥ ३ ॥**

એજ પ્રમાણે ઇશાન કોણના મંડપ સ્તંભમાં નીચે પ્રમાણે ભણી, ઉમા નામે માતૃકાનું આવાહન કરી નમસ્કાર કરવો:—

**इशानकोणे मण्डपस्तंभे ॐ भूर्भुवः स्वः उमायै नमः उमामावाहयामि ।। ४ ॥**

પૂર્વોક્ત રીતે નીચે પ્રમાણે ભણી મંડપના મધ્યસ્તંભ ઉપર અક્ષત અર્પણ કરી પશુવર્દ્ધિની માતૃકાનું આવાહન કરી નમસ્કાર કરવો:-

**मण्डपमध्यस्तंभे । ॐ भूर्भुवः स्वः पशुवर्द्धिन्यै नमः पशुवर्द्धिनीमावाहयामि ॥ ५ ॥**

તે પછી નીચેના મંત્રો ભણી, બધા સ્તંભો પર ફરતા અક્ષત વેરી તે સ્તંભાવાહિત માતૃકાઓની પ્રતિષ્ઠા કરવી:—

**ॐ मनो जूतिर्जुषतामाज्यस्य बृहस्पतिर्यज्ञमिमं तनोतु । अरिष्टं यज्ञं समिमं दधातु विश्वे देवास इह मादयन्तामोऽम्प्रतिष्ठ ॥ १ ॥**

**प्रतिष्ठा सर्वदेवानां मित्रावरुणनिर्मिता ।**
**प्रतिष्ठां वः करोम्यत्र मण्डले दैवतैःसह ॥ १ ॥**

**ॐ नंदिन्यादिमण्डपमातरः सुप्रतिष्ठिता वरदाभवत ॥**

એ પ્રમાણે મંડપમાતૃકાઓની પ્રતિષ્ઠા કરી નીચે બતાવેલો મંત્ર ભણી ભણીને સર્વોપચાર પૂજન કરવું:—

**ॐ भूर्भुवः स्वः नंदिन्यादिमण्डपमातृभ्यो नमः ॥ आवाहयामि ॥**

એ મંત્ર બોલી આવાહન કરવું પછી એજ મંત્રના અંતે **सम्** ઉપસર્ગ પૂર્વક **अर्पयामि** ક્રિયાપદ જોડેલા પૂર્વોક્ત સપ્રણવવ્યાહૃતિ પૂર્વક નામ મંત્રથી તેમનું સર્વોપચાર પૂજન કરવું:—

**आसनम् समर्पयामि ॥ पाद्यं० ॥ अर्घ्यं० ॥ आचमनीयं० ॥ स्नानं० ॥ आचमनं० ॥ वस्त्रं० ॥ अलंकारार्थमक्षतान्० ॥ गंधं० ॥ अक्षतान्० ॥ पुष्पाणि० ॥ सौभाग्यद्रव्यं० ॥**

( અબીલ, ગુલાલ, હળદર, કંકુ અને સિંદુર આદિ )

**धूपं० ॥ दीपं० ॥ नैवेद्यं० ॥ मुखवासार्थे फलताम्बूलं० ॥ ॥ दक्षिणां० ॥ प्रदक्षिणाम् समर्पयामि ॥**

પછી નીચેના મંત્રોથી પ્રાર્થના કરવી:—

**नंदिनीनालिनीमैत्राउमाचपशुवार्द्धिनी ।**
**आग्नेयादिक्रमेणैव शाखास्तंभे प्रतिष्ठिता ॥ १ ॥**
**शरणागतदीनार्त परित्राणपरायणे ।**
**सर्वस्यार्तिहरे देवि नारायणीनमोस्तुते ॥ २ ॥**

તે પછી નીચેનો મંત્ર ભણી, ખોબામાં ફૂલ રાખી, મંત્ર પુષ્પાંજલિ અર્પણ કરવો:—

**ॐ भूर्भुवः स्वः नंदिन्यादि मण्डपमातृभ्योनमः मंत्रपुष्पांजलिं समर्पयामि ॥**

એ પ્રમાણે મંત્રપુષ્પાંજળિ અર્પણ કરી નમસ્કાર કરવો. પછી

નીચેપ્રમાણે ઉત્તરસંકલ્પ મૂકી પૂજન પૂર્ણ કરવું:-

**अनया पूजया नंदिन्यादिमण्डपमातरः प्रीयन्ताम् ॥**

**॥ इतिमण्डपमातृकापूजनम् ॥**

## ॥ अथगौर्यादिमातृकापूजनम् ॥

સ્થળનો સંકોચ ના હોય તો મણ્ડપના અગ્નિકોણમાં ચોવિશ આંગળ સમચોરસ લાંબો-પહોળો ને ભૂમિથી બાર આંગળ ઉંચો એક કાચી ઈંટો કે માટીનો પીઠ ( ઓટલો ) બનાવી તેને ખડીથી ધોળી તે ઉપર રેશમી કે સુતરાઉ લાલ રંગનું વસ્ત્ર પાથરી તે ઉપર ઘઉં, ડાંગેર કે ચોખાની સોળ પુંજિકાઓ ( ઢગલીઓ ) કરી, તે ઉપર સોપારીઓ મૂકવી. કદાચ કોઇ સ્થળે જગ્યોના સંકોચને લઈ પીઠ ન થઇ શક્યો હોય તો બાજોઠ કે પાટલા ઉપર પણ રક્તવસ્ત્ર પાથરીને પૂર્વોક્ત સોળ ઢગલીઓ કરી, તે પર સોળ સોપારીઓ મૂકી તેમાં સોળે માતૃકાઓનું નીચે પ્રમાણે આવાહન કરી, પૂજન કરવું:—

પ્રથમ કંકુવાળા કે ચંદનવાળા અક્ષત એક પાત્રમાં ભરી રાખવા પછી તેમાંથી થોડા થોડા લઇ નીચેના નામમંત્રો ભણતાં તે ક્રમે સર્વે સોપારીઓ પર નાંખી, ગૌર્યાદિમાતૃકાઓનું આવાહન તથા સ્થાપન કરી તેમનું સોળે ઉપચારોથી પૂજન કરવું:—

પ્રથમ નીચેનો મંત્ર ભણી, તે માતૃકાઓના મધ્યમાં પ્રથમ પૂજન કરેલા ગણપતિમહારાજને પધરાવવા:—

ॐ भूर्भुवःस्वः गणेशायनमः गणेशमावाहयामि स्थापयामि १

ॐ भूर्भुवः स्वः गौर्यैनमः गौरीमावाहयामि स्थापयामि २

ॐ भूर्भुवः स्वः पद्मायै नमः पद्मामावाहयामि स्थापयामि ३

ॐ भूर्भुवः स्वः शच्यै नमः शचीमावाहयामि स्थापयामि ४

ॐ भूर्भुवः स्वःमेधायै नमः मेधामावाहयामि स्थापयामि ५

ॐ भूर्भुवः स्वः सावित्र्यै नमः सावित्रीमावाहयामि स्थापयामि ॥ ६ ॥

ॐ भूर्भुवः स्वः विजयायै नमः विजयामावाहयामि स्थापयामि ॥ ७ ॥

ॐ भूर्भुवः स्वः जयायै नमः जयामावाहयामि स्थापयामि ८

ॐ भूर्भुवः स्वः देवसेनायै नमः देवसेनामावाहयामि स्थापयामि ॥ ९ ॥

ॐ भूर्भुवः स्वः स्वधायै नमः स्वधामावाहयामि स्थापयामि ॥ १० ॥

ॐ भूर्भुवः स्वः स्वाहायै नमः स्वाहामावाहयामि स्थापयामि ॥ ११ ॥

ॐ भूर्भुवः स्वः मातृभ्यो नमः मातृरावाहयामि स्थापयामि ॥ १२ ॥

ॐ भूर्भुवः स्वः लोकमातृभ्यो नमः लोकमातॄरावाहयामि स्थापयामि ॥ १३ ॥

ॐ भूर्भुवः स्वः धृत्यै नमः धृतिमावाहयामि स्थापयामि १४

ॐ भूर्भुवः स्वः पुष्ट्यै नम पुष्टिमावाहयामि स्थापयामि १५

ॐ भूर्भुवः स्वः तुष्ट्यै नमः तुष्टिमावाहयामि स्थापयामि १६

એ પ્રમાણે એ શોડષ ગૌર્યાદિ માતૃકાઓનું આવાહન અને સ્થાપન કર્યા પછી જો વિવાહ કે યજ્ઞોપવીતનો પ્રસંગ હોય તો જ્યાં ગણુપતિનું સ્થાપન કર્યું હોય તે ભીંતે, નહિ તો બીજા કોઇ સ્થળે, ને યજ્ઞયાગાદિમાં તો કેટલાક તે વસોર્દ્ધારાના આવાહન—સ્થાપન માટે મધ્યસ્થાપનના દક્ષિણે અને શોડષ માતૃકાના સ્થાપનથી ઉત્તરમાં એક હાથ લાંબો ઉભો પથ્થર રોપાવે છે ને તેને નીચેના મંત્રો ભણી કંકુના સાત ચાંલ્લા કરી સપ્તઘૃત માતૃકાઓનું સ્થાપન કરે છે, તે ઘૃતમાતૃકાઓ અથવા વસોર્દ્ધારા કહેવાય છે. તે ભીંતે અથવા પથ્થરપર ચાંલ્લા કરવા હોય તો તેમના સપ્રણુવવ્યાહૃતિયુક્ત આ પ્રમાણે મંત્રો ભણી ચાંલ્લા કરવાઃ—

ॐ भूर्भुवः स्वः श्रियै नमः श्रीमावाहयामि स्थापयामि १

ॐ भूर्भुवः स्वः लक्ष्म्यै नमः लक्ष्मीमावाहयामिं स्थापयामि २

ॐ भूर्भुवः स्वः धृत्यैनमः धृतिमावाहयामि स्थापयामि ३

ॐ भूर्भुवः स्वः मेधायै नमः मेधामावाहयामि स्थापयामि ४

ॐ भूर्भुवः स्वः स्वाहायै नमः स्वाहामावाहयामि स्थापयामि ५

ॐ भूर्भुवः स्वः प्रज्ञायै नमः प्रज्ञामावाहयामि स्थापयामि६
ॐ भूर्भुवः स्वः सरस्वत्यै नमः सरस्वतीमावाहयामि स्थापयामि ॥ ७ ॥

એ પ્રમાણે સાતે મંત્રો પૃથક્ પૃથક્ બોલી ભીંતે સાત કંકુના ચાંલ્લા કરવા. પછી ઊનું ઘી કરાવી, રૂવડે તે સાતે કંકુના ચાંલ્લાપર ઘીમાં બોળેલું રૂનું પુમડું દબાવી, સાત નીંગાળા ઉતારવા. પછી તે સાત ધારાઓમાંની ત્રણ ત્રણ ધારાઓ બાદ કરી ચોથી એટલે મધ્યની ધારા ઉપર કંકુના ચાંલ્લા ઉપર થોડોક ગોળ ચોટાડી, તે ઉપર રૂપીઓ અર્ધો કે પાવલી આદી કાંઇક રૈપ્યમુદ્રા ચોટાડી, પછી નીચે પ્રમાણે પૂજા કરવી; એમ પદ્ધતિકાર લખે છે. રૂપામહોર ગોળથી ચોટાડી શકાય છે.

તે રૈપ્યમુદ્રા ચોટાડતાં નીચેનો મંત્ર ભણવો:—

यं यं चिन्तयते कामं तं तं प्राप्नोति निश्चितम् ।
परमैश्वर्यमतुलं प्राप्नोति विपुलं पुमान् ॥

તે પછી તેમનું આ પ્રમાણે બન્ને દંપતી એ ( સ્ત્રીપુરુષે ) પૂજન કરવું:—

બન્ને જણાં એ હાથમાં અક્ષત રાખી મંત્ર ભણવો:—

गौरीपद्माशचीमेधा सावित्रीविजया जया ।
देवसेनास्वधास्वाहा मातरोलोकमातरः ॥
धृतिः पुष्टिस्तथा तुष्टिरात्मनः कुलदेवता ।

श्रीलक्ष्मीच धृतिर्मेधा स्वाहा प्रज्ञासरस्वती ॥
माङ्गल्येषु प्रपूज्यन्ते सप्तैता घृतमातरः ॥

હાથમાં રાખેલા અક્ષત યજમાન દંપતિએ તે આવાહિત ગૌર્યાદિ શોડષ માતૃકાઓને તથા શ્રીઆદિ સપ્ત ઘૃતમાતૃકાઓને ( ઘીના નીગાળા ઉતાર્યા છે તે ) તેમને અર્પણ કરી, તેમની નીચેના મંત્રો ભણી, પ્રતિષ્ઠા કરવી. હાથમાં અક્ષત ફૂલ રાખી નીચેના મંત્રો ભણી, ધ્યાન કરી તે અક્ષત ગણપતિ–ગૌર્યાદિમાતૃકાઓ પર પ્રાર્થકરીને અર્પણ કરવા:–

ॐ मनो जूतिर्जुषतामाज्यस्य बृहस्पतिर्यज्ञमिमं तनोतु । अरिष्टं यज्ञं समिमं दधातु विश्वे देवास इह मादयन्तामोऽम्प्रतिष्ठ ॥ १ ॥

प्रतिष्ठा सर्वदेवानां मित्रावरुणनिर्मिता ।
प्रतिष्ठां वः करोम्यत्र मण्डले दैवतैः सह ॥ १ ॥

ॐ भूर्भुवः स्वः सगणेशगौर्याद्यावाहितमातरः सुप्रतिष्ठिता वरदा भवत ॥

પછી નીચે બતાવેલો સપ્રણવ વ્યાહૃતિપૂર્વક મંત્ર બોલી, બતાવેલા સર્વે ઉપચારો અર્પણ કરી માતૃકાપૂજન પૂર્ણ કરી, આગળ બતાવેલી રીતે ઉત્તર સંકલ્પ મૂકવો:—

ॐ भूर्भुवः स्वः सगणेशगौर्याद्यावाहितमातृभ्यो नमः

ध्यायामि ॥ आसनार्थमक्षतान्समर्पयामिः ॥ पाद्यो पाद्यं चरणप्रक्षालनार्थे जलं समर्पयामि ॥ हस्तयोरर्घ्यं (अर्घ्योदकं) समर्पयामि ॥ आचमनं समर्पयामि ॥ स्नानं समर्पयामि ॥ वस्त्राणि समर्पयामि ॥ गन्धं समर्पयामि ॥ अक्षतान्ससमर्पयामि ॥ सौभाग्यद्रव्य* समर्पयामि ॥ धूपं समर्पयामि ॥ दीपं समर्पयामि ॥ नैवेद्यं समर्पयामि ॥ फलताम्बूलं समर्पयामि ॥ दक्षिणांसमर्पयामि ॥ निराजनदीपं समर्पयामि ॥ प्रदक्षिणां समर्पयामि ॥ मंत्रपुष्पांजलिं समर्पयामि ॥

ॐ भूर्भुवः स्वः सगणेशगौर्याद्यावाहितमातृभ्यो नमः प्रार्थनापूर्वक नमस्कारान्समर्पयामि ॥

પછી પૂજન સમાપ્તિનો નીચે પ્રમાણે ઉત્તર સંકલ્પ મૂકવો:—

अनया पूजया सगणेशगौर्याद्यावाहितमातरः प्रीयन्ताम् ॥

॥ इति मातृकापूजनम् ॥

## ॥ अथ वैश्वदेवसंकल्पः ॥

સૂત્રકાર આવા શુભ પ્રસંગમાં પણ વૈશ્વદેવની ક્રિયા લુપ્ત ન થવા

* સ્ત્રીયોને ઉપયોગમાં આવતાં દ્રવ્યો.

માટે તે સાંકલ્પિક કરવા આજ્ઞા કરે છે; માટે તે કરવા નીચે બતાવ્યા પ્રમાણે પ્રથમ સંકલ્પ કરવોઃ—

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुक मासे ॥ ० पक्षे ॥ ०तिथौ ॥ ० वासरे ॥ अस्मिन्कर्मणि विहितवैश्वदेवाकरणजनितप्रत्यवाय परिहारार्थं तत्करणजानितफल प्राप्त्यर्थञ्च इदं तण्डुलपात्रं सदक्षिणाकं शास्त्रोक्तफलप्राप्त्यर्थं कस्मैचित्ब्राह्मणाय।हंदास्ये।**

**तेन करिष्यमाण कर्माणि अधिकारसिद्धिरस्तु ।**

ઉપર પ્રમાણે સંકલ્પ કરી, કોઇ દીન અથવા દુર્બલ બ્રાહ્મણને, ગંધાક્ષત કરી, એક તાંબાના નવા પાત્રમાં એક માણસનું પોષણ થાય તેટલા ચોખા ભરી, તેમાં યથાશક્તિ દક્ષિણા માટે રૌપ્યમુદ્રા ( રૂપામહોર ) મૂકી, આપી દેવું; તે વૈશ્વદેવ થયો ગણાય છે. એમ પદ્ધતિકારે કહ્યું છે.

**॥ इति वैश्वदेवसंकल्पः ॥**

---

# ॥ अथनान्दीश्राद्धम् ॥

આ શ્રાદ્ધને નાન્દીશ્રાદ્ધ, વૃદ્ધિશ્રાદ્ધ અને આભ્યુદયિકશ્રાદ્ધ× એ ત્રણ નામથી કહેવાય છે.

---

**× पुत्रजन्मविवाहादिरूपोऽभ्युदयस्तस्मिन्सति क्रियमाणं श्राद्धं तदाभ्युदयिकशब्देनोच्यते ॥**

**कर्तव्यं चाभ्युदयिकं श्राद्धमभ्युदयार्थिना ।**
**सव्येन चोपवीतेन ऋजुदर्भैश्च धीमता ।**
**पितॄणां रूपमास्थाय देवा अन्नं समश्नुते ॥**
**तस्मात्सव्येन दातव्यं वृद्धिश्राद्धे तु नित्यशः ॥**

ભાવાર્થઃ—અભ્યુદયની ઇચ્છાવાળા બુદ્ધિમાન્ યજમાને સવ્યાંગે ( ડાબે ખભે ) જનોઇ રાખીને ને દર્ભ સીદ્ધા રાખીને આ આભ્યુદયિક શ્રાદ્ધ કરવું. એમાં પિતૃદેવોના સ્વરૂપમાં રહિને શ્રાદ્ધાન્નનું ભોજન દેવો કરનારા હોવાથી, આ કુલવૃદ્ધિકારક વૃદ્ધિશ્રાદ્ધ, સવ્યથી ( ડાબે ખભે જનોઈ રાખીને )જ કરવું.

કોઇપિણ વિવાહાદિ માંગલ્યકારક કર્મારંભ અથવા ધાર્મિકકાર્યારંભ કરવાના હોય, તેમાં કુટુંબમાં કોઇને ઘેર મૃતાશૌચ કે વૃદ્ધ્યાશૌચ પડવાનો સંભવ હોય અને પોતાના ધારેલા કામમાં આશૌચરૂપ વિઘ્ન પડવાનો સંભવ જણાય, તો સુજ્ઞ ગૃહસ્થે સત્વર આ નાંદી શ્રાદ્ધ કરી લેવું, જેથી નાંદીશ્રાદ્ધ કરનારને આશૌચનો પ્રત્યવાય લાગતો નથી. યજ્ઞોપવીત, કે વિવાહનું મુહૂર્ત આવવાનું હોય ને આશૌચ લાગવાનો સંભવ જણાય તો તેણે સત્વરથી આશૌચ લાગ્યા પહેલાંજ નાંદી શ્રાદ્ધ કરી લેવું.

જ્યારે નાંદીશ્રાદ્ધનો પ્રયોગ ચાલે ત્યારે યજમાન પત્નીએ પોતાના

---

ભાવાર્થઃ—પુત્રજન્મ અથવા પુત્ર–પુત્રિના વિવાહરૂપ અભ્યુદ કર્મમાં આ શ્રાદ્ધ કરાતું હોવાથી તેને આભ્યુદયિક શ્રાદ્ધ એ નામથી કહેવાય છે.

સ્વામી સાથે નહિ બેસતાં, પોતાના આસનપરથી ઉઠી જવું.

પછી યજમાને આચમન–પ્રાણાયામ કરી, પોતાના સામું એક તાંબાનું પાત્ર ( તરભાણું ) મૂકવું. અને તેમાં આ પહેલું, બીજું અને ત્રીજું, એવો ક્રમ સ્મરણમાં રાખી ત્રણ સોપારી મૂકવાં. પહેલા સોપારીમાં વિશ્વેદેવની, બીજામાં પોતાના પિતાની, પિતા જીવતા હોય તો પિતામહની ( બાપનાબાપની ), અને કદાપિ પિતામહ ( બાપનો બાપ ) જીવતા હોય તો પ્રપિતામહની ( તેમના બાપની ), ભાવના કરવી. ને પછી ત્રીજા સોપારીમાં પોતાના મોસાળપક્ષના પૂર્વજોની જેમકે માનો બાપ માતામહ , માના બાપનો બાપ પ્રમાતામહ અને તેમનો બાપ વૃદ્ધ પ્રમાતામહ એ ત્રણની ભાવના સપત્નીક કરવી. જેનો બાપ જીવતા હોય તેણે બાપનાબાપની પહેલી ભાવના કરી, તે પછીના બે ક્રમે સંભારવા. માનો બાપ જીવતા હોય તો જીવતાના બાપથી ત્રણ સંભારવા.

પહેલા સોપારીમાં વિશ્વેદેવની, બીજામાં પિતા, પિતામહ ને પ્રપિતામહની, ને ત્રીજા સોપારીમાં માતામહ, પ્રમાતામહને વૃદ્ધ પ્રમાતામહની ભાવના કરી છે, તે પ્રત્યેક સમયે સ્મરણમાં રાખવું. પછી પ્રયોગારંભ કરવો.

## ॥ नान्दीश्राद्धप्रयोगः ॥

યજમાને સ્વસ્થ અને શાંત થઈ, આચમન પ્રાણાયામ. કરી પ્રથમ નીચે પ્રમાણે ભણી, વિશ્વેદેવને પાદ્ય અર્પણ કરવું:—

**नान्दीमुखाः सत्यवसुसंज्ञका विश्वेदेवाः ॐ भूर्भुवः स्वः**

**इदं वः पाद्यं पादावनेजनं पादप्रक्षालनं वृद्धिः ॥**

તે પછી નીચે પ્રમાણે બોલી પોતાના ગોત્રના સપત્નીક પિતા, પિતામહ ને પ્રપિતામહ ને પાદ્ય ( જળ ) અર્પણ કરવું:—

**गोत्राः पितृपितामह प्रपितामहाः सपत्नीकाः नांदीमुखाः । ॐ भूर्भुवः स्वः इदंवःपाद्यं पादावनेजनं पादप्रक्षालनं वृद्धिः॥**

તે પછી નીચે પ્રમાણે બોલી દ્વિતીય ગોત્ર( બીજા ગોત્રના )ના એટલે મોસાળના ગોત્રના સપત્નીક માતામહ, પ્રમાતામહ અને વૃદ્ધ પ્રમાતામહને પાદ્ય અર્પણ કરવું:—

**द्वितीयगोत्रा मातामह प्रमातामह वृद्धप्रमातामहाः सपत्नीकाः नान्दीमुखाः ॐ भूर्भुवः स्वः इदं वः पाद्यं पादावनेजनं पादप्रक्षालनं वृद्धिः ॥**

એ પ્રમાણે વિશ્વેદેવને, સપત્નીક પીતા, પિતામહ, પ્રપિતામહ અથવા વૃદ્ધપ્રપિતામહને તથા માતામહ, પ્રમાતામહ, અને વૃદ્ધ પ્રમાતા મહને પાદ્ય અર્પણ કરીને નીચે પ્રમાણે બોલી, નાંદી શ્રાદ્ધ કરવાનો સંકલ્પ કરવો:—

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुक+मासे अमुकपक्षे अमुक**

---

+ **अमुक** ને બદલે જે માસ, પક્ષ, તિથિ કે વાર, હોય તે બોલવું

तिथौ अमुकवासरे क्रियमाण* [ सग्रहमखरजोदर्शनशांति-पूर्वकगर्भाधाख्य ] कर्माङ्गत्वेन सांकल्पिकाविधिना नान्दीश्राद्धं करिष्ये ॥

એ પ્રમાણે નાંદીશ્રાદ્ધનો સંકલ્પ કરી, ક્રમે તે વિશ્વેદેવાદિને દર્ભ અથવા પુષ્પનાં આસન અર્પણ કરવાં. પ્રથમ નીચે પ્રમાણે બોલી વિશ્વેદેવને આસન અર્પવું:—

सत्यवसुसंज्ञकाः विश्वेदेवाः नांदीमुखाः ॐ भूर्भुवः स्वः इदं व आसनं सुखासनं नांदीश्राद्धे क्षणौ क्रियेताम् ॥ तथेति विप्रौ ॥

તે પછી નીચે પ્રમાણે બોલી, પોતાના પિતા, પીતાનો પિતા, અને તેમના પિતાના, ઉદ્દેશે આસન અર્પવું.

गोत्राः पितृपितामहप्रपितामहाः सपत्नीकाः नान्दीमुखाः ॥ ॐ भूर्भुवः स्वः इदं व आसनं ॥ सुखासनम् ॥

તે પછી બીજા ગોત્રના એટલે મોસાળ પક્ષના પિતૃ દેવોના ઉદ્દેશે નીચે પ્રમાણે બોલી આસન અર્પવું:–

द्वितीयगोत्राः मातामहप्रमातामहवृद्धप्रमातामहाः सपत्नी-

---

* **क्रियमाण** એ શબ્દનો ઉચ્ચાર કર્યા પછી જે પ્રયોગારંભ કર્યો હોય તેનું નામ દેવું પણ અહિં તો જે પ્રયોગ લખાય છે તેનો સંકલ્પ કૌંસમાં મૂકયો છે ફેરફાર કરીને બોલવું એ કર્મ કરાવનારનું કામ છે.

**काः नांदीमुखाः ॥ ॐ भूर्भुवः स्वः इदंव आसनं सुखासनम् ॥**

તદનંતર તે વિશ્વેદેવા દિનું ક્રમે ગંધાદિવડે અર્ચન ( પૂજન ) કરવું. તેમાં પ્રથમ નીચે પ્રમાણે બોલી તે પહેલા સોપારીમાં જે વિશ્વેદેવની ભાવના કરેલી છે તેમને સર્વોપચારાર્થે ગંધ-પુષ્પ અર્પણ કરવાં:-

**सत्यवसुसंज्ञकाः विश्वेदेवाः नांदीमुखाः इदं वो गंधाद्यर्चनं स्वाहा संपद्यतां वृद्धिः ॥**

પછી બીજા સોપારીમાં જે પોતાના પિતૃપક્ષના પૂર્વજોની ભાવના કરેલી છે તેમનું નીચે પ્રમાણે બોલી ચંદન છાંટી, ફૂલ અર્પણ કરી, પૂજન કરવું:—

**गोत्राः पितृपितामहवृद्धप्रपितामहाः सपत्नीकानान्दी मुखाः इदं वो गंधाद्यर्चनं स्वाहा संपद्यतां वृद्धिः ॥**

પછી બીજા ગોત્રના પોતાના મોસાળ પક્ષના પૂર્વજોની જે ત્રીજા ( છેલ્લા ) સોપારીમાં ભાવના કરી છે, તેમનું ચંદનના છાંટા નાંખી પુષ્પ અર્પણ કરી નીચે પ્રમાણે ભણી પૂજન કરવું:-

**द्वितीयगोत्राः मातामहप्रमातामह वृद्धप्रमातामहाः सपत्नीकाः नांदीमुखाः इदं वो गंधाद्यर्चनं स्वाहा संपद्यतां वृद्धिः ॥**

તે પછી તે પૂજિત વિશ્વેદેવાદિને ભોજનના નિષ્ક્રય માટે અપક્વ અન્ન અથવા યથાશક્તિ દક્ષિણા અર્પણ કરવી જોઇએ. તેમાં પ્રથમ નીચે પ્રમાણે બોલી ભોજનના નિષ્ક્રય અર્થે આમાન્ન ( કાચું સીધું ), અથવા કાંઇક દક્ષિણા કે સુવર્ણ, વિશ્વેદેવને અર્પણ કરવાં:-

सत्यवसुसंज्ञकाः विश्वेदेवाः नान्दीमुखाः युग्मब्राह्मण-भोजनपर्याप्तमन्नं वा तन्निष्क्रयीभूतं किंचिद्धिरण्यं दत्तं अमृत-रूपेण वः स्वाहासंपद्यतां वृद्धिः ॥

તે પછી નીચે પ્રમાણે બોલી પોતાના પિતા, પિતામહાદિના ઉદ્દેશે ભોજનનિષ્ક્રય માટે આમાન્ન, દક્ષિણા કે સુવર્ણ, પોતાના પિતૃ દેવોના ઉદ્દેશે અર્પણ કરવું:-

गोत्राः पितृपितामहप्रपितामहाः सपत्नीकाः नान्दीमुखाः युग्मब्राह्मणभोजनपर्याप्तमन्नं वा तन्निष्क्रयीभूतं किंचिद्धिरण्यं दत्तं अमृतरूपेण वः स्वधा संपद्यतां वृद्धिः ॥

એજ પ્રમાણે પોતાના મોસાળ પક્ષના પૂર્વજોને સારૂં ભોજન-નિષ્ક્રયને બદલે આમાન્ન ( બે બ્રાહ્મણ ને તૃપ્તિ થાય એટલું સીધું ) અથવા દક્ષિણા કે સુવર્ણ અર્પણ કરવું:—

द्वितीयगोत्राः मातामहप्रमातामहवृद्धप्रमातामहाः सपत्नीकाः नांदीमुखाः युग्मब्राह्मणभोजनपर्याप्तमन्नं वा तन्निष्क्रयीभूतं किंचिद्धिरण्यं दत्तं अमृतरूपेण वः स्वधा संपद्यतां वृद्धिः ॥

તે પછી વિશ્વેદેવને, પોતાના પિતૃદેવોને, અને મોસાળપક્ષના પૂર્વજોને, દૂધ અને જવ મિશ્ર કરેલું સક્ષીરયવોદક અર્પણ કરવું.

પ્રથમ સોપારી ઉપર વિશ્વેદેવના ઉદ્દેશે નીચે પ્રમાણે ભણી સક્ષીરયવોદક ( જવનું પાણી ને દૂધ મિશ્ર કરેલું પાણી ) મૂકવું:-

**नांदीमुखाः सत्यवसुसंज्ञका विश्वेदेवाः प्रीयतां ॥**

પછી બીજા સોપારી પર સક્ષીર યવોદક નીચે પ્રમાણે બોલી અર્પણ કરવું:–

**गोत्राः पितृपितामहप्रपितामहाः सपत्नीकाः नान्दीमुखाः प्रीयन्ताम् ॥**

એજ રીતે નીચે પ્રમાણે બોલી મોસાળ પક્ષના પૂર્વજોના ઉદ્દેશે ત્રીજા સોપારી પર સક્ષીર યવોદક અર્પવું:—

**द्वितीयगोत्राः मातामहप्रमातामहवृद्धप्रमातामहाः सपत्नीकाः नांदीमुखाः प्रीयन्ताम् ॥**

તે પછી યજમાને બ્રાહ્મણો પાસેથી નીચે પ્રમાણે આશી વચનો ગ્રહણ કરવાં:–

પ્રથમ યજમાને નમસ્કાર કરી બ્રાહ્મણોને વિનવું કે,—

**गोत्रं नो वर्धताम् ।** ( મારા વંશની વૃદ્ધિ થાઓ. ) એના પ્રત્યુત્તરમાં બ્રાહ્મણેબોલવું કે,—

**वर्धतां वो गोत्रम् ।** ( તમારા કુલ–વંશની વૃદ્ધિ થાઓ. )

યજમાન:–

**दातारो नोभिवर्धताम् ।** ( અમને ધનાશ્રય આપનારા વૃદ્ધિ પામો. )

બ્રાહ્મણો:–

**अभिवर्धतां वो दातारः ।** ( તમને ધનાશ્રય આપનારાઓનો વધારો થાઓ. )

યજમાન:–

**वेदाश्च नोभिवर्द्धताम ।*** (અમારા વેદજ્ઞાનાદિની વૃદ્ધિ થાઓ.)

બ્રાહ્મણ:—

**वर्धतां वो वेदाः ।** ( તમારા વેદજ્ઞાનનો વધારો થાઓ. )

યજમાન:–

**संततिर्नोभिवर्द्धताम् ।** ( અમારા સંતાનોની વૃદ્ધિ થાઓ. )

બ્રાહ્મણ:–

**वर्धतां वः संतति ।** ( તમારાં સંતાનોની વૃદ્ધિ થાઓ. )

યજમાન:—

**श्रद्धाचनोमाव्यगमत ।** ( અમારી ધર્મશ્રદ્ધા સુદૃઢ થાઓ. )

બ્રાહ્મણ:–

**माव्यगमद्वः श्रद्धा** ( તમારી ધર્મ શ્રદ્ધા અચળ રહો. )

યજમાન:–

**बहुदेयं च नोस्तु** ( અમને દાન કરવાનું દ્રવ્ય બહુ મળો. )

---

* યજમાન બ્રાહ્મણ અથવા દ્વિજ ન હોય તો એ વાક્ય તથા તેનું પ્રતિવાક્ય બોલવું નહિ.

બ્રાહ્મણ:-

**अस्तु वो बहुदेयम्** ( તમને દેય ( દાન કરવાનું ) દ્રવ્ય બહુ મળો. )

યજમાન:—

**अन्नं च नो बहुभवेत् ।** (અમને અન્નની નિષ્પત્તિ બહુ થાઓ.)

બ્રાહ્મણ:-

**भवतु वो बह्वन्नं ।** ( તમને અધિક અન્ન પ્રાપ્ત થાઓ. )

યજમાન:-

**अतिथींश्च लभामहै ।** ( અમને અતિથિઓ આવી મળો. )

બ્રાહ્મણ:-

**लभतां वोऽतिथयः ।** ( તમને અતિથિઓ પ્રાપ્ત થાઓ. )

યજમાન:-

**याचितारश्च नः सन्तु ।** ( અમને યાચકો આવી મળો. )

બ્રાહ્મણ:-

**सन्तु वो याचितारः ।** ( તમારે માટે યાચકો હો. )

યજમાન:-

**एता आशिषः सत्याः सन्तु** ( એ [ આપના ] આશીર્વાદો સત્ય થાઓ. )

બ્રાહ્મણો:-

सन्त्वेताः सत्याः आशिषः । ( તમારે માટે એટલા આશીર્વાદો સત્ય થાઓ )

તે પછી નીચે પ્રમાણે ત્રણવાર ભણી ત્રણ વાર જળ મૂકવું.

सत्यवसुसंज्ञकेभ्यो विश्वेभ्यो देवेभ्यो नान्दीमुखेभ्यः कृतस्य नान्दीश्राद्धस्य फलप्रतिष्ठासिध्यर्थं द्राक्षामलकयवमूल निष्क्रयीभूतां दक्षिणां दातुमहमुत्सृजे ॥

એ પ્રમાણે વિશ્વેદેવને સારું દક્ષિણા દાનનો સંકલ્પ કરી, પછી પોતાના પિતૃદેવો તથા મોસાળ પક્ષના પિતૃદેવોને માટે દક્ષિણાદાનના સંકલ્પો કરવા:-

गोत्रेभ्यः पितृपितामहप्रपितामहेभ्यः सपत्नीकेभ्यो नांदीमुखेभ्यः कृतस्य नान्दीश्राद्धस्यफलप्रतिष्ठासिध्यर्थं द्राक्षामलकयवमूलनिष्क्रयीभूतां दक्षिणां दातुमहमुत्सृजे ॥

મોસાળના પિતૃદેવો માટે એજ પ્રમાણે:-

द्वितीयगोत्रेभ्यो मातामहप्रमातामहवृद्धप्रमातामहेभ्यः सपत्नीकेभ्योनांन्दीमुखेभ्यः कृतस्य नान्दीश्राद्धस्य फलप्रतिष्ठासिध्यर्थं द्राक्षामलकयवमूलनिष्क्रयीभूतां दक्षिणां दातुमह मुत्सृजे ॥

તે પછી નાંદીશ્રાદ્ધકર્તા યજમાને બે હાથ જોડી પ્રાર્થના પૂર્વક બ્રાહ્મણને પૂછવું કે,-

**नान्दीश्राद्धं संपन्नं ?**

તેના પ્રત્યુત્તરમાં બ્રાહ્મણો એ બોલવું કે,-

**सुसंपन्नम् ॥**

તે પછી જે ત્રણ સોપારીમાં વિશ્વેદેવની, પિતા પિતામહ અને માતામહઆદિની ભાવના કરી-શ્રાદ્ધ કર્યું છે, તે દેવોનું નીચેના મંત્રાથી અક્ષતાર્પણ કરી, વિસર્જન કરવું:—

**ॐ वाजे-वाजेऽवत वाजिनो नो धनेषु विप्रा अमृता ऋतज्ञाः । अस्य मध्वः पिबत मादयध्वं तृप्ता यात पथिभिर्देवयानैः ॥**

તે પછી તેમને મંત્રાત્મક અનુવ્રજન આપવું.

**ॐ आ मा वाजस्य प्रसवो ज गम्यादिमे द्यावापृथिवी विश्वरूपे । आ मा गन्तां पितरा मातरा चा मा सोमो अमृतत्वेन गम्यात् ॥**

તે પછી નાંદીશ્રાદ્ધ પરિપૂર્ણ થયાનો સંકલ્પ મૂકી બ્રાહ્મણોના આશીર્વાદ મેળવવો.

मयाचरिते आभ्युदयिकश्राद्धे न्यूनातिरिक्तयो विधिः स-उपविष्टब्राह्मणानांवचनाच्छ्रीगणेशप्रसादाच्चसर्वः परिपूर्णोस्तु ॥

બ્રાહ્મણોએ બોલવું કેઃ—

अस्तु परिपूर्णः ।

॥ इतिनांदीश्राद्धम् ॥

## ॥ अथआचार्यादिब्राह्मणानां वरणम् ॥

આરંભેલા કર્મપ્રયોગમાં કર્મકુશળ બ્રાહ્મણોનો જે નિયમ કરવો, તે બ્રાહ્મણોનાં વરણ કહેવાય છે.

યજમાને આચમન-પ્રાણાયામ કરી, નીચે પ્રમાણે સંકલ્પ કરવોઃ-

अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतीथौ अमुकवासरे ममकरिष्यमाण× कर्मांगसिद्ध्यर्थं आचार्यादिब्राह्मणानां वरणपूर्वकपूजनं करिष्ये ॥

પછી એક તાંબાના સંપૂટમાં બે તર ભાણીઓમાં કે બે માટીનાં પાત્રોમાં-શરાવલામાં કે કોડીયામાં જળ, દૂધ, દર્ભનાં અગ્ર, દહીં, ચંદન, અક્ષત, ઘો અને હળદર, એ આઠવાંનાં તથા પૈસો-સોપારી તેમાં મૂકી, તે ઉપર એક બીજું તેવુંજ, પાત્ર ઢાંકી, તે સંપૂટને રાતું

---

× જે પ્રયોગ ચાલતો હોય તેનું તથા **અમુક ને** બદલે જે હોય તે માસ, પક્ષ, તિથિ અને વારનું નામ દેવું.

સૂત્ર ( નાડાછડી ) બાંધી, બ્રાહ્મણે ॐ **पुण्याहं पुण्याहं पुण्याहम्** એમ ત્રણ વાર ભણતાં યજમાનના હાથમાં આપવું. તે અર્ઘ્ય સંપૂટ પોતાના બન્ને હાથમાં સાવચેતીથી ઝાલી રાખી પોતાના આસન પર પૂર્વાભિમુખે ઉભા રહેવું; ને સાથે બેઠેલી યજમાનપત્નીએ પણ પૂર્વાભિમુખે ઉભાં રહી બે હાથ જોડી રાખવાઃ-*

* આ સ્થળે કોઇને નવચંડી, શતચંડી, વિષ્ણુયાગ, કે મહારુદ્ર જેવો પ્રયોગ કરવાનો હોય તો તેમાં બ્રાહ્મણોનું વિસ્તારથી મધુપર્ક અને અર્ઘ્યપાદ્ય સહિત પૂજન કરવું હોય તો તેણે આ પ્રમાણે કરવુંઃ-

પ્રથમ જ્યાં દ્વિજ મંડલી બેઠી હોય ત્યાં યજમાન દંપતિએ જોઇતાં સાહિત્યો લઇને જવું. પછી બ્રાહ્મણોને વિનવવું કેઃ-

ॐ **साधु भवन्त आसतामर्चयिष्यामः**

એના ઉત્તરમાં બ્રાહ્મણોએ બોલવું કેઃ-

**अर्चय ।**

પછી નીચેનો મંત્ર ભણી બ્રાહ્મણોને સિંહાસન કે પાટલા ઉપર બેસવા વિનવવુંઃ-

**सुवर्णमणिभिर्दिव्यै रचिते देवनिर्मिते**
**दिव्यसिंहासने विप्र उपविश्य प्रसीद मे ॥ १ ॥**

પછી આચાર્યે બોલવું કે

ॐ **विष्टरो विष्टरो विष्टरः ।**

( હાથ ને લાંબો કરતાં કક્ષા ( કાખથી ) આંગળીઓ સુધીનો જે ભાગ તેને બાહુ કહેવાય છે તેટલા લાંબા પચીસ દર્ભ ભેગા કરી

ત્યારે આર્ચાદિ બ્રાહ્મણોએ નીચેના મંત્રો ભણવાઃ-

ને નાકું બાંધવું તેને વિષ્ટર કહેવાય છે. )

પછી યજમાને વિષ્ટરો હાથમાં લઈ બોલવું કે

**ॐ विष्टराः प्रतिगृह्यताम्**

બ્રાહ્મણે વિષ્ટર લેતાં બોલવું કે

**प्रतिगृह्णीमः**

બ્રાહ્મણોએ યજમાનના હાથમાંથી એક એક વિષ્ટર લઇ એ દર્ભોનાં અગ્ર ઉત્તર ભણી રહે એમ પોતાના જમણા પગ તળે રાખવા.

પછી આચાર્યે બોલવું કે

**ॐ पाद्यं पाद्यं पाद्यम्**

યજમાને કહેવું કે

**पादोदकं तु विप्रेन्द्र सुवर्णकलशे स्थितम् ।**
**गन्धपुष्पाक्षतैर्युक्तं पाद्यमे गृह्यतां विभो ॥ १ ॥**
**पाद्यं प्रतिगृह्यताम् ।**

પાત્રમાં જળ લઇ બ્રાહ્મણોનો પહેલો જમણો પગ ધોઇ પછી ઉપર પ્રમાણે વિષ્ટર ગ્રહણ કરી ડાબા પગતળે વિષ્ટર રાખી ઉપર પ્રમાણે પાદ્ય ( પગ ધોવાનું જળ અર્પણ ) કરાવી તે ડાબો પગ પણ ધોવો.

પછી આચાર્યે બોલવું કે

**ॐ अर्घ्योऽर्घ्योऽर्घ्यः ।**

પછી આચાર્યાજ્ઞા સાંભળી અર્ઘ્યપાત્રમાં જળ, દૂધ, દર્ભનાં અગ્ર,

ॐ द्यौः शान्तिरन्तरिक्षं शान्तिः पृथिवी शान्तिरापः शान्तिरोषधय शान्तिः । वनस्पतयः

દહીં, ધ્રો, અક્ષત, સર્ષવ, અને કંકુ, એ આઠ વાનાં ભેગાં લઈ તેનો અર્ઘ્ય બનાવી, યજમાને બોલવું કેઃ—

**स्वागतं भो द्विजश्रेष्ठा मदनुग्रहकारकाः ।**
**इदमर्घ्यमिदं पाद्यं भवद्भिः प्रतिगृह्यताम् ॥ २ ॥**
**अर्घ्यं प्रतिगृह्यताम् ॥**

બ્રાહ્મણોઃ-

**प्रतिगृह्णीमः**

પછી તે અર્ઘ્યપાત્રને બે હાથમાં લઇ, ઉભા થઇ તેને પોતાના મસ્તક સુધી ઉંચુ લાવી સંધ્યામાં સૂર્ય ને અર્ઘ્ય અપાતો હોય એમ તે અર્ઘ્ય યજમાને ભૂમિપર નાખવો. આ સ્થળે અર્ઘ્યપાદ્ય પૂજન લખવાનો હેતુ એ છે કે આચાર્યવર મહર્ષિ પારસ્કરાચાર્યે પોતાના પારસ્કરસૂત્રમાં આજ્ઞા કરી છે કે,

**षडर्घ्याभवन्त्याचार्यऋत्विग्वैवाह्यो राजा**
**प्रियः स्नातकं प्रतिसंवत्सरानर्हेयुः ॥**

**ભાવાર્થ:**—છ પુરુષો અર્ઘ્યપૂર્વક પૂજવા યોગ્ય છે જેવાકે,-પોતાના આચાર્ય ( સદ્‌ગુરુ ) યજ્ઞમાં બોલાવેલા ઋત્વિજો જેને પોતાની દીકરીનું કન્યાદાન આપવાનું હોય એવો જમાઈ અને બ્રાહ્મણોનું તથા પ્રજાનું યથાર્થ સંરક્ષણ-પાલન કરતો રાજા અને સ્નાતક ( યથાર્થ વેદવેદાંગોનું

**शान्तिर्विश्वे देवाः शान्तिर्ब्रह्म शान्तिः सर्वं शान्तिः शान्तिरेव शान्तिः सा मा शान्तिरेधि ॥**

અધ્યયન કરીને સમાવર્તન જેણે કર્યું હોય એવો સદ્ગૃહસ્થ. ) માટે એ અર્ઘ્યપાદ્યપૂજન સચ્છિષ્યોને પોતાના આચાર્ય કે સદ્ગુરુનું પૂજન કરવા માટે લખ્યું છે. સુજ્ઞશિષ્યોને પોતાના સદ્ગુરુસમાન જ્ઞાન આપનાર અન્ય આચાર્ય બીજો કોણ ? કોઇ નહિ.

પછી આચાર્યે બોલવું કે:-

**ॐ आचमनीयमाचमनीयमाचमनीयम् ॥**

યજમાન:—

**शुभद्रव्यसमायुक्तं स्वर्णपात्रोदकं शुभम् ।**
**भोऽभयङ्कर सर्वेषां गृहाणाचमनीयकम् ॥ ३ ॥**
**आचमनं प्रतिगृह्यताम् ॥**

બ્રાહ્મણે બોલવું કે:—

**आचमनं प्रतिगृह्णीमः**

પછી આચાર્યે બોલવું કે

**ॐ मधुपर्को मधुपर्को मधुपर्कः ॥**

પછી યજમાને કાંસાના પાત્રમાં ઘી, દહી અને મધ, ભેગાં કરી ઉપર એક બીજું એવુંજ પાત્ર ઢાંકવું, તે મધુપર્ક* કહેવાય છે; એવો

---

* **आज्यमेकं पलंग्राह्यं दधित्रिपलमेवच । मधुनः पलमेकं तु मधुपर्क तदुच्यते ॥**

એક પલ ( બે તોલા ) ઘી, ત્રણ પલ ( છતોલા દહીં, અને એક પલ ( બે તોલા ) મધને મિશ્ર કરવાં, તે મધુપર્ક કહેવાય છે.

તે પછી યજમાને નીચેના મંત્રો ભણી બ્રાહ્મણોની પ્રાર્થના કરવી; કદાપિ તે મંત્રો ભણવાની યજમાનને પ્રતિકૂલતા જણાયતો યજમાનના મધુપર્ક તૈયાર કરી બ્રાહ્મણોને કહેવું કે

**मधुपर्कं गृहाणेश सर्वज्ञ मधुपर्कद ।**
**मधुपर्क प्रदानेन प्रीतोभव द्विजेश्वर ॥ ४ ॥**
**मधुपर्कं प्रतिगृह्यन्ताम् ॥**

બ્રાહ્મણોએ નીચે પ્રમાણે બોલીને તે લેવો

**मधुपर्कं प्रतिगृह्णीमः ॥**

તે લઈ ઉઘાડી, તેને જોવો, પછી તે ને કનિષ્ઠિકાથી બે વાર હલાવી, મૌનપણે જમણા હાથની અનામિકા ટચલીની જોડેની આંગળી ને અંગુઠાવડે જરા જરા લઇને બહાર જેમ કોઈ રજ પડી હોય ને બહાર નાખી દેવાય તેમ બહાર ફેંકી દેવું. તે પછી તેમાં જરા નિરીક્ષણ કરી જોઈ, અનામિકાને અંગુઠાવતે જરા જરા લઈ ને ત્રણ વાર પ્રાશન કરવું ( ખાઇજવું ). કદાપિ તે ખાવાની ઇચ્છા ના હોય તો કે કાંઇ અડચણ હોય તો, **आघ्राणमर्धभोजनम्** ( સુંઘવું એ અર્ધું ભોજન કર્યા તુલ્ય ગણાય છે. ) એ ધર્મશાસ્ત્રના વચન પ્રમાણે તે મધુપર્કને અનામિકા અને અંગુઠા વડે જરા જરા ત્રણ વાર લઇ સુંઘવું તે પછી તે વધેલું પોતાના પુત્રને અથવા પોતાના આશિન્ ( ખાઇજવાની આશા વાળાં ) છોકરાંને તે મધુપર્ક આપી દેવો. પછી જરા જળવડે મુખે હાથ ફેરવવો.

પછી બ્રાહ્મણે આચમન કરવું પછી જમણા કરાગ્ર ( હાથનાં

વતીના આચાર્યાદિ બ્રાહ્મણે ભણવા. ને હું બ્રાહ્મણોની પ્રાર્થના કરું છું, એમ માનીને તે પ્રાર્થનામંત્રો યજમાને એક ચિત્તથી સાંભળવા.

પાંચે આંગળાંથી ) મુખ, જમણી ને ડાબી નાસિકા, જમણી ને ડાબી આંખ, જમણો ને ડાબો કાન, જમણો ને ડાબો બાહુ, અને મસ્તક, એટલાં અંગોએ સ્પર્શ કરવો.

પછી આચાર્યે બોલવું કે

**गौगौंगौं:**

યજમાને સૌને માટે ગોનિષ્ક્રયનું દ્રવ્ય હાથમાં રાખી બ્રાહ્મણો પ્રતિ બોલવું કે:—

**गौः प्रतिगृह्यताम् ॥**

બ્રાહ્મણોએ બોલવું કે:—

**प्रतिगृह्णीमः**

યજમાને સૌને એક એક ગૌદાનનો નિષ્ક્રય ( મૂલ્ય ) આપવું. પછી નીચેના મંત્રથી બ્રાહ્મણોને સ્નાનાર્થ જળ અર્પણ કરવું.

**गंगागोदावरीचैव यमुना च सरस्वती ।**
**नर्मदासिन्धुकावेरी ताभ्यः स्नानीयमाहृतम् ॥ ५ ॥**

પછી તે નીચેના મંત્રથી બ્રાહ્મણોને આચમન આપવું.

**ब्राह्मणेभ्योनमः आचमनीयं समर्पयामि ॥**

નીચેના મંત્રથી બ્રાહ્મણોને બે વસ્ત્રો અર્પણ કરવાં

**वस्त्रयुग्मं समानीतं पट्टसूत्रेण निर्मितम् ।**

पावनाः सर्ववर्णानां ब्राह्मणा ब्रह्मरूपिणः ।
अनुगृह्णन्तु मामद्य अमुकाख्ये च कर्मणि ॥ १ ॥

सुवर्णखचितं दिव्यं भोविप्रेन्द्र गृहाणत्वम् ॥ ६ ॥
ब्राह्मणेभ्योनमः वस्त्रयुग्मं समर्पयामि ॥

પછી નીચેના મંત્રાથી બે જનોઇ અર્પણ કરવાં.

कार्पासतंतुभिर्युक्तं ब्रह्मणा निर्मितं पुरा ।
अनेकरत्नखचितमुपवीतगृहाणमे ॥ ७ ॥
ब्राह्मणेभ्योनमः युग्मयज्ञोपवीतं समर्पयामि ॥

પછી નીચેના મંત્રાથી બ્રાહ્મણોને ચંદન કરવું.

चंदनं मलयोद्भूतं कस्तुर्यागरुसंयुतम् ।
कर्पूरेण च संयुक्तं स्वीकुरुष्वानुलेपनम् ॥ ८ ॥
ब्राह्मणेभ्यो नमः गन्धानुलेपनं समर्पयामि ।

પછી બ્રાહ્મણોને પુષ્પમાલા અર્પણ કરવીઃ—

शतपत्रैः कर्णकारैश्चम्पकैर्मल्लिकादिभिः ।
तुलस्यायुक्तपुष्पाणि विप्रेन्द्रस्त्वं गृहाणमे ॥ ९ ॥
ब्राह्मणेभ्योनमः पुष्पाणि समर्पयामि ॥

પછી બ્રાહ્મણોને નીચેના મંત્રથી ધૂપ અર્પણ કરવોઃ—

दशांगं गुग्गुलं धूपं सुगन्धं च मनोहरम् ।
कृष्णागरुसमायुक्तं धूपं देव गृहाण मे ॥ १० ॥
ब्राह्मणेभ्यो नमः धूपं समर्पयामि ॥

स्वस्वकर्मरता नित्यं वेदशास्त्रार्थ को विदाः ।
श्रोत्रियाः सत्यवाचश्च देवध्यानरताः सदा ॥ २ ॥

પછી નીચે પ્રમાણે બોલી દીપક અર્પણ કરવો.

आज्यं च वर्तिसंयुक्तं वह्निना योजितंचयत् ।
दीपं ग्रहाणविप्रेन्द्र त्रैलोक्यतिमिरापह ॥ ११ ॥
ब्राह्मणेभ्यो नमः दीपं प्रदर्शयामि ॥

તે પછી ફલ ફલાદિ કે મિઠાઈ મંગાવી હોય તે ધરાવવી:—

अन्नं चतुर्विधं स्वादु रसैःषड्भिः समन्वितम् ।
भक्ष्यभोज्यसमायुक्तं नैवेद्यं गृह्यतां विभो ॥ १२ ॥

પછી બ્રાહ્મણોને મુખવાસ સારું પાન સોપારી આપવાં:—

कर्पूरैलालवंगादि नागवल्लिदलान्वितम् ।
पूगीफलसमायुक्तं ताम्बूलं प्रतिगृह्यताम् ॥ १३ ॥
ब्राह्मणेभ्योनमः ताम्बूलं समर्पयामि ॥

પછી નીચેના મંત્રોથી બ્રાહ્મણોને દક્ષિણા આપવી:—

हिरण्यगर्भ गर्भस्थं हेमबीजं विभावसोः
अनन्तपुण्य फलदमतः शांतिंप्रयच्छमे ॥ १४ ॥
ब्राह्मणेभ्योनमः ॥ दक्षिणां समर्पयामि ॥

પછી નીચેના મંત્રથી તેમની આરતી ઉતારવી.

चन्द्रादित्यौ च धरणी विद्युदग्नि स्तथैव च ।
त्वमेव सर्व ज्योतींषि आरार्तिं प्रतिगृह्यताम् ॥ १५ ॥

**यद्वाक्यामृतसंसिक्ता वृद्धिं यांति नरद्रुमाः ।**
**अंगीकुर्वन्तु मत्कर्म कल्पद्रुमसमाशिषः ॥ ३ ॥**

**ब्राह्मणेभ्यो नमः आरार्तिसमर्पयामि ॥**

પછી નીચેના મંત્રથી પ્રદક્ષિણા કરવી

**यानिकानि च पापानि ब्रह्महत्यासमानि च**
**तानि सर्वाणि नश्यन्तु प्रदक्षिण पदे पदे ॥ १६ ॥**
**ब्राह्मणेभ्योनमः प्रदक्षिणां समर्पयामि ॥**

પછી બ્રાહ્મણોને આપવામાટે જે ઉપસ્કારો આણ્યા હોય તે સર્વને એક એક વહેંચી આપવા. આચમની, પવાલું, લોટો, ધોતીઆં, પોતીઆં, ખેસ, આસન, ગૌમુખીમાળા, તરભાણીઓ, જનોઈ, અને વીંટી, ઇત્યાદિ તથા જે જે ફળ ફળાદિ હોય તે.

પછી તે બ્રાહ્મણોની નીચે પ્રમાણે બોલી પ્રાર્થના કરવીઃ–

**क्षमातपोदयादानं सत्यं शौचं च संयमः ।**
**विद्याविनयसंयुक्ता ब्राह्मणालोकतारकाः ॥ १ ॥**

**यजनं याजनं चैवाध्ययनाध्यापनं तथा ।**
**दानप्रतिग्रहो होमः षट्कर्मनिरतः सदा ॥ २ ॥**

**त्रिकाळसन्ध्याकरणे स्वाध्यायाचरणे तथा ।**
**नानाशास्त्राभ्यासरताः संसारोच्छेदकारकाः ॥ ३ ॥**

**भवद्दर्शनमात्रेण मुक्तास्तु भव बन्धनात् ।**
**अग्निशुश्रूषणरता धर्ममार्गदृढव्रताः ॥ ४ ॥**

**यथोक्त नियमैर्युक्ता मन्त्रार्थेस्थिरबुद्धयः**
**यत्कृपालोकनात्सर्वा ऋद्धयो वृद्धिमाप्नुयुः ॥ ४ ॥**

---

परदारपरद्रव्यपरनिन्दा विवर्जीताः ।
भवतांदर्शनेनैव शुद्ध्यन्तिमलिनोजनाः ॥ ५ ॥
भूमिदेवास्तु विप्रा वै त्रिपु लोकेषु विश्रुताः ।
अस्मिन्कर्मणि सर्वे वै सहायाः सन्तु सर्वदा ॥ ६ ॥
ब्राह्मणाः सन्तु मे शस्ता पापात्पान्तु समाहिताः ।
वेदानां चैव दातारः पातारः सर्वदेहिनाम् ॥ ७ ॥
जपयज्ञैस्तपो होमैर्दानैश्च विविधैः पुनः ।
देवानां पितॄणां चैव तृप्त्यर्थं याजका कृताः ॥ ८ ॥
येषां देहे स्थिता वेदाः पावयन्ति जगत्रयम् ।
रक्षन्तु सततं ते मां जपयज्ञे व्यवस्थिताः ॥ ९ ॥
ब्राह्मणा जंगमं तीर्थं त्रिपु लोकेषु विश्रुतम् ।
येषां वाक्योदकेनैव शुद्ध्यन्ति मलिनो जनाः ॥ १० ॥
पावनाः सर्ववर्णानां ब्राह्मणा ब्रह्मरूपिणः ।
सर्वकर्मरता नित्यं वेदशास्त्रार्थ कोविदाः ॥ ११ ॥
श्रोत्रियाः सत्यवाचश्च देवध्यानरताः सदा ।
यद्वाक्यामृतसांसिक्ता ऋद्धिं यान्ति नरद्रुमाः ॥ १२ ॥
अंगीकुर्वन्तु कर्मं तत्कल्पद्रुम समाशिषः ।
यथोक्तानियमैर्युक्ता मंत्रार्थे स्थिरबुद्धयः ॥ १३ ॥
यत्कृपालोचनात्सर्वा ऋद्धयो वृद्धिमाप्नुयुः ।
ममयज्ञे जपे पूज्याः सन्तु मे नियमान्विताः ॥ १४ ॥

**स्वागतं वो द्विजश्रेष्ठाः मदनुग्रहकारकाः ॥**

**इदमर्घ्यमिदं पाद्यं भवाद्भिः प्रतिगृह्यताम् ।**
**अर्घोऽर्घोऽर्घः ॥ प्रतिगृह्यताम् ॥**

તેના પ્રત્યુત્તરમાં બ્રાહ્મણોએ બોલવું કે

**प्रतिगृह्णिमः ।**

પછી તે અર્ઘ્ય બ્રાહ્મણોના સમક્ષમાં મૂકવો.

પછી યજમાને નીચે બતાવ્યા પ્રમાણે ગોત્રોચ્ચાર કરીને આચાર્યાદિ બ્રાહ્મણોનાં વરુણ કરવાં:-

જે બ્રાહ્મણને આચાર્ય પદ આપવાનું હોય તેને બોલાવી ઉત્તરાભિમુખે પાટલાપર બેસારી તેને નમસ્કાર કરી નીચે પ્રમાણે પ્રાર્થના કરવી:-

**आचार्य त्वं यथा स्वर्गे शक्रादिनां बृहस्पतिः ।**
**तथा त्वं मम यज्ञेऽस्मिन्नाचार्योभवसुव्रत ॥**

---

**अक्रोधनाः शौचपराः सततं ब्रह्मचारिणः ।**
**देवध्यानरता नित्यं प्रसन्नमनसः सदा १५ ॥**
**अदुष्टभाषिणः सन्तु मासन्तु परनिन्दकाः**
**ममापि नियमाह्येते भवन्तु भवतामपि ॥ १६ ॥**

**॥ इतिब्राह्मणप्रार्थना ॥**

**ॐ बृहस्पते अति यदर्यो अर्हाद् द्युमद्विभाति क्रतुमज्जनेषु यद् दीदयच्छवस ऋतप्रजात तदस्मासुद्रविणं धेहि चित्रम् ॥**

પછી યજમાને, નીચે પ્રમાણે પોતાનો તથા આચાર્ય થનાર બ્રાહ્મણનો ગોત્રોચ્ચાર કરી, આચાર્યપદ આપ્યા નિમિત્તની એક સોપારી આપવી.

પ્રત્યેક સમયે ગોત્રોચ્ચાર પૂર્વક યજમાનને બોલવાનું છેઃ—

**अमुकगोत्रोत्पनः[1] अमुकप्रवरान्वितः[2] अमुकवेदशाखाध्यायी[3] अमुकशर्मा[4] यजमानोऽहम् ।**

એ પ્રમાણે પ્રત્યેક બ્રાહ્મણને સોપારી આપતાં યજમાને બોલવું:-

પછી આચાર્ય માટે બોલવું કેઃ—

**अमुकगोत्रोत्पन्नं[5] अमुकप्रवरान्वितं[6] अमुक, वेदशाखाध्यायिनं[7] अमुकशर्माणं[8] अस्मिन् [ सग्रहमखरजोदर्शनशांत्याख्य ]**

૧, યજમાને પોતાના ગોત્રનું નામ દેવું. ૨, પોતાનાં પ્રવર બોલવાં. ૩ યજમાને જે વેદશાખાનું અધ્યયન કર્યું હોય તેનું નામ દેવું. ૪ પછી પોતાનું નામ શર્માન્ત પદ જોડીને બોલવું. ૫ આચાર્યનું ગોત્ર બોલવું. ૬ આચાર્યનાં પ્રવર બોલવાં. ૭ આચાર્યે જે વેદશાખાનું અધ્યયન કર્યું હોય તે બોલવું. ૮ શર્માન્ત આચાર્યનું નામ બોલવું. ૯ જે કર્મનો આરંભ હોય તે કર્મનું નામ દેવું.

कर्माणि आचार्यत्वेन त्वामहं वृणे ।

એ પ્રમાણે બોલી યજમાન સોપારી આપે ત્યારે આચાર્ય થનાર બ્રાહ્મણે બોલવું કે:—

वृतोऽस्मि !

પછી આચાર્યાદિ બ્રાહ્મણોએ મંત્ર ભણવો કે:-

ॐ व्रतेन दीक्षामाप्नोति दीक्षयाप्नोति दक्षिणाम् । दक्षिणा श्रद्धामाप्नोति श्रद्धया सत्यमाप्यते ॥

પછી જે બ્રાહ્મણને બ્રહ્માસન આપવું હોય તેને ઉત્તરાભિમુખ પાટલાપર બેસારી, નીચે પ્રમાણે પ્રાર્થના કરવી:-

यथा चतुर्मुखो ब्रह्मा सर्वलोक पितामहः ।
तथा त्वं मम यज्ञेऽस्मिन्ब्रह्माभव द्विगोत्तम ॥

ॐ ब्रह्म जज्ञानं प्रथमं पुरस्ताद्वि सीमतः सुरुचो वेन आवः । स बुध्न्या उपमा अस्य विष्ठाः सतश्च योनिमसतश्च विवः

પછી યજમાને પોતાનો ગોત્રોચ્ચાર તથા બ્રહ્મા થનાર બ્રાહ્મણનો ગોત્રોચ્ચાર કરી, તેને બ્રહ્માસનની સોપારી આપવી:—

**अमुक[1]गोत्रोत्पन अमुक[2]प्रवरान्वितः अमुक[3]शर्मा यजमानोहम् ।**

**अमुक[4]गोत्रोत्पन्नं अमुक[5]प्रवरान्वितं अमुक[6]वेदशाखाध्यायिनं अमुक[7]शर्माणं अस्मिन्[8] (सग्रहमखरजोदर्शनशांत्यारव्य) कर्मणि ब्रह्मत्वेन त्वामहं वृणे ।**

જ્યારે એ પ્રમાણે બોલી યજમાન બ્રહ્માસનની સોપારી આપે ત્યારે બ્રહ્માથનાર બ્રાહ્મણે પ્રતિવચનમાં બોલવું કે,—

**वृतोऽस्मि**

તે પછી ગાણપત્યનું વરણ થાય છે, માટે તે થવાની યોગ્યતા વાળા બ્રાહ્મણને પાટલાપર ઉત્તરાભિમુખ બેસારી પ્રાર્થના કરવીઃ—

**वांछितार्थफलावाप्त्यै पुजितोसि सुरासुरैः ।**
**निर्विघ्नं क्रतुसंसिध्यै त्वामहं गणपं वृणे ॥**

**ॐ गणानां त्वा गणपतिं हवामहे प्रिया-**

---

૧ યજમાને પોતાના ગોત્રનો ઉચ્ચાર કરવો. ૨ યજમાને પોતાનાં પ્રવરો બોલવાં. ૩ યજમાને પોતાનું શર્માન્ત નામ બોલવું.

૪ યજમાને બ્રહ્મા થનારનું ગોત્ર બોલવું. ૫ તેનાં પ્રવરો બોલવાં. ૬ તે બ્રહ્મા થનાર બ્રાહ્મણે જે વેદશાખાનું અધ્યયન કરેલું હોય તે વેદશાખાનું નામ દેવું. ૭ તે બ્રાહ્મણના નામને શર્માન્ત પદ જોડી બોલવું. ૮ આસ્થળે જે પ્રયોગનો આરંભ હોય તેનું નામ દેવું.

णां त्वा प्रियपतिं हवामहे निधिनां त्वा निधिपतिं हवामहे वसो मम । आहमजानि गर्भधमा त्वमजासि गर्भधम् ॥

પછી ઉપર પ્રમાણે પોતાનો તથા ગાણપત્ય થનારા બ્રાહ્મનો ગોત્રોચ્ચાર કરી ગાણપત્યની સોપારી આપવીઃ–

अमुक[1]गोत्रोत्पन्नः अमुकप्र[2]वरान्वितः अमुक[3]शर्मा यजमानोहम् ॥

अमुक[4]गोत्रोत्पन्नं अमुकप्र[5]वरान्वितं अमुक[6]वेदशाखाध्यायिनं अमुक[7] शर्माणं ब्राह्मणं आस्मिन् सग्रहमखरजोदर्शनशांत्याख्य कर्मणि गाणपत्यत्वेन त्वामहं वृणे

સોપારી લઈ ગાણપત્ય થનાર બ્રાહ્મણે પ્રતિવચનમાં બોલવું કેઃ–

वृतोऽस्मि ।

પછી સદસ્યનું વરણ કરવા યોગ્ય બ્રાહ્મણની પ્રાર્થના કરવીઃ–

૧. યજમાને પોતાનું ગોત્રબોલવું. ૨. યજમાને પોતાનાં પ્રવર બોલવાં. ૩ યજમાને પોતાનું શર્માન્ત નામ બોલવું. ૪ ગાણપત્ય થનાર બ્રાહ્મણનું ગોત્ર. ૫ ગાણુપત્ય થનારનાં પ્રવર બોલવાં, ૬ ગાણુપત્ય થનારનો વેદ બોલવો. ગાણુપત્ય થનારની વેદશાખાનું નામ બોલવું. ૭ ગાણુપત્ય થનારનું શર્માન્ત નામ બોલવું.

कर्मणामुपदेष्टारं सर्वकर्मविदुत्तमम् ।
कर्मिणं वेदतत्त्वज्ञं सदस्यं त्वामहं वृणे ॥

ॐ सदसस्पतिमद्भुतं प्रियमिन्द्रस्य काम्यम् । सनिं मेधा मयासिषं स्वाहा ॥

પછી યજમાને સદસ્ય થનારનો ગોત્રોચ્ચાર કરી, તેને સદસ્યની સોપારી આપવી:—

अमुकगोत्रोत्पन्नं अमुकप्रवरान्वितं अमुकवेदशाखाध्यायिनं अमुक शर्माणं अस्मिन् सग्रहमखरजोदर्शनशांत्याख्यकर्मणि सदस्यत्वेन त्वामहं वृणे ॥

પછી સદસ્યની સોપારી લેનાર બ્રાહ્મણે બોલવું કે,–

वृतोऽस्मि ।

પછી ઋત્વિજનાં વરણ કરવાં તે જેવું પોતાને કરવાનું કર્મ, જેવો યજ્ઞ ને જેટલા બ્રાહ્મણોનો ઉપયોગ, તેટલા બ્રાહ્મણોનાં વરણ કરવાં. પાંચ, સાત, નવ, અગીઆર, તેર, કે જેટલા જોઇએ તેટલા બ્રાહ્મણને આમંત્રણ કરી બોલાવવા. ને તેમનાં વરણ કરવાં.

વરણમાં ઋત્વિજ થનારને ઉત્તરાભિમુખ પાટલા પર બેસારી પ્રાર્થના કરવી:—

૧ અમુક ને બદલે જે હોય તે બોલવું.

यज्ञादिकर्मकार्येषु ऋत्विक्शक्रमखे यथा ।
तथा यज्ञादिकर्मेऽस्मिन् ऋत्विक्त्वं मे मखे भव ॥

ॐ अग्निमीळे पुरोहितम् यज्ञस्य देवमृत्विजं । होतारं रत्नधातमम् ॥

अमुकगोत्रोत्पन्नः अमुकप्रवरान्वितः अमुकशर्मा यजमानोहम् ॥

अमुक गोत्रोत्पन्नं अमुक प्रवरान्वितं अमुक वेदशाखाध्यायिनं अमुकशर्माणं अस्मिन् सग्रहमखरजोदर्शनशांत्याख्य कर्मणि ऋत्विक्त्वेन त्वामहं वृणे ॥

એ પ્રમાણે બોલી ઋત્વિજની સોપારી આપવી, પછી આચાર્ય અને યજમાનની ઇચ્છા પ્રમાણે જેટલાં વરણ કરવાં હોય તેટલાં ઋત્વિજોનાં વરણ ઉપરની રીતેજ કરવાં.

[ શતચંડી, સહસ્રચંડી, મહારુદ્ર, અતિરુદ્ર કે વિષ્ણુ યાગાદિ મોટા યજ્ઞોમાં, આચાર્ય, બ્રહ્મા, ગાણપત્ય, સદસ્ય, અને ઋત્વિજો ચાર અથવા આઠ દ્વારપાળો, તેમાં ચાર ચારે વેદોનાં સુક્તોનો પાઠ કરવા માટે ચારેવેદોના બ્રાહ્મણોનાં અને ચારે વેદોના મંત્રોનો જપ કરનારાઓનાં વરુણ થાય છે. જે કર્મપ્રયોગમાં જેટલા બ્રાહ્મણોની અગત્ય પડે તેટલાનાં વરુણ કરવાં. સાધારણકર્મમાં કેટલાક આઠ હોતાનાં ( હોમ કરનારાઓનાં ), ચાર જાપકો ( મંત્રજપ કરનારાઓ

નાં, ) ચાર દ્વાર પાળોનાં, અને એક આચાર્યનું, એમ સત્તર બ્રાહ્મણોનાં વરણ કરે છે. અને અશક્તિ હોય તો ચાર હોતા, ચાર જાપક, ચાર દ્વારપાલ અને એક આચાર્ય, એમ તેર બ્રાહ્મણોનાં વરણ પણ કરે છે. માટે યજમાનને જે કર્મપ્રયોગ કરવાનો હોય તેમાં જેટલા બ્રાહ્મણોની આવશ્યક્તા હોય તેટલાઓનાં કરવાં. અતિ વિસ્તારમાં યજમાનને અશ્રદ્ધા અને ક્લેશ તથા સંકોચમાં—ન્યૂનતામાં કર્મના દેખાવમાં અશોભાને કર્મની અપૂર્ણતાના દોષનો સંભવ જણાય છે. ]

પછી જેટલા બ્રાહ્મણોનાં વરણ કર્યાં હોય તે સર્વે ને હાથે રક્તસૂત્ર ( રાતુ નાડુ અથવા નાડા છડી ) નીચેનો મંત્ર ભણીને બાંધવું.

**ॐ यदाबध्नन् दाक्षायणा हीरण्यं शतानीकाय सुमनस्यमानाः । तन्म आबध्नामि शतशारदायायुष्मान् जरदष्टिर्यथासम् ॥**

તે પછી જેટલા બ્રાહ્મણોને વરણની સોપારીઓ આપી હોય, તેમનું ચંદન, અક્ષતને પુષ્પમાલાથી પૂજન કરવું. અને તેમને તામ્બુલ ( પાન ) સોપારી, દક્ષિણા, સુવર્ણ મુદ્રિકા ( સોનાની ) વીંટી, જનોઈ, વસ્ત્ર, ઉપવસ્ત્ર,જળપાત્ર, તરભાણું, આસન, ગૌમુખી, માલા, પુસ્તક, શક્તિ અનુસાર જે જે ઉપસ્કર આણ્યો હોય તે અને દક્ષિણા આપી બ્રાહ્મણો ને પ્રસન્ન કરવા. પછી બ્રાહ્મણે યજમાનના કપાળે નીચેના મંત્રથી ચંદનનું તિલક કરવું. અને યજમાન પત્નીને કોઈ સુવાસીની સ્ત્રીપાસે કંકુનો ચાંલ્લો કરાવવો.

**ॐ स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः । स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥**

તે પછી જે અર્ઘ્ય સમસ્ત બ્રાહ્મણોને માટે કરી યજમાને પ્રાર્થના પૂર્વક બ્રાહ્મણોસમીપ મૂકેલો છે, તે લઈ છોડી નાખી તે અર્ઘ્યસંપૂટ બાંધેલા રક્તસૂત્રના બે કટકા કરી, એક કટકો યજમાનના જમણા હાથે નીચેનો મંત્ર ભણીને બાંધવો; તથા બીજો કટકો આ મંત્ર પછીનો મંત્ર ભણી યજમાનપત્નીના જમણા હાથે કોઇ સૌભાગ્યવતી પાસે બંધાવવો:-

**ॐ यदाबध्नन् दाक्षायणा हिरण्यं शतानीकाय सुमनस्यमानाः । तन्म आबध्नामिः । शतशारदायायुष्मान् जरदष्टिर्यथासम् ॥**

નીચેના મંત્રથી યજમાન પત્નીના હાથે રક્તસૂત્ર બંધાવવું.

**ॐ तं पत्नीभिरनुगच्छेम देवाः पुत्रैर्भ्रातृभिरुत वाहिरण्यैः । नाकं गृभ्णानाः सुकृतस्य लोके तृतीये पृष्ठे अधि रोचने दिवः ॥**

તે પછી નીચે પ્રમાણે ભણી યજમાને બ્રાહ્મણોની પ્રાર્થના કરવી:-

**ब्राह्मणाः संतु मे शस्ताः पापात्पान्तु समाहिताः ।**

देवानां चैव दातारः पातारः सर्वदेहिनाम् ॥ १ ॥
जपयज्ञैस्तथा होमैर्दानैश्च विविधैः पुनः ।
देवानां च ऋषीणां च तृप्त्यर्थं याजकाः कृताः ॥२॥
येषां देहेस्थिता वेदाः पावयन्ति जगत्रयम् ।
रक्षन्तु सततं तेषां जपयज्ञे व्यवस्थिताः ॥ ३ ॥
ब्राह्मणा जंगमं तीर्थं त्रिषुलोकेषु विश्रुतम् ।
तेषां वाक्योदकेनैव शुद्ध्यन्ति मलिनो जनाः ॥४॥
अस्मिन्कर्मणि मे पूज्याः सन्तु मे नियमान्विताः ।
अक्रोधनाः शौचपराः सततं ब्रह्मचारिणः ॥ ५ ॥
गृहध्यानरतानित्यं प्रसन्नमनसः सदा ।
अदुष्ट भाषणाः सन्तु मा सन्तु परनिंदकाः ॥ ६ ॥
ममापि नियमाह्येते भवन्तु भवतामपि ।
इतिसंप्रार्थ्य तान्ब्रूयाद्यथावत्क्रियतां विधिः ॥ ७ ॥
ऋत्विजश्च यथा पूर्वं शक्रादिनां मखे भवन् ।
युयं तथा मे भवत ऋत्विजो द्विजसत्तमाः ॥ ८ ॥
अस्य यागस्य निष्पत्तौ भवंतोऽभ्यर्चिता मया ।
सुप्रसन्नैः प्रकर्तव्यं शांतिकं विधिपूर्वकम् ॥ ९ ॥

॥ इति ब्राह्मणवरणम् ॥

## ॥ अथ आचार्यकर्म ॥

આચાર્ય થનારે આ યજ્ઞપ્રયોગમાં પોતાનું કર્તવ્યકર્મ કરવા માટે પ્રથમ આચમન–પ્રાણાયામ કરી, નીચે પ્રમાણે બોલી સંકલ્પ કરવોઃ–

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुक*मासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे यजमानेन वृतोहमाचार्यकर्म करिष्ये ॥**

પછી આચાર્યે ધોળા સરશવ અથવા અક્ષત લઇ, નીચે નો મંત્ર ભણી, યજ્ઞભૂમિની આસપાસ વેરવાઃ–

**यदत्र संस्थितं भूतं स्थानमाश्रित्य सर्वदा ।**
**स्थानं त्यक्त्वातु तत्सर्वं यत्र स्थं तत्र गच्छतु ॥ १ ॥**

તે પછી પંચગવ્ય ( ગાયનું મૂત્ર, છાણ, દૂધ, દહીં, ઘી અને કુશોદક–દર્ભવાળું પાણી, ) અથવા દર્ભવાળા જળથી મંડપ સહિત યજ્ઞભૂમિનું પ્રોક્ષણ કરવું.–છાંટવું.

તે પ્રોક્ષણ કરવા સારું તથા બીજા પણ પ્રસંગે યજ્ઞકાર્યમાં ઉપયોગ લેવા પંચગ બ્યબનાવી રાખવું. માટે તે બનાવવાનો વિધિ આ પ્રમાણે છેઃ—

પ્રથમ નવું કાંસાનું પાત્ર કે મૃત્તિકાનું પાત્ર લઇ તેને જળથી ધોઇ પવિત્ર કરી, ગાયત્રીમંત્ર બોલીને તેમાં ગોમૂત્ર લેવું. પછી નીચેનો મંત્ર ભણી તેમાં ગોમય ગાયનું છાણ લેવુંઃ–

---

* અમુક ને બદલે જે માસ પક્ષતિથિ કે વાર હોય તે બોલવું.

ॐ गन्धद्वारां दूराधर्षां नित्यपुष्टां करीषणीम् ।
इश्वरीं सर्वभूतानां तामिहोपह्वये श्रियम् ॥

તે પછી તેમાં નીચેના મંત્રથી દૂધ લેવું:—

ॐ आप्यायस्व समेतु ते विश्वतः सोम वृष्ण्यम् भवा वाजस्य संगथे ॥

પછી તેમાં નીચેનો મંત્ર ભણી દહીં લેવું:—

ॐ दधिक्राव्णो अकारिषं जिष्णोरश्वस्य वाजिनः । सुरभि नो मुखा करत् प्रण आयूंषि तारिषत् ॥

તે પછી તેમાં નીચેનો મંત્ર બોલી ગાયનું ઘી લેવું:—

ॐ तेजोऽसि शुक्रममृतमायुष्पा आयु र्मे पाहि । देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनो र्बाहु भ्यां पूष्णो हस्ताभ्याम् आददे ॥

પછી તેમાં નીચેનો મંત્ર ભણી કુશોદક ( દર્ભવાળું પાણી ) લેવું:-

ॐ देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनो र्बाहु भ्यां पूष्णो हस्ताभ्याम् अग्नये जुष्टं गृह्णामि ॥

એ પ્રમાણે બધી વસ્તુઓ ભેગી થયા પછી દર્ભવડે કિંવા હોમ કરવા માટે સમિધો મંગાવ્યાં હોય તેમાંથી એક સમિધકાષ્ઠ લઈ તે વડે તે પંચગવ્યને ગાયત્રીમંત્ર મનમાં બોલતાં મથનની રીતે એટલે એ હાથથી વળોણાનો વાંસ ગોળીમાં ફરે એ રીતે હલાવવું.

પછી તે પંચગવ્યથી નીચેનો મંત્ર ભણી બધી યજ્ઞભૂમિનું, મંડપનું તથા પૂજન સામગ્રીનું પ્રોક્ષણ કરવું:—

**ॐ आपो हि ष्ठा मयोभुवस्ता न ऊर्जे दधातन । महेरणाय चक्षसे ॥ ११/५० ॥ यो वः शिवतमो रसस्तस्य भाजयतेह नः । उशतीरिव मातरः ॥ ११/५१ ॥ तस्मा अरं गमाम वो यस्य क्षयाय जिन्वथ । आपो जनयथा चनः ॥ ११/५२ ॥**

કદાપિ આગળ બતાવેલી રીતે પંચગવ્ય કદાચ બધી વસ્તુઓ ન મળી આવવાથી ના બની શક્યું હોય તો માત્ર ઉપરના મંત્રોથી એકલા ગોમૂત્ર ને દર્ભથી, કિંવા કુશોદકથી કર્મભૂમિને, મંડપને, અને પૂજન સામગ્રીને, પ્રોક્ષણ કરવું. તે પછી

**पृथ्वी त्वया धृता लोका देवि त्वं विष्णुना धृता ।**
**त्वं च धारय मां देवि पवित्रं कुरु चासनम् ॥**

ઉપરનો મંત્ર ભણી પોતાના આસનપર બેસવું પછી

**ॐ अनंतासनाय नमः । ॐ विमलासनाय नमः । ॐ पद्मासनाय नमः ॥**

એ નામમંત્રો બોલી તે અનંતાદિદેવોને નમસ્કાર કરવા.

**ॐ देवा आयान्तु, यातुधाना अपयान्तु; विष्णो देवयजनं रक्षास्व ॥**

એ પ્રમાણે બોલી શ્રીમહાવિષ્ણુને દેવયજનનું રક્ષણ કરવાની પ્રાર્થના કરી હોમ કરવામાટે સ્થંડિલ ( વેદી ) અથવા કુંડની રચના કરવી. જો તે પ્રથમથી કરી રાખ્યાં હોય તો આ સમયે માત્ર ઉપરની રીતે પંચગવ્યથી પ્રોક્ષણ કરી ભૂમિ–કૂર્માનંતનું નીચે પ્રમાણે પૂજન કરવું.

પ્રથમ બન્ને હાથમાં પુષ્પ રાખી, નીચેનો મંત્ર ભણી ભૂમિ દેવીનું ધ્યાન કરવું:—

**ॐ भूरसि भूमिरस्यादितिरसि विश्वधाया विश्वस्य भुवनस्य धर्त्री । पृथिवीं यच्छ पृथिवीं दृंह पृथवीं माहिंसीः ॥**

**विश्वाधारासि धरणी शेषनागो परिस्थिता ।**
**धृता चादिवराहेण सर्वकामफलप्रदा ॥**

તે પછી નીચે બતાવેલા નામમંત્રથી ચંદન, અક્ષત ને પુષ્પથી ભૂમિદેવીનું પૂજન કરવું:—

**ॐ भूम्यै नमः । सर्वोपचारार्थे गंधाक्षतपुष्पं च समर्पयामि ॥**

તે પછી નીચે પ્રમાણે બોલી, પૃથ્વીના આધારરૂપ કૂર્મસ્વરૂપ ભગવાનનું તથા અનંતરૂપ શેષનારાયણનું નીચે પ્રમાણે બોલી ગંધાક્ષત પુષ્પ અર્પણ કરી પૂજન કરવું:—

**ॐ कूर्मानंताभ्यां नमः सर्वोपचारार्थे गंधाक्षतपुष्पञ्च समर्पयामि ॥**

કદાપિ કોઈ મોટા કાર્યપ્રસંગે હુતદ્રવ્ય ( હોમ કરવાનાં દ્રવ્યો વધારે હોય તો સ્થંડિલ ( વેદીકા ) નહિ કરતાં તેના માન પ્રમાણે કુંણ્ડરચના કરવી પડે છે તેમાં કુણ્ડનું પૂજન કરવાનું હોય છે જો એવો પ્રસંગ હોય તો નીચે ટીપ્પણમાં બતાવ્યા પ્રમાણે પ્રથમ ઉપર પ્રમાણે માર્જન, પ્રોક્ષણ, ભૂમિપૂજન તથા કૂર્માનંતનું પૂજન કરી, પછી આચાર્યે જાતે કે યજમાન પાસે બતાવેલી રીતે કુણ્ડપૂજન કરી કે કરાવી અગ્નિ સ્થાપન કરવું*

---

* પ્રથમ આચમન પ્રાણા યામ કરી નીચે બતાવ્યા પ્રમાણે સંકલ્પ કરવો.

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अस्मिन् कर्मणि** ( ચાલુ પ્રયોગનું નામ દેવું ) **परिसमूहनादिपञ्चभूसंस्कारपूर्वकमग्निप्रतिष्ठां करिष्ये तदंगत यादौ कुण्डे मेखला योन्यादीनामधिष्ठातृदेवतानां स्थापनं पूजनं च करिष्ये ॥**

એ પ્રમાણે સંકલ્પ કરી તૈયાર કરેલા અગ્નિકુણ્ડનું દર્ભથી માર્જન

કુર્માનંતનું પૂજન કર્યા પછી આચમન પ્રાણાયામ કરી નીચે પ્રમાણે સ્થંડિલ ( હોમ સારું કરેલી વેદિકાની ) પ્રતિષ્ઠા કરવી.

કોઇ મોટા પ્રયોગમાં કુંડ કર્યો હોય કે સ્થંડિલ હોય તો તેની પણ પ્રતિષ્ઠા આ પ્રમાણે કરવી.

પ્રથમ નીચે પ્રમાણે સંકલ્પ કરવો:-

**अद्याद्य अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अस्मिन् कर्मणि कर्मसिद्धये । स्थंडिलप्रतिष्ठापूजनं करिष्ये ।**

---

કરવું એટલે સંજવારીની પેઠે દર્ભો ફેરવવા. પછી બીજા દર્ભોવડે કુંડને ઉપરના વિધિથી કરેલા પંચગવ્યથી કે શુદ્ધ જળથી પ્રોક્ષણ કરવું ( છાંટવું ).

પોતાના ખોબામાં ફુલ રાખી તે ફુલ કુણ્ડને અડકાડી રાખી નીચેના મંત્રો ભણી તે કુણ્ડનું આવાહન કરવું:—

**आवाहयामि तत्कुण्डं विश्वकर्मविनिर्मितम् ।**
**शारिरं यच्चते दिव्यमग्न्यधिष्ठानमद्भुतम् ॥**

તે પછી નીચેના મંત્રથી બે હાથ. જોડી રાખી કુંડની પ્રાર્થના કરવી:—

**ये च कुण्डेस्थिता देवाः कुण्डाग्ने याश्च देवताः ।**
**ऋद्धिं यच्छंतु ते सर्वे यज्ञसिद्धिमुदान्विताः ॥**
**हे कुण्ड तव निर्माणं रचितं विश्वकर्मणा ।**
**अस्माकं वांछितां सिद्धिं यज्ञसिद्धिं ददातु भोः ॥**

તે પછી તે કુણ્ડમાં વિશ્વકર્માનું પૂજન કરવું:—

પછી બન્ને હાથમાં ફૂલ અને અક્ષત રાખી.

કુંડમાં એક નાની ચોખાની ઢગલી કરી તે પર સોપારી મૂકી તેમાં વિશ્વકર્માની ભાવના કરી નીચેના મંત્રથી આવાહન કરી પૂજન કરવું.

**ॐ विश्वकर्मन् हविषा वर्धनेन त्रातारमिन्द्रमकृणोरवध्यम् । तस्मै विशः समनमन्त पूर्वीरयमग्रो विहव्यो यथासत् । उप-यामगृहितोऽसीन्द्राय त्वा विश्वकर्मणे । एष ते योनिरिन्द्राय त्वा विश्वकर्मणे ॥ ४६ ॥**

**ॐ विश्वकर्मणे नमः ॥**

એ નામ મંત્રથી ચંદન પુષ્પાદિ ઉપચારોથી કુણ્ડમાં વિશ્વકર્માનું પૂજન કરવું.

તે પછી બે હાથ જોડી વિશ્વકર્માની નમસ્કાર પૂર્વક પ્રાર્થના કરવી.

**अज्ञानाज्ज्ञानतो वापि दोषाः स्युः खननोद्भवाः ।**
**नाशयत्वं हि तान्सर्वान् विश्वकर्मन्नमोस्तुते ॥**

તે પછી કુણ્ડના ઉપરની સર્વથી પહેલી ધોળાવર્ણ( રંગ )થી સુશોભિત કરેલી મેખલાપર ચોખાની ઢગલી કરી તે પર સોપારી મૂકી તેમાં શ્રીવિષ્ણુનું નીચેના મંત્રોથી આવાહન કરી પૂજન કરવું:—

**ॐ विष्णो यज्ञपते देव दुष्टदैत्य निषूदन ।**
**विभो यज्ञस्य रक्षार्थं कुण्डे सन्निहितो भव ॥**

નીચેના મંત્રો ભણવાઃ—

**ॐ मनो जूतिर्जुषता माज्यस्य बृहस्पतिर्यज्ञमिमं तनोतु । अरिष्टं यज्ञं समिमं दधातु विश्वे देवास इह मादयन्तामोऽम्प्रतिष्ठ ॥ $\frac{13}{2}$ ॥**

**ॐ इदं विष्णुर्विचक्रमे त्रे धा निदधे पदम् । समूढमस्य पांसु रे स्वाहा ॥**

**ॐ विष्णवे नमः ॥**

પછી નીચે પ્રમાણે બોલી તે પહેલી મેખળાનું ગંધાક્ષતથી પૂજન કરવું.

**ॐ प्रथममेखलायै विष्णुदैवत्यै श्वेतवर्णालंकृतायै नमः ॥**

તે પછી તે કુણ્ડની મધ્યમેખલા એટલે ઉપરની–પહેલીથી બીજી વચલી મેખલા ઉપર ચોખાની ઢગલી કરી તેના ઉપર સોપારી મૂકી તેમાં બ્રહ્માનું આવાહન કરી, નીચેના મંત્રોથી પૂજન કરવું.

**ॐ हंसपृष्ठसमारूढ देवदेवगणावृत ।**
**रक्षार्थं मम यज्ञस्य कुण्डेऽस्मिन्सन्निधो भव ॥**

**ॐ ब्रह्म जज्ञानं प्रथमं पुरस्ताद्वि सी मतः सुरुचो वेन आवः । सुबुधन्या उपमा अस्य विष्ठाः सतश्च योनि मसतश्च विवः ॥ $\frac{13}{3}$ ॥**

**प्रतिष्ठां तां करोम्यत्र कलशैर्देवतैः सह ।**
**प्रतिष्ठा सर्वदेवानां मित्रावरुणयोस्तथा ॥**

**ॐ ब्रह्मणे नमः ॥**

**ॐ द्वितीयायै ब्रह्मदैवत्यै रक्तवर्णालंकृतायै मेखलायै नमः ॥**

એ મંત્રોથી બ્રહ્માની પૂજા કરી, નીચેના મંત્રથી રાતાવર્ણવાળી મધ્યમેખલાનું પૂજન કરવું.

એ મંત્રોથી એ બ્રહ્મદૈવત્યવાળી બીજી–મધ્ય મેખળાનું પૂજન કરી ને પછી ત્રીજી છેલ્લી કૃષ્ણવર્ણથી શોભિતી કરેલી મેખળામાં રુદ્રની પૂજા કરવી.

**गंगाधर महादेव वृषारूढ महेश्वर ।**
**आगच्छ भगवन् रुद्र कुण्डेऽस्मिन्सन्निधोभव ॥**

**ॐ नमस्ते रुद्र मन्यव उतोत इषवे नमः ॥ बाहुभ्या मुतते नमः ॥ $\frac{१६}{१}$ ॥**

એ પ્રમાણે ત્રીજી–સૌથી છેલ્લી કાળાવર્ણની મેખલામાં રુદ્રનું આવાહન કરી તેમનું ગંધાક્ષતથી પૂજન કરવું:—

**ॐ रुद्रायनमः ।**

**ॐ तृतीयायै रुद्रदैवत्यै कृष्णवर्णालंकृतायै मेखलायै नमः ।**

એ મંત્રથી એ ત્રીજી મેખલાનું પૂજન કરવું—

તે પછી તે કુંડને કરેલી યોનીનું પૂજન કરવું.

એ ઉપરના મંત્રો ભણીને હાથમાં રાખેલાં પુષ્પાક્ષતાદિ પ્રતિષ્ઠા કર્યાની ભાવનાથી સ્થંડિલ પર નાખી નીચેના મંત્રથી સ્થંડિલમાં

---

માત્ર જે યોનીકુંડ હોય છે તેને યોની કરવામાં આવતી નથી; યોનિ એટલે માયા, જગતને ઉત્પન્ન થવાનું કારણ, અથવા જગતનું ઉત્પત્તિસ્થાન એજ, બાકી જે કૌલિકલોકો કહે તે કાંઇ નહિ, ભગવતી ચિતિ શક્તિની પણ તે નામથી સ્તુતિ કરાયેલી છે જેમકે **हे विश्वयोने ।** ( હે જગતને પ્રકટ થવાના કારણ ! )

**हिमाद्रितनये गौरि शंकरप्राणवल्लभे ।**
**आगच्छ त्वं महादेवि योन्यामत्र स्थिराभव ॥**
**योने त्वं विश्वरूपासि प्रकृतिर्विश्वधारिणि ।**
**कामस्था कामरूपा च विश्वयोन्यै नमोनमः ॥**

**ॐ क्षत्रस्य योनिरसि क्षत्रस्य नाभिरसि । मात्वाहिंसी-न्मामा हिंसीः ॥ $\frac{२०}{१}$ ॥**

**ॐ विश्वयोन्यै नमः ॥**

એ મંત્રથી યોનીનું પૂજન કરીને કુંડના કંઠનું પૂજન કરવું, તેમાં નીચેના મંત્રોથી કંઠનું આવાહન કરી, તે કંઠનું ગંધાક્ષત પુષ્પથી પૂજન કરવું:—

**ॐ नीलग्रीवाः शितिकण्ठा दिवं रुद्रा उपश्रिताः । तेषां सहस्रयोजनेऽव धन्वानि तन्मसि ॥ $\frac{१६}{५६}$ ॥**

**ॐ कण्ठाय नमः ॥**

રહેલા તેના અધિષ્ઠાતા દેવની ચંદન, અક્ષત ને પુષ્પથી પૂજા કરવી. [ આ સ્થલે જો હોમ કરવા કુંડ બનાવ્યો હોય તો સ્થંડિલ ને બદલે કુંડની પણ આ રીતે પ્રતિષ્ઠા કરવી ].

**ॐ भू र्भुवः स्वः स्थंडिलाधिष्ठातृ देवताभ्यो नमः ॥**

એ મંત્રથી ચંદન, અક્ષત ને પુષ્પથી કુંડની પૂજા કરવી.

પછી નીચેના મંત્રથી કણ્ઠની પ્રાર્થના કરવીઃ—

**कण्ठ मङ्गलरूपेण सर्वकुण्डे प्रतिष्ठितः ।**
**परितो मेखलास्त्वत्तो रचिता विश्वकर्मणा ॥**

એ પ્રમાણે કુણ્ડના કંઠની પ્રાર્થના કરી કુંડની નાભીની નીચેના મંત્રોથી પૂજા કરવીઃ—

**पद्माकाराथवाकुण्डसदृशाकृति बिभ्रति ।**
**आधारः सर्वकुण्डानां नाभिमावाहयाम्यहम् ॥**

એ મંત્રથી નાભીનું આવાહન કરી નીચેના મંત્રોથી તેનું પૂજન કરવું.

**ॐ नाभिर्मे चित्तं विज्ञानं पायुर्मेऽपचितिर्भसत् । आनन्दनन्दावाण्डौ मे भगः सौभाग्यं पसः । जङ्घाभ्यां पद्भ्यां धर्मोऽस्मि विशिराजा प्रतिष्ठितः ॥ २०/९ ॥**

**ॐ नाभ्यै नमः ॥**

એ પ્રમાણે પૂર્વોક્ત મંત્રોથી ગંધાક્ષતપુષ્પથી પૂજા કરી, નીચેના મંત્રથી પ્રાર્થના કરવી.

પછી પંચભૂસંસ્કાર કરી ને તે સ્થંડિલ વા કુંડમાં અગ્નિનાયણનું સ્થાપન કરવું. તેમાં પ્રથમ આચમન-પ્રાણાયામ કરી નીચે બતાવેલી રીતે સંકલ્પ કરવો:-

**अत्राद्य अमुकमासे अमुकपक्षे अमकातिथौ अमुकवासरे अस्मिन् [ सग्रहमखरजोदर्शनशान्त्याख्य ] कर्मणिपंचभूसंस्कारपूर्वकमग्निस्थापनं करिष्ये ॥**

---

**नाभे त्वं कुण्डमध्ये तु देवैः सह प्रतिष्ठिता ।**
**अतस्त्वं पूजिता देवि शुभदा ऋद्धिदा भव ॥**

તે પછી કુંડના× નૈઋત કોણમાં ચોખાની નાની ઢગલી કરી તેમાં બતાવેલા મંત્રોથી વાસ્તુપુરુષનું આવાહન કરવું:—

**आवाहयामि देवेश वास्तोष्पतिं महाबलम् ।**
**देवदेवं गणाध्यक्षं पातालतळवासिनम् ॥**

**ॐ वास्तोष्पते प्रतिजानीह्यस्मान् त्स्वावेशोऽ अनमिवो भवानः । यत्त्वे महे प्रति तन्नो जुषस्व शन्नोऽभव द्विपदे शं चतुष्पदे ॥**

**ॐ वास्तुपुरुषाय नमः ॥**

એ મંત્રોથી વાસ્તુપુરુષની ચંદન, અક્ષત ને પુષ્પથી પૂજા કરી, ને

---

**×कुण्डमध्ये नैर्ऋतिकोणे वास्तुपुरुषं पूजयेत् ॥**
આ પ્રમાણે વચન હોવાથી કુંડમાં એમ લખ્યું છે, માટે ત્યાંજ વાસ્તુપુરુષનું પુજન કરવું.

## ॥ अग्निस्थापनम् ॥

પૃષ્ટ ૧૫ માની ટીપમાં બતાવ્યાપ્રમાણે મંડપ સ્થાપન કરી, પ્રાચીસાધન ( શુદ્ધ પૂર્વદિશાનો નિશ્ચય ) કરી, તે મંડપના મધ્યમાં પોતાને રહેવાના ઘરનો કિંવા અન્ય કોઇના દ્વારનો શાખાવેધ લાગુ ના પડે ( કોઇની શાખા ના ગળે ) એમ હોમ માટે અગ્નિનારાયણના આયતનરૂપ–આશ્રયરૂપ–( સિંહાસન અથવા આસનરૂપ ) એક હસ્ત ( હાથ )ના માપનું સમચોરસ સ્થંડિલ કિંવા કુંડ બનાવવો. અને પછી તેને અબીલ, ગુલાલ તથા અન્ય રંગોથી સુશોભિત કરવો. ગ્રહ-યજ્ઞમાં આશરે એક સહસ્ર સંખ્યાની આહુતિઓના માપનું સ્થંડિલ

---

એક ખાખરાનું કે વડનું પાનડું કે બીજું કોઇ પાત્ર મૂકી તે વાસ્તુ પુરુષને કાચા અડદ તથા કુષ્માંડનો–કોળાનો એક સોપારી જેટલો કટકો મૂકી બલિદાન કરવું. પછી નીચે પ્રમાણે બોલી જળ મૂકવું.

**ॐ वास्तुपुरुषाय नमः । इमं बलिं समर्पयामि ॥**

એ પ્રમાણે બલિદાન આપી નીચે પ્રમાણે બોલી પ્રાર્થના કરવી.

**यस्य देहे स्थिताक्षोणि ब्रह्मांडं विश्वमंडलम् ।**
**व्यापिनं भीमरूपञ्च सुरूपं विश्वरूपिणम् ॥**
**पितामहसुतो मुख्य स्तुभ्यं वास्तुपते नमः ॥**

એ પ્રમાણે પ્રાર્થના કરીને અગ્નિનું સ્થાપન કરવું.

પછી આ ગ્રંથના પૃષ્ટ ૧૨૭ થી ૧૩૨ મા સુધીમાં બતાવેલી સ્થંડિલપ્રતિષ્ઠા પ્રમાણેજ કુંડની પ્રતિષ્ઠા કરી પંચભૂસંકારો કરી, અગ્નિ સ્થાપન કરવું.

થાય છે. તેમાં પણ મોટા સ્થંડિલમાં હોમ ન્યૂન કરી શકાય છે પણ નાના સ્થંડિલમાંહોમ અધિક સંખ્યાનો કરાતો નથી. માટે આ સ્થળે એક સહસ્ર આહુતિના માપથી એક હસ્તનું સ્થંડિલ અથવા કુંડરચના કરવા લખ્યું છે*

* ॥ शिखरिणी वृत्तम् ॥

शतार्धेरत्निस्याच्छतपरिमिते रत्निविततम्
सहस्रे हस्तं स्यादयुतहवने हस्त युगलम् ।
चतुर्हस्तं लक्षे प्रयुतहवनेषट्करमितैः
ककुब्भिर्वा कोटौ नृपकरमपि प्राहुरपरे ॥ १ ॥

દશ આહુતિઓમાં બાર અંગુલ, પચાશ આહુતિઓમાં એકવીસ અંગુલ, સો આહુતિઓમાં બાવિશ અંગુલ ને ચાર યવ, તથા એક સહસ્ર આહુતિઓએ એક હસ્ત( હાથ )નું સ્થંડિલ જોઇએ. દશ સહસ્ર આહુતિઓમાં બે હસ્ત, લક્ષ આહુતિઓમાં ચાર હસ્ત, દશ લાખ આહુતિઓમાં છ હાથ અને કોટી હોમમાં–એક કરોડ આહુતિઓમાં નૃપતિના [ યજમાનના ] આઠ હાથનું પ્રમાણ વિદ્વાનોએ કર્યું છે.

॥ इंद्रवज्रावृत्तम् ॥

कृतोर्ध्वबाहु समभूगतस्य
कर्तुः शरांशः प्रपदोच्छ्रितस्य ।
यो व्यास हस्तो स्यजिनांशकोपि
स्यादङ्गुलंतत्त्वादिभांशकाये ॥

સમાન અથવા સપાટ ભૂમિમાં ( ખાડા ટેકરાવાળી નહિ એવી સરખી ) ભૂમિમાં જઇ મૃગાજિન મૃગચર્મના આસન પર જેનાથી

એક હસ્તના માપથી સ્થંડિલ ( વેદિકા ) કે કુણ્ડ તૈયાર કરી, તેને અબીલ, ગુલાલ, અથવા વિવિધ રંગોથી અલંકૃત ( સુશોભિત ) કરીને નીચે પ્રમાણે તે સ્થંડિલપર પંચભૂસંસ્કાર કરી અગ્નિસ્થાપન કરવું:—

---

સુગમ પડે એવું કોઇ સૂત્ર કે પાકી દોરીને છેડા પર ગાંઠવાળી, તે ગાંઠવાળો છેડો પોતાના જમણાપગના અંગુઠા તળે દબાવી હાથને ઉંચા કરી માત્ર અંગુઠા પર ઉભા રહેવું, તેમાં પગના અંગુઠાથી જમણા હાથની મધ્યમા ( વચલી ) આંગળીના અગ્રસુધી જેટલો વિસ્તાર થાય તે સૂત્રથી માપી લઇને તે સૂત્રને પાંચ વડું—ગણું-કરવું; તે યજમાનનો પંચમાંશ કહેવાય. એ સૂત્રના માપથી એક છોલેલા લાકડાનો કે વાંસનો કકડો લઇ તેનાથી એ પંચમાંશના સૂત્રપરથી લાકડાપર માપ લેવું. તે પંચમાંશનો કરેલો લાકડાનો કકડો તે હાથ કહેવાય. પછી વધારે જાણવાની જરુર હોય તો તેના સરખા માપે ચોવિશ અંશો—ભાગોનાં નિશાન કરવાં તે તેનાં અંગુલ થયાં જાણવાં. એ પંચમાંશને ગજ માની, તેનાં ચોવિશ અંગુલ અથવા તસુ માનવાં. એ પંચમાંશ તેજ હસ્ત માની તે પ્રમાણે સમચોરસ સ્થંડિલ કે કુંડ બનાવવો. કુંડનાં જે પંચમાંશના ચોવિશ વિભાગ કરી અંગુલ ( તસુ ) પાડયાં છે, તે ઉપરથી જો કુંડ કરવો હોય તો સમચોરસ એક હાથ રાખી તેની મેખલાઓ કરવી. પહેલી મેખળા બે આંગળ ભૂમિથી ઉંચી ને બે આંગળ પહોળી, મધ્ય મેખળા ત્રણ આંગળ ઉંચી ને ત્રણ પહોળી, તથા સૌથી ઉપરની ચાર આંગળ ઉંચી ને ચાર પહોળી કરવી. એટલે કુંડના મધ્યમાં નવ આંગળનો ગર્ત ( ખાડો ) થાય છે. વળી કહ્યું છે કે:-

# ॥ पञ्चभूसंस्काराः ॥

## दर्भैः त्रिः परिसमुह्य ॥ १ ॥

પ્રથમ જમણા હાથની કનિષ્ઠિકા ( ટચલી આંગળી ) ને અંગુઠાના મધ્ય ભાગથી ત્રણ દર્ભો લઈ દક્ષિણથી આરંભી ઉત્તરભણી જાય એમ ત્રણવાર અને પછી પશ્ચિમથી આરંભી પૂર્વભણી જાય એમ ત્રણ વાર

---

**यवो यूका च लिक्षाच वालाग्रं चेत्रमादयः ॥**

યજમાનનો જે પંચમાંશ કાઢ્યો તેનો ચોવિશમો જે ભાગ તે એક અંગુલ કહેવાય, અંગુલનો ( અષ્ટમાંશ ) આઠમો ભાગ તે એક યવ, યવનો અષ્ટમાંશ તે એક યૂકા, અને યુકાનો અષ્ટમાંશ તે એક લિક્ષા અને લિક્ષાનો અષ્ટમાંશ તે એક વાલાગ્ર કહેવાય છે.

**॥ शार्दूलविक्रीडितवृत्तम् ॥**

૪ ૨(૨૪)૪ ૩(૩૪)૧ ૪(૪૧)૮ ૪(૪૮)૩ ૫(૫૩)

**वेदाश्विर्णीयुगाग्नयः शशियुगान्यष्टाब्धयस्त्रिषवो**

૮ ૫(૫૮)૩ ૬(૬૩)૬ ૬(૬૬) ૨ ૭(૭૨)૫ ૭(૭૫)

**ष्टाक्षावह्नि रसारसाङ्क मिलिता नेत्रर्षयोक्षः स्वराः ।**

૦ ૦ ૫ ૫ ૬ ૪

**अंगुल्योथ यवाक्षखभ्रमिषवाः खंपंचषट् सागराः**

૭ ૦ ૭

**सप्ताभ्रं मुनयस्त्वमिति गदिता वेदास्त्रके बाहवः ॥**

ભાવાર્થ આ તળેના કોષ્ટકથી સમજાય છે; માટે અર્થ લખી, પીષ્ટપેષણવત્ કર્યું નથી.

[ સંજવારીની પેઠે ] તે સ્થંડિલ વા કુણ્ડપર ફેરવી તે દર્ભો* ઇશાન કોણમાં નાખવા. ૧.

| સહસ્રની સંખ્યા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | હ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અંગુલ | ૨૪ | ૩૪ | ૪૧ | ૪૮ | ૫૩ | ૫૮ | ૬૩ | ૬૬ | ૭૨ | ૭૫ | અં. |
| યવ. | ૦ | ૦ | ૫ | ૦ | ૫ | ૬ | ૪ | ૭ | ૦ | ૭ | ય. |

કુંડાર્કના આધારે આહુતિના માન પ્રમાણે સ્થંડિલ વા કુણ્ડનું માપ.

| આહુતિની સંખ્યા. | ૧૦ | ૫૦ | ૧૦૦ | સહસ્ર | ૧૦ સ૦ | ૫૦ સ૦ | લક્ષ | ૧૦ લ૦ | ૨૦ લ૦ | ૫૦ લ | કોટિ | કોટિ | કોટિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સ્થંડિલ અથવા કુંડનું માન. | ૧૨ | ૨૧ | અં ૨૨/૪ યવ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ વા ૬ | ૬ | ૭ | ૮ | ૧૦ | ૧૬ |
| | અંગુલ | અં. | અં૦ યવ | હસ્ત | | | | હસ્ત | હ૦ | હ | હ૦ | હ૦ | |

* **हरिता यज्ञियादर्भा पीतका पाकयज्ञियाः । समूला-पितृदैवत्या कल्माषा वैश्वदेविकाः ॥ कुशकंडिकाभाष्य ॥**

**ભાવાર્થઃ**—યજ્ઞના ઉપયોગમાં લીલા, જેમાં ચરુપાક બનાવવાનો હોય એવા યજ્ઞમાં પીળા, પિત્ર્યકર્મ શ્રાદ્ધાદિ કર્મમાં સમૂળા અને વૈશ્વદેવક્રિયામાં સુકાઇ ગયેલા કે ઝાંખા પડિ ગયેલા હોય એવા દર્ભોપણ ઉપયોગી ગણાય છે.

**गोमयोदकाभ्यां त्रिरुपलिप्य ॥ २ ॥**

ગોમય ( ગાયનું છાણુ )* અને શુદ્ધ જળવડે પોતાનો જમણો હાથ પશ્ચિમથી પૂર્વભણી સ્થંડિલના પ્રમાણમાં ફેરવી સ્થંડિલપર ત્રણ વાર લીંપવું.

**यज्ञकाष्ठेन तिस्रो रेखा उल्लिख्य ॥ ३ ॥**

હોમ કરવાનાં સમિધોમાંથી અથવા દર્ભોમાંથી એક સમિધ કે દર્ભ લઈ તે સ્થંડિલપર લીંપેલા સ્થળમાં પશ્ચિમથી પૂર્વમાં જાય એવી રીતે ત્રણ રેખાઓ કરવી. ( લીટા કરવા. )

**अनामिकाङ्गुष्ठाभ्यांमुल्लिखितपांसूनुधृत्य ॥ ४ ॥**

---

**कृमिकीट पतंगाश्च विचरन्ति महितले ।**
**तेषां संरक्षणार्थाय परिसमूह्येतिकथ्यते ॥ कुशकण्डिकाभा० ॥**

**ભાવાર્થ:**—આ પૃથ્વીપર અનેક જાતિના નાના મોટા જીવજંતુઓ અને કીટપતંગાદિ ફર્યા કરે છે: તેમના સંરક્ષણ માટે આસ્થળે પૂર્વાચાર્યોએ તેમને દૂર કરી યજ્ઞકાર્યની પ્રવૃત્તિ કરવા સૂચવ્યું છે. એટલા માટેજ પરિસમૂહન કરવાની આજ્ઞા કરી છે.

* **अमेध्यसेविनीया न स्यात्प्रजातरुणी च गौः ।**
**तद्गोमयं गृहितव्यमुपलेपायनापरम् ॥**

**ભાવાર્થ:**—જે ગાય મલિન વસ્તુનો આહાર ના કરે, જેને વાછડી કે વાછડો હોય, વળી અવસ્થાએ યુવતી હોય, તેનું ગોમયજ ઉપલેપનના કામમાં તથા પંચગવ્ય બનાવવાના ઉપયોગમાં લેવું.

પોતાના જમણા હાથનો અંગુઠો ને અનામિકા ( ટચલીની જોડની ) આંગળીવડે ઉપર બતાવ્યા પ્રમાણે કરેલી ત્રણ રેખાઓના પૂર્વ ભાગમાંથી થોડી થોડી મૃત્તિકા લઇ પૂર્વ કે ઉત્તર દિશામાં એક વેંત દૂર બહાર નાખી દેવી તે ઉદ્ધરણ કહેવાય.

**उदकेन त्रिरभ्युक्ष्य ॥ ५ ॥**

પછી તે ઉલ્લેખન ઉદ્ધરણ કરેલા સ્થંડિલપર જમણો હાથ છતો રાખી તેમાં શુદ્ધ સ્વચ્છ જળ લઇ ડાબા હાથ ભણી થઇને જાય એમ પ્રદક્ષિણાની રીતે ફેરવીને તે સ્થંડિલને ત્રણ વાર અભ્યુક્ષણ+ કરવું. ( છાંટવું ).

**॥ इति पञ्चभूसंस्काराः ॥**

તે પછી યજમાનપત્ની પાસે જો પોતાના ઘરમાં અગ્નિહોત્રના અનુષ્ઠાનને લીધે પ્રતિદિન અગ્નિ રખાતો હોય તો તેમાંથી, નહિ તો ચૂલામાંનો લૌકિકાગ્નિ કાંસાના સંપૂટમાં મંગાવી તેને સ્થંડિલ કે કુંડના અગ્નિકોણમાં મૂકાવવો; પછી આચાર્યે તે સંપૂટની થાળીઓ દઝાય નહિ એમ બીજા શુદ્ધ વસ્ત્રથી ઝાલી ઉઘાડી તે અગ્નિમાંથી '**ॐ हुं फट्**' એવો ઉચ્ચાર કરી જરાક અગ્નિને ક્રવ્યાદાંશ ( સ્મશાનાગ્નિના ) અંશરૂપ માનીને તે સ્થંડિલ કે કુંડના નૈઋત કોણમાં બહાર કાઢી નાંખવો.

---

\+ **अद्भिः प्रादक्षिण्येनाभ्युक्ष्य** ( જમણો હાથ પ્રદક્ષિણાની રીતે ફેરવી અભ્યુક્ષણ કરવું. **उत्तानेनतु हस्तेन कर्तव्यं प्रोक्षणंबुधैः** ॥ ( વિદ્વાનોએ હાથ છતો રાખીને અભ્યુક્ષણ કરવું. )

વળી અગ્નિ ક્યાંથી લાવવો; તે વિષે પણ કહ્યું છે કેઃ—

' **उत्तमोऽरणिजन्योऽग्निरुत्तमः सूर्यकांतजः । उत्तमः**

તે પછી તે અગ્નિવાળા સંપૂટની થાળી જમણા હાથે લૂગડાવડે થાળીનો છતો ભાગ પોતાના સામો રાખી અગ્નિ આત્માભિમૂખ રાખી-એટલે પોતાનાથી થાળીનું તળ જણાય એમ રાખીને તે અગ્નિનું સન્મુખ રાખીને નીચેનો મંત્ર ભણતાં સ્થંડિલમાં કે કુણ્ડમાં સ્થાપન કરવું:—

**ॐ अग्निं दूतं पुरो दधे हव्यवाहमुपब्रुवे । देवाँ २ ॥ आसादयादिह ॥ २२/१७ ॥**

તે પછી જેમાં યજમાનપત્નીથી અગ્નિ લવાયો હોય તે બન્ને કાંસાનાં પાત્રોમાં ચંદનના છાંટા નાંખી, અક્ષત અને જળ નાંખવાં. ને પછી તેને પ્રજવલિત કરવા તુરતજ સૂકાં લાકડાનાં છોડીઆં અથવા અડાયાં છાણાં મૂકી તેને પ્રજ્વલિત કરવો, પ્રજ્વલિત થયેલા તે અગ્નિનું નીચેના મંત્રો ભણી ધ્યાન કરવું.

**ॐ चत्वारि शृङ्गा त्रयो अस्य पादा द्वे**

---

**श्रोत्रियागारान्मध्यमः स्वगृहादपि ॥ श्रोत्रियागारजं वापि सूर्यकांतोद्भवंतु वा ॥ अरणीसंभवं वापि क्षिप्तं स्वर्णादि भाजने॥**

અરણીનાં કાષ્ટોના ઘર્ષણથી ઉપજેલો તથા સૂર્યકાંતમણિથી પ્રકટ થયેલો કિંવા કોઇ શ્રોત્રિયના ઘેરથી આણેલો અગ્નિ ઉત્તમ ગણાય છે. ને પોતાના ઘરનો મધ્યમ છે. શ્રોત્રિયના ઘરનો, સૂર્યકાંતથી ઉત્પન્ન થયેલો, અને અરણીનાં કાષ્ટોથી ઉપજેલો અગ્નિ શ્રેષ્ઠ છે. સુવર્ણ આદિના પાત્રમાં મૂકાએલો અગ્નિ હોમના ઉપયોગમાં લેવો.

**शीर्षे सप्त हस्तासो अस्य । त्रिधा बद्धो वृषभो रो रवीति मह्नो देवो मर्त्याँ २ ॥ आविवेश ॥**

**सप्तहस्तश्चतुः शृंगः सप्तजिह्वो द्विशीर्षकः ।**
**त्रिपाद्प्रसन्नवदनः सुखासीनः शुचिस्मितः ॥**
**स्वाहां तु दक्षिणे पार्श्वे देवीं वामे स्वधां तथा ।**
**बिभ्रद्दक्षिणहस्तैस्तु शक्तिमन्नं स्रुचं स्रुवं ॥**
**तोमरं व्यंजनं वामे घृतपात्रं च धारयन् ।**
**आत्माभिमुखमासिन एवंरूपोहुताशनः ॥**

તે પછી નીચેપ્રમાણે ભણી, નમસ્કાર પૂર્વક અગ્નિની પ્રાર્થના કરવી.

**अग्ने ! वैश्वानर ! शांडिल्यासितदेवलेति त्रिप्रवरान्वित भूमिर्माता वरुणः पिता मेषध्वज प्राङ्मुख मम संमुखो भव ।**

તે પછી આ રજોદર્શનશાંતિ એ પણ શાંતિનો પ્રયોગ હોવાથી નીચે પ્રમાણે બોલી, નમસ્કારપૂર્વક તે અગ્નિમાં **वरद*** નામના અગ્નિની પ્રતિષ્ઠા કરવી.

---

* **वह्निस्तु लक्षहोमे तु कोटिहोमे हुताशनः ।**
**पूर्णाहुत्यां मृडो नाम शांतिके वरदस्तथा ॥ इतिवसिष्ठस्मृतौ ॥**

**ભાવાર્થ:**—લક્ષહોમમાં વહ્નિ, કોટિહોમમાં હુતાશન, પૂર્ણાહુતિમાં મૃડ અને પ્રત્યેક શાંતિકર્મમાં વરદ નામના અગ્નિનું પૂજન થાય છે.

**आस्मिन् शान्तिके कर्मणि वरदनामाग्निं प्रतिष्ठापयामि ॥**

તે પછી નીચેના મંત્રથી તે અગ્નિનું ચંદન, અક્ષત, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્યથી પૂજન કરવું.

**ॐ भूर्भुवः स्वः अग्नये नमः**

તે પછી અગ્નિમાં બીજાં અડાયાં છાણાં અથવા સૂકાં કાષ્ટાદિ ઇંધન મૂકી, પ્રજ્વલિત કરી નીચેનો મંત્ર ભણી તે પ્રજ્વલિત અગ્નિને પ્રણામ કરવો:-

**अग्निं प्रज्वलितं वंदे जातवेदं हूताशनम् ।**
**हिरण्यवर्णमनलं समृद्धं विश्वतो मुखम् ॥**

**॥ इति अग्निस्थापनम् ॥**

---

આ ચાલુ પ્રયોગ રજોદર્શનશાંતિનો હોવાથી તેમાં વિશેષે ભુવનેશ્વરીશાંતિ અને તેના અંગીભૂત દેવોનું પૂજન કરવાનું છે, તે નીચે બતાવેલી રીતે કરવું:-

પ્રથમ ઇશાનકોણમાં સૂર્ય, ઇંદ્ર, ઇંદ્રાણી, અને ભુવનેશ્વરી, એ ચાર દેવતાના ચાર કલશોનું સ્થાપન પૂજનક્રમે આ પુસ્તકના પૃષ્ટ-પર માની પંક્તિ ત્રીજીના મંત્ર महिद्यौः થી આરંભી પૃષ્ટ ૬૧માના મંત્ર ૯માની “ जालधिनाथाय नमो नमस्ते ” એ પંક્તિ સુધી પૂજા કલશપૂજન સાથે ન કરી હોય તો આ સમયે કરીને, તે કલશોનું સ્થાપન કરવું. પછી તે ચારે કલશોપર પૂર્ણપાત્ર તાંબાનાં તરભાણાં

અથવા અભાવે માટીનાં શરાવલાં કે રામપાત્ર ઢાંકી, તેમાં નીચે પ્રમાણે બતાવેલા ચાર દેવોની પ્રતિષ્ઠા કરી, તેમની પૂજા કરીને બેસારવા.

તેમાં પ્રથમ સૂર્યની, ઇંદ્રની, ઇંદ્રાણીની ને ભૂવનેશ્વરીની એ ચાર સોનાની મૂર્તિઓ અને એક સોનાની કદળી ( કેળ ) સ્તંભ પત્રો સહિત કરાવવીઃ પછી એ પાંચે દેવોની એક પાત્રમાં લઇ નીચે બતાવ્યા પ્રમાણે પ્રાણપ્રતિષ્ઠા કરવીઃ–

પ્રથમ આપ્રમાણે સંકલ્પ કરવોઃ–

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे आसां सूर्यइंद्रइंद्राणिभूवनेश्वरीकदलीमूर्तीनां घनादिदोषपरिहारार्थं अग्न्युत्तारणपूर्वकं प्राणप्रतिष्ठां करिष्ये ॥**

એ પ્રમાણે સંકલ્પ કરીને, તે ચારે મૂર્તિઓને તથા તે કદલી ( કેળ )ને જરા ઘીનો સ્પર્શ કરી નીચેના મંત્રો ભણી તે બધાંપર જળધારા કરવીઃ—

**ॐ समुद्रस्य त्वावकयाग्ने परिव्ययामसि । पावको अस्मभ्यं शिवो भव ॥ $\frac{१७}{४}$ ॥ हिमस्यत्वा जरायुणाग्ने परिव्ययामसि । पावको अस्मभ्यं शिवो भव ॥ $\frac{६}{५}$ ॥ नमस्ते हरसे शोचिषे नमस्ते अस्त्वर्चिषे अन्याँस्ते । अस्मत्तपन्तु हेतयः पावको अस्मभ्यं शिवोभव ॥ $\frac{१६}{११}$ ॥**

તે પછી તે પાંચે ઉપર જમણો હાથ ઢાંકી રાખી નીચે પ્રમાણે ભણીને પ્રાણપ્રતિષ્ઠા કરવીઃ—

ॐ आंह्रींक्रीं यंरंलंवं शंषंसंहंक्षंहंसः सोहं । आसां सूर्य-इंद्रइंद्राणीभूवनेश्वरीकदलीमूर्तीनां प्राणा इहप्राणाः ।

ॐ आंह्रीं क्रौं यंरंलंवंशंषंसंहंक्षंहंसः सोहं आसां । सूर्यइंद्रइंद्राणीभूवनेश्वरीकदलीमूर्तिनां जीवा इह स्थिताः ।

ॐ आंह्रीं क्रौं यंरंलंवंशंषंसंहंक्षंहंसःसोहं आसां । सूर्य-इंद्रइंद्राणीभूवनेश्वरीकदलीमूर्तीनां सर्वेन्द्रियाणि वाङ्मन-स्त्वक्चक्षुः श्रोत्रजिह्वाघ्राणपाणिपादपायूपस्थानि इहैवा-गत्य सुखं चिरं तिष्ठन्तु स्वाहा ॥

તે પછી તેમને સોળ સંસ્કાર સિદ્ધ થવા સારું સોળ વાર પ્રણવ ( ॐ )કાર મંત્રનો મનમાં જપ કરી જવો.

તે પછી ક્રમે સૂર્ય, ઇંદ્ર, ઇંદ્રાણી અને ભૂવનેશ્વરીનાં નીચેના મંત્રો ભણી ધ્યાનાવાહન કરવાં.

પ્રથમ નીચેનો મંત્ર ભણી સૂર્યનું ધ્યાનાવાહન કરવું:-

હાથમાં અક્ષત અને પુષ્પ રાખી નીચેનો મંત્ર ભણવો:-

ॐ आकृष्णेन रजसा वर्तमानो निवेशयन्न मृतं मर्त्यं च । हिरण्ययेन सविता रथेना देवो याति भूवनानि पश्यन् ॥ २३/४३ ॥

ॐ भूर्भुवः स्वः सूर्य इहागच्छ इहतिष्ठ । ॐ सूर्याय नमः सूर्यमावाहयामि ।

એ મંત્રો ભણી હાથમાં રાખેલાં અક્ષત–પુષ્પ સૂર્યનારાયણ પર ચઢાવવાં પછી એજ પ્રમાણે હાથમાં અક્ષત પુષ્પ રાખીનીચેના મંત્રથી ઇંદ્રનું ધ્યાન કરવું:—

ॐ त्रातारमिन्द्रमवितारमिन्द्रं हवे हवे सुहवं शूरमिन्द्रम् । ह्वयामि शक्रं पुरुहूत मिन्द्रं स्वस्तिनो मघवा धात्विन्द्रः ॥ २०/५० ॥

ॐ भूर्भुवः स्वः इन्द्र इहागच्छ इहतिष्ठ । ॐ इन्द्राय नमः इन्द्रमावाहयामि ॥

તે પછી તેજ પ્રમાણે ઇંદ્રાણીનું ધ્યાનાવાહન કરવું:—

ॐ अदित्यै रास्नासि विष्णो वेंष्योऽसि । ऊर्जेत्वा । अदब्धेन त्वा चक्षुषावपश्यामि । अग्नेर्जिह्वासि सुहूर्देवेभ्यो धाम्ने धाम्ने मे भव यजुषे यजुषे ॥ १/३० ॥

ॐ भूर्भुवः स्वः इंद्राणि इहागच्छ इहतिष्ठ । ॐ इन्द्राण्यै नमः इन्द्राणीमावाहयामि ॥

એજ પ્રમાણે ભુવનેશ્વરીનું ધ્યાનાવાહન કરવું:-

**ॐ श्रीश्च ते लक्ष्मीश्च पत्न्यावहोरात्रे पा-श्वे नक्षत्राणि रूपमश्विनौ व्यात्तम् । इष्णन्निषाणामुं म इषाण सर्वं लोकं मइषाण ॥ ३१/२२ ॥**

**ॐ भूभुर्वः स्वः भुवनेश्वरी इहागच्छ इहातिष्ठ । ॐ भूवनेश्वर्यै नमः भूवनेश्वरीमावाहयामि ॥**

એ પ્રમાણે ભૂવનેશ્વરીનું પણ આવાહન કરીને **ॐ भूर्भुवःस्वः श्रीसूर्याय नमः ।** એ મંત્ર બોલી સૂર્યનું, **ॐ भूर्भुवः स्वः श्री इंद्रायनमः ।** એ મંત્ર બોલી ઇંદ્રનું, **ॐ भूर्भुवः स्वः इंद्राण्यै नमः।** એ મંત્ર બોલી ઇંદ્રાણીનું ને **ॐ भूर्भुवः स्वः श्रीभुवनेश्वर्यै नमः ।** એ મંત્ર બોલીને શ્રીભુવનેશ્વરીનું ક્રમે તે ઇશાનકોણમાં સ્થાપન કરી કલશો મૂકેલા છે, તેમાં તે ચારે દેવોને તે કલશો પર ઢાંકેલાં પૂર્ણપાત્ર ( ઢાંકણાં )માં બેસારી આસન, પાદ્ય, અર્ધ્ય આચમન, સ્નાન, આચમન, વસ્ત્ર, ઉપવસ્ત્ર, યજ્ઞોપવીત, આચમન, ચંદન, અક્ષત, પુષ્પ, પરિમલદ્રવ્ય ( અબીર, ગુલાલ, સિંદુર આદિ સુંગધ દ્રવ્યાદિ. ), ધુપ, દીપ, નૈવેદ્ય, મુખવાસ, દક્ષિણા, આરતી, પ્રદક્ષિણા, મંત્રપુષ્પાંજળિ ને નમસ્કાર પર્યંત પૂજન પૂર્ણ કરી, નીચેપ્રમાણે ઉત્તર સંકલ્પ મૂકવો.

**अनया पूजया श्रीसूर्याद्यावाहितदेवताः प्रियन्ताम् ॥**

તે પછી હોમ કરવાના સ્થંડિલથી ઉત્તર ભાગમાં એક વાંસનું પાત્ર ( છાબડી ) મૂકી તે પર રક્ત( રાતું )વસ્ત્ર, પાથરી તેમાં

ચોખાની ઢગલી કરી તે પર, પ્રથમ સૂર્ય તથા ઇંદ્રાદિની મૂર્તિઓ સાથે પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવી છે તે સુવર્ણની કદલી( કેળ )નું સ્થાપન કરવું. અને પછી તેનું **ॐ श्रीकदल्यै नमः ।** એ મંત્રથી ધ્યાન, આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન, સ્નાન, આચમન વસ્ત્ર, ગંધ, પુષ્પ, ધુપ, દીપ, નૈવેદ્ય, ફલ-તાંબુલ, દક્ષિણા, આરતી, પ્રદક્ષિણા, મંત્રપુષ્પાંજલિ ને નમસ્કાર, પર્યંત પૂજન કરી નીચે પ્રમાણે ઉત્તરસંકલ્પ મૂકવો:-

**अनया पूजया सूर्यदैवत्या कदली । प्रीयताम् ॥**

તે પછી આગળ વરણ કરેલા બ્રાહ્મણની દ્વારા, ને તેમ ના બને એવું હોય તો યજમાને જાતે સૂર્યના કલશ ને સ્પર્શ કરી **ॐ विभ्राड्बृहत्पिबतु०** એ મંત્રથી આરંભી **ॐ आकृष्णेन रजसा०** એ મંત્ર સુધી મંત્રો ( રુદ્રીના ચોથા અધ્યાય )નો પાઠ કરવો. કિંવા નીચેના મંત્ર નો ૧૦૮ વાર અથવા યથાશક્તિ જપ કરવો.

**ॐ आ कृष्णेन रजसा वर्तमानो निवेशयन्न मृतं मर्त्यं च । हिरण्ययेन सविता रथेना देवो याति भुवनानि पश्यन् ॥ ३३/४३ ॥**

**ॐ श्रीसूर्याय नमः ॥** એ નામ મંત્રનો અષ્ટોત્તર શત ૧૦૮ વાર જપ કરવો.

તે પછી બીજા ઇંદ્રના કલશને સ્પર્શ કરી, નીચે બતાવેલા વેદમંત્રનો કે નામમંત્રનો અનુકૂલતા પ્રમાણે જપ બ્રાહ્મણદ્વારા કે યજમાને જાતે કરવો:-

**ॐ सजोषा इन्द्र सगणो मरुद्भिः सोमं पिब वृत्रहा शूर विद्वान् । जहि शत्रूं २ ॥ रप मृधो नुदस्वाथाभयं कृणुहि विश्वतोनः ॥**

ॐ इंद्राय नमः ।

તે પછી ઇંદ્રાણીના કલશને સ્પર્શ કરી લક્ષ્મીસુક્તના સમગ્ર મંત્રોનો પાઠ કરવો; અથવા યથા શક્તિ નીચેના મંત્રનો જપ યજમાને પોતે કે બ્રાહ્મણદ્વારા યથાશક્તિ કરાવવોઃ—

**ॐ श्रीश्च ते लक्ष्मीश्च पत्न्यावहोरात्रे पार्श्वे नक्षत्राणि रूपमश्विनौ व्यात्तम् । इष्णन्निषाणामुं मइषाण सर्वलोकं म इषाण ॥ ३१/२२ ॥**

ॐ श्रीइन्द्राण्यै नमः ।

તે પછી ભુવનેશ્વરીના કલશને સ્પર્શ કરી લક્ષ્મીસુક્તના મંત્રોનો પાઠ કરવો અથવા ઉપર બતાવેલા **ॐ श्रीश्च ते लक्ष्मीश्च** એ મંત્ર નો અથવા **ॐ श्री भुवनेश्वर्यै नमः ।** એ મંત્રનો યથાશક્તિ જપ કરવો.

પ્રયોગાન્તે સુપાત્ર બ્રાહ્મણને તે વાંસની છાબડી **સુદ્ધાં** તે સુવર્ણકદલીનું દાન આપી દેવું.

**॥ इति ऋतुशान्तौ विशेषकर्तव्यम् ॥**

# ॥ अथ ग्रहस्थापनम् ॥

સ્થંડિલ અથવા કુંડથી ઇશાનકોણમાં ગ્રહસ્થાપનસારું સમચોરસ બે હાથ લાંબો–પહોળો અને ભૂમિથી બાર આંગળ ઉંચો, પીઠ ( ઓટલો ) કરવો. અને તેને લીંપાવી, ખડીથી ધોળાવી, સૂકાયા પછી તેપર શ્વેત વસ્ત્રનું આચ્છાદન કરવું. કદાપિ પીઠ કરવાની અનુકૂળતા ના હોય તો તે સ્થળે મોટો બાજોઠ કે પાટલો મૂકી, તે પર વસ્ત્ર પાથરી નાડાછડીથી બાંધી, વસ્ત્ર ઉડી ન જાય એમ દૃઢ કરી, તેપર ચોખાવડે ગ્રહમંડળનું સ્થાપન કરવું. તેમાં પ્રથમ જમણા હાથની ચપટીમાં ગુલાલ કે કંકુ લઇ દક્ષિણી બાઇઓ રંગોલી પૂરે છે એમ તે ગ્રહસ્થાપનમાં શ્વેતવસ્ત્ર ઉપર પ્રથમ એક એક આંગળનો ભાગ મૂકી ચારે બાજુ રેખાઓ કરવી–લીટીઓ દોરવી; તે પછી વચમાં જે ભાગ રહ્યો તેમાં સરખા ભાગે આડી ને ઉભી પશ્ચિમથી પૂર્વભણી અને દક્ષિણથી ઉત્તર ભણી જાય એવી બબ્બે લીટીઓ દોરવી. એટલે તે ગ્રહમંડળ પૂરવાના પીઠમાં સમાન ભાગનાં નવ ખાનાં પડશે. પછી જે મધ્યનું ખાનું છે, તેમાં પહેલું ચોખાનું અષ્ટદલ કરી, તેના મધ્યમાં વર્તુલાકાર ( ગોળ ) સૂર્યનું રક્તવર્ણનું મંડળ કરવું. પછી સૂર્યથી ઇશાનકોણમાં જે ચતુરસ્ત્ર ( ચોખંડો ) ખાલી ભાગ છે તેમાં ચોખાથી બાણ ( તીર ) નો આકાર કરવો, તેમાં સુવર્ણના રંગનું બુધનું મંડળ પૂરવું. બુધનું ઉદઙ્મુખ ગણાય છે, માટે તે બાણના ફળનો આકાર ઉત્તર ભણી ને પુંખનો ભાગ દક્ષિણ ભણી રહેવો જોઇએ. તે પછી બુધના દક્ષિણમાં ને સૂર્યના પૂર્વમાં જે ચોખંડો ભાગ ખાલી છે તેમાં ચોખાનું પંચકોણાકાર શુક્રનું શ્વેતવર્ણનું મંડળ પૂરવું, તે શુક્ર પૂર્વમુખનો છે માટે તેનો એક ખુણો પૂર્વમાં ને

બીજા ચાર ચારદિશાઓમાં રાખવા. પછી તે શુક્રથી દક્ષિણ દિશામાં ને સૂર્યના મંડળથી અગ્નીકોણમાં જે ચતુરસ્ત્ર ભાગ ખાલી છે તેમાં ચોખાથી ચોખંડું શ્વેતવર્ણનું ચંદ્રનું મંડલ કરવું, પછી તે ચંદ્રથી પશ્ચિમ અને સૂર્યમંડળથી દક્ષિણે જે ચોખંડો ભાગ ખાલી છે તેમાં મંગળનું રક્તવર્ણનું ત્રિકોણાકાર મંડળ પૂરવું. તેમાં મંગળનું મુખ દક્ષિણમાં છે માટે તેનો વચલો ખુણો દક્ષિણમાં ને બાકીના બે એક પૂર્વ અને એક પશ્ચિમમાં રાખવા, પછી તે મંગળથી પશ્ચિમ દિશામાં ને સૂર્ય મંડળથી નૈઋર્તકોણમાં જે ચોખંડો ભાગ ખાલી છે તેમાં ચોખાથી સૂપડાના જેવા આકારનું કૃષ્ણવર્ણનું રાહુનું મંડળ પૂરવું, રાહુનું પણ મુખ દક્ષિણમાં છે માટે તે સૂપડાનું પણ મુખ દક્ષિણમાં રહે એમ તેનું સ્થાપન કરવું. પછી તે રાહુથી ઉત્તર અને સૂર્યથી પશ્ચિમે કૃષ્ણ વર્ણનું ધનુષાકાર શનિનું મંડળ પૂરવું. શનિનું મુખ પશ્ચિમમાં છે ને ધનુષના ઉપરથી કામઠા ભણી થઇને બાણ જાય, માટે કામઠું એ મુખ ગણાય છે માટે કામઠું પશ્ચિમમાં ને તેની પ્રત્યંચા પૂર્વમાં રહે એમ શનિનું મંડળ પૂરવું. પછી શનિથી ઉત્તરમાં ને સૂર્યથી વાવ્યકોણમાં જે ચતુષ્કોણ ભાગ ખાલી છે તેમાં ધુમ્રવર્ણના કેતુના મંડળનો આકાર ધ્વજ (ધજા)ના જેવો છે, મુખ દક્ષિણમાં છે, માટે તે વાવ્યખૂણામાં દક્ષિણ મૂખની ધજાના આકારનું કેતુનું મંડળ પૂરવું. તે પછી તે કેતુથી પૂર્વમાં, સૂર્યથી ઉત્તરમાં ને બુધથી પશ્ચિમમાં જે ચોખંડો ભાગ બાકી રહ્યો તેમાં લંબચોરસ પદિશના આકારનું સુવર્ણનારંગનું બૃહસ્પતિનું મંડળ પૂરવું. એ રીતે નવે ગ્રહોનાં મંડળો પૂરવાં. સૂર્યનું પૂર્વમુખ, ચંદ્રનું પશ્ચિમમૂખ, મંગળનું દક્ષિણમુખ, બુધનું ઉત્તરમુખ, ગુરુનું ઉત્તરમુખ, શુક્રનું પૂર્વમુખ, શનિનું પશ્ચિમ મુખ, રાહુનું દક્ષિણમુખ અને કેતુનું પણ દક્ષિણમુખ છે; તે ક્રિયા કરાવનારે સ્મરણમાં રાખવું જોઇએ.

એ પ્રમાણે નવે ગ્રહોનાં મંડળ તૈયાર થયા પછી તે સૂર્યાદિ પ્રત્યેક ગ્રહના દક્ષિણ( જમણા )પડખે અનુક્રમે ઈશ્વિર, ઉમા, સ્કંદ, વિષ્ણુ, બ્રહ્મા, ઇંદ્ર, યમ, કાલ અને ચિત્રગુપ્ત એ અધિદેવોનું તથા ( ડાબા ) પડખે ક્રમે અગ્નિ, અપ્, ધરા, વિષ્ણુ, ઇંદ્ર, ઐંદ્રી, પ્રજાપતિ, સર્પ અને બ્રહ્મા એ પ્રત્યધિદેવોનું સ્થાપન કરવું. તે પછી રાહુના મંડળથી ઉત્તરે ગણેશનું, શનિથી ઉત્તરે દુર્ગાનું, સૂર્યથી ઉત્તરે વાયુનું, રાહુથી દક્ષિણે આકાશનુ અને કેતુથી દક્ષિણે અશ્વિનોનું એમ પંચ લોકપાલ દેવોનું સ્થાપન કરવું. તે પછી ગુરુની ઉત્તરે વાસ્તોષ્પતિ તથા ક્ષેત્રપાલ એ બે ગ્રહપીઠના અંગ દેવોનું સ્થાપન કરવું. અને તે પછી તે ગ્રહસ્થાપનમાં પૂર્વદિશાએ ઇંદ્રનું, અગ્નિકોણે અગ્નિનું, દક્ષિણે યમનું, નૈર્ઋત્યકોણે નિર્ઋતિનું, પશ્ચિમે વરુણનું, વાયવ્યકોણે વાયુનું, ઉત્તરે સોમનું ઈશાનકોણે ઈશ્વિરનું, ઈશાનકોણ તથા પૂર્વદિશા એ બેના મધ્યે બ્રહ્માનું અને નૈર્ઋત્યકોણ તથા પશ્ચિમદિશા એ બેના મધ્યે અનંતનું, એમ એ દશ દિક્પાલોનું સ્થાપન કરવું.

## ॥ अथग्रहस्थापनपूजनप्रयोगः ॥

પ્રથમ ગ્રહસ્થાપનના દેવોનું પૂજન કરવાનો નીચે પ્રમાણે સંકલ્પ કરવોઃ-

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे मम समस्तग्रहमंडलानुकूलता सिद्ध्यर्थं प्रारब्ध कर्मांगसिद्ध्यर्थं च समस्त नवग्रहाणामधिदेवप्रत्यधिदेवसहितानां**

च पंचलोपालानां समस्तग्रहपीठांगदेवतानां दशदिक्पालदेवा-
नाश्चैकतंत्रेण ध्यानावाहनप्रतिष्ठापूजनमेकतंत्रेणाहं करिष्ये ।

પ્રથમ ગ્રહસ્થાપનના મધ્યમાં ગોળાકાર પૂર્વમુખે બેઠેલા શ્રીસ-
વિતાનારાયણ ( શ્રીસૂર્યનારાયણનું ફૂલ અને અક્ષતથી પૂજન કરવું:-

ॐ आ कृष्णेन रजसा वर्तमानो निवेश-
यन्न मृतं मर्त्यं च । हिरण्ययेन सविता रथेना
देवो याति भुवनानि पश्यन् ॥ ३३/३६ ॥

जपाकुसुमसंकाश काश्यपेयं महाद्युतिम् ।
तमोरिं सर्वपापघ्नं प्रणतोऽस्मि दिवाकरम् ॥

ॐ भूर्भुवः स्वः कलिंगदेशोद्भवकाश्यपगोत्रसूर्य इहा-
गच्छ इह तिष्ठ ॐ सूर्याय नमः सूर्यमावाहयामि स्थाप-
यामि ॥ १ ॥

તે પછી અગ્નિકોણમાં ચોવિશ અંગુલના ચતુરસ્ત્ર મંડલમાં પ્રત્યક્-
મુખ( પશ્ચિમમુખ )ચંદ્રનું શ્વેત પુષ્પાક્ષતથી પૂજન કરવું:-

ॐ इमं देवा असपत्नं सुवध्वं महते क्ष-
त्राय महते ज्यैष्ठ्याय महते जानराज्यायेन्द्रस्ये-
न्द्रियाय । इमममुष्य पुत्रममुष्यै पुत्रमस्यै विष

एष वोऽमी राजा सामोऽस्माकं ब्राह्मणानां राजा ॥ ९/४० ॥

दधिशंखतुषाराभं क्षीरार्णवसमुद्भवम् ।
नमामिशशिनं भक्त्या शंभोर्मुकुटभूषणम् ॥

ॐ भू र्भुवः स्वः यमुनातीरोद्भव आत्रेयसगोत्र शुक्लवर्ण भोसोम इहागच्छ इहतिष्ठ । ॐ सोमाय नमः सोममावाहयामि ॥ २ ॥

તે પછી દક્ષિણ દિશામાં ત્રણ આંગળના ત્રિકોણ મંડળમાં દક્ષિણાભિમુખના મંગળનું રાતા ફૂલ અને અક્ષતથી પૂજન કરવું:–

ॐ अग्निमूर्धा दिवः ककुत्पतिः पृथिव्या अयम् । अपां रेतांसि जिन्वति ॥ ३/१२ ॥

धरणीगर्भसंभूतं विद्युत्कांतिसमप्रभम् ।
कुमारं शक्तिहस्तं च मङ्गलं प्रणमाम्यहम् ॥

ॐ भूर्भुवः स्वः अवन्तिदेशोद्भव भारद्वाजसगोत्र रक्तवर्णभौम इहागच्छ इहतिष्ठ । ॐ भौमाय नमः भौममावाहयामि ॥ ३ ॥

તે પછી ઈશાન કોણમાં બાણ ( તીર )ના સરખા આકારવાળું

બુધનું મંડળ ચાર અંગળ માપનું ઉત્તરાભિમુખનું છે, તેનું પીળાં ફૂલ અને પીળા અક્ષતથી પૂજન કરવું:-

**ॐ उद्बुध्यस्वाग्ने प्रतिजागृहि त्वमिष्टापूर्ते संसृजेथामयञ्च । अस्मिन् सधस्थे अध्युत्तरस्मिन् विश्वे देवा यजमानश्च सीदत ॥१५/५४॥**

**प्रियंगुकलिकाश्यामं रूपेणाप्रतिमं बुधम् ।**
**सौम्यं सौम्य गुणोपेतम् तं बुधं प्रणमाम्यहम् ॥**

**ॐ भूर्भुवः स्वः मगधदेशोद्भव आत्रेयसगोत्र पीतवर्ण भो बुध इहागच्छ इह तिष्ठ ॥ ॐ बुधाय नमः बुधमावाहयामि ॥ ४ ॥**

પછી ઉત્તર દિશામાં ચોખંડુ પાટડાના આકારનું ૭ આંગળના માપનું ઉત્તરાભિમુખનું બ્રહસ્પતિનું મંડળ છે, તેનું પીળાંફૂલ તથા અક્ષતથી પૂજન કરવું:-

**ॐ बृहस्पते परिदीया रथेन रक्षोहामित्रानपबाधमानः । प्रभञ्जन् सेनाः प्रमृणो युधा जयन्नस्माकमेध्यविता रथानाम् ॥ ३६ ॥**

**देवानां च ऋषीणां च गुरुं काञ्चनसंभवम् ।**

बुद्धिभूतं त्रिलोकेशं तं नमामि बृहस्पतिम् ॥

ॐ भूर्भुवः स्वः सिंधुदेशोद्भव आंगिरसगोत्र पीतवर्ण भो बृहस्पते इहागच्छ इहतिष्ठ ॥ ॐ बृहस्पते नमः बृहस्पतिमावाहयामि ॥ ५ ॥

તે પછી પૂર્વદિશામાં પૂર્વાભિમુખના પંચકોણાકાર ભાર્ગવ ( શુક્રનું ) ધોળાં ફૂલ અને અક્ષતથી પૂજન કરવું:-

**ॐ अन्नात्परिस्रुतो रसं ब्रह्मणा व्यपिबत् क्षत्रं पयः सोमं प्रजापतिः । ऋतेन सत्यमिन्द्रियम्० ॥ १९/७५ ॥**

हिमकुन्दमृणालाभं दैत्यानां परमं गुरुम् ।

सर्वशास्त्रप्रवक्तारं भार्गवं प्रणमाम्यहम् ॥

ॐ भूर्भुवः स्वः भोजकटदेशोद्भव भार्गवसगोत्र शुक्लवर्ण भो शुक्र इहागच्छ इहतिष्ठ । ॐ शुक्रायनमः शुक्रमावाहयामि ॥ ६ ॥

પછી પશ્ચિમદિશામાં પશ્ચિમાભિમુખના ધનુષાકાર શનૈશ્ચરનું કાળાં ફૂલ અને અક્ષતથી પૂજન કરવું:-

**ॐ शं नो देवीरभीष्टय आपो भवन्तु पीतये । शं योरभिस्रवन्तु नः ॥ ३६/१२ ॥**

नीलांजनसमाभासं रविपुत्र यमाग्रजम् ।
छायामार्तंडसंभूतं तं नमामि शनैश्वरम् ॥

ॐ भू र्भुवः स्वः सौराष्ट्रदेशोद्भव काश्यपसगोत्र कृष्ण-वर्ण भो शनैश्चर इहागच्छ इहतिष्ठ । ॐ शनैश्चराय नमः शनैश्चरमावाहयामि ॥ ७ ॥

પછી નૈર્ઋત્ય કોણમાં સૂર્પાકાર ( સુપડાના આકારે ) સ્થાપેલા દક્ષિણાભિમુખના રાહુનું કાળાં ફૂલ અને તેવાજ અક્ષતથી પૂજન કરવું.

**ॐ कया नश्चित्र आभुवदूती सदावृधः सखा । कया शचिष्ठया वृता ॥ ३७/३९ ॥**

अर्धकायं महावीर्यं चन्द्रादित्यविमर्दितम् ।
सिंहिकागर्भसंभूतं तं राहुं प्रणमाम्यहम् ॥

ॐ भू र्भुवः स्वः राठिनापुरोद्भव पैठिनसगोत्र कृष्णवर्ण भो राहो इहागच्छ इह तिष्ठ । ॐ राहवे नमः राहुमावा-हयामि ॥ ८ ॥

તે પછી વાયવ્ય કોણમાં ધ્વજાકારસ્વરૂપે દક્ષિણાભિમુખે સ્થાપેલા ધુમ્રવર્ણના કેતુનું ધુમ્રવર્ણનાં પુષ્પ અને અક્ષતથી પૂજન કરવું:-

**ॐ केतुं कृण्वन्नकेतवे पेशो मर्या अपे शसे । समुषद्भिरजायथाः ॥ २९/३७ ॥**

पलाशपुष्पसंकाशं तारकाग्रहमस्तकम् ।
रौद्रं रौद्रात्मकं घोरं तं केतुं प्रणमाम्यहम् ॥

ॐ भू र्भुवः स्वः अन्तर्वेदिसमुद्भव जैमिनिसगोत्र धूम्रवर्ण भो केतो इहागच्छ इह तिष्ठ । ॐ केतवे नमः केतुमावाहयामि ॥ ९ ॥

એ પ્રમાણે નવે મુખ્યગ્રહોનાં આવાહન-સ્થાપન કર્યા પછી પ્રત્યેક ગ્રહના જમણા પડખે આવેલા અધિદેવોનાં અનુક્રમે આવાહન સ્થાપન કરીને પછી તેમના ડાબે પડખે રહેનારા પ્રત્યધિ દેવોનાં આવાહન-સ્થાપન અને પૂજન કરવાં.

પ્રથમ સૂર્યના જમણા પડખે રહેલા ઇશ્વરનું નીચે પ્રમાણે માત્ર સપ્રણવ વ્યાહૃતિપૂર્વક નામ મંત્રથી આવાહાન સ્થાપન કરવું:-

सूर्यदक्षिणपार्श्वे ॥ ॐ भूर्भुवः स्वः ईश्वरायनमः ईश्वरमावाहयामि स्थापयामि

પછી ચંદ્રના જમણા પડખે ઉમાદેવીનું આવાહન સ્થાપન કરવું.

चंद्रदक्षिणपार्श्वे ॥ ॐ भूर्भुवः स्वः उमायै नमः । उमामावाहयामि स्थापयामि ॥

પછી મંગળને જમણે પડખે સ્કંદનું આવાહન સ્થાપન કરવું:-

भौमदक्षिणपार्श्वे ॥ ॐ भूर्भुवः स्वः स्कंदायनमः स्कंन्दमावाहयामि स्थापयामि ॥

પછી બુધને જમણે પડખે વિષ્ણુનું આવાહન સ્થાપન કરવું.

**बुधदक्षिणपार्श्वे ॥ ॐ भू र्भुवः स्वः विष्णवे नमः ॥ विष्णुमावाहयामि स्थापयामि ॥**

પછી ગુરુના દક્ષિણ પડખે બ્રહ્માનું આવાહન સ્થાપન કરવું:-

**गुरुदक्षिणपार्श्वे ॥ ॐ भू र्भुवः स्व ब्रह्मणे नमः ब्रह्माण-मावाहयामि स्थापयामि ॥**

પછી શુક્રના જમણા પડખામાં ઇંદ્રનું આવાહન સ્થાપન કરવું.

**शुक्रदक्षिणपार्श्वे ॥ ॐ भू र्भुवः स्वः इन्द्रायनमः इन्द्र-मावाहयामि स्थापयामि ॥**

પછી શનિના જમણા પડખે યમનું આવાહન સ્થાપન કરવું.

**शनिदक्षिणपार्श्वे । ॐ भू र्भुवः स्वः यमाय नम यममा-वाहयामि स्थापयामि ॥**

પછી રાહુના જમણા પાર્શ્વમાં કાલનું આવાહન સ્થાપન કરવું.

**राहुदक्षिणपार्श्वे । ॐ भू र्भुवः स्व कालाय नमः काल-मावाहयामि स्थापयामि ॥**

પછી કેતુના જમણા પાર્શ્વમાં ચિત્રગુપ્તનું આવાહન સ્થાપન કરવું.

**केतुदक्षिणपार्श्वे । ॐ भू र्भुवः स्वः चित्रगुप्ताय नमः चित्रगुप्तमावाहयामि स्थापयामि ।**

એ રીતે અધિ દેવોનું આવાહન સ્થાપન કર્યા પછી પ્રત્યેક ગ્રહ મંડળના ડાબા પડખે નીચે પ્રમાણે પ્રત્યધિદેવોનાં આવાહન સ્થાપન કરવાં.

પ્રથમ સૂર્યના ડાબા પાર્શ્વમાં અગ્નિનું આવાહન સ્થાપન કરવું.

**सूर्यवामपार्श्वे । ॐ भू र्भुवः स्वः अग्नये नमः अग्निमावाहयामि स्थापयामि ।**

પછી ચંદ્રના વામ ( ડાબું ) પાર્શ્વમાં અપ-આપ ( જળનું ) આવાહન સ્થાપન કરવું.

**चंद्रवामपार्श्वे । ॐ भू र्भुव स्वः अभ्द्यो नमः अपामावाहयामि स्थापयामि ॥**

પછી ભોમના ડાબા પાર્શ્વમાં પૃથ્વીનું આવાહન સ્થાપન કરવું.

**भौमवामपार्श्वे । ॐ भू र्भुवः स्व पृथिव्यै नमः पृथिवीमावाहयामि स्थापयामि ॥**

બુધના વામ પાર્શ્વમાં વિષ્ણુનું આવાહન સ્થાપન કરવું:—

**बुधवामपार्श्वे । ॐ भू र्भुवः स्वः विष्णवे नमः विष्णुमावाहयामि स्थापयामि ॥**

ગુરુના વામ પાર્શ્વમાં ઇંદ્રનું આવાહન સ્થાપન કરવું:—

**गुरुवामपार्श्वे । ॐ भूर्वः स्व इन्द्राय नमः इन्द्रमावाहयामि स्थापयामि ॥**

શુક્રના વામ પાર્શ્વમાં ઇંદ્રાણીનું આવાહનસ્થાપન કરવું:—

**शुक्रवामपार्श्वे । ॐ भू र्भुवः स्वः इन्द्राण्यै नमः इन्द्राणिमावाहयामि स्थापयामि ॥**

પછી શનિના વામપાર્શ્વમાં પ્રજાપતિનું આવાહનસ્થાપન કરવું.

**शनिवामपार्श्वे । ॐ भू र्भुवः स्वः प्रजापतये नमः प्रजापतिमावाहयामि स्थापयामि ॥**

પછી રાહુના વામપાર્શ્વમાં સર્પોનું આવાહન સ્થાપન કરવું:—

**राहुवामपार्श्वे । ॐ भू र्भुवः स्वः सर्पेभ्यो नमः सर्पान्नावाहयामि स्थापयामि ॥**

પછી કેતુના વામપાર્શ્વમાં બ્રહ્માનું આવાહન સ્થાપન કરવું.

**केतुवामपार्श्वे । ॐ भू र्भुवः स्वः ब्रह्मणे नमः ब्रह्माणमावाहयामि स्थापयामि ॥**

તે પછી શ્વેતપુષ્પાક્ષતથી વિનાયકાદિ પંચ લોકપાલ દેવોનુ આવાહન, સ્થાપન અને પૂજન કરવું:—

રાહુની ઉત્તરે ગણપતિનું આવાહનસ્થાપન કરવું:—

**राहोरुत्तरे । ॐ भू र्भुवः स्वः गणपतये नमः गणपतिमावाहयामि स्थापयामि ॥**

પછી શનિથી ઉત્તરે દુર્ગાનું આવાહન સ્થાપન કરવું:—

शनेरुत्तरे । ॐ भूर्भुवः स्वः दुर्गायै नमः दुर्गामावाहयामि स्थापयामि ॥

પછી સૂર્યથી ઉત્તરમાં વાયુનું આવાહન સ્થાપન કરવું:—

भानोरुत्तरे । ॐ भू र्भुवः स्वः वायवे नमः वायुमावाहयामि स्थापयामि

પછી રાહુથી દક્ષિણે આકાશનું આવાહન સ્થાપન કરવું:—

राहो दक्षिणे । ॐ भू र्भुवः स्वः आकाशाय नमः आकाशमामावाहयामि स्थापयामि ॥

પછી કેતુની દક્ષિણે અશ્વિનોનું આવાહન સ્થાપન કરવું:—

केतोदक्षिणे । ॐ भू र्भुवः स्वः अश्विभ्यां नमः अश्विनौ आवाहयामि स्थापयामि ॥

તે પછીશ્વેતપુષ્પાક્ષતથી નીચે દર્શાવેલા બે ગ્રહપીઠના અંગદેવોનું આવાહન સ્થાપન કરવું:—

ગુરુની ઉત્તરે વાસ્તોષ્પતિનું આવાહન સ્થાપન કરવું:—

गुरोरुत्तरे । ॐ भूर्भुवः स्वः वास्तोष्पतये नमः । वास्तोष्पतिमावाहयामि स्थापयामि ॥

પછી ગુરુની ઉત્તરે ક્ષેત્રપાલનું આવાહન સ્થાપન કરવું:-

गुरोरुत्तरे । ॐ भूर्भुवः स्वः क्षेत्राधिपतये नमः । क्षेत्राधिपतिमावाहयामि स्थापयामि ॥

તે પછી શ્વેતપુષ્પાક્ષતથી ઇંદ્રાદિ દશ દિક્પાલોનું આવાહન સ્થાપન કરવું.

પૂર્વ દિશામાં ઇંદ્રનું આવાહન—સ્થાપન કરવું:—

**पूर्वे । ॐ भूर्भुवः स्वः इन्द्राय नमः इन्द्रमावाहयामि स्थापयामि ॥**

પછી અગ્નિ કોણમાં અગ્નિનું આવાહન—સ્થાપન કરવું:—

**अग्निकोणे । ॐ भूर्भुवः स्वः अग्नये नमः अग्निमावाहयामि स्थापयामि ॥**

પછી દક્ષિણ દિશામાં યમનું આવાહન—સ્થાપન કરવું:—

**दक्षिणे । ॐ भूर्भुवः स्वः यमाय नमः यममावाहयामि स्थापयामि ॥**

પછી નૈર્ઋત્ય કોણમાં નિર્ઋતિનું આવાહન—સ્થાપન કરવું:—

**नैर्ऋत्यकोणे । ॐ भूर्भुवः स्वः निर्ऋतये नमः निर्ऋतिमावाहयामि स्थापयामि ॥**

પછી પશ્ચિમ દિશામાં વરુણનું આવાહન—સ્થાપન કરવું.

**प्रतीच्यांदिशि ॐ भूर्भुवः स्वः वरुणाय नमः वरुणमावाहयामि स्थापयामि ॥**

પછી વાયવ્ય કોણમાં વાયુનું આવાહન—સ્થાપન કરવું:—

**वायव्यां । ॐ भूर्भुवः स्वः वायवे नमः वायुमावाहयामि स्थापयामि ॥**

પછી ઉત્તર દિશામાં સોમનું આવાહન-સ્થાપન કરવું:-

**उत्तरे । ॐ भूर्भुवः स्वः सोमाय नमः सोममावाहयामि स्थापयामि ॥**

ઇશાનકોણમાં ઇશ્વિરનું આવાહન-સ્થાપન કરવું:-

**ईशानकोणे । ॐ भूर्भुवः स्वः ईश्वराय नमः ईश्वरमावाहयामि स्थापयामि ॥**

પછી પૂર્વદિશા અને ઇશાનકોણના મધ્યમાં બ્રહ્માનું-આવાહન સ્થાપન કરવું:-

**पूर्वेशानयोर्मध्ये । ॐ भूर्भुवः स्वः ब्रह्मणे नमः ब्रह्माणमावाहयामि स्थापयामि ॥**

પછી નૈર્ઋત્યકોણ અને પશ્ચિમના મધ્યમાં અનંતનું આવાહન સ્થાપન કરવું:-

**नैर्ऋतीपश्चिमयोर्मध्ये । ॐ भूर्भुवः स्वः अनंतायनमः अनंतमावाहयामि स्थापयामि ॥**

એ પ્રમાણે આવાહન-સ્થાપન કર્યા પછી સમગ્ર ગ્રહપીઠના દેવોની નીચેના મંત્રો ભણી પ્રતિષ્ઠા કરવી:-

**ॐ मनो जुतिर्जुषतामाज्यस्य बृहस्पति-**

यज्ञमिमंतनोतु । अरिष्टं यज्ञं समिमं दधातु विश्वे देवास इह मादयन्तामोऽम्प्रतिष्ठ ॥ १ ॥

प्रतिष्ठासर्वदेवानां मित्रावरुणनिर्मिता !
प्रतिष्ठां वः करोम्यत्र मण्डले देवतैः सह ॥

ॐ भूर्भुवः स्वः आदित्याद्यावाहितदेवताः सुप्रतिष्ठिता वरदा भवत ॥

તે પછી ॐ भूर्भुवः स्वः आदित्याद्यावाहितदेवेभ्यो नमः ।

એ મંત્ર ભણીને તે આવાહન–સ્થાપન કરેલા સર્વ ગ્રહપીઠ દેવોનું આસન, પાદ્ય, અર્ધ્ય, આચમનીય, સ્નાન, આચમન, વસ્ત્ર-યજ્ઞોપવીત, આચમન, ચંદન, અક્ષત, પુષ્પ, ધુપ, દીપ, નૈવેદ્ય, ફલ–તામ્બુલ, દક્ષિણા પ્રદક્ષિણા, આરતી અને મંત્રપુષ્પાંજલિ, એ ઉપચારોથી પૂજન કરીને નીચે પ્રમાણે બોલી ઉત્તર સંકલ્પ મૂકવોઃ–

अनया पूजयादित्याद्यावाहितदेवताः प्रीयंताम् न मम ॥

તે પછી ગ્રહસ્થાપનથી નીચે કિંવા તે સ્થાપન ઉપર ઇશાન કોણમાં ચોખાનું અષ્ટદળ કરી તે ઉપર તાંબાના કલશનું સ્થાપન–પૂજન પુણ્યાહવાચનમાં બતાવેલા ॐ **महिद्यौः** ( પૃષ્ટ ૫૨ મું પંક્તિ ૩જી થી ) પૃષ્ટ ૬૧ ની પંક્તિ ૧૬ મી ના **जलाधिनाथाय नमो नमस्ते** સુધી, સમગ્ર કલશપૂજનની રીતે કલશપૂજન કરી, તેના પર મૂકેલા તાંબાના પૂર્ણપાત્રમાં પ્રાણપ્રતિષ્ઠા પૂર્વક ષોડષોપચાર પૂજન કરેલી રુદ્રની મૂર્તિ પધરાવવીઃ–

પ્રથમ સોનાની, રૂપાની કે તાંબાની પોતાની શક્તિ અનુસાર ધાતુની મૂર્તિ કરાવી, તેને એક તાંબાના પાત્રમાં ( તરભાણામાં ) મૂકી પ્રથમ તેની આ પ્રમાણે પ્રાણપ્રતિષ્ઠા કરવીઃ–

પોતાના જમણા હાથની અનામિકા ( ટચલીની જોડેની આંગળી-નો ) સ્પર્શ કરી રાખી નીચેનો પ્રાણપ્રતિષ્ઠાનો મંત્ર ભણવોઃ–

**ॐ आंह्रीं क्रौं यंरं लंवंशंषंसं हंसः रुद्रस्य प्राणाः । जीवः रुद्रस्य सर्वेन्द्रियाणि इहागत्य सुखं चिरं तिष्ठन्तु स्वाहा । रुद्रेहागच्छेहतिष्ठ ॥**

તે પછી નીચેનો મંત્ર ભણીને રુદ્રનું આવાહન કરવુંઃ–

**ॐ असंख्याता सहस्राणि ये रुद्रा अधि भूम्याम् । तेषां सहस्रयोजनेऽव धन्वानि तन्मसि ॥ ५४ ॥**

તે પછી **ॐ भूर्भुवः स्वःरुद्राय नमः।** એ મંત્ર ભણીને રુદ્રનું ક્રમે આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન, સ્નાન, આચમન, વસ્ત્ર–યજ્ઞોપવીત, ચંદન, અક્ષત, બિલિપત્ર, પુષ્પ, અબીલ, ગુલાલ, ધુપ, દીપ, નૈવેદ્ય, ફલ, તામ્બુલ, દક્ષિણા, પ્રદક્ષિણા, આરતી, અને મંત્રપુષ્પાંજલિ, એ ઉપ-ચારોથી પૂજન પરિપૂર્ણ કરી નીચે પ્રમાણે બોલીને ઉત્તરસંકલ્પ મૂકવો.

**अनया पूजया श्रीमहारुद्रः प्रीयताम् ॥**

**॥ इति ग्रहस्थापनाविधिः ॥**

## ॥ अथान्वाधानम् ॥

અન્વાધાન એટલે આ પ્રસંગમાં આવાહિત સ્થાપિત કરેલા અગ્નિમાં અમુક અમુક દેવોના ઉદ્દેશે અમુક દ્રવ્યથી અમુક અમુક સંખ્યાથી અમુક હુતદ્રવ્યથી હું હોમ કરીશ, એવી પ્રતિજ્ઞા પૂર્વક સંકલ્પ કરવો; એ પ્રતિજ્ઞાસંકલ્પને અન્વાધાન કહેવાય છે. આ સંકલ્પ આચાર્યે અથવા યજમાને કરવો. સંકલ્પ થયા પછી અન્વાધાનમાં કહેલા દેવોની પ્રયત્ન પૂર્વક સંભારીને આહુતિઓ આપવી. તેમાં પ્રથમ નિચે પ્રમાણે સંકલ્પ કરવો.

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अस्मिन्सग्रहमख [ रजोदर्शनशांत्याख्ये ]** ( આરંભેલા કર્મપ્રયોગનું નામ દેવું. ) **कर्मणि देवतापरिग्रहार्थमन्वाधानं करिष्ये ॥**

આ અન્વાધાન સંકલ્પથી આ અગ્નિમાં અમુક દેવોના ઉદ્દેશે અમુક હુતદ્રવ્યનો અમુક સંખ્યાથી હોમ થશે; એવી આચાર્ય અથવા યજમાનથી પ્રતિજ્ઞા થઇ, માટે તેમાં લેશ પણ પ્રતિજ્ઞાભંગ ન થવાય એ આચાર્ય અથવા યજમાને અવસ્ય લક્ષ્યમાં રાખવું. જે જે દેવોના ઉદ્દેશે જેટ જેટલી આહુતિઓ સંકલ્પમાં કહી હોય તેમની તેટલી આહુતિ ઓ બરાબર ધ્યાનમાં રાખીને આપવી જોઇએ.

( પ્રત્યેક ગ્રહયજ્ઞમાં બોલવાનું:- )

**प्रजापतिमिन्द्रमग्निं सोममेताः प्रत्येकमाज्येनैकैकयाहुत्या। आदित्यादिनवग्रहानर्कादियथालाभसमिच्चरुतिलाज्यद्रव्यैः प्रत्येकंप्रतिद्रव्येणाष्टाष्ट संख्याकाभिराहुतिभिरधिदेवताप्रत्यधिदेव-**

ताश्चतैरेवद्रव्यैः प्रत्येकंप्रतिद्रव्येण चतुश्चतुसंख्याकाभिराहुतिभिर्विनायकादिपञ्चलोकपालान् वास्तोष्पतिं क्षेत्रपालमिन्द्रादिदशदिक्पालांश्चतैरेवद्रव्यैः प्रत्येकं प्रतिद्रव्येण द्वाभ्यांद्वाभ्यामाहुतिभ्याम् ॥

( માત્ર ભુવનેશ્વરીશાંતિમાજ બોલવાનું. )

[ सूर्यमिन्द्रमिन्द्राणीं भूवनेश्वरीं शर्कराघृतसंमिश्र पायसतिलाज्यद्रव्यैः प्रत्येकंप्रतिद्रव्येणाष्टाविंशत्याविंशतिसंख्याकाभिराहुतिभिः । ]

( પ્રત્યેક ગ્રહયજ્ઞમાં બોલવાનું:- )

न्यूनातिरिक्तदोषपरिहारार्थं घृताक्ततिलद्रव्येणसमस्तव्याहृतीरष्टाविंशतिसंख्याकाभिराहुतिभिः शेषेण स्विष्टकृतमग्निंवायुं सूर्यमग्निवरुणावग्निवरुणावग्निवरुणंसवितारं विष्णुं विश्वान्देवान्मरुतः स्वर्कान् वरुणमादित्यमदितिं प्रजापतिमेता अंगप्रधानार्थ देवता आज्येनास्मिन्सग्रहमख [ रजोदर्शनशांत्याख्ये ] कर्मण्यहं यक्ष्ये ॥*

---

* અત્રાદ્ય એ વાક્યપૂર્વક ઉ ર કહેલા માસ, પક્ષ, તિથિ અને વારના દિવસે, આ ગ્રહમખ ( ગ્રહયજ્ઞ )પૂર્વક રજોદર્શન શાંતિ નામના પ્રયોગમાં અમુક અમુક દેવતાઓને પરિગ્રહણ કરવાના ઉદ્દેશે હું અન્વાધાનસંકલ્પ પ્રમાણે સત્વર હોમ કરીશ.

એ રીતે અન્વાધાન કર્યા પછી નીચે બતાવેલી રીતે પાત્રાસાદન (યથાયોગ્ય યજ્ઞોપયોગી સાહિત્યોના સ્મરણ પૂર્વક તેની યોગ્ય સ્થાને ગોઠવણી અથવા વ્યવસ્થા કરવી તે)–કુશાંડી કરવી. આ ક્રિયાનું પ્રયોજન અહિંસા ધર્મનું સંરક્ષણ, હુતદ્રવ્યની શુદ્ધિ, યજ્ઞીયસાહિત્યોની વ્યવસ્થા, આવાહિત દેવોનો યથાયોગ્ય સત્કાર અને આચાર્યાદિ બ્રાહ્મણો તથા યજમાનની સાવધાનતા તથા કુશળતા એ છે.

---

પ્રથમ પ્રજાપતિ, ઇંદ્ર, અગ્નિ, અને સોમ એટલાઓના નિમિત્ત પ્રથમ એક એક ઘીની આહુતિથી, પછી સૂર્યાદિ નવ ગ્રહોના નિમિત્ત આકડો આદિ યથાશક્તિ મળી આવેલાં સમિધ, ચરુ, તલ, અને ઘૃત આદિ દ્રવ્યોથી પ્રત્યેકના ઉદ્દેશે આઠ આઠ આહુતિથી, પછી અધિદેવ અને પ્રત્યધિદેવોના ઉદ્દેશે પૂર્વોક્ત દ્રવ્યથી ચાર ચાર આહુતિથી અને પછી વિનાયકાદિ પંચ લોકપાલદેવોના નિમિત્ત તથા વાસ્તોષ્પતિ અને ક્ષેત્ર પાલના ઉદ્દેશે તથા ઇંદ્રાદિ દશ દિક્પાલોના નિમિત્ત પણ પૂર્વોક્ત દ્રવ્યોથી પ્રત્યેકના નિમિત્તથી બબ્બે આહુતિથી તથા આ કાર્યના નિમિત્ત સૂર્ય, ઇંદ્ર, ઇંદ્રાણી અને ભુવનેશ્વરીના નિમિત્ત અઠ્ઠાવીશ અઠ્ઠાવીશ સંખ્યાની આહુતિથી તથા ન્યૂનાતિરિક્ત (વધ ઘટ થઇ જવાના) દોષનું નિવારણ કરવા માટે ઘીવાળા તલથી વ્યાહૃતિમંત્રથી અઠ્ઠાવિશ સંખ્યાની આહુતિથી તથા શેષ રહેલા હુતદ્રવ્યથી અગ્નિ, વાયુ, સૂર્ય, અગ્નિ, વરુણ, અગ્નિ, વરુણ, અગ્નિ, વરુણ, સવિતા, વિષ્ણુ, વિશ્વદેવ, મરુત, સ્વર્ક વરુણ, આદિત્ય, અદિતિ અને પ્રજાપતિ એ અંગપ્રધાનરૂપ દેવોના નિમિત્ત ઘીથી આ સગ્રહમખ રજોદર્શન શાંતિ નામના કર્મપ્રયોગમાં હું હોમ કરીશ.

## ॥ अथकुशकंडिका ॥ ( કુશાંડી. )

**दक्षिणतो ब्रह्मासनम् ॥ १ ॥**

અગ્નિની દક્ષિણે બ્રહ્માસન કલ્પવું.

**ब्रह्मासनमास्तीर्य ॥ २ ॥**

દક્ષિણમાં બ્રહ્માને બેસવા દર્ભો પાથરવા ( દર્ભાસન મુકવું. )

**तत्र ब्रह्मोपवेशनम् ॥ ३ ॥**

તે આસનપર બ્રહ્માને બેસારવા.

પ્રથમ વરણ કરેલા બ્રાહ્મણોમાંથી યોગ્ય લક્ષણવાળા બ્રાહ્મણને બ્રહ્મા કલ્પી યજમાને કે આચાર્યે તે જ્યાં બેઠેલ હોય ત્યાં જઇ તેને સવિનય નમસ્કાર કરી, પોતાના જમણા હાથથી તે કલ્પેલા બ્રહ્માનો હાથ ઝાલી બ્રહ્માને કહેવું કેઃ-

**हे ब्रह्मन् ! अत्रोपविश ॥ ४ ॥**

એ વચનના પ્રતિવચનમાં, **उपविशामि** એમ બોલી બ્રહ્મા થનારે જમણા હાથની અનામિકા ( ટચલીની જોડની આંગળી અને અંગુઠાથી એક દર્ભ ઝાલી, પૂર્વમાં થઇને અગ્નિની દક્ષિણે આવી તે દર્ભ નૈઋત્ય કોણમાં નાખી, બ્રહ્માસનપર ઉત્તરાભીમૂખે મૌનપણે બેસવું; ને આચાર્યાદિ બ્રાહ્મણો જે કર્મ કરે તેનું નિરીક્ષણ કરવું.

યજમાને સર્વ ઉપસ્કરોથી તથા ગંધ, અક્ષત અને પુષ્પ માલાથી **ॐ ब्रह्मणे नमः ।** એ મંત્રથી બ્રહ્માનું પૂજન કરવુંઃ-

જો પ્રત્યક્ષ બ્રહ્મા કરવાની અનુકૂળતા ના હોય તો એક તાંબા

ના પાત્રમાં ચોખાભરી, તેમાં દર્ભ બેવડો વાળી રક્તસૂત્ર વીંટી બેસારવો, ને તેનું બ્રહ્મા માની ગંધાક્ષતથી પૂજન કરવું.

**उत्तरतः प्रणीतासनम् ॥ ५ ॥**

એ વાક્ય બોલી સ્થંડિલ કિંવા કુંડથી એક વેંત દૂર ઉત્તર દિશામાં પૂર્વભણી અગ્ર રહે એમ ચાર ચાર આંગળને અંતરે બે દર્ભો મૂકવાં:- )

**यथोक्तप्रकारेण प्रणिताप्रणयनम् ॥ ६ ॥**

( તે પછી એક મૃત્તિકાઆદિનું પાત્ર લઈ, તેમાં જળ પૂરીને ઉપર પ્રમાણે મૂકેલા દર્ભોમાં જે દર્ભ સ્થંડિલથી પાસે ને પહેલો હોય તે ઉપર તે પ્રણિતા પાત્ર મૂકવું:—)

**यथोक्तरीत्याग्रेदर्भैः प्रदक्षिणं परिस्तरणम् ॥ ७ ॥**

( તે પછી થોડા દર્ભ જમણા હાથની મૂઠીમાં લઇ અગ્ર ઉત્તર ભણી ને મૂલ દક્ષિણ ભણી રહે, એમ વેદી અથવા અગ્નિકુંડની પૂર્વ દિશામાં અત્યંત સમીપ ( અડોઅડ ) મૂકી એજ પ્રમાણે પાછા પશ્ચિમમાં મૂકવા. તે પછી પાછા એજ પ્રમાણે દર્ભ લઇને અગ્ર પૂર્વમાં અને મૂલ પશ્ચિમમાં રહે એમ થોડા થોડા દર્ભ સ્થંડિલ અથવા કુંડની ઉત્તરે અડોઅડ મૂકી દક્ષિણે પણ એ જ પ્રમાણે મૂકવા. એમ અગ્નિનું પરિસ્તરણ કરવું.

**अर्थवत्पात्रा सादनम् ॥ ८ ॥**

( યજ્ઞમાં ઉપયોગી સમિધો, હોમવાનું ઘી, અન્ય હુતદ્રવ્ય,

તથા જે જે સાહિત્યોની આવશ્યકતા હોય તે તે ત્યાં સમીપમાં મંગાવી સંભાળી ને નીચે બતાવેલી રીતે ક્રમે ગોઠવવાં. પાત્રો ગોઠવવામાં સ્થંડિલથી ઉત્તર દિશાએ એક હાથ દૂર અને પશ્ચિમ ભણીથી પાત્રો મૂકતાં મૂકતાં પૂર્વભણી મૂકતા જવું. બીજા પક્ષે અગ્નિથી પશ્ચિમે પણ કુંડથી એક હાથ દૂર દક્ષિણથી મૂકતાં મૂકતાં ઉત્તર ભણી જવાની પણ છૂટ છે; પરંતુ પશ્ચિમ ભણી યજમાન તથા યજમાન પત્નીનાં આસનો હોવાથી તેમનાં પૂજન સાહિત્યોની અવ્યવસ્થા થવાનો સંભવ હોવાથી ઘણા બ્રાહ્મણો અગ્નિની ઉત્તરેજ આ પાત્રાસાદન ( પાત્રોની યથાયોગ્ય ગોઠવણી ) કરે છે. અહિં પણ એજ પક્ષનું અનુકરણ કરાયું છે. કદાપિ કોઇને આ બીજો પક્ષ માનવો હોય તો બીજું બધું પશ્ચિમે મૂકી શકાય પણ પ્રણિતાપાત્ર અને પ્રોક્ષણીપાત્ર તો અગ્નિની ઉત્તરમાંજ રહેવાં જોઇએ; માટે તે કદાપિ ફેરવવાં નહિ. બાકીનાં સાધનો ગોઠવવાનું હવે બતાવાય છે, તે પ્રમાણે પશ્ચિમથી પૂર્વ ભણી કાં દક્ષિણથી ઉત્તરભણી તે પાત્રાસાદન (પાત્રોનું અનુક્રમે યથાયોગ્ય સ્થાપન ) કરવું.

**પવિત્રચ્છેદનદર્ભાસ્ત્રયઃ ॥ ૯ ॥**

( જેમાં ત્રણ શળીઓ હોય એવો સમૂળો દર્ભ લઈ તેનાં અગ્ર છેદી નાંખી પ્રણીતાપાત્રથી પૂર્વમાં અગ્ર( ટોચનો )ભાગ અગ્નિ ભણી રહે એમ મૂકવો:– )

**પવિત્રે દ્વે ॥ ૧૦ ॥**

જેમાં બે શળીઓ હોય એવો એક સમૂળો દર્ભ લઈ, તેનાં પણ અગ્ર છેદી નાંખી ઉપરનો ત્રણ શળી વાળો દર્ભ મૂક્યો હોય તેનાથી પણ પૂર્વમાં સમીપજ મૂકવો:—

## प्रोक्षणीपात्रम् ॥ ११ ॥

આગળ પાંચમા વાક્યમાં જે ચાર ચાર આંગળને અંતરે બે દર્ભ મૂકેલા છે, જેમાંના પહેલા ઉપર પ્રણીતાપાત્ર મૂકાયું છે; તેનાથી ઉત્તરનો જે દર્ભ બાકી રહ્યો છે તેના ઉપર પણ એક તાંબાનું કે મૃત્તિકાનું પ્રોક્ષણીપાત્ર છતું મૂકવું:–॥ ૧૨ ॥

## आज्यस्थाली ॥ १२ ॥

જે પાત્રમાં લઇને ઘી હોમવાનું હોય એવું એક તાંબા આદી ધાતુનું પાત્ર લઇ તેને આજ્યસ્થાલી માની અગ્નિથી એક હાથ દૂર વાયવ્ય કોણમાં ઊંધું પાડીને મૂકવું.

## चरुस्थाली ॥ १३ ॥

નવગ્રહાદિ દેવોના હોમસારું જેમાં ચરુપાક કરવાનો હોય ( ચોખા રાંધવાના હોય એવું એક તાંબા–પીતળનું ( એક તપેલી ) કે મૃત્તિકાનું પાત્ર ) લઈ ઉપરની આજ્યસ્થાલીથી પૂર્વભણી જોડા જોડ ઉંધુ મૂકવું.

## सम्मार्जनकुशाः पंच ॥ १४ ॥

દર્ભની પાંચ સળીઓ લઈ પ્રાદેશમાત્ર ( અંગુઠા અને તર્જની પહોળાં કરતાં જેટલો વિસ્તાર થાય તે) તેટલા લાંબા દર્ભ રાખી બીજો વધારાનો ભાગ કાપી નાખી તે ઓળખાય ને છૂટા પડી ન જાય માટે તેની રાતાસૂત્રથી જુડી બાંધી તેનો અગ્રભાગ અગ્નિભણી રહે એમ ચરુસ્થાલીની જોડે મૂકવા:–)

## उपयमनकुशाः सप्त ॥ १५ ॥

એજ પ્રમાણે બીજી સાત સળીઓ દર્ભની લઈ તેની પણ જૂડી બાંધી તેજ પ્રમાણે માપમાં રાખી તે પાંચની જોડે પૂર્વભણી તે ઉપ-યમન કુશો મૂકવા.

**समिधस्तिस्रः ॥ १६ ॥**

ખાખરાના કાષ્ઠની કે ખેરના કાષ્ઠની ત્રણ સમિધો લઈ તેની પણ રક્તસૂત્રથી બાંધી જૂડી બનાવી ઉપર પ્રમાણે મૂકેલા ઉપયમન કુશથી પૂર્વભણી તે ત્રણ સમિધો મૂકવાં. ( સમિધોના અભાવે ત્રણ દર્ભ પણ બાંધીને ઉપયમન કુશની પૂર્વે મૂકી શકાય છે.

**स्रुवः ॥ १७ ॥**

ઘી હોમવાનો સ્રુવો ( શરવો ) લઈ ઉપરની સમિધોથી પૂર્વ ભણી ઉંધો પાડીને મૂકવો; પણ તેનું મૂખ અગ્નિભણી રાખવું જોઇએ. )

**स्रुचः ॥ १८ ॥**

સ્રુચ હોય તો તે પણ લઈ સ્રુવથી પૂર્વમાં તે સ્રુવની પઠેજ મૂકવો.

**आज्यम् ॥ १९ ॥**

જેટલું ઘી હોમવાનું હોય તે બધું એક મોટા પાત્રમાં લાવી માખ્યોઆદિના વારણસારું ઉપર કાંઇ ઢાંકી તે સ્રુચથી પણ પૂર્વમાં મૂકવું.

**तंडुलाः ॥ २० ॥**

હોમને સારું ચરુપાક કરવાના ( રાંધવાના ) ચોખા એક પાત્રમાં લાવી તે ઘીથી પૂર્વમાં મૂકવા.

## पूर्णपात्रम् ॥ २१ ॥

બ્રહ્માને દાન આપવાનું તાંબાનું પાત્ર સવાશેર ચોખાભરી, તેમાં સોપારી–શ્રીફળ અથવા દક્ષિણા, મૂકી યજ્ઞાંતે આપવાનું તે તૈયાર કરી ચરુપાકના ચોખાથી પૂર્વમાં મૂકવું.

## दक्षिणावरोवा ॥ २२ ॥

**यथाशक्ति हिरण्यं** ॥ પોતાની શક્તિ અનુસાર આચાર્યને આપવાનું સુવર્ણ કે યજ્ઞોપયોગીદ્રવ્ય એક પાત્રમાં લઈ તે તેનાથી પૂર્વમાં મૂકવું:–

## पवित्र छेदनैः पवित्र करणम् ॥ २३ ॥

નવમા તથા દશમા વાક્યમાં ત્રણ સળીઓ વાળો તથા બે સળીઓવાળો દર્ભ મૂકાવેલો છે તેમાંની કુંશાંડી કરનારે સ્વસ્થ ચિત્તથી પોતાનો ડાબો હાથ સિધો ચિતો રાખી ) આંગળીઓ સિધિ લાંબી રાખી બેસળીઓ વાળો દર્ભ જમણા હાથે લઈ તે ચિતા રાખેલા ડાબા હાથમાં ઉભો મૂકવો એટલે તેનાં મૂળ ડાબા હાથના કાંડાભણી અને અગ્ર આંગળીઓનાં ટેરવાં ભણી રહે એમ તે ડાભની બે સળીઓ રાખીને પછી તે બે સળીઓવાળા દર્ભ ઉપર નવમા વાક્યવાળો ત્રણ સળીઓવાળો દર્ભ લઈ તે બે ઉપર આડો મૂકવો; એટલે ત્રણ દર્ભનાં મૂળ અંગુઠાભણી ને અગ્ર જમણા હાથ ભણી રહે એમ રાખી, બે સળીઓ વાળા દર્ભનાં મૂળ ભણીથી જમણા હાથ વડે પકડી તે ત્રણ સળીઓ ઉપર પ્રદક્ષિણાની રીતે બે વાર વિંટવો; તેમાં પહેલો વિંટ તે દર્ભોપર જમણા હાથ ભણીનો જાણવો ને બીજો વીંટ તેનાથી ઉત્તરનો ડાબા હાથ ભણી પાડવો. એમ બે સળીઓવાળાની ત્રણ

સળીઓપર પૂરી બે પ્રદક્ષિણા થાય એમ વીંટને ત્રણ સળીઓ વાળાનાં મૂળ તથા અગ્ર એ ભેગાં કરવાં. પછી એ બે સળીઓવાળા દર્ભના અગ્ર ભણીથી એક પ્રાદેશ માત્ર જમણા હાથવડે ભરી જોઇને તે પ્રાદેશ ( તર્જની આંગળી તથા તે હાથનો અંગુઠો પહોળાં કરતાં જે વિસ્તાર થાય તે ) માત્ર દર્ભ રહે તેને જમણા હાથની અનામિકા ( ટચલી આંગળીની જોડેની આંગળી તથા અંગુઠાનાં ટેરવાંથી નખનો સ્પર્શ થવા ન દેતાં તે કાપી નાંખવાં અને તે કાપેલા બેસળીઓવાળા દર્ભો લઇ કોરે મૂકવા જે આગળ પવિત્રાં થવાથી માર્જનાદિના કામમાં લેવાના છે. ને પછી ત્રણસળીઓવાળો દર્ભ તથા બે સળીઓ વાળાનાં મૂળ એ બધું ઉત્તર દિશામાં નાખી દેવું પછી જે બેસળીઓવાળા દર્ભનાં પવિત્રાં કર્યાં છે તેનાં અગ્રનો આગળ દસમા વાક્યમાં તેનાં અગ્રો છેદીનેજ મૂકવા બતાવ્યું છે છતાં અગ્રો ન છેદાયાં હોય ને રહી ગયાં હોય તો તે આ સમયે છેદી ઉત્તર દિશા ભણી નાખી દેવાં. હવે પછી જ્યાં પવિત્રોથી માર્જન કરવાનું બતાવ્યું હોય ત્યાં એ બે સળીઓ વાળાનાં બે પવિત્રાં એ રીતે કરવામાં આવ્યાં છે તેના વડેજ પ્રોક્ષણ માર્જન કરવું. પણ યજ્ઞના કાર્યમાં **अग्नौपवित्रप्रतिपत्तिः** એ વાક્ય આવતા સુધી પવિત્રાં ખોવાં નહિ. ૨૩.

## प्रोक्षण्यां प्रणीतोदक ग्रहणम् ॥ २४ ॥

પ્રણીતા પાત્રથી ઉત્તરમાં જે પ્રોક્ષણીપાત્ર મૂક્યું છે તેમાં પ્રણીતા પાત્રમાંથી ત્રણવાર જળ પૂરવું.

## उत्पवनम् ॥ २५ ॥

તે પ્રોક્ષણીપાત્રમાં પૂરેલા જળને જે ઉપર પ્રાદેશમાત્ર બે સળીઓ વાળો દર્ભ ( પવિત્રાં રાખ્યાં છે ) તેનાથી જેમ ગોળ કુંડાળાની પેઠે પાણીને ઘુમરી ખવરાવતા હોઇએ તેમ ફેરવવું.

**सव्यहस्ते करणम् ॥ २६ ॥**

પછી તે પ્રોક્ષણી પાત્રને જમણા હાથથી ઉપાડી, ડાબા હાથમાં રાખવું.

**प्रणीतोदकेन प्रोक्षण्याः प्रोक्षणम् ॥ २७ ॥**

ઉપરના પ્રણીતાપાત્રમાંના જળથી જે બેસળીઓવાળા દર્ભનાં પવિત્રાં બનાવ્યાંછે તેનાથી પ્રોક્ષણી પાત્રનું પ્રોક્ષણ કરવું ( જળ છાંટવું. )

**प्रोक्षण्युदकेन आज्यस्थाल्याः प्रोक्षणम् ॥ २८ ॥**

પછી તે પ્રોક્ષણીપાત્રના જળથી પવિત્રાં વડે આજ્યસ્થાલી ( જે હોમવાનું ઘી ભરવાનું પાત્ર મૂકયું છે ) તેને છતું કરી પ્રોક્ષણ કરવું.

**चरुस्थाल्याः प्रोक्षणम् ॥ २९ ॥**

એજ પ્રમાણે પ્રોક્ષણીના જળથી પવિત્રાંવડે ચરુસ્થાલીનું પણ પ્રોક્ષણ કરવું:—

**सम्मार्जनकुशानां प्रोक्षणम् ॥ ३० ॥**

ચરુસ્થાલીથી પૂર્વે દર્ભની પાંચ શળીઓ પ્રાદેશમાત્ર બાંધીને જે મૂકેલી છે તેનું પ્રોક્ષણ્યુદકથી પવિત્રાં વડે પ્રોક્ષણ કરવું.

**उपयमनकुशानां प्रोक्षणम् ॥ ३१ ॥**

તે પછી ઉપર પ્રમાણે સાત સળીઓવાળા દર્ભનું પણ પ્રોક્ષણ કરવું.

**समिधां प्रोक्षणम् ॥ ३२ ॥**

ઉપરના સાત દર્ભપૂર્વે ત્રણ સમિધો મૂકેલાં છે તેનું પણ તેજ પ્રમાણે પ્રોક્ષણ કરવું.

**स्रुवस्य प्रोक्षणम् ॥ ३३ ॥**

એ સમિધોની જોડે પૂર્વમાં સરવો મૂકેલો છે તેનું છતો કરીને પ્રોક્ષણ કરવું.

**श्रुचस्य प्रोक्षणम् ॥ ३४ ॥**

તે પછી શ્રુચ મૂકેલો છે તેને પણ છતો કરી પ્રોક્ષણ કરવું.

**तंडुलानां प्रोक्षणम् ॥ ३५ ॥**

પછી ત્યાં હોમ કરવા—ચરુપાક બનાવવા ચોખા લાવીને મૂક્યા છે તેનું પ્રોક્ષણ કરવું.

**पूर्णपात्रप्रोक्षणम् ॥ ३६ ॥**

બ્રહ્માને આપવા પૂર્ણપાત્ર ( તાંબાના પાત્રમાં ફલ-દક્ષિણા સાથે ચોખા ભરીને મૂકેલું છે ) તેનું પ્રોક્ષણ કરવું.

**असंचरे प्रोक्षणीपात्रम् ॥ ३७ ॥**

એ પ્રમાણે બધાં સાહિત્યોને પ્રોક્ષણ કર્યા પછી તે ડાબા હાથમાં ઝાલી રાખેલું પ્રોક્ષણીપાત્ર તેનાથી દક્ષિણભણી આવેલા પ્રણી-

તાપાત્ર અને અગ્નિના મધ્યમાં મૂકવું. ( વેદી ને પ્રણીતા પાત્રની વચમાં. )

**आज्यस्थाल्यामाज्यनिर्वापः ॥ ३८ ॥**

હોમવાનું ઘી જે પાત્રમાં લાવી મૂક્યું હોય તેમાંથી થોડું ઘી ઉપર બતાવેલી આજ્યસ્થાલીમાં કાઢવું.

**चरुस्थाल्यां तंडुलप्रक्षेपः ॥ ३९ ॥**

ચરુસ્થાલીમાં ( ચોખા રાંધવાના પાત્રમાં ) ચરુપાક બનાવવાના ચોખા ( ભાત કરવાના ચોખા ) લેવા.

**तंडुलान् त्रिःप्रक्षाल्य ॥ ४० ॥**

ચરુસ્થાલીમાં લીધેલા ચોખા શુદ્ધ જળવડે ત્રણ વાર ધોઇ નાખવા.

**प्रणीतोदकमासिच्य ॥ ४१ ॥**

તે ચરુસ્થાલીમાં તે ચોખા બરાબર રંધાય એટલું પાણી તેમાં પ્રણીતાપાત્રમાંથી લેવું.

**दक्षिणत आज्याधिश्रयणम् ॥ ४२ ॥**

આજ્યસ્થાલીમાં જે હોમ કરવા સારું ઘી કાઢેલું છે. તે ઘી ઊનુ થવા માટે આજ્યસ્થાલી ઉત્તરમાંથી પૂર્વમાં થઇને દક્ષિણમાં લાવી, વેદી અથવા કુંડમાં તાપ લાગે એમ તે વેદી અથવા કુંડમાં દક્ષિણ ભણી મૂકવી.

**चरोरधिश्रयणमाज्यस्योत्तरतः ॥ ४३ ॥**

ચોખા રંધાવા સારું ચોખા અને પાણી સાથે તૈયાર કરીને જે ચરુસ્થાલી મૂકેલી છે, તેને ઉત્તરમાંથી લઇ પશ્ચિમભણી ફેરવી પૂર્વ ભણી લઈ જઇ ઉત્તરભણી થઇને આજ્યસ્થાલીથી ઉત્તરમાં તેને અગ્નિ ઉપર મૂકવી.

**ज्वलितोल्मुकेनोभयोः पर्यग्निकरणम् ॥ ४४ ॥**

તે પછી એક સગળતું કાષ્ઠ અથવા સળગતો દર્ભ લઈ, ઇશાન-કોણથી આરંભી ક્રમે અગ્નિ, નૈઋત અને વાયવ્ય તથા ઇશાન ભણી બધી દિશાઓમાં પ્રદક્ષિણાની રીતે બે વાર ફેરવીને, નીચેનું વાક્ય ભણી અગ્નિમાં ઉત્તર ભણી નાંખવું.

**देशे निधानम् ॥ ४५ ॥**

એ સળગતું ઉલ્મુક ( ઉંબાડીયું ) ઉત્તરદિશામાં અગ્નિમાં નાખવું.

**अर्ध शृते चरौ स्रुवस्य प्रतपनम् ॥ ४६ ॥**

ચરુસ્થાલીમાં જે ચોખા રંધાવા મૂકયા છે તે અર્ધા ચઢે એટલે સરવો હાથમાં લઇ ખંખેરી સ્વચ્છ કરી તેને અગ્નિ પાસે ધરી તપાવવો.

**सम्मार्जनकुशैः स्रुवस्य सम्मार्जनम् ॥ ४७ ॥**

પ્રથમ જે ચઉદમા વાકયપ્રમાણે પાંચ દર્ભની શળીઓ સંમ્મા-ર્જનકુશની ગણીને મૂકી છે તેનાવડે સરવાનું સમાર્જન કરવું. એટલે તે માર્જની( સાવરણી )ની પેઠે સરવાપર ફેરવવા.

**प्रणीतोदकेनाभ्युक्षणम् ॥ ४८ ॥**

આગળ જે બે સળીઓવાળા દર્ભનાં પવિત્રાં બનાવ્યાં છે ને જે વડે સર્વ સાહિત્યોને પ્રોક્ષણ કર્યું છે, તે પવિત્રાંવડે પ્રણીતાપાત્રના જળવડે તે સરવાને અભ્યુક્ષણ કરવું. ( જળ છાંટવું. )

**पुनः प्रतपनम् ॥ ४९ ॥**

તે સ્રુવને ( સરવાને ) ફરી પાછો અગ્નિપાસે ધરીને તપાવવો.

**देशे निधानम् ॥ ५० ॥**

પછી તે સરવાને જ્યાંથી લીધો હોય ત્યાંજ મૂકી દેવો.

**आज्योद्वासनम् ॥ ५१ ॥**

ચરુસ્થાલીના ચોખા પૂરા ચઢી રહે ત્યારે જે ઘી અગ્નિમાં દક્ષિણ દિશા ભણી અથવા કુંડ હોય તો દક્ષિણ પરિધી ઉપર મૂકેલું હોય તેને લઇ વાયવ્ય કોણમાં સ્થંડિલ વા કુંડની બહાર નીચે મુકવું.

**चरोरुद्वासनम् ॥ ५२ ॥**

જેમાં ચોખા પૂરા ચઢી ગયા હોય એવા ચરુસ્થાળીના પાત્રને વસ્ત્રવડે ઝાલી અગ્નિમાંથી બહાર કાઢી અગ્નિકોણમાં મૂકવું, ત્યાંથી દક્ષિણે, ત્યાંથી નૈઋત્યે, ત્યાંથી પશ્ચિમે ને ત્યાંથી વાયવ્ય કોણમાં મકાને તે પછી જ્યાં આજ્યસ્થાલી મૂકી હોય તેનાથી ઉત્તર ભણી મુકવું.

**प्रत्युत्पवनवत् पवित्रेणाज्योत्पवनम् ॥ ५३ ॥**

પેલા બે સળીવાળા દર્ભોને લઇ બેવડા વાળી આજ્યસ્થાલીના ઘીને હલાવવું.

**अवेक्षणम् ॥ ५४ ॥**

તે ઘીમાં જોવું કે કાંઈ જીવજંતુ અથવા કાંઇ તૃણ કે રજ આદિ પડયું હોય તો તે બહાર કાઢી નાંખવું.

**अपद्रव्यनिरसनम् ॥ ५५ ॥**

ઘીમાં પડેલો કોઇ અપદ્રવ્યરૂપ પદાર્થ હોય તો તેને દૂર કરવો.

**प्रोक्षण्याःप्रत्युत्पवनम् ॥ ५६ ॥**

પ્રોક્ષણીપાત્રમાં રહેલા જળને પેલા બેસળીવાળા દર્ભનાં પવિત્રાંથી બે વાર હલાવવું.

**उपयमनकुशानादाय ॥ ५७ ॥**

આગળ જે દર્ભની સાત સળીઓ રક્તસૂત્રથી બાંધીને મૂકેલી છે, જેને ઉપયમન કુશ કહેવાય છે; તે જમણા હાથે મૂકેલી હોય ત્યાંથી ઉપાડી ડાબા હાથમાં લેવી.

**समिधोऽभ्याधाय स्वाहा ॥ ५८ ॥**

ડાબા હાથમાં ઉપર પ્રમાણે ઉપયમનકૂશો (સાત સળીઓવાળો) દર્ભ રાખ્યો છે, તેને ડાબા હાથવડે પોતાની છાતી આગળ રાખીને જમણો પગ વાળી, જે ત્રણ ખાખરાની કે ખેરની સમિધો મૂકેલી છે, તે ત્રણ સમીધો જમણા હાથે લઇ, રક્તસૂત્ર બાંધ્યું હોય તો તે છોડી નાખી, તે ત્રણે સમીધોને ઉપરનું અઠાવનમું વાક્ય બોલી અગ્નિમાં હોમી દેવાં.

**प्रोक्षण्याः शेषोदकेनसपवित्रहस्तेनाग्नेरीशानकोणादारभ्य-प्रदक्षिणवत् पर्युक्षणम् ॥ ५९ ॥**

ઉપર બતાવેલા બે સળીઆવાળા દર્ભનાં જે બે પવિત્રાં કરવામાં આવ્યાં છે, તે બે પવિત્રાં જમણા હાથમાં રાખી, તેના ભેગું પ્રોક્ષણીપાત્રમાં અવશેષ રહેલું જળ જમણી હથેળીમાં લઇ, ઇશાન કોણથી આરંભી અગ્નિકોણ ભણી થઈ, નૈઋર્ત્યમાં થઈ, વાયવ્ય કોણ ભણી થઇ, ઇશાન કોણ કોણમાં અખંડ જળધારા પ્રદક્ષિણાની રીતે કરવી. એ અગ્નિનારાયણનું પર્યુક્ષણ થયું કહેવાય.

**पवित्रयोः प्रणितासु निधानम् ॥ ६० ॥**

ઉપર પ્રમાણે પર્યુક્ષણ થયા પછી, હાથમાં રાખેલાં બે સળીઆ વાળા દર્ભનાં પવિત્રાં જમણા હાથમાં હોય તે પ્રણિતાપાત્રમાં મૂકવાં.

**सोपग्रहं सव्यहस्तमुत्तानं हृदिनिधायदक्षिणजान्वाच्य स्रुवेण जुहुयात् ॥ ६१ ॥**

પછી ઉપયમન કુશ ( સાત સળીઓવાળો દર્ભ ) જમણા હાથે ડાબા હાથમાં લઇ, તે ડાબાહાથે દર્ભો છાતી સમીપ રાખી, જમણો પગ નીચો વાળી, સ્રુવાવડે આજ્યસ્થાલીમાંથી ઘી લઇને પ્રજવલિત અગ્નિમાં નીચે બતાવેલી રીતે આઘારાહુતિ કિંવા ચાક્ષુષઘ્રાટની આહુતિઓ આપવી. અને અગ્નિમાં હોમ કરતાં સ્રુવામાં જે અવશેષ વધેલું ઘી હોય તેનો પ્રોક્ષણીપાત્રમાં ત્યાગ કરવો. ( હોમાંતે સ્રુવામાં રહેલું ઘી પ્રોક્ષણી પાત્રમાં પડવા દેવું. ) ને એજ પ્રમાણે પ્રોક્ષણીમાં હોમાંતાવશેષ ઘીનો ત્યાગ કર્યા પછી સ્રુવાવડે પાછું આજ્ય સ્થાલીમાંથી ઘી લેવું.

**आघाराहुतयः ।**

**ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये न मम ॥ १ ॥ १ ॥**

**ॐ इन्द्राय स्वाहा इदं इंद्राय न मम ॥ २ ॥ १ ॥**
**ॐ अग्नये स्वाहा इदं अग्नये न मम ॥ ३ ॥ १ ॥**
**ॐ सोमाय स्वाहा इदं सोमाय न मम ॥ ४ ॥ १ ॥ ***

*આ ચાર આહુતિઓ આપવાની રીતિ આ પ્રમાણે છેઃ-

પહેલી આધારાહુતિ ( અગ્નિમાં ચારે પાસ ઘી પ્રસરે અને ફેલાય માટે એ આહુતિને આધારાહુતિ કહે છે તથા કેટલાક યાજ્ઞિકો ત્રીજી ચોથી આહુતિને યજ્ઞનારાયણનાં નેત્રો કલ્પવાથી ચાક્ષુષ ઘાટની આહુતિઓ પણ કહે છે. )

આજ્યસ્થાળીમાંથી શરવો ભરીને ઘી લઇને ॐ **प्रजापतये स्वाहा । इदं प्रजापतये न मम ॥ १ ॥** એ મંત્ર મનમાં બોલતાં અગ્નિના સ્થંડિલ અથવા કુંડના નૈઋતકોણથી ધારા કરતાં કરતાં ઈશાનકોણ સુધી અગ્નિમાં ધારા પૂરી કરવી ને તેનું શરવામાં અવશેષ રહેલું ઘી પ્રોક્ષણીપાત્રમાં નીતરવા દેવું. એ પ્રમાણે પહેલી આહુતિ આપવીઃ-

બીજી આહુતિમાં એ પ્રમાણે શરવો ભરી **ॐ इन्द्राय स्वाहा इदं इन्द्राय न मम ॥ २ ॥** એ મંત્ર મનમાં બોલતાં ઘીના ભરેલા શરવાથી ઘીની ધારાનો પ્રજ્વલિત અગ્નિમાં, આરંભ વાયવ્યકોણમાંથી કરી હોમ કરતાં કરતાં અગ્નિકોણમાં જવું, એ બીજી આહુતિ તેનું પણ અવશેષઘી પ્રોક્ષણીપાત્રમાં નાખવું.

પછી ત્રીજી આહુતિમાટે સ્રુવાથી આજ્યસ્થાલીમાંથી ઘી લઇ, અગ્નિમાં **ॐ अग्नये स्वाहा इदमग्नये न मम ॥ ३ ॥** એ મંત્ર ભણી પશ્ચિમ ભણી મધ્યમાં આપવી.

તે પછી કામપરત્વે અગ્નિની **સંજ્ઞા** કરતી હોવાથી આ રજોદર્શન શાંતિ અથવા ગ્રહશાંતિ પણ શાંતિકર્મ હોવાથી **शांतिके वरदस्तथा** એ વચનથી હવે **વરદ** નામના અગ્નિનું આવાહન પૂજન કરવું:—

---

પછી ચોથી આહુતિ અગ્નિમાં પૂર્વભણી **ॐ सोमाय स्वाहा इदं सोमाय न मम ॥ ४ ॥** એ મંત્ર ભણીને આપવી.

## આધારાહુતિ સમજવાનું કોષ્ટક.

અગ્ન્યાયતન અથવા અગ્નિકુંડ કે સ્થંડિલ.

પૂર્વ દિશા.




પશ્ચિમદિશા

ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये न मम ॥ १ ॥
ॐ इंद्राय स्वाहा इदमिन्द्रायन मम ॥ २ ॥
ॐ अग्नये स्वाहा इदमग्नये नमम ॥ ३ ॥
ॐ सोमाय स्वाहा इदं सोमाय न मम ॥ ४ ॥

સ્રુવ ( ઘી હોમવાનો સરવો ) ક્યા કાષ્ટનો લેવો ? તથા તે હોમ કરતાં શી રીતે ધારણ કરવો તે માટે કુશકંડિકાભાષ્યમાં કહ્યું છે કે:—

હાથમાં અક્ષત રાખી નીચે પ્રમાણે બોલી અગ્નિનું ધ્યાનાવાહન કરવું.

**शमीमयः स्रुवः कार्यस्तदलाभेन्यवृक्षजः । खदिरस्तु-स्रुवः कार्यः सर्वकामार्थ सिद्धये ॥ १ ॥ अग्रान्मध्याच्च मध्ये तु मूलान्मध्याच्च मध्यतः । स्रुवस्तुधार्योविद्वद्भिर्निर्वाहः कर्मसिद्धये ॥ २ ॥**

ભાવાર્થઃ-સર્વ કામની સિદ્ધિ માટે ઘી હોમવા સારુ ખીજડાના કાષ્ટથી સ્રુવો કરાવવો. છતાં તે ન મળે તો બીજા કાષ્ટનો પણ લેવો; ખેરના કાષ્ટનો સરવો કરાવવો. સરવો ક્યાંથી ઝાલવો તે માટે પણ કહ્યું છે કે સરવાનું અગ્ર અને મુખ એ બેનું મધ્ય કાઢી ત્યાં રક્ત સૂત્ર બાંધવું. પછી સરવાના મુખથી સુત્ર વચેનો જે ભાગ ત્યાંથી સરવો ધારણ કરવો અથવા સરવાના સૂત્ર બાંધેલા ભાગથી અંત્યસુધીના ભાગના વચમાંથી પણ સરવો પકડવો.

**लौकिकः पावको ह्यग्निः प्रथमः परिकीर्तितः ॥ ***
**अग्निस्तु मारुतो नाम गर्भाधाने विधीयते ॥**
**पुंसवने चंद्रमसः शृगांकर्मणि शोभनः ॥**
**सीमंते मंगलो नाम प्रगल्भो जातकर्मणि ॥**
**नाम्निपार्थिवनामाग्निः प्राशने तु शिवस्तथा ।**
**सभ्यनामाथ चुडायां व्रतादेशे समुद्भवः ॥**
**गोद्दानेसूर्यनामातु विवाहे योजकः स्मृतः ।**

अग्निं प्रज्वालितं वंदे जातवेदं हुताशनम् ॥ सुवर्णवर्णममलं सम्मृद्धं विश्वतो मुखम् ॥ वरदनाम्ने वैश्वानराय नमः॥ ध्यायामि ॥ आवाहयामि ॥ आसनम् समर्पयामि० ॥ पाद्यं० ॥ अर्घ्यं० ॥ स्नानम्० ॥ आचमनियं ॥ गंधं० ॥ पुष्पं० ॥ धूपं० ॥ दीपम्० ॥ नैवेद्यं० ॥ फलताम्बूलं० ॥ हिरण्यदक्षिणां० ॥ प्रदक्षिणाम्० ॥ आरातिंक्यं०॥ मंत्रपुष्पांजलिम्० ॥ नमस्कारान्समर्पयामि ॥ अनया पूजया वरदनामाग्निःप्रीयताम् न मम ॥

એ પ્રમાણે સર્વોપચાર પૂજન કરવું. પછી હોમનું કામ ચલાવવું. પ્રથમ હાથમાં જળ રાખી નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

---

चतुर्थ्यांतु शिखीनाम धृतिरग्निस्तथापरे ॥
आवसथ्ये भवो ज्ञेयो वैश्वदेवेतु पावकः ॥
ब्रह्मातु गार्हपत्येग्नावीश्वरो दक्षिणे तथा ।
विष्णुराहवनीयेतु अग्निहोत्रे त्रयोग्नयः ॥
लक्षहोमे वह्निनामा कोटिहोमे हुताशनः ।
प्रायश्चित्ते विटश्चैव पाकयज्ञे तुसाहसः ॥
देवानां हव्यवाहस्तु पितृणां कव्यवाहनः ॥
पूर्णाहुत्यां मृडोनाम शांतिकेवरदस्तथा ॥
पौष्टिके बलदश्चैव क्रोधोग्निस्त्वभिचारिके ॥
वश्यार्थे कामदोनाम वनदाहेतदूषकः ॥

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतीथौ अमुकवासरे इदं संपादितं समिच्चरुतिलाज्यादिहविर्द्रव्यं याग्याय क्षमाण देवतास्ताभ्यस्ताभ्य मयापरित्यक्तं न मम ॥ यथादैवतमस्तु ॥**

તે પછી સૂર્યાદિ નવે ગ્રહોના અર્થે સમિધ, ચરુ, ( અગ્નિમાં રાંધેલો ભાત ), તલ અને ઘીથી ૧૦૮ એકસોને આઠ અથવા અઠ્ઠાવિશ કાં છેવટે આઠ આઠ, પ્રત્યેક સપ્રણવવ્યાહૃતિપર્વક ગ્રહોના વેદમંત્ર ભણી, અંતે ચતુર્થિ વિભક્તિનો પ્રત્યય લગાવી સ્વાહા એવો ઉચ્ચાર કરીને આહુતિઓ આપવી. તેમાં તે વેદમંત્ર કદાપિ મુખે ઉપસ્થિત ન હોય તો તે ગ્રહોના સ્થાપનમાં ધ્યાનાઆવાહનમાં લખેલા છે, તે કાઢીને જોવા. પૌરાણિક કર્મ હોય તો વૈદિકમંત્રોની નીચે પુરાણમંત્રો પણ છે. પરંતુ અતિ ઉતાવળનું કામ હોય તો વૈદિકર્મ અને પૌરાણિકકર્મમાં પણ નામ મંત્રથી કામ ચલાવવું; તે પ્રત્યેક ગ્રહોના તથા અન્યદેવોના નામ મંત્રો પણ ગ્રહસ્થાપનમાં મૂકેલા છે, તે ત્યાંથી જોવા. આ ઠેકાણે પણ લેખનો વિસ્તાર થતાં કર્મ કરનાર અને કરાવનારને અશ્રદ્ધા થવાનો સંભવ જાણી મંત્રો ફરી લખ્યા નથી; પણ ટુંકામાં સંકેત બનાવ્યો છે, જે વાંચનાર સમજી શકશે. ગ્રહોનો હોમ કેટલો કરવો ? એવી શંકા થાય તો નીચેના મત્સ્યપુરાણના વચનરૂપ પ્રમાણથી પોતાની શંકાનું સમાધાન પોતે પોતાની મેળેજ સમજવું×

* ભાવાર્થઃ—લૌકિક કર્મમાં પ્રથમ અગ્નિનું નામ પાવક કહેવાય છે. ગર્ભાધાન સંસ્કારમાં અગ્નિનું નામ મારુત કહેવાય છે. પુંસવન કર્મમાં અગ્નિનું નામ ચંદ્રમા અને ગૌણાદિ કર્મમાં અગ્નિનું

બીજા પણ કેટલાક કર્મકાંડના ગ્રંથોમાં આઠ આહુતિનો પક્ષ ( માનેલો જોવામાં આવવાથી અત્રે પણ આ ઠેકાણે મત્સ્યપુરાણના વચનને માન આપી આઠ આહુતિનો પક્ષ રાખ્યો છે જેમને ૧૦૮ એકસોને આઠ તથા ૨૮ અઠાવિશનો ક્રમ માનવો હોય તેણે તે પ્રમાણે હુતદ્રવ્યની અનુકૂળતા કરી, રાખી ભલે તેમ કરવું.

પ્રથમ પૂજ્યગણ પતિજી સર્વને માન્ય છે માટે પહેલી આઠ આહુતિઓ દૂર્વાનું સમિધ, ચરુ, તલ અને ઘીની નીચે પ્રમાણે બોલી ગણપતિજીને અર્થે આપવી.

---

નામ **શોભન** ગણાય છે. સીમંત સંસ્કારમાં અગ્નિનું નામ **મંગળ**, જાત સંસ્કારમાં અગ્નિનું નામ **પ્રગલ્ભ**, નામકરણ સંસ્કારમાં અગ્નિનું નામ **પાર્થિવ** અને અન્નપ્રાશનસંસ્કારમાં અગ્નિનું નામ **શિવ** કહેવાય છે. ચૂડાકરણ અથવા ચૌલસંસ્કારમાં અગ્નિનું નામ **સભ્ય**, વ્રતાદેશ ( યજ્ઞોપવીત ) સંસ્કારમાં **સમુદ્ભવ** ગોદાનમાં **સૂર્ય** અને વિવાહમાં અગ્નિનું નામ **યોજક** કહેવાય છે. ચતુર્થીકર્મમાં ( વરકન્યાને માટે ચોરીમાં હોમ થાય છે તે ) અગ્નિનું નામ **શિખી**, તથા અપર કામમાં **ધૃતિ** નામનો અગ્નિ કહેવાય છે. આવસથ્યમાં **ભવ**, વૈશ્વદેવમાં **પાવક**, ગાર્હપત્યમાં **બ્રહ્મા** દક્ષિણાગ્નિમાં **ઈશ્વર**, આહવનીયમાં **વિષ્ણુ**, અને **અગ્નિહોત્ર** એ ત્રણ અગ્નિ કહેવાય છે. લક્ષ હોમમાં અગ્નિનું નામ **વન્હિ**, કોટી હોમમાં **હુતાશન** પ્રાયશ્ચિત્તકર્મમાં **વિટ**, અને પાકયજ્ઞમાં **સાહસ** અગ્નિ કહેવાય છે. દેવકર્મમાં **હવ્યવાટ્**, પિતૃકર્મમાં **કવ્યવાહન**, પૂર્ણાહુતિમાં **મૃડ** અને શાંતિ કર્મમાં અગ્નિનું નામ **વરદ** ગણાય છે. પૌષ્ટિક કર્મમાં અગ્નિનું નામ **બલદ**, અભિચાર કર્મમાં **ક્રોધ**, વશીકરણ કર્મમાં **કામ** અને વનદાહમાં **દૂષક** અગ્નિ કહેવાય છે.

**ॐ गणपतये स्वाहा इदं गणपतये न मम ॥ १ ॥ ८ ॥**

હવે પછી પ્રત્યેક ગ્રહોનાં સમિધો, * ચરુ, તલ અને ઘીની આઠ આઠ આહુતિઓ બતાવેલી રીતે નવે ગ્રહોને અર્થે આપવી.

---

× **अनुक्तसंख्या यत्रस्याच्छतमष्टोत्तरंस्मृतं ।**
**अष्टाविंशतिरष्टौवा यथाशक्तिर्विधियते ॥ मात्स्ये ॥**

જે ઠેકાણે પદ્ધતિકારે સંખ્યાનું પ્રમાણ ન કહ્યું હોય ત્યાં એક-સોને આઠ અથવા અઠાવિશકાં છેવટે માત્ર આઠ આહુતિઓથી કર્મ સમાપ્ત કરવું.

* પ્રત્યેક ગ્રહોના હોમ માટે જૂદાં જૂદાં સમિધો લેવાં એ વિષે યાજ્ઞવલ્કય કહ્યું છે કેઃ—

**अर्कःपालाश खादिर अपामार्गोथ पिप्पलः ।**
**उदुम्बरः शमीदूर्वा कुशश्च समिधः क्रमात् ॥ १ ॥**

ભાવાર્થઃ—આકડો, ખાખરો, ખેર, અંઘાડી, પીંપળો, ઉમયડો અથવા ગુલરો, ખીજડો, ધ્રો અને દર્ભ એ ક્રમે સૂર્યાદિ નવે ગ્રહોનાં સમિધો જાણવાં

**अलाभेतु प्रकर्तव्याः सर्वाःपालाशजाः इति ॥ वसिष्ठः ॥**

ભાવાર્થઃ—ઉક્ત સમિધોના અભાવે સર્વે સમિધો ખાખરાની લેવીઃ—

પ્રથમ આકડાની સમિધ, ઘી, ચરુ, અને તલની નીચે પ્રમાણે બોલી આઠ આહુતિઓ શ્રીસૂર્યને અર્થે આપવીઃ—

**ॐ सुर्याय स्वाहा इदं सूर्याय न मम ॥ १ ॥ ८ ॥**

પછી ખાખરાની સમિધ, ઘી, ચરુ અને તિલની ચંદ્રને અર્થે આહુતિઓ આપવીઃ—

**ॐ चंद्रमसे स्वाहा इदं चंद्रमसे न मम ॥ २ ॥ ८ ॥**

પછી ખેરની સમિધ, ઘી, ચરુ અને તિલની મંગળને અર્થે આઠ આહુતિઓ આપવીઃ—

**ॐ भौमाय स्वाहा इदं भौमाय न मम ॥ ३ ॥ ८ ॥**

પછી અપામાર્ગ( અંધાડિ )ની સમિધ ઘી, ચરુ અને તિલની બુધને અર્થે આઠ આહુતિઓ આપવી.

**ॐ बुधाय स्वाहा इदं बुधाय न मम ॥ ४ ॥ ८ ॥**

પછી પીંપળાની સમિધ, ઘી, ચરુ અને તિલની ગુરુને અર્થે આઠ આહુતિઓ આપવીઃ—

**ॐ बृहस्पतये स्वाहा इदं बृहस्पतये न मम ॥ ५ ॥ ८ ॥**

પછી ઉમયડાની સમિધ, ઘી, ચરુ અને તિલની શુક્રને અર્થે આઠ આહુતિઓ આપવીઃ—

**ॐ शुक्राय स्वाहा इदं शुक्राय न मम ॥ ६ ॥ ८ ॥**

પછી ખીજડાની સમિધ ઘી, ચરુ અને તલથી શનિશ્ચરને અર્થે આઠ આહુતિઓ આપવીઃ-

**ॐ शनैश्चराय स्वाहा इदं शनैश्चराय न मम ॥ ७ ॥ ८ ॥**

પછી દૂર્વા( ધ્રો )ની સમિધ, ઘી, ચરુ અને તલથી રાહુને અર્થે નીચે પ્રમાણે બોલી આઠ આતિઓ આપવી:—

**ॐ राहवे स्वाहा इदं राहवे न मम ॥ ८ ॥ ८ ॥**

પછી દર્ભની સમિધ, ઘી, ચરુ અને તલથી કેતુને અર્થે નીચે પ્રમાણે બોલી આઠ આહુતિઓ આપવી:—

**ॐ केतवे स्वाहा इदं केतवे न मम ॥ ९ ॥ ८ ॥**

**॥ इतिग्रहहोमः ॥**

તે પછી એ નવે ગ્રહોના અધિદેવ પ્રાત્યધિ દેવોને સારું હોમ કરવો, તેમાં જે જે ગ્રહનો અધિદેવ કે પ્રત્યધિ દેવ ગણાય તે મુખ્ય ગ્રહની જે સમિધ ગણાયી હોય તેજ તેના અધિદેવ પ્રત્યધિ દેવની પણ જાણવી. તો પણ તે અનુક્રમે લખી છે.

## अधिदेवानां होमः

માત્ર સમિધો જૂદાં પણ ઘી ચરુ અને તલની આહુતિઓ નીચે પ્રમાણે આપવી:

સમિધ્ આકડાની:—

**ॐ ईश्वरायस्वाहा इदं ईश्वराय नमम ॥ १ ॥ ४ ॥**

સમિધ્ ખાખરાની:—

**ॐ उमायै स्वाहा इदं उमायै न मम ॥ २ ॥ ४ ॥**

ખેર:—

ॐ स्कंदायै स्वाहा इदं स्कंदायै न मम ॥ ३ ॥ ४ ॥

અંધાડી:—

ॐ विष्णवे स्वाहा इदं विष्णवे न मम ॥ ४ ॥ ४ ॥

સમિધ પીંપળાની:—

ॐ ब्रह्मणे स्वाहा इदं ब्रह्मणे न मम ॥ ५ ॥ ४ ॥

સમિધ્ ઉમયડો અથવા ગુલરોઃ—

ॐ इंद्राय स्वाहा इदं इन्द्राय न मम ॥ ६ ॥ ४ ॥

ખીજડાની:—

ॐ यमाय स्वाहा इदं यमाय न मम ॥ ७ ॥ ४ ॥

દુર્વા ( ધ્રો ):—

ॐ कालाय स्वाहा इदं कालाय न मम ॥ ८ ॥ ४ ॥

દર્ભ:—

ॐ चित्रगुप्ताय स्वाहा इदं चित्रगुप्ताय न मम ॥९॥४॥

એ પ્રમાણે અધિદેવોની જૂદાં જૂદાં સમિધ, ઘી, ચરુ અને તલની ચાર ચાર આહુતિઓ આપી ને હવે એ નવે ગ્રહોના પ્રત્યધિદેવોને પણ જૂદાં જૂદાં સમિધોથી એની એ રીતે ઘી, ચરુ તથા તલની ચાર ચાર આહુતિઓ આપવી.

આકડો:—

ॐ अग्नये स्वाहा इदमग्नये न मम ॥ १ ॥ ४ ॥

ખાખરો:-

ॐ अद्भ्यः स्वाहा इदं अद्भ्यो न मम ॥ २ ॥ ४ ॥

ખેરની:-

ॐ पृथिव्यै स्वाहा इदं पृथिव्यै न मम ॥ ३ ॥ ४ ॥

અંધાડી:-

ॐ विष्णवे स्वाहा इदं विष्णवे न मम ॥ ४ ॥ ४ ॥

પીંપળાની:-

ॐ इंद्राय स्वाहा इदं इंद्राय न मम ॥ ५ ॥ ४ ॥

ઉમરડાની:-

ॐ इंद्राण्यै स्वाहा इदं इंद्राण्यै न मम ॥ ६ ॥ ४ ॥

ખીજડાની:-

ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये न मम ॥ ७ ॥ ४ ॥

દૂર્વા( ધ્રો )ની:-

ॐ सर्पेभ्यः स्वाहा इदं सर्पेभ्यो न मम ॥ ८ ॥ ४ ॥

દર્ભની:-

ॐ ब्रह्मणे स्वाहा इदं ब्रह्मणे न मम ॥ ९ ॥ ४ ॥

પછી વધેલાં હોય તે સમિધો, ઘી, ચરુ અને તલની બધે આ-

હુતિઓ વિનાયકાદિ પંચલોકપાલ દેવો, વાસ્તોષ્પતિ અને ક્ષેત્રપાલ એ બે ગ્રહપીઠના અંગદેવો તથા ઇંદ્રાદિ દશ દિક્પાલદેવોની નીચેના મંત્રો ભણીને આહુતિઓ આપવીઃ—

ॐ गणपतये स्वाहा इदं गणपतये न मम ॥ १ ॥ २ ॥
ॐ दुर्गायै स्वाहा इदं दुर्गायै न मम ॥ २ ॥ २ ॥
ॐ वायवे स्वाहा इदं वायवे न मम ॥ ३ ॥ २ ॥
ॐ आकाशाय स्वाहा इदं आकाशाय न मम ॥४॥२॥
ॐ अश्विभ्यां स्वाहा इदं अश्विभ्यां न मम ॥ ५ ॥ २ ॥
ॐ वास्तोष्पतये स्वाहा इदं वास्तोष्पतये न मम ॥६॥२॥
ॐ क्षेत्रपालाय स्वाहा इदं क्षेत्रपालाय न मम ॥७॥२॥

॥ दिक्पालानामाहुतयः ॥

ॐ इंद्राय स्वाहा इदं इन्द्राय न मम ॥ १ ॥ २ ॥
ॐ अग्नये स्वाहा इदमग्नये न मम ॥ २ ॥ २ ॥
ॐ यमाय स्वाहा इदं यमाय न मम ॥ ३ ॥ २ ॥
ॐ निर्ऋतये स्वाहा इदं निर्ऋतये न मम ॥ ४ ॥ २ ॥
ॐ वरुणाय स्वाहा इदं वरुणाय न मम ॥ ५ ॥ २ ॥
ॐ वायवे स्वाहा इदं वायवे न मम ॥ ६ ॥ २ ॥
ॐ कुबेराय स्वाहा इदं कुबेराय न मम ॥ ७ ॥ २ ॥
ॐ ईश्वराय स्वाहा इदं ईश्वराय न मम ॥ ८ ॥ २ ॥

**ॐ ब्रह्मणे स्वाहा इदं ब्रह्मणे न मम ॥ ९ ॥ २ ॥**

**ॐ अनंताय स्वाहा इदं अनंताय न मम ॥ १० ॥२॥**

એ રીતે ગ્રહપીઠસ્થ દેવોનો હોમ થયા પછી કર્મપ્રધાન દેવોનો હોમ થવો જોઇએ. [ માટે આ રજોદર્શન શાંતિનો પ્રયોગ હોવાથી તેના પ્રધાન દેવો તો સૂર્ય, ઇંદ્ર, ઇંદ્રાણી અને ભુવનેશ્વરીછે માટે તેમને સંતુષ્ટ કરવા જવ, તલ, પાયસ, ઘી આદિ હુતદ્રવ્યવડે એક સો આઠ, આઠ, અથવા અઠાવીશ, અઠાવિશ, આહુતિથી હોમ કરી પ્રસન્ન કરવાઃ- ]

॥ प्रधानदेवानां होमः ॥

**ॐ सूर्याय स्वाहा इदं सूर्याय न मम ॥ १ ॥ २८ ॥**

**ॐ इन्द्राय स्वाहा इदं इन्द्राय न मम ॥ २ ॥ २८ ॥**

**ॐ इन्द्राण्यै स्वाहा इदं इन्द्राण्यै न मम ॥ ३ ॥ २८ ॥**

**ॐ भुवनेश्वर्यै स्वाहा इदं भुवनेश्वर्यै न मम ॥ ४ ॥२८॥**

આ સ્થળે જો બીજો કોઇ પ્રસંગ ચાલતો હોય અને તેમાં ચતુઃશષ્ઠીયોગીનીનું તથા વાસ્તુનું સ્થાપન કર્યું હોય તો પદ્ધતિમાં બતાવ્યા પ્રમાણે તે બન્ને દેવોનું સ્થાપન અને પૂજન કરી તેમના નામમંત્રોથી હોમ કરી ને પ્રયોગના પ્રધાન સ્થાપનમાં આરાધ્યદેવોનો, અંગ દેવો સાથે તેમનું પદ્ધતિઅનુસાર આવાહન-સ્થાપન અને હોમ કરવો. જો નવચંડી, શતચંડિ કે સહસ્રચંડીનો પ્રયોગ ચાલતો હોય તો સપ્તશતીનો ( ચંડીપાઠના મંત્રોનો ) હોમ, વિષ્ણુયાગ હોય તો પુરૂષસુક્તનો કે વિષ્ણુસહસ્ર નામનો ને મહારુદ્ર કે લઘુરુદ્ર હોય તો

નમસ્તેના સ્વાહાકારનો, હોમ કરવો. અને તે પ્રધાન દેવોનું આવાહન સ્થાપન, પૂજન અને હોમ, થઇ ગયા પછી આ સ્થળે પદ્ધતિકારે ફલહોમ, ગુગ્ગુલુ હોમ, અને સર્ષપ હોમ કરવાનું બતાવ્યું છે; તે શ્રદ્ધાળુ યજમાને કરવું. તે કરવા નીચે પ્રમાણે સંકલ્પ કરવોઃ—

**अत्राद्यमहामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे श्रीआराध्यदेवताप्रीत्यर्थं फलहोमं गुग्गुलुहोमं सर्षपहोमञ्चकारिष्ये ॥**

નીચે બતાવેલાં નવે ફળો, પાણીથી ધોઇ સ્વચ્છ કરી, નીચે બતાવેલા નવ ગ્રહોના ઉદ્દેશે આહુતિઓ આપવી.

દ્રાક્ષ ૧, શેલડી ૨, સોપારી ૩, નારંગી ૪, મીઠું લિંબુ ૫, બીજોરું ૬, કમળકાકડી ૭, નારિએળ ૮, અને દાડિમ ૯.

**ॐ सूर्याय नमः ॥ १ ॥ ॐ चंद्रमसे नमः ॥ २ ॥ ॐ भौमाय नमः ॥ ३ ॥ ॐ बुधाय नमः ॥ ४ ॥ ॐ बृहस्पतये नमः ॥ ५ ॥ ॐ शुक्राय नमः ॥ ६ ॥ ॐ शनैश्चराय नमः ॥ ७ ॥ ॐ राहवे नमः ॥ ८ ॥ ॐ केतवे नमः ॥ ९ ॥**

પછી નીચેનો મંત્ર ભણી, ઘીવાળા ગુગળની એક આહુતિ આપવીઃ—

**ॐ महारुद्राय नमः ॥**

તે પછી નીચેનો મંત્ર ભણી, ઘીવાળા સર્ષવની એક આહુતિ જમણા હાથે, અવળામુખે આપવીઃ—

**सर्वाबाधाप्रशमनं त्रैलोक्यस्याखिलेश्वरि ।**
**एवमेव त्वयाकार्यमस्मद्वैरि विनाशनम् ॥ १ ॥**

પછી ડાબા પગની પાની ખંખેરી નાખી, આંખોએ અને માથે ઉદકનો( જળનો )સ્પર્શ કરવો.

પછી નીચેપ્રમાણે બોલી ઉત્તર સંકલ્પ મૂકવોઃ—

**अनेन श्रीआराध्यदेवता प्रीयताम् ॥**

તે પછી કર્માંગતાની સિદ્ધિમાટે લક્ષ્મીહવન કરવો; માટે ફળ ફળાદિ જે હોય તે, કમળકાકડી, સુગંધીદ્રવ્યો, દૂધ અથવા ખીર હોય તે અને ચંદનકાષ્ટો લઇ, લક્ષ્મીહવનમાટે નીચેપ્રમાણે સંકલ્પ કરવોઃ—

આચમન પ્રાણાયામ કરી, હાથમાં સંકલ્પનું જલ લઈને નીચે પ્રમાણે બોલવુંઃ—

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे मयारब्धकर्मसांगतासिद्ध्ये लक्ष्मिहवनाख्यं कर्मकरिष्ये ॥**

એ પ્રમાણે બોલી, સંકલ્પનું જળ મૂકી નીચે પ્રમાણે શ્રીસુક્તના સોળ મંત્રો ભણી, ભેગા કરેલા હુતદ્રવ્યની ધીસાથે આહુતિઓ આપવીઃ—

**॥ अथश्रीसुक्तम् ॥**

ॐ हिरण्यवर्णां हरिणीं सुवर्णरजतस्र-
जाम् । चन्द्रां हिरण्मयीं लक्ष्मीं जातवेदो ममा-
वह ॥ १ ॥ तांमऽआवह जातवेदो लक्ष्मीमन-
पगामिनीम् । यस्यां हिरण्यं विन्देयं गामश्वं पुरु-
षानहम् ॥ २ ॥ अश्वपूर्णांरथमध्यां हस्तिनाद-
प्रमोदिनीम् । श्रियं देवी मुपऽह्वये श्रीर्मादेवी-
र्जुषताम् ॥ ३ ॥ काँसोस्मितां हिरण्यप्राकारा-
मार्द्रांज्वलन्तीं तृप्तां तर्पयन्तीम् । पद्मेस्थितां
पद्मवर्णां तामिहोपऽह्वये श्रियम् ॥ ४ ॥ चन्द्रां
प्रभासां यशसा ज्वलन्तीं श्रियं लोके देवजुष्टा
मुदाराम् । तां पद्मनेमिं शरणमहं प्रपद्ये अल-
क्ष्मीर्मे नश्यतां त्वां वृणोमि ॥ ५ ॥ आदित्य-
वर्णे तपसोऽधिजातो वस्पतिस्तव वृक्षोऽथबिल्वः
। तस्य फलानि तपसानुदन्तु मायांतरायाश्च
बाह्याऽथलक्ष्मीः ॥ ६ ॥ उपैतु मां देवसखः
कीर्तिश्च मणिना सह । प्रादुर्भूतो सुराष्ट्रेस्मिन्

कीर्तिं वृद्धिं ददातु में ॥ ७ ॥ क्षुत्पिपासामलां ज्येष्टा मलक्ष्मींनाशयाम्यहम् ॥ अभूतिमसमृद्धिं च सर्वां निर्णुदमेगृहात् ॥ ८ ॥ गन्धद्वारां दुराधर्षां नित्यपुष्टां करीषणीम् । ईश्वरीं सर्वभूतानां तामिहोपव्हये श्रियम् ॥ ९ ॥ मनसः काममाकूतिं वाचः सत्यमशीमहिं । पशूनां रुपमन्यस्य मयि श्रीः श्रयतां यशः ॥ १० ॥ कर्दमेन प्रजाभूता मयि सम्भ्रम कर्दम । श्रियं वासय मे कुले मातरं पद्ममालिनीम् ॥ ११ ॥ आपः स्रजन्तु स्निग्धानि चिक्लीत वस मे गृहे । नीच देवीं मातरं श्रियं वासय मे कुले ॥ १२ ॥ आर्द्रां पुष्करिणीं पुष्टिं सुवर्णां हेममालिनीम् । सूर्यां हिरणमयीं लक्ष्मीं जातवेदो ममावह ॥ १३ ॥ आर्द्रां यः करिणीं यष्टिं पिङ्गलां पद्ममालिनीम् चन्द्रां हिरणमयीं लक्ष्मीं जातवेदो ममावह । ॥ १४ ॥ तांमऽआवह जातवेदो लक्ष्मीमनपगा-

मिनीम् । यस्यां हिरण्यं प्रभूतिं गावो दास्यो-
श्वान्विन्देयम् पुरुषानहम् ॥ १५ ॥ यः शुचि
प्रयतो भूत्वा जुहुयादाज्यमन्वहम् । सुक्तं पञ्च-
दशर्चश्च श्रीकामः सततं जपेत् ॥ १६ ॥

सरासिजानिलये सरोजहस्ते धवलान्तरां शुकगन्धमाल्य शोभे।
भगवति हरिवल्लभे मनोज्ञे त्रिभूवन भूतिकरि प्रसिद मह्य-
म् ॥ १७ ॥ धनमग्निर्धनं वायुर्धनं सूर्यो धनंवसुः ॥ धनमिन्द्रो
बृहस्पतिर्वरुणं धनमश्विनौ ॥ १८ ॥ वैनतेय सोमं पिब सोमं
पिबतु वृत्रहा ॥ सोमं धनस्य सोमिनो मह्य ददातु सोमिनः ॥
१९ ॥ न क्रोधो न चमात्सर्यं न लोभो नाशुभामतिः ॥ भव-
न्ति कृतपुण्यानां भक्तानां श्रीसूक्तं जपेत् ॥ २० ॥
पद्मानने पद्मऊरु पद्माक्षी पद्मसम्भवे ॥ तन्मे भजसि पद्माक्षि
येन सौख्यं लभाम्यहम् ॥ २१ ॥ विष्णुपत्नीं क्षमां देवीं
माधवीं माधवप्रियाम् ॥ विष्णुप्रियसखीं देवीं नमाम्यच्युतव-
ल्लभां ॥ २२ ॥ महालक्ष्मी च विद्महे विष्णुपत्नी च धीमहि ।
तन्नो लक्ष्मीः प्रचोदयात् ॥ २३ ॥ पद्मानने पद्मिनि पद्मपत्रे
पद्मप्रिये पद्मदलायताक्षि॥विश्वप्रिये विश्वमनोनुकूले त्वत्पादपद्-
मंमयिसान्निधत्स्व॥२४॥आनन्दः कर्दमः श्रीदश्चिक्लीत इति विश्रुताः

॥ ऋषयः श्रियपुत्राश्च मयि श्रीर्देवी देवता ॥ २५ ॥ ऋणरोगादि दारिद्र्यं पापञ्च अपमृत्यवः ॥ भयशोकमनस्तापा नश्यन्तु मम सर्वदा ॥ २६ ॥ श्रीवर्चस्वमायुष्यमारोग्यमाविधाच्छोभमानं महीयते । धनं धान्यं पशुं बहुपुत्रलाभं शतसंवत्सरं दीर्घमायुः ॥ २७ ॥ इति श्रीसुक्तम् ॥

આરંભેલું કર્મ વૈદિક ન હોય ને પૌરાણિક હોય તો તેમાં લક્ષ્મીહવન આ પ્રમાણે કરવોઃ—

પ્રથમ દૂધ, સાકર, ઘી કેળાં આદિફળ, કમળકાકડી અને અક્ષત, શેલડી વગેરે ભેગું કરી નીચેના મંત્રોથી હોમ કરવોઃ—

या: श्रीस्वयं सुकृतिनां भवनेष्वलक्ष्मीः
पापात्मनां कृतधियां हृदयेषु बुद्धिः ।
श्रद्धासतां कुलजनप्रभवस्य लज्जा
तां त्वां नताःस्म परिपालय देवि विश्वम् ॥ १ ॥
किं वर्णयाम तव रूपमचिंत्यमेतत्
किं चातिवीर्यमसुरक्षयकारिभूरि ॥
किं चाहवेषु चरितानि तवाति यानि
सर्वेषु देव्यसुरदेवगणादिकेषु ॥ २ ॥
हेतुः समस्तजगतां त्रिगुणापिदोषै

न ज्ञायसे हरिहरादिभिरप्यपारा ।
सर्वाश्रयाखिलमिदं जगदंश भूत
मव्याकृताहिपरमाप्रकृतिस्त्व माद्या ॥ ३ ॥
यस्याः समस्तसुरता समुदीरणेन
तृप्तिं प्रयाति सकलेषु मखेषु देवी
स्वाहासि वै पितृगणस्य च तृप्तिहेतु
रुच्चार्यसेत्वमतएव जनैः स्वधा च ॥ ४ ॥

नमो देव्यै महादेव्यै शिवायै सततं नमः ।
नमः प्रकृत्यै भद्रायै नीयताः प्रणताः स्म ताम् ॥ ५ ॥

એ પાંચ મંત્રથી પાંચ આહુતિઓ ઘીની આહુતિ સાથે આપી, લક્ષ્મીહોમ પૂર્ણ કરવો.

તે પછી કૃત્ કર્મમાં કાંઈ શાસ્ત્રાજ્ઞાથી ન્યૂનાધિક કર્મ થઇ ગયુ હોય, તો તે દોષના નિવારણ માટે એકસોનેઆઠ અથવા અઠાવિશ આહુતિઓ નીચે પ્રમાણે સંકલ્પ કરી, ઘીની આહુતિ સહિત માત્ર તલવડે આહુતિઓ આપવી.

अगाद्य अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवारे अस्मिन्कर्मणि न्यूनातिरिक्तदोषपरिहारार्थं अष्टाविंशति संख्यया तिलद्रव्येण व्याहृतिहोमं करिष्ये ॥

તે પછી નીચેનો મંત્ર ભણી, ઘી અને તલની ૨૮ અઠ્ઠાવિશ વાર આહુતિઓ આપવી:—

**ॐ भूर्भुवः स्वः स्वाहा ॥ २८ ॥**

એ મંત્રથી ૨૮–અઠ્ઠાવિશ આહુતિઓ આપ્યા પછી, નીચે પ્રમાણે બોલી ઉત્તર સંકલ્પ મૂકવો:–

**अनेन श्रीकर्मांगदेवः प्रीयताम् ॥**

હવે આ કર્મપ્રયોગમાં જે જે દેવોનું આવાહન–સ્થાપન થયેલું છે તે તે સર્વદેવોનું ઉત્તરપૂજન, અને પૂર્ણાહુતિ માટે મૃડાગ્નિનું પૂજન કરવું જોઇએ; માટે નીચેપ્રમાણે સંકલ્પ મૂકવો:–

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे कृतस्य कर्मणः सांगता सिद्ध्यर्थं स्थापितदेवानां मृडाग्नेश्चोत्तरपूजनं करिष्ये ॥**

તે પછી નીચેનો મંત્ર ભણીને સ્થંડિલ વા કુંડના અગ્નિનું ચંદન, પુષ્પ, ધુપ, દીપ અને નૈવેદ્ય, એ પંચોપચારથી નીચેનો મંત્ર ભણી પૂજન કરવું.

**ॐ मृडाग्नये नमः**

તે પછી સ્થાપિત દેવોનું પણ નીચેનો મંત્ર ભણી ચંદન, પુષ્પ, ધુપ, દીપ અને નૈવેદ્ય એ પંચોપચારથી પૂજન કરવું.

**ॐ स्थापितदेवेभ्यो नमः ॥**

તે પછી હુતશેષ ( હોમ કરતાં વધેલા હુતદ્રવ્ય એટલે તલ, જવ, ચરુ અને પાયસ, આદિ જે હોય તે બધું ભેગું કરી નીચે પ્રમાણે બોલી, સ્વીષ્ટકૃતની સામટી એક આહુતિ આપી દેવી.

ॐ अग्नये स्विष्टकृतये स्वाहा इदमग्नये स्विष्टकृते न मम ॥१॥

તે પછી નીચેનો મંત્ર ભણીને નવ આહુતિઓ ઘીની આપવીઃ-

ॐ भूः स्वाहा इदमग्नये नमम ॥ १ ॥ १ ॥

ॐ भुवः स्वाहा इदं वायवे न मम ॥ १ ॥ २ ॥

ॐ स्वः स्वाहा इदं सूर्याय न मम ॥ १ ॥ ३ ॥

ॐ अग्नीवरुणाभ्यां स्वाहा इदमग्नीवरुणाभ्यां न मम ।१।४।

ॐ अग्नीवरुणाभ्यां स्वाहा इद मग्नीवरुणाभ्यां न मम ।१।५।

ॐ अग्नये स्वाहा इदमग्नये न मम ॥ १ ॥ ६ ॥

ॐ वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यःश्चनस्वाहा इदं वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यश्च न मम ॥ १ ॥ ७ ॥

ॐ वरुणायादित्यायादितये स्वाहा इदं वरुणायादित्याया-दितये च न मम ॥ १ ॥ ८ ॥

---

*पूजा स्विष्टनवाहुत्यो बलिः पूर्णाहुतिस्तथा ॥ संस्रवा-दिविभोकांतं होमशेषंसमापयेत् ॥

ભાવાર્થઃ—એ રીતે આવાહિતદેવોનું ઉત્તરપૂજન, સ્વિષ્ટકૃતઆ-હુતિ, નવાહુતિ, બલિપ્રદાન, પૂર્ણાહુતિ, સંસ્રવપ્રાશન અને પ્રણિતા-વિમોકની અંતે કર્મ સમાપ્ત કરવું.

**ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये न मम ॥ १ ॥ ९ ॥**

એ રીતે નવાહુતિ આપી હોમ સમાપ્ત કરવો.

**॥ इति होमप्रकारः ॥**

## ॥ अथबलिदानविधिः ॥

પ્રત્યેક ગ્રહયજ્ઞાદિ કર્મમાં એ પ્રમાણે દેવોનું આવાહન, સ્થાપન અને પૂજન થયા પછી હોમ થાય છે; ને હોમાંતે તે સર્વને બલિપ્રદાન કરા છે.

તેમાં પ્રથમ આચમન પ્રાણાયામ કરીને નીચે પ્રમાણે બોલી સંકલ્પ મૂકવોઃ—

**अत्राद्यमहामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे कृतस्य कर्मणः साङ्गतासिद्ध्यर्थं दिक्पालेभ्योऽस्मिन्कर्मप्रयोगे आदित्याद्यावाहितस्थापितदेवताभ्यश्च पूजनपूर्वकं बलिदानं करिष्ये ॥**

બલિદાનમાં દીપક આવે છે, ને તે દીપક ઘઉંના લોટનાં કોડીઆં કે કુલડાંમાં કરાય છે, માટે આચાર્યાદિ બ્રાહ્મણે આગળથી દૂધ રખાવી, ઘઉંના લોટને દૂધમાં બંધાવી, તેમાં માત્ર શોભા માટે હળદર નંખાવી જેટલા દેવને બલિદાન આપવાનું હોય તેટલાં કુલડાં કરાવવાં. દશ દિક્પાલ, આદિત્યાદિ નવ ગ્રહોના સમગ્ર એક, એક માતૃકા અને એક પ્રધાનદેવ, અને એક ચોખુણીયું ચારે બાજુ દીપકની આડી બત્તીઓ

પ્રકટાવાય એવું ક્ષેત્રપાલને સારું, બધાં મળી ચઉદ થાય, તે ચઉદ કુલડાં કરાવી, રૂની ઉભી-ફૂલબત્તિઓ તથા ચાર આડી બત્તિઓ કરાવી, તે કુલડાં તૈયાર કરાવી રખાવવાં. પછી નીચે બતાવેલા ક્રમ પ્રમાણે પ્રત્યેક દેવનું ગંધાક્ષત અને પુષ્પથી પૂજન કરી, એક દીપક, અડદ, ખીર અને કોળાનો કકડો એટલાંનું બલિદાન મૂકવું. ખીર પણ દૂધમાંજ તૈયાર કરાવવી. જેથી ઉચ્છિષ્ટ તથા અનાચાર થવા સંભવ રહે નહિ. પછી નીચે પ્રમાણે પૂજન કરવું:--

**सांगाय सपरिवाराय सायुधाय सशक्तिकायेन्द्राय नमः । गंधाक्षतपुष्पाणि समर्पयामि ॥ १ ॥**

પ્રથમ ઇંદ્રના માટે આસનનું પાનકું મૂકી તેપર ઇંદ્રના પ્રતિનિધિ રૂપે સોપારી મુકી તેની ગંધાક્ષતથી નીચે પ્રમાણે બોલી પૂજા કરવી.

પછી તે પૂર્વ દિશામાં પૂજેલા ઇંદ્ર મહારાજ ને દીવો, અડદ, ભાત તથા કોળાનો કકડો [ સાકર કોળા ને કપાવી કકડા તૈયાર કરી રખાવવા. ] એટલી વસ્તુઓનું એક પાંનડાઉપર બલિદાન મૂકાવી,

નીચે પ્રમાણે બોલી જળ મૂકવું:—

**इन्द्राय साङ्गाय सपरिवाराय सायुधाय सशक्तिकायेमं सदीपमाषभक्तकुष्मांडबलिं समर्पयामि ॥ १ ॥**

તે પછી નીચે પ્રમાણે બોલી ઇંદ્રમહારાજને પ્રાર્થના પૂર્વક નમસ્કાર કરવો:—

**भो इन्द्र दिशं रक्ष बलिं भक्ष मम सकुटुंबस्याभ्युदयमा-**

**रोग्यं कुरु । आयुः कर्ता क्षेमकर्ता शांतिकर्ता पुष्टिकर्ता तुष्टिकर्ता निर्विघ्रकर्ता वरदो भव ॥ १ ॥**

પછી તેનો નીચે પ્રમાણે બોલી ઉત્તર સંકલ્પ મૂકવો:—

**अनेन बलिदानेनेंद्रः प्रीयताम् ॥ १ ॥**

તે પછી અગ્નિકોણમાં અગ્નિનારાયણના આસનને બદલે એક પાનડું મૂકી, તેપર અગ્નિના પ્રતિનિધિરૂપે સોપારી મેલી તેમને નમસ્કાર કરી, નીચે પ્રમાણે બોલી ચંદન, અક્ષત ને પુષ્પ અર્પણ કરવાં:-

**सांगाय सपरिवाराय सायुधाय सशक्तिकायाग्नये नमः गंधाक्षतपुष्पाणि समर्पयामि ॥ २ ॥**

તે પછી તે અગ્નિકોણમાં અગ્નિનારાયણના અર્થે નીચે પ્રમાણે ભણી દીવો, અડદ, ભાત તથા કોળાના કકડાનું બલિદાન મુકવું:—

**अग्नये सांगाय सपरिवाराय सायुधाय सशक्तिकायेमंस दीपमाषभक्तकुष्मांडबलिं समर्पयामि ॥ २ ॥**

તે પછી નીચે પ્રમાણે બોલી અગ્નિનારાયણની પ્રાર્થના કરવી:-

**भो अग्ने दिशं रक्ष बलिं भक्ष ममसकुटुंबस्याभ्युदयं कुरु आयुःकर्ता क्षेमकर्ता शांतिकर्ता पुष्टिकर्ता तुष्टिकर्ता वरदो भव ॥ २ ॥**

તે પછી નીચે પ્રમાણે ભણી ઉત્તર સંકલ્પ મૂકવો:—

**अनेन बलिदानेनाग्निः प्रीयताम् ॥ २ ॥**

તે પછી દક્ષિણદિશામાં યમરાજના આસનમાટે પાનડું મૂકી, તે પર યમરાજના પ્રતિનિધિરૂપે સોપારી મેલી, તેને ચંદન, અક્ષત ને પુષ્પ અર્પણ કરવાં:—

**सांगाय सपरिवाराय सशक्तिकाय यमाय नमः । गंधाक्षतपुष्पाणि समर्पयामि ॥ ३ ॥**

તે પછી તે દક્ષિણદિશામાં યમરાજનાઅર્થે નીચેપ્રમાણે બોલી દીપક, અડદ, ભાત અને કુષ્માંડનું બલિદાન મૂકવું:—

**यमाय साङ्गाय सपरिवाराय सायुधाय सशक्तिकायेमं सदीप माषभक्तकुष्मांडबलिंसमर्पयामि ॥ ३ ॥**

પછી નીચે પ્રમાણે ભણી યમરાજની નમસ્કાર પૂર્વક પ્રાર્થના કરવી:—

**भो यम ।दिशं रक्ष बलिं भक्ष मम सकुटुंबस्याभ्युदयं कुरु । आयुः कर्ता क्षेम कर्ता शांतिकर्ता पुष्टिकर्ता तुष्टिकर्ता निर्विघ्न कर्ता वरदो भव ॥ ३ ॥**

પછી નીચે પ્રમાણે બોલી સંકલ્પ મૂકવો:—

**अनेन बलिदानेन यमः प्रीयताम् ॥ ३ ॥**

તે પછી નૈર્ઋત્યકોણમાં નિર્ઋતિ દેવના આસન માટે પાંનડું મૂકી, તે પર નિર્ઋતિદેવના પ્રતિનિધિરૂપે સોપારી મૂકી, તેને નીચે પ્રમાણે બોલી, ચંદન, અક્ષત અને ફૂલ અર્પણ કરવાં:—

**सांगाय सपरिवाराय सायुधाय सशक्तिकाय निर्ऋतये नमः गंधाक्षतपुष्पाणि समर्पयामि ॥ ४ ॥**

પછી નૈર્ઋત્યકોણમાં નિર્ઋતિદેવને અર્થે નીચે પ્રમાણે બળી દીવો, અડદ, ભાત અને કુષ્મંડનું બલિદાન મૂકવું:—

**निर्ऋतये सांगाय सपरिवाराय सायुधाय सशक्तिकायेमं सदीपमाषभक्तकुष्मांड बलिं समर्पयामि ॥ ४ ॥**

તે પછી નીચે પ્રમાણે બોલી નિર્ઋતિદેવની નમસ્કાર પૂર્વક પ્રાર્થના કરવી:—

**भो निर्ऋते दिशं रक्ष बलिं भक्ष मम सकुटुंबस्याभ्युदयं कुरु । आयुःकर्ता क्षेमकर्ता शांतिकर्ता पुष्टिकर्ता तुष्टिकर्ता निर्विघ्नकर्ता वरदो भव ॥ ४ ॥**

તે પછી નીચે પ્રમાણે બોલી ઉત્તર સંકલ્પ મૂકવો:—

**अनेन बलिदानेन निर्ऋतिः प्रियताम् ॥ ४ ॥**

તે પછી પશ્ચિમદિશામાં નીચેપ્રમાણે બોલી વરુણ દેવના નિમિત્ત આસન માટે પાંનડું મૂકી, તે પર વરુણના પ્રતિનિધિ રૂપે સોપારી મૂકી તેને ચંદન, અક્ષત અને પુષ્પ અર્પણ કરવાં:--

**सांगाय सपरिवाराय सायुधाय सशक्तिकाय वरुणाय नमः गंधाक्षतपुष्पाणि समर्पयामि ॥ ५ ॥**

પછી તે વરુણદેવને અર્થે પશ્ચિમદિશામાં દીવો, અડદ, ભાત અને કુષ્માંડનું બલિદાન મૂકવું:—

**वरुणाय सांगाय सपरिवाराय सायुधाय सशक्तिकायेमं सदिपमाषभक्तकुष्मांडबलिंसमर्पयामि ॥ ५ ॥**

તે પછી નીચે પ્રમાણે બોલી શ્રીવરુણને નમસ્કાર પૂર્વક પ્રાર્થના કરવી:—

**भो वरुण दिशं रक्ष बलिं भक्ष मम सकुटुंबस्याभ्युदयं कुरु । आयुः कर्ता क्षेमकर्ता शांतिकर्ता पुष्टिकर्ता तुष्टिकर्ता निर्विघ्नकर्ता वरदो भव ॥ ५ ॥**

પછી નીચે પ્રમાણે બોલી ઉત્તર સંકલ્પ મૂકવો:

**अनेन बलिदानेन वरुणः प्रीयताम् ॥ ५ ॥**

તે પછી વાયવ્ય કોણમાં નીચેપ્રમાણે બોલી વાયુદેવને માટે આસનને અર્થે પાનડું મૂકી, તે ઉપર સોપારી મૂકી નમસ્કાર કરી ચંદન, અક્ષત ને પુષ્પ અર્પણ કરવાં:—

**सांगाय सपरिवाराय सायुधाय सशक्तिकाय वायवे नमः गंधाक्षतपुष्पाणि समर्पयामि ॥ ६ ॥**

પછી વાયવ્યકોણમાં વાયુદેવનેઅર્થે નીચેપ્રમાણે બોલી દીવો, અડદ, ભાત અને કુષ્માંડનું બલિદાન મૂકવું:—

**वायवे सांगाय सपरिवाराय सायुधाय सशक्तिकायेमं सदीपमाषभक्तकुष्मांडबलिंसमर्पयामि ॥ ६ ॥**

તે પછી નીચે પ્રમાણે બોલી નમસ્કાર પૂર્વક પ્રાર્થના કરવી:—

भो वायो दिशं रक्ष बलिं भक्ष मम सकुटुंबस्याभ्युदयं कुरु । आयुः कर्ता शांतिकर्ता पुष्टिकर्ता तुष्टिकर्ता निर्विघ्नकर्ता वरदो भव ॥ ६ ॥

તે પછી નીચે પ્રમાણે ઉત્તર સંકલ્પ મૂકવો:—

अनेन बलिदानेन वायुः प्रियताम् ॥ ६ ॥

તે પછી ઉત્તરદિશામાં કુબેરનાનિમિત્ત આસનું પાનડું અને તે પર સોપારી મૂકી, તેની નીચે પ્રમાણે બોલી ચંદન, અક્ષતને પુષ્પથી પૂજા કરવી:—

सांगाय सपरिवाराय सायुधाय सशक्तिकाय कुबेराय नमः गंधाक्षत पुष्पाणि समर्पयामि ॥ ७ ॥

પછી ઉત્તરમાં કુબેરનાનિમિત્ત નીચે પ્રમાણે બોલી દીવો, અડદ, ભાત અને કુષ્માંડનું બલિદાન મૂકવું:—

कुबेराय सांगाय सपरिवाराय सायुधाय सशक्तिकायेमं सदीपमाषभक्तकुष्मांडबलिं समर्पयामि ॥ ७ ॥

તે પછી નીચે પ્રમાણે બોલી શ્રીકુબેરની નમસ્કાર પૂર્વક પ્રાર્થના કરવી:—

भो कुबेर दिशं रक्ष बलिं भक्ष मम सकुटुंबस्याभ्युदयं कुरु । आयुः कर्ता क्षेमकर्ता शांतिकर्ता पुष्टिकर्ता तुष्टिकर्ता निर्विघ्नकर्ता वरदो भव ॥ ७ ॥

તે પછી નીચે પ્રમાણે બોલી ઉત્તર સંકલ્પ મૂકવો:—

**अनेन बलिदानेन श्रीकुबेरः प्रीयताम् ॥ ७ ॥**

તે પછી ઇશાન કોણમાં નીચેપ્રમાણે બોલી શ્રીઈશ્વરને માટે આસનનું પત્ર મૂકી, તે પર સોપારી મૂકી, તેને ચંદન, અક્ષત, ને પુષ્પ અર્પણ કરવાં-

**सांगाय सपरिवाराय सायुधाय सशक्तिकाय ईश्वराय नमः । गंधाक्षतपुष्पाणि समर्पयामि ॥ ८ ॥**

તે પછી ઇશાન કોણમાં શ્રીઈશ્વરનેઅર્થે નીચે પ્રમાણે બોલી દીપક, અડદ, ભાત અને કુષ્માંડનું બલિ મૂકવું:—

**ईश्वराय सांगाय सपरिवाराय सायुधाय सशक्तिकायेमं सदीपमाषभक्त कुष्मांडबलिमर्पयामि ॥ ८ ॥**

પછી શ્રીઈશ્વરની નમસ્કાર પૂર્વક નીચે પ્રમાણે પ્રાર્થના કરવી:-

**भो ईश्वर दिशं रक्ष बलिं भक्ष मम सकुटुंबस्याभ्युदयं कुरु । आयुः कर्ता क्षेमकर्ता शांतिकर्ता पुष्टिकर्ता तुष्टिकर्ता निर्विघ्नकर्ता वरदो भव ॥ ८ ॥**

તે પછી નીચેપ્રમાણે બોલી ઉત્તર સંકલ્પ મૂકવો:—

**अनेन बलिदानेन ईश्वरः प्रीयताम् ॥ ८ ॥**

તે પછી ઇશાન કોણ અને પૂર્વદિશાની મધ્યે નીચે પ્રમાણે ભણી, બ્રહ્માને સારું આસન મૂકી સોપારી મૂકી, તેને ગંધાક્ષત, પુષ્પ, અર્પણ કરવાં—

सांगाय सपरिवाराय सायुधाय सशक्तिकाय ब्रह्मणे नमः गंधाक्षत पुष्पाणि समर्पयामि ॥ ९ ॥

પછી ઇશાન કોણ અને પૂર્વની મધ્યમાં બ્રહ્માને માટે નીચે પ્રમાણે બોલી, દીપ, અડદ, ભાત અને કુષ્માંડનું બલિ મૂકવું:—

ब्रह्मणे सांगाय सपरिवाराय सायुधाय सशक्तिकायेमं सदीपमाषभक्तकुष्मांड बलिं समर्पयामि ॥ ९ ॥

પછી નીચે પ્રમાણે ભણી નમસ્કારપૂર્વક પ્રાર્થના કરવી:—

भो ब्रह्मन् दिशं रक्ष बलिं भक्ष ममसकुटुंबस्याभ्युदयं कुरु । आयुः कर्ता क्षेम कर्ता शांति कर्ता पुष्टिकर्ता तुष्टिकर्ता निर्विघ्न कर्ता वरदो भव ॥ ९ ॥

તે પછી નીચેપ્રમાણે ઉત્તર સંકલ્પ મૂકવો:—

अनेन बलिदानेन ब्रह्मा प्रियताम् ॥ ९ ॥

પછી નૈર્ઋત્ય કોણ અને પશ્ચિમદિશા એ બેના મધ્યમાં શ્રી-અનંતદેવને માટે નીચેપ્રમાણે બોલી આસન મૂકી તેમના પ્રતિનિધિરૂપે સોપારી મૂકી તેને ચંદન, અક્ષત, ને પુષ્પ અર્પણ કરવાં:—

सांगाय सपरिवाराय सायुधाय सशक्तिकायानंताय नमः । गंधाक्षतपुष्पाणि समर्पयामि ॥ १० ॥

તે પછી નૈર્ઋત્ય કોણ અને પશ્ચિમ દિશાની મધ્યે નીચે પ્રમાણે બોલીને અનંત દેવનાનિમિત્ત દીવો, અડદ, ભાત અને કુષ્માંડનું બલિ અર્પવું:—

**अनंताय सांगाय सपरिवाराय सायुधाय सशक्तिकायेमं सदीपमाषभक्तकुष्मांडबलिं समर्पयामि ॥ १० ॥**

પછી નીચે પ્રમાણે બોલી નમસ્કાર પૂર્વક પ્રાર્થના કરવીઃ—

**भो अनंत दिशं रक्ष बलिं भक्ष मम सकुटुंबस्याभ्युदयं कुरु आयुः कर्ता क्षेम कर्ता शांतिकर्ता पुष्टिकर्ता तुष्टिकर्ता निर्विघ्नकर्ता वरदो भव ॥ १० ॥**

પછી નીચે પ્રમાણે બોલી ઉત્તર સંકલ્પ મૂકવોઃ—

**अनेन बलिदानेनानंतः प्रियताम् ॥ १० ॥**

તે પછી ગ્રહપીઠમાં સ્થાપેલા અધિદેવ પ્રત્યધિદેવો સહિત સૂર્યાદિ નવ ગ્રહો, પંચ લોકપાલ અને અંગદેવો, એ બધા સમસ્ત ગ્રહમંડળના નિમિત્ત નીચેની રીતે બલિદાન કરવું:—

તેમાં પ્રથમ નીચે પ્રમાણે ભણીને ગ્રહમંડળના દેવોને ગંધાક્ષત પુષ્પ અર્પણ કરવાં:-

**सांगेभ्यः सपरिवारेभ्यः सशक्तिकेभ्यः अधिदेवप्रत्यधिदेवविनायकादिपंचलोकपालवास्तोष्पातिसहितेभ्यः आदित्यादि नवग्रहदेवेभ्यो नमः गंधाक्षत पुष्पाणि समर्पयामि । ११ ।**

તે પછી ગ્રહપીઠનાસમીપ નીચેપ્રમાણે બોલી તે સમસ્ત ગ્રહમંડળને અર્થે દીવો, અડદ, ભાત અને કુષ્માંડનું બલિ મૂકવું:-

**सांगेभ्यः सपरिवारेभ्यः सशक्तिकेभ्यः अधिदेवप्रत्यधि-**

देवविनायकादिपंचलोकपालवास्तोष्पतिसहितेभ्यः आधिदेव मत्यधिदेव विनायकादि पंच लोकपालवास्तोष्पति सहितेभ्यः । आदित्यादिनवग्रहदेवेभ्यः इमं सदीप माषभक्त कुष्मांडबलिं समर्पयामि ॥ ११ ॥

તે પછી નીચે પ્રમાણે નમસ્કાર પૂર્વક પ્રાર્થના કરવી:

भो आदित्यादि नवग्रहदेवा अधिदेवमत्यधिदेवविनायका-दिपंचलोकपालवास्तोष्पतिदेव सहितेभ्यः इमं सदीप माषभक्त-कुष्मांडबलिं गृह्णीत मम सकुटुम्बस्या भ्युदयं कुरुत आयुः कर्तारः क्षेमकर्तारः शांतिकर्तारः पुष्टिकर्तारस्तुष्टिकर्तारो निर्विघ्नकर्तारो वरदा भवत ॥ ११ ॥

પછી નીચે પ્રમાણે બોલી ઉત્તર સંકલ્પ મૂકવો:—

अनेन बलिदानेनाधिदेवमत्यधिदेवविनायकादि पंच लोक-पालवास्तोष्पतिसहिताः आदित्यादिनवग्रहदेवाः प्रीयन्ताम् ॥

તે પછી નીચે પ્રમાણે બોલી માતૃકપિઠમાં સ્થાપેલી ગૌર્યાદિ માતૃકાઓને ચંદન, અક્ષત ને પુષ્પ અર્પણ કરવાં:—.

साङ्गाभ्यः सपरिवाराभ્यः सशक्तिकाभ्यः गौर्यादिमा-तृभ्यो नमः गंधाक्षतपुष्पाणि समर्पयामि ॥ १२ ॥

તે પછી નીચે પ્રમાણે ભણી, માતૃકાપિઠ આગળ ગૌર્યાદિ માતૃકાઓના નિમિત્ત દીવો, અડદ, ભાત, અને કુષ્માંડનું બલીદાન મૂકવું:—

गौर्यादि मातृभ्यः सांगाभ्यः सपरिवाराभ्यः सशक्तिकाभ्यः इमं सदीपमाषभक्तकुष्मांडबलिं समर्पयामि ॥ १२ ॥

પછી નીચે પ્રમાણે નમસ્કાર પૂર્વક પ્રાર્થના કરવી:—

भो गौर्यादि मातर इमं बलिं गह्णीत मम सकुटुंबस्याभ्युदयं कुरुध्वम् आयुः कर्त्र्यः शांतिकर्त्र्यः पुष्टिकर्त्र्य स्तुष्टिकर्त्र्यः निर्विघ्नकर्त्र्यो वरदा भवत ॥ १२ ॥

પછી નીચે પ્રમાણે ભણી ઉત્તર સંકલ્પ મૂકવો:—

अनेन बलिदानेन गौर्यादि मातरः प्रीयंताम् ॥ १२ ॥

પછી આરંભેલું કર્મ જે કર્મના અધિષ્ઠાતા દેવનું મધ્ય પીઠમાં સ્થાપન કરેલું હોય તે કર્માધિષ્ઠાતા દેવને બલીદાન અર્પવું:-

જો આ ગ્રહયજ્ઞ રજોદર્શન શાંતિના અંગે થયો હોય તો ભુવનેશ્વરી દેવીને નીચે પ્રમાણે બોલી બલિદાન અર્પણ કરવું:—

પ્રથમ ભુવનેશ્વરીના સ્થાપનમાં નીચે પ્રમાણે બોલી ચંદન અક્ષત ને પુષ્પ અર્પણ કરવાં:-

[ सांगाभ्यः सपरिवाराभ्यः सशक्तिकाभ्यः सूर्येन्द्रेन्द्राणि भुवनेश्वरी देवताभ्यो नमः गंधाक्षत पुष्पाणि समर्पयामि ।१३।

પછી તે ભુવનેશ્વરીના સ્થાપન સમીપ દીવો, અડદ, ભાત અને કુષ્માંડનું બલિપ્રદાન મૂકવું:—

सुर्येन्द्रेन्द्राणी भुवनेश्वरी देवताभ्यः साङ्गाभ्यः सपरिवा-

राभ्यः सशक्तिकाभ्यः इमं सदीपमाषभक्तकुष्मांडबलिं समर्पयामि ॥ १३ ॥

પછી નીચે પ્રમાણે ભણી તેમની નમસ્કારપૂર્વક પ્રાર્થના કરવીઃ–

भो सुर्येन्द्रेन्द्राणि भूवनेश्वरी देवता इमं बलिं गृह्णीत मम सकुटुंबस्याभ्युदयंकुरुत । आयुः कर्त्र्यः क्षेम कर्त्र्यः शांतिकर्त्र्यः पुष्टिकर्त्र्यः स्तुष्टिकर्त्र्य निर्विघ्नकर्त्र्य वरदा भवत ॥ १३ ॥

તે પછી નીચે પ્રમાણે ઉત્તર સંકલ્પ મૂકવોઃ—

अनेन बलिदानेन सुर्येन्द्रेन्द्राणि भुवनेश्वरी देवताः प्रियंताम् ॥ १३ ॥

કદાચ પૂર્વોક્ત ગ્રહયજ્ઞ નવચંડી શતચંડી આદિ કોઈ જગદંબાના નિમિત્ત કર્મપ્રયોગમાં કરવામાં આવ્યો હોય તો તેમાં નીચે પ્રમાણે બોલી બલિપ્રદાન કરવુંઃ—

પ્રથમ મધ્ય પીઠમાં સ્થાપેલાં માતાજીને નીચે પ્રમાણે બોલી ગંધ અક્ષત ને પુષ્પ અર્પણ કરવાંઃ–

सांगाभ्यः सपरिवाराभ्यः सशक्तिकाभ्यः श्रीब्रह्मादिमंडलसमन्विताभ्यः श्रीमहाकाली महालक्ष्मी महासरस्वति स्वरूपाभ्यः श्रीनवदुर्गाम्बिकाभ्यो नमः गंधाक्षतपुष्पाणि समर्पयामि ॥ १४ ॥

તે પછી નીચે પ્રમાણે બોલી મધ્ય પીઠના સમીપમાં શ્રીમાતાજીના નિમિત્ત દીપક, અડદ, ભાત અને કુષ્માંડનું બલિદાન મૂકવું:-

**ब्रह्मादिदेवसमन्विताभ्यः श्रीमहाकालीमहालक्ष्मीमहासरस्वतीस्वरूपाभ्यः श्रीनवदुर्गाम्बिकाभ्यः सांगाभ्यः सपरिवाराभ्यः सशक्तिकाभ्यः इमं सदीपमाषभक्तसष्मांडबलिं समर्पयामि ॥ १४ ॥**

પછી નીચે પ્રમાણે બોલી શ્રીમાતાજીને નમસ્કાર પૂર્વક પ્રાર્થના કરવી:-

**भो ब्रह्मादिदेवसमन्विताः श्रीमहाकाली महालक्ष्मी महासरस्वतिस्वरूपाः श्रीनवदुर्गाम्बिकाः सशक्तिकाः इमं सदीपमाषभक्तबलिं गह्णीत मम सकुटुंबस्याभ्युदयं कुरुत आयुःकर्त्र्यः क्षेमकर्त्र्यः शांतिकर्त्र्यः पुष्टिकर्त्र्यस्तुष्टिकर्त्र्यः निर्विघ्नकर्त्र्यो वरदाः भवत ॥ १४ ॥**

પછી નીચે પ્રમાણે ભણી ઉત્તર સંકલ્પ મૂકવો:-

**अनेन बलिदानेन ब्रह्मादिदेवसमन्विताः श्रीनवदुर्गाम्बिकाः प्रियताम् ॥ १४ ॥**

તે પછી શ્રીલક્ષ્મીનારાયણ વા શ્રીમહાવિષ્ણુને ઉદ્દેશી કોઈ કર્મ પ્રયોગ આરંભ્યો હોય તો તેમાં આ પ્રમાણે બોલવું:-

सांगाभ्यां सपरिवाराभ्यां सशक्तिकाभ्यां ब्रह्मादिमंडल सहिताभ्यां श्रीलक्ष्मीनारायणाभ्यां नमः गंधाक्षत पुष्पाणि समर्पयामि ॥ १५ ॥

પછી નીચે પ્રમાણે બોલી બલિપ્રદાન કરવું:-

ब्रह्मादिमंडलसहिताभ्यां सांगाभ्यां सशक्तिकाभ्यां सपरिवाराभ्यां श्रीलक्ष्मीनारायणाभ्यां इमंसदीपमाषभक्तकुष्मांडबलिं समर्पयामि ॥ १५ ॥

પછી નીચે પ્રમાણે બોલી શ્રીલક્ષ્મીનારાયણ દેવને નમસ્કાર પૂર્વક પ્રાર્થના કરવી:-

भो ब्रह्मादिमंडलसमन्वितौ श्रीलक्ष्मीनारायणौ इमं बलिं गृह्णीतम् मम सकुटुंबस्याभ्युदयंकुरुतम् आयुःकर्तारौ क्षेमकर्तारौ शांतिकर्तारौ पुष्टिकर्तारौ तुष्टिकर्तारौ निर्विघ्नकर्तारौः वरदौ भवतम् । १५ ।

તે પછી નીચે પ્રમાણે બોલી ઉત્તર સંકલ્પ મૂકવો:-

अनेन बलिदानेन ब्रह्मादिमंडल सहितौ श्रीलक्ष्मीनारायणौ प्रीयेताम् न मम ॥ १५ ॥

તે પછી કદાપિ હોમાત્મક મહારુદ્ર કે લઘુરુદ્ર જેવું કર્મ હોય કે ગંગાપૂજન જેવું કર્મ હોય તો તેમાં લિંગ તોભદ્રનું સ્થાપન કર્યું હોય તો લિંગતોભદ્રના દેવો સહિત શ્રીઉમામાહેશ્વરનું સ્થાપન

કરવું પડે છે, મહેશ્વર માટે જો સદાશિવ સંબંધી હોમ કર્મ હોય તો આ સ્થળે મહાદેવજી નિમિત્ત બલિદાન આપવું જોઇએ. તેમાં નીચે પ્રમાણે શ્રીમહારુદ્રને ઉદ્દેશી લઘુરુદ્ર મહારુદ્ર કિંવા ગંગાપૂજનાદિ જેવો પ્રયોગ હોય તો તેમાં પ્રધાનદેવ શ્રીઉમામાહેશ્વર ગણાતા હોવાથી, તેમાં લિંગતોભદ્રમંડળ પૂરવામાં આવે છે માટે તેવા પ્રસંગમાં જે જાતિના લિંગતોભદ્રનું મધ્યસ્થાપન કર્યું હોય તો તેમાં બલિપ્રદાન કરતાં નીચે પ્રમાણે બોલવું:-

**सांगाभ्यां सपरिवाराभ्यां सशक्तिक्तकाभ्यां लिंगतोभद्रमंडलदेवसाहिताभ्यां श्रीमामहेश्वराभ्यां नमः श्रीगन्धाक्षतपुष्पाणि समर्पयामि ॥ १६ ॥**

પછી નીચે પ્રમાણે બોલી બલિપ્રદાન કરવું:-

**लिंगतोभद्रमंडलसहिताभ्यां सांगाभ्यां सशक्तिकाभ्यां सपारिवाराभ्यां श्रीउमामाहेश्वराभ्यां इमंसदीपमाषभक्तकुष्मांडबलिं समर्पयामि ॥ १६ ॥**

પછી નીચે પ્રમાણે બોલી શ્રીઉમા માહેશ્વર ને નમસ્કાર પૂર્વક પ્રાર્થના કરવી.

**भो ब्रह्मादिमंडलसमन्वितश्रीउमामाहेश्वर इमंबलिं गृहीतम् ममकुटुंबस्यस्याभ्युदयं कुरुतम् आयुःकर्तारौ क्षेमकर्तारौ शांतिकर्तारौ पुष्टिकर्तारौ तुष्टिकर्तारौ निर्विघ्नकर्तारौ वरदौभवतम् ॥**

પછી નીચે પ્રમાણે બોલી ઉત્તર સંકલ્પનું જળ મૂકવું:-

**अनेन बलिदानेन लिंगतोभद्रावाहितदेवैःसह श्रीउमामहेश्वरौ प्रीयेताम् न मम ॥ १६ ॥**

**अनेन बलिदानेन श्रीउमामहेश्वरौ प्रीयताम् ॥ १६ ॥**

આરંભેલા કર્મ પ્રયોગમાં કદાચ ચતુઃષષ્ઠિ યોગિનીઓનું સ્થાપન વાયવ્ય કોણમાં અથવા અનુકૂલ સ્થાને કરવામાં આવ્યું હોય તો પ્રથમ સ્થાપિત દેવોની સાથે તેમનું પણ આગળ બતાવેલી નામાવળી પ્રમાણે પૂજન તથા હોમ કરી, આ સમયે તેમને પણ નીચે પ્રમાણે બલિદાન અર્પણ કરવું:-

પ્રથમ નીચે પ્રમાણે બોલી ચંદન, અક્ષત, ને પુષ્પથી પૂજન કરવી.

**साङ्गाभ्यः सपरिवाराभ्यः सायुधाभ्यः सशक्तिकाभ्यः श्रीदिव्ययोगिनीप्रमुखाभ्यश्चतुःषष्ठियोगिनीभ्यो नमः गंधाक्षत पुष्पाणि समर्पयामि ॥ १७ ॥**

પછી નીચેપ્રમાણે બોલી તેમને દીપક, અડદ, ભાત અને કુષ્માંડનું બલિદાન અર્પણ કરવું.

**दिव्ययोगिनीप्रमुखाभ्यश्चतुःषष्ठियोगिनीभ्यः साङ्गाभ्यः सपरिवाराभ्यः सायुधाभ्यः सशक्तिकाभ्यः इमं सदीपमाषभक्त कुष्मांडबलिं समर्पयामि ॥ १७ ॥**

પછી નીચે પ્રમાણે બોલી નમસ્કાર પૂર્વક પ્રાર્થના કરવીઃ—

**भो दिव्ययोगिनीप्रमुखाःचतुःषष्ठियोगिन्यः इमं बलिं गह्णीत मम सकुटुंबस्याभ्युदयं कुरुत आयुःकर्त्र्यः शांतिकर्त्र्य पुष्टिकर्त्र्यस्तुष्टिःकर्त्र्यः निर्विघ्न कर्त्र्यो वरदाभवत ॥ १७ ॥**

પછી નીચે પ્રમાણે બોલી ઉત્તર સંકલ્પ કરવોઃ--

**अनेन बलिदानेन दिव्ययोगिनीप्रमुखाश्चतुषष्ठी योगिन्यः प्रीयन्ताम् ॥ १७ ॥**

પ્રસંગવશાત્ નૈર્ઋત્ય કોણમાં અથવા અનુકૂળ સ્થાને વાસ્તુનું સ્થાપન કરવામાં આવ્યું હોય તો તેમનું બલિદાન્ આ પ્રમાણે કરવું.

પ્રથમ ગંધાક્ષત પુષ્પથી પૂજન કરવુંઃ-

**साङ्गेभ्यः सपरिवारेभ्यः सायुधेभ्यः सशक्तिकेभ्यः शिखिनीप्रमुखेभ्योवास्तुदेवेभ्यो नमः गंधाक्षतपुष्पाणि समर्पयामि ॥ १८ ॥**

તે પછી નીચે પ્રમાણે બોલી આગળ પ્રમાણે બલિ અર્પણ કરવું.

**सांगेभ्यः सपरिवारेभ्यः सायुधेभ्यः सशक्तिकेभ्यः शिखिनी प्रमुखेभ्यो वास्तुदेवेभ्यः इमं सदीपमाषभक्तकुष्माडबलिं समर्पयामि ॥ १८ ॥**

પછી નીચે પ્રમાણે બોલી નમસ્કાર પૂર્વક પ્રાર્થના કરવીઃ-

**भो शिखिनीप्रमुखवास्तुदेवाः इमं बलिं गृह्णीत मम सकुटुम्बस्याभ्युदयं कुरुत आयुः कर्तारः क्षेमकर्तारः शांतिकर्तारः पुष्टिकर्तारस्तुष्टिकर्तारो वरदा भवत ॥ १८ ॥**

પછી નીચે પ્રમાણે બોલી ઉત્તર સંકલ્પ કરવો:—

**अनेन बलिदानेन शिखिनीप्रमुखा वास्तुदेवाः प्रीयन्ताम् ।१८।]**

હવે ક્ષેત્રપાળને બળિદાન કરવું પ્રત્યેક કર્મમાં તે આ પ્રમાણેજ કરવાનું છે. પ્રથમ નીચે પ્રમાણે બોલી, સંકલ્પ કરવો:-

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे मम सकलारिष्टशांतिपूर्वकारब्धकर्मणः सांगतासिद्ध्यर्थं क्षेत्रपालायपूजनपूर्वकं बलिदानं करिष्ये ॥**

ક્ષેત્રપાળનું બલિદાન યજ્ઞભૂમિમાં પણ કેટલાક યાજ્ઞિકો કરે છે; ને ઘણાક પૂજનાદિ ઉપયોગ સામગ્રીસાથે લઈ, કોઇ દુર્બલ * બ્રાહ્મણને દાન દક્ષિણાથી સંતુષ્ટ કરી વાંસના પાત્રમાં કે મૃતિકાના પાત્રમં ક્ષેત્રપાલનો દીપક અડદ, ભાત અને કુષ્માંડ, મૂકી તે દુર્બલ બ્રાહ્મણ પાસે ઉપડાવી, બલિદાન મૂકવાના સ્થળે ( ચાર માર્ગ ભેગા થતા હોય

---

***यस्य वेदश्च वेदीच विछिद्यन्ते त्रिपुरुषम् ॥**
**स वै दुर्बाह्मणो ज्ञेयः सर्वकर्मसुनिंदितः ॥ याज्ञवल्क्य ॥**

* જેની ત્રણ પેઢીથી વેદ અને વેદીનો વિચ્છેદ થયેલો છે તે દુર્બાહ્મણ જાણવો; કે જે સર્વ કર્મમાં નિંદિત ગણાય છે.

ત્યાં ) જવું. જ્યારે તે દૂર્બલ બ્રાહ્મણ બલિદાનપાત્ર ઉપાડીને જાય ત્યારે નીચેનો મંત્ર ભણી આચાર્ય અથવા યજમાને તે માર્ગમાં પાણી છાંટવું:–

ॐ हिंकाराय स्वाहा हिङ्कृताय स्वाहा क्रन्दते स्वाहा वक्रन्द्राय स्वाहा प्रोथते स्वाहा प्रपोथाय स्वाहा गन्धाय स्वाहा घ्राताय स्वाहा निविष्टाय स्वाहोपविष्टाय स्वाहा संदिताय स्वाहा वल्गते स्वाहासीनाय स्वाहा शयानाय स्वाहा स्वपते स्वाहा जाग्रते स्वाहा कूजते स्वाहा प्रबद्धाय स्वाहा विजृम्भमाणाय स्वाहा विचृताय स्वाहा संहानाय स्वाहोपास्थिताय स्वाहाय नाय स्वाहा प्राणाय स्वाहा ॥ ॐ[२२] ॥

જે સ્થલે ક્ષેત્રપાલનું બલિ મૂકવું હોય તે સ્થળે પાણી છાંટી, એક ચોખાની ઢગલી કરી તે પર નીચે પ્રમાણે બોલી સોપારી મૂકી, ચંદન, અક્ષત ને પુષ્પથી ક્ષેત્ર પાળની પૂજા કરવી:–

सांगाय सपरिवाराय सायुधाय सशक्तिकाय क्षेत्रपालाय नमः गंधाक्षतपुष्पाणिसमर्पयामि ॥ १९ ॥

તે પછી ચારે બાજુ દીવા પ્રકટ કરેલું દીવડું, અડદ, ભાત અને કુષ્માંડનું નીચે પ્રમાણે બોલી ક્ષેત્રપાલનું બલિદાન મૂકવું:-

**क्षेत्रपालाय सांगायभूतप्रेतपिशाचशाकिनीडाकिनीवेतालादिपरिवारयुताय सायुधाय सशक्तिकाय सवाहनायेमंसदीपपमाषभक्तकुष्मांडबलिंसमर्पयामि ॥ १९ ॥**

પછી નીચે પ્રમાણે બોલી નમસ્કાર પૂર્વક પ્રાર્થના કરવી:-

**भो क्षेत्रपाल सर्वतोदिशं रक्ष बलिंभक्ष ममसकुटुंबस्याभ्युदयं कुरु । आयुःकर्ता क्षेमकर्ता शांतिकर्ता पुष्टिकर्ता तुष्टिकर्ता निर्विघ्नकर्ता वरदो भव ॥ १९ ॥**

પછી નીચે પ્રમાણે બોલી ઉત્તર સંકલ્પ મૂકવો:-

**अनेन बलिदानेन क्षेत्रपालः प्रीयताम् ॥ १९ ॥**

તે પછી યજમાને ઘેર આવી, હાથ પગ ધોઈ પવિત્ર થઇ, સ્વસ્થતાથી આસન પર બેસી, આચમન-પ્રાણાયામ કરી, પૂર્ણાહુતિ કરવાનો નીચે પ્રમાણે સંકલ્પ મૂકવો:-

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे कृतस्य कर्मणः सांगतासिद्ध्यर्थं वसोर्द्धारासमन्वितं पूर्णाहुतिहोमं करिष्ये ॥**

એ પ્રમાણે સંકલ્પ મૂકી અગ્નિનારાયણનું મૃડાગ્નિ નામની ભાવના કરી ચંદન, અક્ષતને પુષ્પથી પૂજન કરવું:-

**पूर्णाहुतौ मृडाग्नये नमः सर्वोपचारार्थे गंधाक्षतपुष्पंच समर्पयामि ।**

તે પછી આચાર્યે નીચે પ્રમાણે મધ્યકુશાંડિ કરવી.

**तत्रान्यदाज्यमाज्यस्थाल्यांनिरूप्याग्नावधिश्रित्य ॥ ६२ ॥**

પૂર્ણાહુતિમાં વિશેષ ઘી હોમવામાટે પ્રથમ જે મોટા પાત્રમાં ઘી મંગાવી રાખ્યું હોય, તેમાંથી આજ્યસ્થાળીમાં લઈ, તે આજ્ય-સ્થાળી ઘી ઊનું થવા માટે અગ્નિમાં મૂકવી.

**सुक्स्रुवौ प्रतप्य ॥ ६३ ॥**

પછી સ્રુચ્ તથા સ્રુવ ( સરવો ) એ બેને અગ્નિ આગળ ધરીને તપાવવા.

**तौ च सम्मार्जनकुशैः समृज्य ॥ ६४ ॥**

તે તપાવેલા સ્રુચૂ અને સ્રુવને પાંચસળી વાળા દર્ભોથી માર્જન કરવું. એટલે બન્ને ઉપર ફેરવવા.

**पुनः प्रतप्यदेशे निदध्यात् ॥ ६५ ॥**

પછી તે સ્રુક્ અને સ્રુવને ફરી અગ્નિઆગળ ધરી તપાવીને જ્યાંથી લીધા હોય ત્યાં મૂકવા.

**आज्यमुद्वास्य पवित्राभ्यां तमुत्पूयावेक्ष्यापद्रव्यं निरस्यच ६६**

પૂર્ણાહુતિ સમયે હોમવા સારું ઊના કરેલા ઘીને ઉછાળી જોઈ ( એટલે એક પાત્રમાંથી બીજા પાત્રમાં કરી જોઈ, પવિત્રાંના દર્ભથી

હલાવી જોઈ ઉછાળી જોઇ તે ઘીમાં પ્રયત્નથી ફરી તપાસી જોઇ કોઇ અપદ્રવ્ય તથા જીવ-જંતુ કે કસ્તર પડેલું હોય તો તે બહાર કાઢી નાંખવું.

સ્રુચ્ લેઇ ને તેમાં ચાર અથવા બાર-સ્રુવ ( સરવા ભરીને ) આજ્ય સ્થાળીમાંથી ઘી ભરવું. પછી તે ઉપર પૂર્ણાહુતિમાં હોમવાનું નારીકેલ ( શ્રીફળ ) લઈ તેને લાલ વસ્ત્રથી અથવા રાતા સૂત્રથી ને ફૂલની માળાથી બાંધી ગંધ, અક્ષત, પુષ્પ, અબીલ, ગુલાલ, હળદર, સિંદુર આદિથી પૂજી, સ્રુચૂના મૂખ પર મૂકવું. તે પર સ્રુવ ( સરવો ) ઉંધો ઢાંકી બરાબર પડી ન જાય એમ યજમાને બને હાથે પકડી રાખી અથવા બે હાથના ખોબામાં રાખી પોતાના આસન પર ઉભા રહેવું. કદાપિ યજમાન બાલક કે અશક્ત હોય તો તેના પુરોહિત કે આચાર્યે તેમાં આશ્રય આપવો. યજમાન પત્નીએ પણ તે સમયે ઉભાં થઇ પોતાના સ્વામીના જમણા પડખે પોતાના આસનપર બને હાથ જોડી રાખી ઉભાં રહેવું. તે પછી આચાર્યાદિ બ્રાહ્મણોએ શાંતિથી મધુર કંઠે ધીમે ધીમે નીચે બતાવેલા પૂર્ણાહુતિના મંત્રો ભણવાઃ-

**ॐ मूर्धानं दिवो अरतिं पृथिव्या वैश्वानरमृत आ जातमग्निम्। कविं सम्राजमतिथिं जनानामासन्ना पात्रं जनयन्त देवाः॥ १ ॥ ॐ ॥ वसोः पवित्रमसि । द्यौरसि पृथिव्यसि मातरिश्वनो घर्मोऽसि विश्वधा असि। परमेण धाम्ना दृं हस्व**

मा ह्वार्मा ते यज्ञपतिर्ह्वार्षीत् ॥ २ ॥ ३ ॥ पूर्णा

* પૌરાણિકકર્મમાં પૂર્ણાહુતિ સમયે ગુજરાત કાઠિઆવાડમાં શક્રાદિ-સ્તુતિ ભણવામાં આવે છે માટે તે પણ કોઇને ઉપસ્થિત ન હોય એમ જાણી. આસ્થલે દાખલ કરી છે; તે પણ મહામાયા ભગવતી ચિતિશક્તિની સ્તુતિ હોવાથી પૂર્ણાહુતિમાં બોલતાં કાંઇ બાધ જણાતો નથી.

ऋषिरुवाच ॥ १ ॥

शक्रादयः सुरगणानिहतेतिवीर्ये
तस्मिन्दुरात्मनिसुरारिबले च देव्या ।
तां तुष्टुवुः प्रणति नम्रशिरोधरांसा
वाग्भिः प्रहर्ष पुलकोद्गम चारुदेहाः ॥ २ ॥
देव्यायया ततमिदं जगदात्मशक्त्या
निःशेषदेवगणशक्तिसमूहमूर्त्या ॥
तामंबिकामखिलदेवमहर्षिपूज्यां
भक्त्या नताःस्म विदधातु शुभानि सानः ॥ ३ ॥
यस्याः प्रभावमतुलं भगवाननंतो
ब्रह्माहरश्च नहि वक्तुमलं बलं च ।
सा चण्डिकाखिलजगत्परिपालनाय
नाशायचाशुभभयस्य मतिं करोतु ॥ ४ ॥
या श्रीःस्वयं सुकृतिनां भवनेष्वलक्ष्मीः

दर्वि परा पत सुपूर्णा पुनरापत । वस्नेव विक्रीणावहा इषमूर्जं शतक्रतो ॥ ३ ॥ $\frac{३}{४६}$ ॥ पुनस्त्वादित्या रुद्रा वसवः समिन्धतां पुन र्ब्रह्माणो वसुनीथ यज्ञैः । घृतेन त्वं तन्वं वर्धयस्व सत्याः सन्तु

पापात्मनां कृतधियां हृदयेषु बुद्धिः ॥
श्रद्धासतां कुलजनप्रभवस्य लज्जा
तां त्वां नताःस्म परिपालय देविविश्वम् ॥ ५ ॥
किं वर्णयामतवरूपमचिंत्यमेत-
त्किं चातिवीर्यमसुरक्षयकारिभूरि ।
किंचाहवेषु चरितानि तवाति यानि
सर्वेषु देव्यसुरदेवगणादिकेषु ॥ ६ ॥
हेतुः समस्तजगतां त्रिगुणापिदोषै-
र्नज्ञायसेहरिहरादिभिरप्यपारा ।
सर्वाश्रयाखिलमिदं जगदंशभूत-
मव्याकृताहि परमाप्रकृतिस्त्वमाद्या ॥ ७ ॥
यस्या स्समस्तसुरता समुदीरणेन
तृप्तिं प्रयाति सकलेषु मखेषु देवि ।
स्वाहासि वै पितृगणस्य च तृप्तिहेतु

**यजमानस्य कामाः ॥ ४ ॥ १२/४४ ॥**

## इति पुर्णाहुतिमंत्राः ॥

એ ચાર મંત્રો પૂરા થયા પછી પુરોહિતે વા આચાર્યે વા યજમાને પૂર્ણાહુતિનું શ્રીફળ જમણા હાથે લઇ અગ્નિમાં હોમી દેવું. પછી નીચે બતાવેલા વસોર્દ્ધારાના મંત્રો ભણી હોમેલા શ્રીફળ પર અગ્નિમાં ઘીની ધારા ચલાવવી, કેટલાક યાજ્ઞિકો સ્રુચિમાં ઘી નાખી ધારા ચલાવે છે.

---

रुच्चार्यसेत्वमतएवजनै ऽस्त्वधा च ॥ ८ ॥

यामुक्तिहेतुरविचिंत्य महाव्रतात्व-
मभ्यस्यसे सुनियतेन्द्रियतत्वसारैः ।
मोक्षार्थिभिर्मुनिभिरस्त समस्तदोषै-
र्विद्यासि साभगवती परमाहिदेवी ॥ ९ ॥

शब्दात्मिकासुविमलर्ग्यजुषां निधान-
मुद्गीथरम्यपदपाठवतां च साम्नाम ।
देवित्रयी भगवती भवभावनाय
वार्ता च सर्वजगता म्परमार्तिहंत्री ॥ १० ॥

मेधासि देवि विदिताखिलशास्त्रसारा
दुर्गासि दुर्गभवसागरनौरसंगा ॥
श्रीः कैटभारि हृदयैक कृताधिवासा
गौरीत्वमेव शशिमौलिकृतप्रतिष्ठा ॥ ११ ॥

॥ अथ वसोर्द्धारा मंत्राः ॥

# ॐ सप्त ते अग्ने समिधः सप्त जिह्वाः सप्त

---

ईषत्सहासममलं परिपूर्णचंद्र

विम्बानुकारिकनकोत्तमकांतिकांतम् ।

अत्यद्भुतं प्रहृतमात्तरुषा तथापि

वक्त्रं विलोक्य सहसा महिषासुरेण ॥ १२ ॥

दृष्ट्वातु देवि कुपितं भ्रुकुटिकराल-

मुद्यच्छशांक सदृशच्छवियन्नसद्यः ।

प्राणान्मुमोच महिषस्तदतीवचित्रं

कैर्जीव्यते हि कुपितांतकदर्शनेन ॥ १३ ॥

देवि प्रसीद परमा भवती भवाय

सद्यो विनाशयसिकोपवती कुलानि ।

विज्ञातमेतदधुनैवय दस्तमेत-

न्नीतं बलं सुविपुलं महिषासुरस्य ॥ १४ ॥

ते संमता जनपदेषु धन नि तेषां

तेषां यशांसि न च सीदति धर्मवर्गः ।

धन्यास्तएव निभृतात्मजभृत्यदारा

येषां सदाभ्युदयदा भवती प्रसन्ना ॥ १५ ॥

**ऋषयः सप्त धाम प्रियाणि । सप्त होत्राः सप्तधा त्वा यजन्ति सप्त योनीरापृणस्व घृतेन स्वाहा ॥ १ ॥ १७ चितिं जुहोमि मनसा घृतेन यथा देवा इहागमन् वीतिहोत्रा ऋतावृधः । पत्ये वि-**

धर्म्याणि देवि सकलानि सदैव कर्मा-
ण्यत्यादृतः प्रतिदिनं सुकृतीकरोति ।
स्वर्गं प्रयाति च ततो भवती प्रसादा-
ल्लोकत्रयेपि फलदा ननु देवि तेन ॥ १६ ॥
दुर्गे स्मृता हरसि भीतिमशेषजंतोः
स्वस्थैः स्मृता मतिमतीवशुभां ददासि ।
दारिद्र्यदुःख भयहारिणि कात्वदन्या
सर्वोपकारकरणाय सदार्द्रचित्ता ॥ १७ ॥
एभिर्हतैर्जगदुपैति सुखं तथैते
कुर्वन्तु नामनरकाय चिराय पापं ।
संग्राममृत्युमधिगम्य दिवं प्रयांतु
मत्वेति नून महितान्विनिहंसिदेवि ॥ १८ ॥
दृष्ट्वैव किं न भवती प्रकरोति भस्म
सर्वासुरानरिषु यत्प्रहिणोषि शस्त्रं ।

# श्वस्य भूमनो जुहोमि विश्वकर्मणे विश्वाहादा-भ्यं हविः ॥ २ ॥ ७९ ॥ शुक्रज्योतिश्च चित्र-

लोकान्प्रयान्तु रिपवोऽपि हि शस्त्रपूता
इत्थं मतिर्भवति तेष्वहितेषु साध्वी ॥ १९ ॥
खड्गप्रभानि करविस्फुरणैस्तथोग्रै
श्शूलाग्रकांतिनिवहेनदृशो सुराणां ।
यन्नागता विलयमं शुमदिंदुखंड-
योग्याननं तव विलोकयतां तदेतत् ॥ २० ॥
दुर्वृत्तवृत्तशमनं तव देवि शीलं
रूपं तथैतदविचिंत्यमतुल्यमन्यैः ।
वीर्यं च हंतृहृतदेवपराक्रमाणां
वैरिष्वपि प्रकटितैव दयात्व येत्थम् ॥ २१ ॥
केनोपमाभवतु तेस्यपराक्रमस्य
रूपं च शत्रुभयकार्यतिहारिकुत्र ।
चित्तेकृपासमरनिष्ठुरता च दृष्टा
त्वय्येव देवि वरदे भुवनत्रयेपि ॥ २२ ॥
त्रैलोक्यमेतदखिलं रिपुनाशनेन
त्रातं त्वया समरमूर्धनितेपिहत्वा ।

ज्योतिश्च सत्यज्योतिश्च ज्योतिष्मांश्च शुक्रश्च ऋतपाश्चात्यंहाः ॥ ३ ॥ १७/८० ॥ घृतं मिमिक्षे घृतमस्य योनिर्घृते श्रितो घृतम्वस्य धाम । अनुष्व धमावह मादयस्व स्वाहाकृतं वृषभ वक्षि हव्यम् ॥ ४ ॥ १७/८९ ॥ चत्वारि शृङ्गा त्रयो अस्य पादा द्वे शीर्षे सप्त हस्तासो अस्य । त्रिधा बद्धो

नीता दिवं रिपुगणा भय मप्यपास्त-
मस्माकमन्मदसुरारिभवं नमस्ते ॥ २३ ॥
शूलेन पाहिनो देवि पाहि खड्गेनचाम्बिके ।
घंटास्वनेन नः पाहि चापज्यानिस्स्वनेन च ॥ २४ ॥
प्राच्यां रक्ष प्रतीच्यां च चण्डिके रक्ष दक्षिणे ।
भ्रामणेनात्मशूलस्य उत्तरस्यां तथेश्वरि ॥२५॥
सौम्यानि यानि रूपाणि त्रैलोक्ये विचरंतिते ।
यानि चात्यर्थ घोराणि तै रक्षास्मांस्तथा भुवम् ॥२६॥
खड्गशूलगदादीनि यानि चास्त्राणि तेम्बिके ।
करपल्लव संगीनि तैरस्मान्रक्षसर्वतः ॥ २७ ॥
ऋषिरुवाच ॥ २८ ॥

**वृषभो रोरवीति महो देवो मर्त्यां २ ॥ आ विवेश ॥ ५ ॥ १७/६९ ॥ एता अर्षन्ति हृद्यात्समुद्रा च्छतव्रजा रिपुणा नावचक्षे । घृतस्य धारा अ-**

---

एवं स्तुता सुरैर्दिव्यैः कुसुमैर्नंदनोद्भवैः ॥
अर्चिता जगतां धात्री तथगंधानुलेपनैः ॥ २९ ॥
भक्त्या समस्तैस्त्रिदशैर्दिव्यै र्धूपै स्सुधूपिता
प्राह प्रसादसुमुखी समस्तान्प्रणतान्सुरान् ॥३०॥
देव्युवाच ॥ ३१ ॥
व्रियतां त्रिदशा स्सर्वे यदस्मत्तोभिवांछितम् ॥३२॥
देवाउचुः ॥ ३३ ॥
भगवत्या कृतं सर्वं न किंचिदव शिष्यते ।
यदयं निहत श्शत्रुरस्माकं महिषासुरः ॥ ३४ ॥
यदि चापि वरोदेयस्त्वयास्माकं महेश्वरि ।
संस्मृता संस्मृता त्वं नो हिंसेथापरमापदः ॥३५॥
यश्चमर्त्यः स्तवैरेभिस्त्वां स्तोष्यत्यमलानने ।
तस्य वित्तर्धि विभवैर्धनदारादि संपदाम् ॥३६॥

भिचाकशीमि हिरण्ययो वेतसो मध्य आसा-
म् ॥ ६ ॥ १७/६३ ॥

॥ इति वसोर्द्धारामंत्राः ॥

એ પ્રમાણે વસોર્દ્ધારાના મંત્રો ભણી અગ્નિમાં જે ઘી હોમવાનું હોય તે હોમી દેવું.

તે પછી સાવચેતીથી સ્રુચ્ અથવા સ્રવ ( શરવાને ) ને અગ્નિનો સ્પર્શ કરી તે ઉપર ચોટેલી ભસ્મનો યજમાનના કપાળે નીચેનો મંત્ર ભણી ચાંલ્લો કરવો.

---

वृद्धयेस्मत्प्रसन्नात्वं भवेथाः सर्वदाम्बिके ॥ ३७ ॥

ऋषिरुवाच ॥ ३८ ॥

इति प्रसादिता देवैर्जगतोर्थे तथात्मनः

तथेत्युक्त्वा भद्रकाली बभूवांतर्हितानृप ॥३९॥

इत्येतत्कथितं भूप संभूता सायथापुरा ।

देवीदेवशरीरेभ्यो जगत्रयहितैषिणी ॥४०॥

पुनश्च गौरीदेहात्सा समुद्भूता यथा भवत् ॥

वधाय दुष्टदैत्यानां तथा शुंभनिशुंभयोः ॥४१॥

रक्षणायच लोकानां देवाना मुपकारिणी ॥

तच्छृणुष्व मयाख्यातं यथावत्कथयामिते ॥४२॥

॥ इति देव्याः शक्रादि स्तुतिः ॥

**ॐ त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषम्**
**यद्देवेषु त्र्यायुषं तन्नो अस्तु त्र्यायुषम् ॥ ३/६२ ॥**

પછી યજમાને નીચેનો મંત્ર ભણી બે હાથ જોડી અગ્નિનારાયણની પ્રાર્થના કરવીઃ—

**श्रद्धां मेधां यशः प्रज्ञां विद्यां पुष्टिं श्रियं बलम् ।**
**तेज आयुष्यमारोग्यं देहि मे हव्यवाहन ॥१॥**

આ સ્થળે ગુજરાત કાઠિયાવાડમાં આરતી અને મંત્રપુષ્પાંજલિનો પરંપરાથી શિષ્ટાચાર ચાલતો આવતો હોવાથી તે પણ આચાર્યે સમયની અનુકૂલતાપ્રમાણે યજમાન પાસે કરાવવાં. નહિ તો લૌકિક નિંદા અને આચાર્યની અકુશળતા ગણાશે. માત્ર વાસ્તુપ્રયોગમાં આરતી થતી નથી.

તે પછી નીચેપ્રમાણે અંચકુશાંડી કરવી:—

**संस्रवप्राशनम् ॥**

અગ્નિમાં સ્રુવ (સરવાવડે)વડે હોમ કરતાં તેમાં વધેલું અવશેષ ઘી જે પ્રોક્ષણીપાત્રમાં નાખવામાં આવેલું છે; તે ઘી યજમાને પોતાની અનામિકા આંગળીવડે સુંઘવું.

**कुशपवित्राभ्यां मार्जनम् ॥**

બે સળીઓવાળા દર્ભનાં જે પવિત્રાં બનાવ્યાં છે તેવડે પ્રણીતાપાત્રમાંના જળવડે યજમાન દંપતીને માર્જન કરવું. ( જળ છાંટવું. )

**अग्नौ पवित्रप्रतिपत्तिः ॥**

દર્ભનાં બે સળીઓનાં પવિત્રાં, પાંચ સળીઓવાળા સમાર્જન કુશ, અને સાત સળીઓવાળા ઉપયમન કુશ, એ બધાં લઇને અગ્નિમાં નાંખી દેવાં.

**परिस्तरणानि उत्तरे निक्षिपेत् ॥**

કુંડ અથવા સ્થંડિલ ફરતા જે જે દર્ભો મૂકવામાં આવેલા હોય તે બધા લઇને ઉત્તર દિશામાં નાખવા.

પછી જે ત્યાંઆગળ પૂર્ણપાત્ર તૈયાર કરી રાખ્યું હોય તે લઇ તેમાં બ્રહ્માને પ્રસન્ન કરવા મહાદક્ષિણા મૂકી નીચેપ્રમાણે બોલી બ્રહ્માને આપવું. તેનો આ પ્રમાણે સંકલ્પ કરવો:—

**कृतस्य कर्मणः सांगतासिद्ध्यर्थं ब्रह्मन् इदं पूर्णपात्रं सदक्षिणाकं तुभ्यमहं संप्रददे । प्रतिगृह्यताम् ॥**

એ પ્રમાણે બોલીને યજમાન્ જ્યારે પૂર્ણપાત્ર આપે ત્યારે બ્રહ્માએ **प्रतिगृह्णामि** એ પ્રતિવાક્ય બોલીને લેવું.

**प्रणीता विमोकः ॥**

તે પછી પ્રણીતાપાત્રના જળથી યજમાનદંપતીના મસ્તક પર નીચેનો મંત્ર ભણી અભિષેક કરવો; ધ્રોવડે પાણી છાંટવું.

**ॐ आपः शिवाः शिवतमाः शान्ताः शान्ततमास्तास्ते कृण्वन्तु भेषजम् ॥ १ ॥**

તે પછી આચાર્યાદિ બ્રાહ્મણોએ યજમાનને નીચેની રીતે કરેલા યજ્ઞકર્મનું શ્રેયઃ-ફલ આપવું.

પ્રથમ આચાર્યાદિ બ્રાહ્મણોએ યજમાનના જમણા હાથમાં નીચે પ્રમાણે બોલી જળ આપવું:-

**शिवा आपः सन्तु । सन्तु शिवा आपः ।**

પછી નીચે પ્રમાણે બોલી પુષ્પ આપવાં:-

**सौमनस्य मस्तु । अस्तु सौ मनस्यम् ।**

પછી નીચેપ્રમાણે બોલી અક્ષત આપવા:-

**अक्षतं चारिष्टं चास्तु । अस्त्वक्षतमरिष्टं च ।**

તે પછી નીચે પ્રમાણે બોલી યજમાનના હાથમાં ફરીથી જળ આપવું.

**यत्पापंरोगः अशुभमकल्याणं तद्दूरे प्रतिहतमस्तु ।**

એ વાક્ય બોલી થોડા અક્ષત દૂર ફેંકી દેવા.

પછી આચાર્યએ ગંધાક્ષતથી પૂજેલી શ્રેયસ્‌ની સોપારી નીચે પ્રમાણે બોલી યજમાનના જમણા હાથમાં આપવી. આચાર્ય સોપારી આપે ત્યારે બ્રહ્મા, ગાણપત્ય, સદસ્ય અને બીજા ઋત્વિજે એ આશીર્વાદ મંત્રો ભણી અક્ષત આપવા:-

**भवन्नियोगेन मयास्मिन्सग्रहमखे अमुक कर्मणि यत्कृतमा चार्यत्वं तथाच एभिर्ब्राह्मणैः सह यत्कृतं ब्रह्मत्वं गाणपत्यं सा दस्यं ऋत्विजत्वं च यत्कृतोहोमः यःकृतो जपः आचार्यत्वात्**

**ब्रह्मत्वाद्गाणपत्यात्सादस्याद्धोमाज्जपात्पाठाच्च यदुत्पन्नं श्रेयस्त दमुनाक्षतादिना तुभ्यमहं संप्रददे । तेन श्रेयसा त्वं श्रेयस्वान् भव ॥**

યજમાને એપ્રમાણે આચાર્યાદિ બ્રાહ્મણોના બોલ્યાપછી બ્રાહ્મણોને પ્રણામ કરી ' **भवामि ।** ' એવું પ્રતિ વચન બોલવું.

પછી યજમાને પણ ઉદાર વૃત્તિથી તે આચાર્યાદિ સર્વ બ્રાહ્મણોનું ચંદન, અક્ષત, પુષ્પમાલા અને વસ્ત્રાદિથી પૂજન કરી, તેમણે લીધેલા શ્રમના પ્રમાણમાં સર્વને દક્ષિણા આપવી; પણ લોભી બની વિતશાઠ્ય-પણું કરવું નહિ. તેમ છતાં બ્રાહ્મણોને કંજુસાઇ કરી કોઇ ઓછી દક્ષિણા આપે છે તો તેને તે કર્મનું પૂરે પૂરું ફલ તો પ્રાપ્ત થતું નથી; ને નિરર્થક તેમને શ્રમ આપવાના નિમિત્તથી પાપનો ભાગી થાય છે: માટે બ્રાહ્મણોનું પૂજન કરી નીચે પ્રમાણે બોલી ભૂદેવો પ્રસન્ન થાય એવી દક્ષિણા આપવી:-

**इदं यथाशक्ति सुवर्णमग्निदैवतं वा तन्निष्क्रयीभूतं यथाशक्तिरजतद्रव्यं सग्रहमख अमुक[1]कर्म सांगता सिद्ध्यर्थं अमुक[2]शर्मणे ब्राह्मणाय तुभ्यमहं संप्रददे ॥**

તે પછી કોઈ દુર્બલ બ્રાહ્મણોને તિલપાત્રનું દાન અપાય છે, તે દાન કરવાનું હોય તો તે દાનગ્રાહી બ્રાહ્મણનું ગંધાક્ષતથી પૂજન કરી, કાંસાના કે તાંબાના પાત્રમાં તલ ભરી, તે લેનારનું મન પ્રસન્ન થાય એવી ઉચિત રૈપ્યદક્ષિણા મૂકી, લેનારને નીચે પ્રમાણે બોલી તે આપવું:-

**एतांस्तिलान्प्रजापतिदैवत्यान् रजतद्रव्यंसह अमुक शर्मणे ब्राह्मणाय तुभ्यमहं संप्रददे ॥**

---

૧. જે કર્મપ્રયોગ કર્યો હોય તેનું નામ દેવું. ૨. જે બ્રાહ્મણને દક્ષિણા આપવાની હોય તેનું નામ દેવું.

એ પ્રમાણે બોલી, તિલપાત્રનું દાન લેનારને આપી, તે પર બીજી પણ સારી દક્ષિણા આપવીઃ–

તે પછી ગ્રહપીઠના ઈશાન ભાગમાં જે રુદ્રકલશનું સ્થાપન કરેલું છે તેમાંથી એક તાંબાના પાત્રમાં જળ લઈ, તેમાં પંચ પલ્લવોનાં પાનડાં. ( પીંપળાનું, ઉમરાનું અથવા ઉમયડાનું, પીંપરનું, આંબાનુ અને વડનું, એ પાંચ વૃક્ષોનાં પાનડાં ) અને ધ્રો, એ સર્વ બ્રાહ્મણોએ જમણા હાથમાં લઇ રુદ્રકળશના જળમાં બોળી નીચેના મંત્રોથી યજમાન દંપતીપર અભિષેક કરવો, આ અભિષેકસમયે યજમાનપત્નીએ પોતાના પતિના ડાબા પડખાના આસન પર બેસવુંઃ–

**ॐ पयः पृथिव्यां पय ओषधीषु पयो दिव्यन्तरिक्षे पयो धाः । पयस्वतीः प्रदिशः सन्तु मह्यम् ॥ $\frac{१८}{३६}$ ॥ यतो यतः समीहसे ततो नो अभयं कुरु । शं नः कुरु प्रजाभ्योऽभयं नः पशुभ्यः ॥ $\frac{१८}{३६}$ ॥**

એ રીતે અભિષેક થયા પછી, યજમાન અને યજમાનપત્નિએ પોતાના શરીરે સુગંધી તેલ અથવા સર્વૌષધિ કે સુગંધી ચૂર્ણ ચોળી શુદ્ધોદકથી સ્નાન કરવું. આ સ્નાનનેજ અવભ્રથસ્નાન કહે છે. સ્નાન કર્યાપછી ટુવાલથી બન્ને એ શરીરોરો કોરાં કરી, નવાં વસ્રો અને શક્તિઅનુસાર અલંકારો તથા પુષ્પ માલાઓ ધારણ કરવી. યજમાનપત્નીએ પણ નવાં વસ્ત્રાલંકારો ધારણ કરી, કપાળે કંકુનો ચાંલ્લો કરી, પોતાના પતિનાસાથે પોતાના આસન પર આવીને બેસવું.

પછી એક કાસાના પાત્રમાં( વાડકામાં )ઊનું ઘી ભરી તેમાં કાંઇ દક્ષિણા મૂકી, કોઇ બ્રાહ્મણને બોલાવી, તેનું ગંધાક્ષતપુષ્પથી પૂજન કરી, તે ઘીના ભરેલા પાત્રમાં પુરુષે સ્ત્રીનું અને સ્ત્રીએ પુરુષ નું મુખ જોવું. પછી તે ઘૃતપાત્રનું ઘી, પાત્ર અને દક્ષિણા સહિત કોઈ બ્રાહ્મણને નીચેપ્રમાણે બોલી દાન આપવું:—

**इदमाज्यपात्रं विष्णुदैवत्यं सदक्षिणाकं अमुकशर्मणे ब्राह्मणाय तुभ्यमहं संप्रददे ॥**

તે પછી કૃતકર્મના અંગે બ્રહ્મભોજનનો નીચેપ્રમાણે સંકલ્પ મૂકવો:—

**कृतस्य कर्मणः सांगतासिद्ध्यर्थं यथाशक्ति स्वीयानुकूलदीवसे वा ब्राह्मणान् भोजयिष्ये तेन श्रीकर्मांगदेवताः प्रीयंताम् नमम ॥**

તે પછી તે યજ્ઞભૂમિમાં કોઇ અનાયાસે બ્રાહ્મણો આવી ચઢેલા હોય તો તેમને નીચે પ્રમાણે સંકલ્પ કરી, ભૂયસીદક્ષિણા આપવી.

**नाना गोत्रेभ्यो ब्राह्मणेभ्यो भूयसी दक्षिणां दास्ये तेन श्रीकर्मांगदेवताः प्रीयन्ताम् न मम ॥**

તે પછી બીજા સર્વ બ્રાહ્મણોએ અને યજ્ઞકર્મમાં વરેલા બ્રાહ્મણોએ યજમાને આપેલી દક્ષિણા લઈ યજમાન દંપતિને આશીર્વાદ દેવા. અને ચંદનવાળા અક્ષત લઈ તે કર્મમાં આવાહિત સ્થાપિત કરેલા સર્વ દેવોને વધાવી, તેમના પર નાખી, નીચેના મંત્રો ભણી વિસર્જન કરવું:—

**यांतु ग्रहगणाः सर्वे स्वशक्त्या पूजिता मया ।**
**इष्टकामप्रसिद्ध्यर्थं पुनरागमनायच ॥**

**ॐ उत्तिष्ठ ब्रह्मणस्पते देवयन्तस्त्वेमहे**

**उप प्रयन्तु मरुतः सुदानव इन्द्र प्राशूर्भवा सचा ॥ ३४/५६ ॥**

आवाहित देवता स्वस्थाने गच्छत ॥

गच्छ गच्छ सुरश्रेष्ठ स्वस्थाने परमेश्वर ।

यत्र ब्रह्मादयो देवास्तत्रगच्छ हुताशन ॥

**ॐ यज्ञ यज्ञं गच्छ यज्ञपतिं गच्छ स्वां योनिं गच्छ स्वाहा । एष ते यज्ञो यज्ञपते सह सूक्तवाकः सर्व वीरस्तज्जु षस्व स्वाहा ॥ २/२ ॥**

પછી આ પ્રયોગસમાપ્તિનો નીચે પ્રમાણે બોલી ઉત્તર સંકલ્પ મૂકવો:-

**मयाद्य यथा कालं यथा देशं यथा ज्ञानं यथा शक्ति यत्कृतं सग्रहमख( अमुक कर्म )तेन श्रीपरमेश्वरः प्रीयताम् ॥ ॐ तत्सत् ब्रह्मार्पणमस्तु ॥**

કર્મની ન્યૂનાધિકતાનો દોષ નિવૃત્ત થઇ, સાંગ સમાપ્ત થઈ તથા નિર્દોષ થઈ સફલ થવા માટે યજ્ઞાંતે શ્રીમહાવિષ્ણુને સ્મરણપૂર્વક નીચેના મંત્રથી પ્રણામ કરવો.

यस्य स्मृत्या च नामोक्त्या तपो यज्ञक्रियादिषु ॥

न्यूनं संपुर्णतां याति सद्यो वंदे तमच्युतम् ॥

॥ ॐ विष्णवे नमः ॥

॥ ઇતિ ગ્રહયજ્ઞ સમાપ્તિ ॥

# ॥ अथ रजोदर्शनशांतिविचारः ॥

વર્તમાન જન્મમાં, મનુષ્યોથી જે ભાવી જન્મમાં દુઃખનો હેતુ થનારાં જ્ઞાતાજ્ઞાત કાયિક, વાચિક અને માનસિક, જે જે અશુભ કર્મો થાય છે તેમને દગ્ધબીજભાવ પમાડી પરલોકમાં ફલપ્રદ થતાં અટકાવવા સારું તેની નિવૃત્તિને અર્થે ધર્મશાસ્ત્રમાં આર્યોને જે ક્રિયા કરવાની દર્શાવી છે, તેને પ્રાયશ્ચિત્ત કહેવાય છે. અને ગત જન્મમાં કરેલાં અશુભ કર્મો કે જે પ્રાયશ્ચિત્તક્રિયાદ્વારા નિવૃત્ત કરવામાં નથી આવેલાં, તે કર્મો તેનો પરિપાકકાલ પ્રાપ્ત થતાં મનુષ્યોને વર્તમાન જન્મમાં ફલભોગ આપવા તત્પર થતા અગાઉથી તેમને કેટલાંક અનિષ્ટ સૂચક લક્ષણો તથા દુઃખદર્શક પ્રસંગો દેખવામાં આવે છે; ત્યારે તે અશુભ કર્મના ફલરૂપ થતું જે અનિષ્ટ, તે કર્મનિ નિવૃત્તિદ્વારા અટકાવવા માટે ધર્મ શાસ્ત્રમાં જે ક્રિયાનું વિધાન દર્શાવ્યું છે તેને શાંતિ કહેવામાં આવે છે. જેમકે પાપગ્રહો( શનિ, મંગળ, રાહુ અને કેતુ )નું ચોથી આઠમી અને બારમી રાશીમાં આવવું, ઘરમાં બાલકોનું વૈધત, વ્યતિપાત, ચતુર્દશી, અમાવાસ્યા, મૂલ, અશ્લેષા, જ્યેષ્ઠા આદિ નક્ષત્રોમાં જન્મ થવો, કિંવા દાંતસહિત જન્મ થવો અથવા સહજ પક્ષી( ગીલોડી ) કે કપોત( હોલો )આદિ અમંગલ પ્રાણિઓનો સ્પર્શ થવો, અથવા મહામારી આદિ ઉપદ્રવોનું દેખાવું, ઇત્યાદિ અનિષ્ટ-સૂચક પ્રસંગો દેખાતાં તે અનિષ્ટથી પોતાના સકુટુંબનું સંરક્ષણ થવા માટે સ્મૃતિકારોએ ગ્રહશાંતિ, વૈધૃત–વ્યતીપાતજનનશાંતિ, ચતુર્દશી–અમાંવાસ્યાજનનશાંતિ, મૂલશાંતિ,અસ્લેશાશાંતિ,જ્યેષ્ઠાશાંતિ,સદંતજનનશાંતિ, પક્ષીપતનશાંતિ, કપોતશાંતિ તથા મહામારીશાંતિ આદિ ક્રિયાઓ કરવાની આજ્ઞા કરેલી છે. તેમજ જ્યારે સ્ત્રીને પ્રથમ રક્તસ્ત્રાવ દેખાય ત્યારે તે

રક્તસ્ત્રાવ શારીરિક નિયમને અનુસરી દેખાતો હોવાથી અમુક શાસ્ત્રોક્ત દેશ, કાલ અને સ્થિતિમાં જ દેખાશે એવો કાંઇ નિયમ રહેતો નથી. ને બહુધા શાસ્ત્રોક્તથી વિરુદ્ધ, દેશ કાલ અને અવસ્થામાં પણ અણધાર્યો દેખાય છે જેથી તે પતિપત્ની અને તેમના કુટુંબને ભારરૂપ હોવાથી રજોદર્શનશાંતિ-ભુવનેશ્વરીશાંતિ કરવાની શિષ્ટ પુરુષોએ સૂચના કરી છે. સ્ત્રીને બારમા કે તેરમા વર્ષ પછી કોઇને ચઉદમે વર્ષે કોઇને પંનરમે, વર્ષે કાં કોઇને સોળમા વર્ષે રજોદર્શન થાય છે. માટે જ શાસ્ત્રમાં રજોદર્શન થયા પહેલાં અર્થાત્ બાર-તેર વર્ષ પહેલાં કન્યાને પરણાવી દેવી જોઇએ, એમ શાસ્ત્રકારોએ સૂચવ્યું છે. રજોદર્શનનો આધાર ઘણુ કરી સ્ત્રીની શારીરિક પ્રકૃતિ ઉપર રહેલો હોય છે. શરીરમાં જેને પિત્ત પ્રાધાન્યપણે વર્તે છે-ઉષ્ણતા આગળ પડતી હોય છે, ઉનું અને તીખું-તમતમું ખાવાની બહુ ટેવ હોય છે, તેને રક્તસ્ત્રાવ વહેલો દેખાય છે. આ આપણો ભારતવર્ષ સમશીતોષ્ણકટિબંધમાં આવેલો છે તેથી સ્ત્રીની રજોદર્શનની યોગ્યતા બાર કે તેર વર્ષ પછી ગણવામાં આવેલી છે. તેથી તેટલા વર્ષ પહેલાં તેનો કન્યાકાલ ગણેલો છે. ઠંડા પ્રદેશમાં રહેનારી સ્ત્રીઓને રક્તસ્ત્રાવ આપણા દેશમાં રહેનારી સ્ત્રીઓ કરતાં બહુ મોડો દેખાય છે, માટે તે દેશની સ્ત્રીઓનો કન્યાકાલ ત્યાંના લોકો મોટી વયે ગણે છે. માટે તેનુ અનુકરણ ભારતવર્ષીઓએ કરવાનું નથી; છતાં જેઓ કરે છે તેઓ શિષ્ટતાભંગનું ફલ પણ પ્રત્યક્ષ અનુભવે છે.

જ્યેષ્ઠ, આષાઢ, ભાદ્રપદ, કાર્તિક અને પોષ એટલા માસોમાં પ્રતિપત્, ચતુર્થી, નવમી અને ચતુર્દશી એ રિક્તાતીથિઓ તથા અષ્ટમી, ષષ્ઠી ( છઠ ), દ્વાદશી, પૂર્ણિમા એટલી તિથિઓમાં, રવિ મંગલ અને શનિ એટલા વારોમાં, ભરણી, કૃત્તિકા, આર્દ્રા, અશ્લેષા,

મઘા, પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, વિશાખા અને જ્યેષ્ઠા, એટલાં નક્ષત્રોમાં, વિષ્કુંભ, ગંડ, અતિગંડ, શૂલ, વ્યાઘાત, વજ્ર, પરિઘનું પૂર્વાર્ધ, વ્યતીપાત અને વૈધૃતી એ યોગોમાં, વિષ્ટિ કરણમાં, ગ્રહણકાલ રાત્રિ, સાયંકાલ અને દિવસનો અપરાહ્ણકાલ ( સાંજ સમયે. ) એ સમયોમાં, ઊંઘમાં, તથા રાતું, કાળું કે ચિત્ર વિચિત્ર વસ્ત્ર પહેરેલું હોય એવી સ્થિતિમાં, અથવા વસ્ત્રવિનાની નગ્નસ્થિતિમાં, પારકા ઘરમાં તથા પરગામમાં તેમજ સાવરણી, સૂપડું, લાકડાં, ઘાસ કે અગ્નિ, હાથમાં હોય એવી સ્થતિમાં સ્ત્રીને જો પ્રથમ રજોદર્શન થાય, તો તેનું ફલ જ્યોતિષ શાસ્ત્રમાં નિષિદ્ધ ગણેલું છે અને તે ઉક્ત માસો, તિથિઓ, વારો, નક્ષત્રો, યોગો, સમયો અને સ્થિતિઓમાંથી કોઇને કંઈ ને કોઇને કંઈ પણ અવસ્ય હોવાનો સંભ છે, માટે તે નિષિદ્ધફલની નિવૃત્તિ માટે શ્રીનારદસ્મૃતિમાં રજોદર્શનશાંતિની આવસ્યકતા બતાવી છે:-

**निंद्यर्क्षे तिथिवारेषु यदिपुष्पं प्रदृश्यते ।**
**अशुभं चेद्रजस्त्रीणां निंद्यस्थानं च वाससी ॥**
**तत्र शांतिं प्रकुर्वीत ग्रहयज्ञपुरःसरम् ।**

**ભાવાર્થઃ**-નિંદ્ય નક્ષત્ર, તિથિ, વાર, સ્થાન અને વસ્ત્રમાં જો સ્ત્રીઓને પ્રથમ રજોદર્શન થાય તો તે અશુભ ગણાય છે, માટે તે અશુભની નિવૃત્તિને અર્થે ગ્રહયજ્ઞપૂર્વક રજોદર્શનશાંતિ કરવી.

જ્યારે નવોઢાને પ્રથમ રજોદર્શન થાય ત્યારે અક્ષતનું આસન કરી, તે ઉપર તેને બેસાડી, પતિપુત્રવાળી સ્ત્રિઓએ તેને દૂરથી હળદર, કંકુ, ચંદન, પુષ્પમાળા ( ફૂલનો હાર ) અને પાન, એ સૌભાગ્ય દ્રવ્યો આપી, તેની આરતી કરવી. ને તે પછી તેને દીવા

વાળા ઘરમાં એકાંતે રાખવી અને નીચે દર્શાવેલા ઋતુમતીના ધર્મો તેની પાસે પળાવવા.

ઋતુમતીએ ત્રણ દિવસ અસ્પૃશ્ય રહેવું, કોઇને અડકવું નહિ, અભ્યંગ કરવું નહિ ( શરીરે તેલ ચોળવું નહિ), અંજણ અંજવું નહિ, સ્નાન કરવું નહિ, દિવસે નિદ્રા લેવી નહિ, અગ્નિને સ્પર્શ કરવો નહિ, દાતણ કરવું નહિ, ભૂમિ પર લીટા કરવા નહિ, પ્રવાસ કરવો નહિ, પાટ, પાટલો કે ખુરસી વગેરે આસનોપર બેસવું નહિ, દહીં કે દૂધ અથવા બહુ ખાટા પદાર્થો જમવા નહિ. ત્રણ દિવસ સુધી એકાંતમાં રહી કોઇ પુરુષને પોતાનું મુખ બતાવવું નહિ, ને કોઇ પુરુષનું મુખ પોતે જોવું પણ નહિ. સૂર્ય, ચંદ્ર કે તારા, આદિ પોતે ન જોવા. ત્રણ દિવસમાં કદાપિ સંબંધીના મરણ નિમિત્ત કે ગ્રહણના નિમિત્ત સ્નાન કરવાની અગત્ય પડે તો નદી કે તળાવ આદિ જલાશયમાં પેસવું નહિ, ને સ્નાન કરવા માટે એક પાત્રમાં જૂદું જલ મંગાવીને બહાર એકંત સ્થલે સ્નાન કરવું. ઋતુમતિએ પોતાની શુદ્ધિ માટે ત્રણ દિવસ વીતી ગયા પછી ચોથેદિવસે સૂર્યોદય થયા પછી મૃત્તિકાવડે મલદ્વારોનું પ્રક્ષાલન કરીને દાતણ કરીને નહાવું. નહાયા પછી તે ઋતુમતીએ વિશેષ શુદ્ધિ માટે ગાયનુ છાણ, મૂત્ર, દૂધ, દહીં, અને ઘી, એ બધાં મિશ્ર કરીને પીવાં. ને શ્રીસૂર્યનાયણનાં દર્શન કરીને પ્રથમ પોતાના સ્વામીનું મુખ જોવું.

ચોથે દિવસે નહાયેલી સ્ત્રીને તો માત્ર ઘરમાં સ્પર્શ કરવા તથા પોતાના સ્વામીની શુશ્રૂષા કરવા જેટલીજ શુદ્ધિ પ્રાપ્ત થાય છે, અને દેવ પૂજન હોમ-યજ્ઞ તથા પિતૃશ્રાદ્ધાદિ કર્મને યોગ્ય શુદ્ધિ તો તેને પાંચમા દિવસે સ્નાન કર્યાપછી પ્રાપ્ત થાય છે. માટે રજોદર્શન-શાંતિ કરવાની આજ્ઞા કરતાં નીચેના વાક્યમાં તેમણે દિવસ વિષે પણ કહ્યું છે કેઃ—

**पंचमे दिवसे स्नात्वा द्वाभ्यामप्यत्र मंगलैः ।**

**ભાવાર્થઃ**-ઋતુમતીએ અને તેના સ્વામીએ પાંચમા દિવસે રજોદર્શનશાંતિ કરવા માટે મંગલસ્નાન કરવું:—

એ પ્રમાણે પાંચમા દિવસે ઋતુશાંતિ કરવાનું વિધાન છતાં કદાપિ પાંચમા દિવસે અથવા તે પછીના દિવસોમાં કોઈ જાતના સંકટનો સંભવ હોય અથવા પ્રતિકૂલતા હોય તો ચોથે દિવસે પણ તે સ્ત્રીને મંગળસ્નાન કરાવીને રજોદર્શનશાંતિ કરવી એમ પણ કહ્યું છે.

કોઈ રજસ્વલા જ્વરાદિ રોગને લીધે કાં કોઇ જાતની માંદગી કે કોઇ ભારે વ્યથાને લીધે અશક્ત સ્થિતિમાં હોય ને ચોથા દિવસે સ્નાન ન કરી શકે તેમ હોય તો તેની શુદ્ધિ સ્મૃતિકારે આ પ્રમાણે કહી છે:—

**आतुरा चेदृतुमती तस्याः स्नानं कथं भवेत् ।**
**स्पृष्ट्वा तु तां परा स्नायादृशकृत्वोऽप्यनातुरा ॥**
**वासोभिर्दशभिश्चैव परिद्धाप्य यथाक्रमम् ॥ स्मृतिसंग्रह ॥**

**ભાવાર્થઃ**-રોગાદિથી આતુર થયેલી ઋતુમતી સ્ત્રી શુદ્ધિમાટે શી રીતે સ્નાન કરી શકે? તેના પ્રત્યુત્તરમાં કહે છે કે,-તેને બીજી અનાતુર આરોગ્ય વાળી સ્ત્રી ક્રમે દશ વાર સ્પર્શ કરી કરીને સ્નાન કરે, ને તે જેમ જેમ સ્પર્શ કરી નહાતી જાય, તેમ તેમ તે ઋતુમતી ને દશ વાર શુદ્ધ વસ્ત્ર બદલાવવાં; એમ કરવાથી ઋતુમતી ચોથા દિવસે સ્પર્શ કરવા યોગ્ય શુદ્ધ થાય છે.

રજોદર્શન થયા પછી સોળ દિવસ સુધી ઋતુકાલ ગણાય છે.

માટે ચોથા પછી સોળમા દિવસ સુધીમાં ગમે તે દિવસે જ્યોતિષ શાસ્ત્રોક્તદિનશુદ્ધિ મેળવી રજોદર્શનશાંતિ કરવી. રજોદર્શનશાંતિ નવોઢાને પ્રથમ જ્યારે રક્તસ્રાવ દેખાય ત્યારે જ કરવાની છે. તથાપિ પ્રથમ રજોદર્શનસમયે તે સ્ત્રી પરદેશ હોય અથવા પતિ પરદેશ હોય કાં મરણ કે વૃદ્ધિનું આશૌચ વચમાં આવ્યું હોય અથવા શરીર અસ્વસ્થ હોય કિંવા ગ્રહણ, વ્યતીપાત, આદિ કુયોગના દિવસો આવતા હોય અર્થાત્ સર્વ વાતે પ્રતિકૂલતા હોય તો તેને ફરી જ્યારે રજોદર્શન થાય ત્યારે પણ રજોદર્શન શાંતિ કરવી. પણ જ્યાં સુધી રજોદર્શનશાંતિ થઈ ન હોય ત્યાં સુધી તેને ગર્ભાધાનસંસ્કાર થાય નહિ. રજોદર્શનશાંતિ એ પૂર્વોક્ત અનિષ્ટ દોષોના અશુભ ફળની નિવૃત્તિ પૂર્વક સ્ત્રીને ગર્ભાધાન સંસ્કારની યોગ્યતા કરી આપે છે. માટે નવોઢાને જ્યાંસુધી રક્તસ્રાવ ન દેખાય ત્યાં સુધી તેને વ્યવાયમાં જોડવી નહિ. એવો સંમત આપણા ઐહિક તથા પારલૌકિક સુખનો માર્ગ દર્શાવનારાં ધર્મ શાસ્ત્રોનો છે જેથી તેમાં મહર્ષિ આશ્વલાયને કહ્યું છે કે.

**प्राग्रजोदर्शनात्पत्नीं नेयाद्गत्वा पतत्यधः ।**

**व्यर्थीकारेण शुक्रस्य ब्रह्महत्यामवाप्नुयात् ॥**

**ભાવાર્થઃ**-રજોદર્શન થયા પહેલાં જે પુરુષ સ્ત્રીનો સંગ કરી શુક્રનો મિથ્યાવ્યય કરે છે, તે બ્રહ્મહત્યાના પાપનો ભાગી થાય છે.

વ્યવાયના સંબંધમાં આપણા વિશેષમાન્ય મહર્ષિ પારસ્કરાચાર્યે આ વિષે જે દેશ-કાલ તથા વયોવસ્થા ઉપર વિચાર કરીને સૂચન કર્યું છે, તે આ સ્થલે વિશેષ ઉપયોગી જણાય છે.

**तामुद्दुह्य यथर्तु प्रवेशनम् । यथा कामी वा ।**

**ભાવાર્થ:**—પૂર્વોક્ત રીતે વિવાહવિધિથી સ્ત્રીને પરણી ભાર્યાત્વ સંપાદનકરયા પછી ઋતુકાલે અથવા અઋતુકાલે તેની સાથે અભિગમન કરવું.

સૂત્રકારે પ્રથમ ધર્મશાસ્ત્રના ઉદ્દેશનું પાલન કરી ઋતુકાલે ગમન કરવાની આજ્ઞા કરી છે પણ તે પછી **यथा कामी वा** એ વચનથી એમ જણાવ્યું છે કે જો તે સ્ત્રીના કામનું અતિક્રમણ (શમન) ન થાય તો વ્યભિચારની શંકા રહે, માટે યોગ્યવયની સ્ત્રી હોય તો તેની સાથે રજોદર્શન પહેલાં પણ અભિગમન કરવું; એમ પણ કહ્યું છે.

આયુર્વેદ તથા ધર્મશાસ્ત્રમાં રજોદર્શનનું વય બારથી સોળ વર્ષ સુધીનું કહ્યું છે, પણ તે ભરતખંડના સમશીતોષ્ણ પ્રદેશમાં રહેનારી સ્ત્રીઓને માટે સામાન્ય નિયમથી છે. શીતપ્રદેશમાં જન્મેલી તથા રહેનારી સ્ત્રીઓને એથી અધિક તથા ઉષ્ણ પ્રદેશમાં જન્મેલી તથા રહેનારી સ્ત્રીઓને એથી ન્યૂન વયે પણ રજોદર્શન થાય છે. તથા જો સ્ત્રીના શરીરમાં વાયુ આદિ દોષોનો પ્રકોપ હોય તો તેને પણ મોડું રજોદર્શન થાય છે માટે જ્યારે એવા કોઇ કારણવશાત્ મોડું પક્વવય થતાં સુધી પણ રજોદર્શન ન થાય અને તેનો સ્વામી પોતાની સ્વધર્મનિષ્ઠાને અવલંબી પોતાનું બ્રહ્મચર્ય જાળવવા રજોદર્શનની અપેક્ષા રાખી તે સ્ત્રીનો સંગ ન કરે તો તે પક્વવયની સ્ત્રી કે જેની યુવાવસ્થાથી સર્વ શરીરાવયવો પ્રફુલિત થવાથી તેની કામવાસના જાગ્રત થાય છે, તેથી તથા વર્તમાન સમયની વિષયાસક્ત યુવતીઓના સહવાસથી સ્ત્રીને પુરુષના સંગની અપેક્ષા થાય છે. ને તેમાં આ ઋતુકાલાભિગમનનો નિયમ સાચવતાં તે સ્ત્રીથી વ્યભિચાર થવાની શંકા રહેવાથી સૂત્રકારે **यथा कामी वा** એ વાક્યથી એમ બતાવ્યું કે પૂર્ણવયની સ્ત્રી હોય

ને તેના કામનું અતિક્રમણુ (શમન) ન થઈ શકે તેમ હોય તો અઋતુકાલે પણ અભિગમન કરવું. એજ ભાવને પ્રકટ કરતાં યોગીશ્વર યાજ્ઞવલ્ક્યવલ્કયે કહ્યું છે કે.

**यथाकामी भवेद्वापि स्त्रीणां वरमनुस्मरन् ।**
**स्वदारनिरतश्चैव स्त्रियो रक्ष्या यतः स्मृताः ॥**

**ભાવાર્થ:**—સ્વકીય સ્ત્રીની અભિગમન કરવાની ઇચ્છાનું અતિક્રમણુ ( અરોધન ) ન થવાથી જેની સ્ત્રીસંગ કરવાની પ્રવૃત્તિ હોય ને યથાકામી કહેવાય એવો યથાકામી ' આપના કામનો વિહન્તા પાતકી થાય ' એવા ઇંદ્રે આપેલા વરદાનનું સ્મરણુ કરી નિરંતર સ્વદારનિરત ( સ્વકીય સ્ત્રીવિષે જ પ્રીતિવાળો થઇ અઋતુકાલે પણ અભિગમન કરે. કારણુ કે જેવડે સ્ત્રીઓનું રક્ષણ કહેલું છે. )

ઉક્ત રીતે અભિગમન માટે ઋતુકાલ અને અઋતુકાલનું સૂચન મનુસ્મૃતિમાં પણ જોવામાં આવે છે:—

**ऋतुकालाभिगामीस्यात्स्वदारनिरतः सदा ।**
**पर्ववर्जं व्रजेच्चैनां तद्व्रतो रतिकाम्यया ॥ मनुस्मृति ॥**

**ભાવાર્થ:**—નિરંતર્ પોતાની સ્ત્રીથીજ સંતુષ્ટ રહીને પુરુષે ઋતુકાલમાં અભિગમન કરવું; અને પર્વણીઓનો ત્યાગ કરીને સ્ત્રીની ઇચ્છા હોય તો અઋતુકાલમાં પણ અભિગમન કરવું.

એ રીતે ધર્મશાસ્ત્રોમાં પણ ઋતુકાલ અને અઋતુકાલ સ્ત્રીસંગ માટે કહેલા છે; પરંતુ તેમાં વિધિવાક્યરૂપે તો ઋતુકાલાભિગમનનું જ પ્રતિપાદન છે; તે નીચેના વાક્યોથી સ્પષ્ટ થાય છે.

**अथर्तुमतीं जायामभिगच्छेत् ॥ पारस्कराचार्य ॥**

**ભાવાર્થ:** - તે પછી ઋતુમતી સ્ત્રીવિષે અભિગમન કરવું.

**षोडशर्तुनिशा स्त्रीणां तस्मिन्युग्मासु संविशेत् ।**
**ब्रह्मचार्येव पर्वण्याद्याश्चतस्रश्च वर्जयेत् ॥ याज्ञवल्क्य ॥**

**ભાવાર્થ:**—સ્ત્રિઓના રજોદર્શનથી સોળ રાત્રિ સુધી ઋતુકાલ કહ્યો છે; તેમાં પ્રથમના ચાર દિવસ અને અમાંસ, આઠમ. પૂનમ અને ચઉદશ, એ પર્વણીઓનો ત્યાગ કરીને પુરુષે સ્વકીય સ્ત્રીનો તે ઋતુકાલની યુગ્મ( બેકી )રાત્રિવિષે સંગ કરવો; એ પ્રમાણે વર્તનારા ઋતુકાલાભીગામીનું બ્રહ્મચર્ય અખંડ ગણાય છે.

**अमावास्याष्टमी चैव पौर्णमासी चतुर्दशी**
**ब्रह्मचारी भवेन्नित्यमप्यृतौ स्नातको द्विजः ॥ मनु ॥**

**ભાવાર્થ:**—અમાવાસ્યા, આઠમ, પૂનમ અને ચઉદશ, એટલા દિવસો ત્યાગ કરીને જે સ્નાતક દ્વિજ ઋતુકાલે સ્ત્રીસંગ કરેછે તે નિત્ય અસ્ખલિત બ્રહ્મચારી ગણાય છે.

**ऋतुः स्वाभाविकः स्त्रीणां रात्रयः षोडशस्मृताः ।**
**चतुर्भिरितरैः सार्धमहोभिः सद्विगर्हितैः ॥ मनुस्मृति ॥**

**ભાવાર્થ:**—રજોદર્શનથી આરંભી સોળ રાત્રિ પર્યંત સ્ત્રીઓનો ઋતુકાલ કહ્યો છે; તેમાંના ચાર દિવસ સત્પુરુષોએ તેનો સંસર્ગ કરવાને નિષેધ કરેલા છે. એ પ્રમાણે સ્વાભાવિકજ સ્ત્રીઓને પ્રત્યેક માસે ઋતુકાલ પ્રાપ્ત થાય છે. રોગાદિના કારણને લીધે રજોદર્શન ન્યૂનાધિક દિવસે પણ થાય છે.

तासामाद्याश्चतस्रस्तु निन्दितैकादशी च या
त्रयोदशी च शेषास्तु प्रशस्ता दश रात्रयः ॥मनुस्मृति॥

ભાવાર્થઃ—તે સોળ રાત્રિના ઋતુકાલમાં પ્રથમની ચાર રાત્રિઓ અને એકાદશી તથા ત્રયોદશી એટલી છ રાત્રિઓ સ્રીસંગ માટે નિષિદ્ધ છે, ને બાકીની દશ રાત્રીઓ શ્રેષ્ઠ છે.

युग्मासु पुत्रा जायन्ते स्त्रियोऽयुग्मासु रात्रिषु ।
तस्माद्युग्मासु पुत्रार्थी संविशेदार्तवे स्त्रियम् ॥मनुस्मृति॥

ભાવાર્થઃ—એ ઋતુકાલમાં નિષેધની રાત્રિઓ ત્યજી છઠ્ઠી, આઠમી, દશમી, બારમી, ચૌદમી અને સોળમી, એ યુગ્મ ( બેકીની ) રાત્રિવિષે અભિગમન કરવાથી પુત્રો ઉત્પન્ન થાય છે. ને પાંચમી સાતમી, નવમી, અગીઆરમી, તેરમી અને પન્નરમી એ અયુગ્મ ( એકીની ) રાત્રિવિષે પુત્રિઓ ઉત્પન્ન થાય છે; માટે પુત્રની અપેક્ષા વાળાએ યુગ્મ( બેકીની )રાત્રિમાંજ સ્રીસંગ કરવો.

निन्द्यास्वष्टासु चान्यासु स्त्रियो रात्रिषु वर्जयेत् ।
ब्रह्मचार्येव भवति यत्र तत्राश्रमे वसन् ॥मनुस्मृति॥

ભાવાર્થઃ—આગળ બતાવેલી-નિષિદ્ધ કરેલી છ રાત્રિઓ અને અને બીજી ઇષ્ટ( અનુકૂલ )રાત્રિઓમાં પણ અમાવાસ્યા આદિ પર્વ વિનાની રાત્રિઓમાં ઋતુકાલે સ્રીસંગ કરનાર ગમે તે આશ્રમમાં એટલે ગ્રહસ્થાશ્રમ કે વાનપ્રસ્થાશ્રમમાં વસતો હોય તો પણ તેનું બ્રહ્મચર્ય ભંગ થતું નથી.

**एवं श्राद्धवर्जं प्रत्यृतुकालमभिगमनं कुर्यात् । यथाकामी वा भवेत् । ऋतुकालाभिगमनं कुर्वन् ब्रह्मचर्याद न स्खलति ॥ हरिहर भाष्य ॥**

**ભાવાર્થ:**—એ પ્રમાણે શ્રાદ્ધદિવસનો ત્યાગ કરી પ્રત્યેક ઋતુકાલે પુરુષે સ્ત્રીસંગ કરવો અથવા સ્ત્રીની ઇચ્છા હોય તો અ ઋતુકાલમાં પણ અભિગમન કરે. ઋતુકાલાભિગમન કરનાર બ્રહ્મચર્યથી સ્ખલિત થતો નથી.

**ऋतावभिगमः शस्तः स्वपत्न्यामवनीपते ।**
**पुन्नामर्क्षे शुभे काले श्रेष्ठे युग्मासु रात्रिषु ।**

**ભાવાર્થ:**—હે અવનીપતિ ! પુંસ્ સંજ્ઞક નક્ષત્રોના શુભ મુહુર્તમાં અને શ્રેષ્ટ એવી યુગ્મ ( બેકીની ) રાત્રિમાં સ્વપત્ની વિષે ઋતુકાલાભિગમન કરવું એ પ્રશસ્ત છે.

એ પ્રમાણે સ્વકીય સ્ત્રી વિષે ગર્ભાધાનાર્થે ઋતુકાલમાં અભિગમન કરવું એ વિધિરૂપે તથા નિયમરૂપે શાસ્ત્રોમાં કહેવાયેલું છે. કારણ કે ઋતુકાલે સ્ત્રીસંગ ન કરનાર માટે દોષપત્તિ સૂચવેલી છે.

**ऋतुस्नातां तु यो भार्यां सन्निधौ नोपगच्छति ।**
**घोरायां ब्रह्महत्यायां युज्यते नात्र संशयः ॥पराशर॥**
**ऋतुस्नातां तु यो भार्यां शक्तः सन्नोपगच्छति**
**घोरायां भ्रूणहत्यायां युज्यते नात्र संशयः॥पाराशरसंहिता॥**

**ભાવાર્થ:**—જે પુરુષ ઋતુકાળ પ્રાપ્ત થયેલી પોતાની સ્ત્રીપાસે સંભોગ માટે જતો નથી, તેને મહા ભયંકર બ્રહ્મહત્યાનું પાપ લાગે છે; એમાં સંશય નથી. જે પુરુષ શરીરે નિરોગી તથા શક્તિવાળો છતાં પોતાની ઋતુમતી સ્ત્રીને વિષે અભિગમન કરતો નથી, તેને અતિ ભયંકર ભ્રૂણહત્યા ( ગર્ભઘાત અથવા બાલ હત્યાનું પાપ લાગે છે; એ નિઃસંદેહ છે ).

એટલા માટે સુજ્ઞ પુરુષ દારપરિગ્રહણ કર્યું ત્યારથીજ પોતાની સ્ત્રીને સંભોગસુખ આપવા પોતે બંધાઈ ચૂક્યો છે, એમ સમજી તેને તે કાલે ઋતુદાન આપવું એ પોતાનું ગૃહસ્થધર્મનું આવશ્યક કાર્ય સમજી પોતાનું કર્તવ્ય ભૂલવું નહિ.

કેટલાક લંપટ પુરુષો પોતાના મોહાંધપણાને લીધે અન્ય સ્ત્રીમાં આસક્ત થઇને અથવા દ્વેષને લીધે કાં ઋતુમતિમાં રૂપ ગુણાદિની ન્યૂનતાને લીધે ઋતુકાલે સ્વકીય સ્ત્રીની સંભાળ લેતા નથી તેઓ પૂર્વોક્ત સ્મૃતિવચનોએ દર્શાવેલા પાપના ભાગી થાય છે. માટે સહૃદય ગૃહસ્થે તેવી ભૂલ નહિ કરતાં પોતાના દારપરિગ્રહણ રૂપ કાર્યને સફળ કરી ગૃહસ્થાશ્રમને શોભાવવા સ્ત્રીને રજોદર્શન થયા પછી આગળ બતાવ્યા પ્રમાણે દિવસનો નિશ્ચય કરી ખોટી લોકલાજ ને મૂકી દઈ, ગ્રહયજ્ઞપૂર્વક રજોદર્શન શાંતિ કરી, ઉત્સાહ પૂર્વક ગર્ભાધાન સંસ્કાર કરવો જોઇએ. જે રજો દર્શન શાંતિનો પ્રયોગ પ્રથમ ગ્રહયજ્ઞમાં દર્શાવેલો છે. છતાં સંક્ષેપમાં અત્ર પણ સૂચના અપાય છે.

# ॥ अथरजोदर्शनशांतिप्रयोगः ॥

રજોદર્શનશાંતિપ્રયોગ કરવાની સૂચનાઓ.

આ નૈમિત્તિકકર્મપ્રકાશના પુસ્તકમાં પ્રત્યેક સંસ્કારપ્રયોગમાં ગ્રહયજ્ઞની અગત્ય સ્મૃતિકારોએ દર્શાવેલી હોવાથી પ્રથમ સુજ્ઞ ગૃહસ્થને રજોદર્શનશાંતિ કરવાની આવશ્યક્તા જણાય છે. માટે આમાં રજોદર્શન શાંતિના ઉદ્દેશેજ ગ્રહયજ્ઞ લખાયેલો છે; જે સર્વ કર્મપ્રયોગોમાં ઉપયોગી છે. તેથી રજોદર્શનશાંતિપ્રયોગનો વિધિ તો તે ગ્રહયજ્ઞમાં સાથેજ બતાવ્યો છે. પણ પ્રયોગ કરનારને તેની સૂચના જૂદી બતાવી હોય તો તે વાંચી વાંચીને કર્મ કરવું-કરાવવું સુગમ પડે, માટે જૂદી સૂચનાઓ આપી છેઃ તે પ્રમાણે જોઇ જોઇને સર્વ પ્રયોગો કરવાઃ-

૧ પ્રથમ વિવેકી ગૃહસ્થે પોતાની સ્ત્રીને રજોદર્શન થયાથી પાંચમા દિવસે અથવા જ્યોતિઃશાસ્ત્રોક્ત પોતાને અનુકૂલ નિશ્ચિત કરેલા મુહૂર્તદિવસે સ્ત્રીસહિત મંગળ સ્નાન કરી, યોગ્ય વસ્ત્રાભૂષણ તથા પુષ્પમાલા ધારણ કરી, જોઇતાં સાધનો પાસે લઈ, સ્વસ્થતાથી બન્ને દંપતીએ પોતાનાં આસનોપર બેસી, આ નૈમિત્તિકકર્મ પ્રકાશના પૃષ્ટ ૧૬ મામાં બતાવેલા ૐ **स्वस्तिनऽइन्द्रो** ઇત્યાદિ સ્વસ્તિમંત્રો તથા પૃષ્ટ ૧૭ મામાં બતાવેલા ૐ **द्यौः शांति** આદિ 'શાંતિ પાઠના' તથા પૃષ્ટ ૧૮ મામાં દર્શાવેલો ૐ **रक्षोहणं** એ મંત્ર ભણી બન્ને સ્ત્રી-પુરુષે પૃષ્ટ ૧૯ માના પાંચમા પેરેગ્રાફ પ્રમાણે આચમન-પ્રાણાયામ કરી, ગણપતિ આદિ દેવોને નમસ્કાર કરી, પૃષ્ટ ૨૦ મામાં દર્શાવેલા '**सुमुखश्चैकदंतश्च**' થી ૧૧ મા મંત્ર સુધી ગણપતિના સ્મરણ-સ્તુતિના પૌરાણમંત્રો ભણી જવા. પછી પ્રાયશ્ચિત્ત સંકલ્પ કરવાની શ્રદ્ધા હોય તો કરવો. નહિ તો પૃષ્ટ

૨૩ મા માં બતાવ્યા પ્રમાણે દેશ કાલાદિના ઉચ્ચારણ સાથે પૃષ્ટ ૨૪ મા તથા ૨૫ માના [ ] આવાં દિક્પાલ ચિન્હોમાં લખેલો રજોદર્શનશાંતિનો સંકલ્પ કરવોઃ—

૨ પછી પૃષ્ટ ૨૭ માના પહેલા પેરામાં બતાવ્યા પ્રમાણે ગૃહયજ્ઞ કરવાનો સંકલ્પ મૂકી તેજ પૃષ્ટ માં બતાવ્યાપ્રમાણે કલશાર્ચન અને દીપસ્થાપનનો સંકલ્પ કરી પૃષ્ટ ૩૦ મા સુધી કલશપૂજન, માર્જન, પ્રોક્ષણ તથા દિપસ્થાપન કરવું. પછી પૃષ્ટ ૩૦ થી ૫૦ સુધી બતાવેલું સમગ્ર ગણપતિ પૂજન કરવું. સમયનો સંકોચ હોય તો પૃષ્ટ ૫૦ મા પ્રમાણે સંક્ષિપ્ત ગણપતિ પૂજન કરવું.

૩ તે પછી પૃષ્ટ ૫૧ થી ૭૬ મા પૃષ્ટ સુધી બતાવેલું સ્વસ્તિપુણ્યાહવાચન અને ૭૬ થી ૭૭ માં બતાવેલો અમૃતાભિષેક કરી પૃષ્ટ ૮૩ થી ૮૮ સુધીમાં દર્શાવેલું ગૌર્યાદિમાતૃકા પૂજન અને પૃ૦ ૮૮ થી ૮૯ સુધીમાં બતાવેલો વૈશ્વદેવ અને પૃષ્ટ ૯૧ થી ૧૦૧ સુધીનું સમગ્ર નાંદીશ્રાદ્ધ કરવું. તથા પૃષ્ટ ૧૦૧ થી ૧૨૧ સુધી બતાવ્યા પ્રમાણે બ્રાહ્મણ વરણ કરવાં.

૪ પછી આચાર્યે અથવા તેના અભાવે સુજ્ઞ યજમાને પૃષ્ટ ૧૨૨ મા થી ૧૩૩ સુધી બતાવેલી સ્થંડિલપ્રતિષ્ઠા કરી, પૃષ્ટ ૧૩૩ થી બતાવ્યા પ્રમાણે પંચભૂસંસ્કારપૂર્વક અગ્નિસ્થાપન કરવું.

૫ તે પછી પૃષ્ટ ૧૪૪ થી ૧૪૯ સુધી રજોદર્શનશાંતિના આવસ્યક કર્તવ્ય રૂપ સૂર્ય, ઇંદ્ર, ઇંદ્રાણી ભુવનેશ્વરી અને કદલીનું અગ્યુન્તારણ પૂર્વક પ્રાણપ્રતિષ્ઠા અને પૂજન કરી, તેમના નિમિત્ત ત્યાં બતાવ્યા પ્રમાણે સ્તુતિ પાઠ તથા મંત્ર જપ બ્રાહ્મણ દ્વારા કરાવવાં કિંવા યથાકાલે પોતે કરવાનો સંકલ્પ મૂકવોઃ-

૬ તે પછી ગ્રહશાંતિના આવશકકર્મરૂપ અધિદેવ પ્રત્યધિદેવસહિત નવે ગ્રહોનાં આવાહન, સ્થાપન અને પૂજન કરવાં. તેમાં પૃષ્ટ ૧૬૭ માં તથા પૃષ્ટ ૧૬૮ માં [ ] આવાં દિકપાલ ચિહ્નો માં બતાવેલો સર્વ અન્વાધાન સંકલ્પ વાંચી, અન્વાધાન કરવું. બીજા કર્મ-પ્રસંગે ગ્રહયજ્ઞ થતો હોય તો પૃષ્ટ ૧૬૭ તથા ૧૬૮ માં બતાવેલાં [ ] દિકપાલચિહ્નોમાંનું કાંઈ પણ ન વાંચતાં બીજું બધું વાંચી અન્યપ્રયોગનો અન્વાધાન સંકલ્પ કરવો. તે પછી પૃષ્ટ ૧૭૦ થી ૧૮૩ સુધીમાં બતાવેલી કુશાંડી સર્વ કર્મપ્રયોગોમાં સમયની ને સાહિત્યની અનુકૂળતા પ્રમાણે કરી પૃષ્ટ ૧૮૩ થી પૃષ્ટ ૧૮૪ મા પ્રમાણે સ્થાપિત અગ્નિમાં આધારાહુતિઓ આપી, ' વરદ ' નામના અગ્નિની ભાવના કરી પૃષ્ટ ૧૮૮ મામાં બતાવ્યા પ્રમાણે તે વરદ અગ્નિનું પૂજન કરવું.

૭ પછી પૃષ્ટ ૧૯૦ તથા ૧૯૧ મા થી બતાવેલો ગણપતિ અને નવે ગ્રહોનો, અધિદેવ, પ્રત્યદિદેવ, વિનાયકાદિપંચલોકપાલદેવો વાસ્તોષ્પતિ અને ક્ષેત્રપાલ એ બે ગ્રહપીઠના અંગભૂત દેવોનો અને ઇંદ્રાદિ દશ દિકપાલદેવોના, નિમિત્ત સમિધ,ઘી,ચરુ અને તલની આહુતિઓ બતાવ્યા પ્રમાણે આપવી. ને તે પછી આ રજોદર્શન પ્રયોગમાં પ્રધાન દેવ રૂપે ગણાયેલા સૂર્ય, ઇન્દ્ર, ઇન્દ્રાણી અને ભૂવનેશ્વરીના નિમિત્ત જવ, તલ, ખીર અને ઘીની અઠ્ઠાવીશ અઠ્ઠાવીશ આહુતીઓ આપવી. તે પછી ગ્રહયજ્ઞમાં બતાવેલો તમામ વિધિ કરી જવો. બીજો સર્વ વિધિ આ પ્રયોગનો પણ ગ્રહયજ્ઞમાં બતાવ્યા પ્રમાણેજ સમજવો. બલિદાન વિધિમાં પણ પૃષ્ટ ૨૧૭ થી ૨૧૮ સુધીમાં ભૂવનેશ્વરી શાંતિનો વિધિ દર્શાવ્યો છે, તે પ્રમાણે બલિપ્રદાન પણ કરવું. બાકીનો ગ્રહયજ્ઞની સમાપ્તિ સુધીનો સર્વ પ્રયોગવિધિ ગ્રંથમાં બતાવ્યા પ્રમાણે જાણી, સર્વ કરવો.

॥ इतिरजोदर्शनशांतिप्रयोगः ॥

# ॥ अथगर्भाधानसंस्कारविचारः ॥

**प्रजातन्तुं मा व्यवच्छेत्सीः।** (પ્રજારૂપ તંતુનો ઉચ્છેદ ન કર.) **पुत्रेण लोकाञ्जयति ।** ( પુત્રથી જ પિતા દેવ, મનુષ્ય અને પિતૃલોકમાં જય મેળવે છે ) અર્થાત્ દેવઋણ, મનુષ્યઋણ અને પિતૃઋણથી મુક્ત થાય છે.

એ શ્રુતિવચનો ગર્ભાધાનસંસ્કારની આવશ્યકતા દર્શાવે છે. માટે રજોદર્શનશાંતિમાં દર્શાવેલા દિવસોની રાત્રિએ તથા બીજ, ચોથ, છઠ, સાતમ, નોમ, બારશ, ચઉદશ, પૂનેમ અને અમાંસ એટલી તિથિઓ રવિ, મંગળ અને શનિ એ ત્રણ વારો સંધ્યાકાળના સમયો, અને રજો દર્શનથી આરંભી ચાર દિવસો, એટલાં વર્જિત કરી, બાકીની તિથિઓ, વારો, અને ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરા ભાદ્રપદ, મૃગશીર્ષ, હસ્ત, અનુરાધા, રોહિણી, સ્વાતી, શ્રવણ, ધનિષ્ઠા અને શતભિષા, એટલાં નક્ષત્રોમાં ગર્ભાધાન સંસ્કાર કરવો. *

રજોદર્શનશાંતિ એ ક્ષેત્રશુદ્ધિરૂપ અને ગર્ભાધાનસંસ્કાર એ બીજશુદ્ધિરૂપ છે. માટે ક્ષેત્ર અને બીજ બન્નેની શુદ્ધિ સસ્ય ( અન્ન ) તથા ફળની નિષ્પત્તિમાં ઉપયોગી છે. જેમ કોઈ કૃષિકાર પોતાના ક્ષેત્રની ભૂમિ નિરુપયોગી તૃણ, કંટક તથા પાષાણ રહિત કરી; તેમાં બીજારોપણ કરે છે તો તે ભૂમિ સમય પ્રાપ્ત થતાં તેની ઇચ્છાનુસાર સસ્યસંપન્ન થઇ તેના પ્રયત્નનું ફળ તેને આપી સંતોષ પમાડે છે. પણ કદાચ આલસ્યને લઇ તેમ કર્યા વિનાજ જો તે તેમાં કોઇ કૃષિકાર સારા

* भद्रापष्ठीपर्वरिक्ता असंध्या० મુહૂર્તચિંતામણિ.

બીજનું વાપન કરે તો તે ભૂમિમાં દોષો વિદ્યમાન હોવાથી તેનું સારું મોંઘું બીજ પણ નિરર્થક જાય છે, ને તેણે કરેલો શ્રમ પણ તેને માથે પડે છે. તેવીજ રીતે સુપ્રજાની ઇચ્છાવાળો ગૃહસ્થ ધર્મશ્રદ્ધા વિમુખ, અનાસ્થાવાળો હોવાથી કાં પ્રમાદને લીધે કે ખોટી લોકલાજના બંધનને વળગી રહી, રજોદર્શનશાંતિ કર્યાવિના તથા ગર્ભાધાન સંસ્કારના નિયમોના પાલન પૂર્વક તે વિધિ કર્યા વિના સ્વચ્છંદીપણે સ્ત્રીસંગ કરી, ગર્ભારોપણ કરે છે તો તેથી સ્ત્રીના ગર્ભાશયના દોષો ઉક્ત વિધિના અભાવે દૂર નહિ થયેલા હોવાથી તે સ્ત્રીને સુખપૂર્વક પ્રસવ થતો નથી; કે ગર્ભવિકૃતિરૂપ પરિણામ આવે છે. કદાપિ સુખ-પૂર્વક પ્રસવ થાય છે તો તે પ્રજા સદ્ગુણી, શાંત, ધર્મનીષ્ઠ, વિશાળ-બુદ્ધિ, નીરોગી, પ્રતાપી, સુખી અને દીર્ઘાયુષી નહિ થતાં ક્રૂર, અધર્મી, ઉગ્રસ્વભાવવાળી, વ્યસની, બુદ્ધિમંદ, રોગી તથા અલ્પાયુષી થાય છે. જેથી તે ગૃહસ્થે કરેલી ભૂલનું પરિણામ જણાતાં નિરંતર પરિતાપને વશ થાય છે. માટે શાસ્ત્રની આજ્ઞાઓનું શ્રદ્ધાપૂર્વક સંમાન કરી, યોગ્ય સમયેજ વિધિઅનુસાર ગર્ભાધાનસંસ્કાર કરવો, એ સુજ્ઞ ગૃહસ્થનું કર્તવ્ય છે.

પ્રત્યેક દ્વિજના સુખને માટે શાસ્ત્ર અને શિષ્ટાજ્ઞા એવી છે કે, આહાર–વિહાર વિહિત કરવા; અવિહિત નહિ. આહારને માટે શ્રીકૃષ્ણ પરમાત્માએ શ્રીમુખે જ કહ્યું છે કેઃ—

**आयुः सत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।**

**रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥**

**ભાવાર્થઃ**—આયુષ્ય, ઉત્સાહ, બળ, સુખ અને રુચિને વધારનારા, સ્વાદિષ્ઠ, સ્નિગ્ધ, જઠરમાં સુખપૂર્વક સ્થિતિ કરી પાચન થઈ શકે

એવા, દુર્ગંધ તથા અપવિત્રતાના દોષ રહિત અને જોવાથી હૃદયને પ્રસન્ન કરે એવા આહાર સાત્ત્વિકપુરુષોને પ્રિય હોય છે.

એ વચનથી પ્રભુશ્રીની આજ્ઞા એવી છે કે સાત્ત્વિકપુરુષોને પ્રિય એવા સાત્ત્વિક આહાર કરવા; પણ તામસ જનોને પ્રિય તામસ આહાર કરવા નહિ. વળી યજ્ઞાવશિષ્ટ હોય, જેમાંથી વૈશ્વદેવ પંચમહાયજ્ઞ તથા અતિથિસત્કાર થવાથી પંચ સૂનાના દોષાંશો નિવૃત્ત થયા હોય, દેવગુરુના પ્રસાદરૂપ હોય, ગાયત્રીમંત્રથી અભિમંત્રિત કરેલા હોય, તથા

**“ अन्नं ब्रह्म रसो विष्णुर्भोक्ता देवो महेश्वरः ।**
**एवं ध्यात्वा तु यो भुंक्ते सोऽन्न दोषै र्न लिप्य ते ॥**

( અન્ન બ્રહ્મરૂપ, તેમાં રહેલા ષડ્રસ તથા સ્વાદ એ વિષ્ણુરૂપ, ને તેના ભોક્તા આપો આપ શ્રીમહેશ્વર છે; એમ ધ્યાન કરીને જે ભોજન કરે છે, તે તે અન્નના દોષોથી લેપાતો નથી. ) એ મંત્રાર્થના ધ્યાન તથા શુદ્ધભાવનાવડે જેમાંથી અન્નદોષોની નિવૃત્તિ થયેલી હોય, કોઈનું ઉચ્છિષ્ટ ન હોય, અપવિત્ર મનુષ્ય તથા શ્વાન માર્જારાદિ નિષિદ્ધ પ્રાણીનો સ્પર્શ ન થયેલો હોય, રજસ્વલા સ્ત્રી કે કોઈ મલિન દૃષ્ટિવાળા માણસનો તે પર દૃષ્ટિપાત થયો ન હોય, પવિત્ર રસોઈ કરનારાંઓએ સૂપ શાસ્ત્રના ( પાક શાસ્ત્રના ) નિયમ પ્રમાણે રાંધેલું હોય, ક્રિયાદુષ્ટ ( યાવની ક્રિયાથી રાંધવામાં આવ્યું હોય તે ) કાલ દુષ્ટ ( રંધાયા પછી ગ્રહણ કે સૂતક ગયું હોય કિંવા વિશેષ સમય જવાથી પર્યુષિત ( વાસી ) થયું હોય તે ) અને ભાવદુષ્ટ ( જમવાના પદાર્થો પવિત્ર ને યોગ્ય હોવા છતાં તેમાં ખોટી ભાવના કરવામાં આવી તે ) તથા, પ્રેતાન્ન ( એકાદશા આદિનું અન્ન ) ન હોય, મ્લેચ્છ, કીરાત,

અતિશૂદ્ર કે કોઈ હીનજાતિનું અન્ન ન હોય એવો આહાર કરવો એમ ધર્મશાસ્ત્રની આજ્ઞા છે. કારણ કે પ્રાયશ્ચિત્તવિધાનમાં પૂર્વોક્ત દોષવાળાં નિષિદ્ધ અન્ન જમવામાં આવ્યાં હોય તો તેનું પ્રાયશ્ચિત્ત સૂચવ્યું છે.

વર્તમાન જનસ્થિતિ અને વ્યવહાર રૂઢી પર લક્ષ્ય કરીએ તો કોઈ વિરલ પુરુષજ નિર્દોષ આહાર લેતા હશે. બાકી તો ઘણે ભાગે કોઇને કાંઇ ને કોઇને કાંઇ દોષ લિપ્ત થવાનો પ્રસંગ આવે છે. ને તે દૂષિતાન્નનો આહાર કરવાથી "કારણનું સહધર્મી કાર્ય હોય." એ ન્યાયે ભુક્તાન્નના દોષો તેના પરિણામરૂપ વીર્યમાં પણ અવશ્ય હોવાનો સંભવ છે; જેથી તે દૂષિત શુક્રથી જો સ્ત્રીને ગર્ભાધાન કરવામાં આવે તો તે દોષો ગર્ભમાં સૂક્ષ્મરૂપે રહીને પછી બાળકનામાં તે દોષો સ્થૂળરૂપ ધારણ કરી પ્રત્યક્ષ દેખાય છે. એ વિષે એવું એક લૌકિક ઉદાહરણ સાંભળવામાં આવે છે કે "કોઇ સ્નાતક પવિત્ર બ્રાહ્મણ યાત્રા નિમિત્ત પ્રવાસે નીકળેલો તેને કોઈ ગામમાં અજાણ પણે કોઈ વણકર અતિશૂદ્રના સદાવ્રતમાંથી અન્ન મળી આવ્યું, ને તેનું ભોજન કર્યા પછી તેનાજ પરિણામ રૂપ વીર્યથી પોતાની સ્ત્રીને ગર્ભારોપણ થયું. તેથી તેને જે પુત્ર થયો તે બાલ્યવયમાં સાળની રમતમાં બહુ પ્રીતિ વાળો જણાતાં તેણે કોઇ ત્રિકાળદર્શી મહાત્માને પૂછ્યું, કે બાળકનાં આવાં લક્ષણનું શું કારણ ? તેના ઉત્તરમાં તે ત્રિકાલજ્ઞ મહાત્માએ કહ્યું કે તમને પ્રવાસમાં અજ્ઞાતપણે વણકર—અતિશૂદ્રનું અન્ન મળ્યું હતું ને તેનું ભોજન કરવામાં આવવાથી તે અન્નના પરિણામરૂપ વીર્યથી આનું ગર્ભાધાન થયેલું છે, માટે એનામાં તે જાતિના ગુણો દેખાય છે. પછી તે મહાત્માએ તે બ્રાહ્મણની પાસે શુદ્ધભાવના પૂર્વક માંત્રિક ક્રિયાથી તેને પુનઃસંસ્કાર કરાવ્યા. તે પછી તેનામાં બ્રાહ્મણના ગુણો આવિર્ભાવ પામ્યા."

એટલા માટે અનાગત દોષો જે વીર્યમાં રહેલા હોય તેને તથા તેવાજ દોષો જે સ્ત્રીના રજમાં રહેલા હોય તેને વૈદિક મંત્રના ઉચ્ચાર પૂર્વક ગર્ભાધાનની પવિત્ર ક્રિયાથી નિર્દોષ કરી સ્ત્રીના ગર્ભાશયાદિને શુદ્ધ ગર્ભાધાન કરવામાં આવે તો તે સ્ત્રી–પુરુષ સુપ્રજાનો લાભ સંતોષ કારક મેળવી પોતાના ગૃહસ્થાશ્રમને સાર્થક કરે છે. એટલા સારુ ગર્ભાધાન સંસ્કારની પૂર્વાચાર્યોએ આવસ્યકતા દર્શાવી છે.

## ॥ अथगर्भाधानप्रयोगः ॥

સમસ્ત આર્યગુણ વાળી તથા સુખી પ્રજાની ઇચ્છા વાળા પુરુષે, અનુકૂલ તિથિ, વાર અને નક્ષત્ર યુક્ત શુભ મુહૂર્તના દિવસે, પ્રાતઃકાલમાં સુગંધિ ચૂર્ણ અથવા સુગંધ તેલ શરીરે ચોળી, શુદ્ધ જલથી સ્નાન કરી, નવાં વસ્ત્ર–આભૂષણો ધારણ કરી, પોતાનું નિત્યકર્મ પરવારી પોતાની ઋતુમતી સ્ત્રીસહિત પૂર્વાભિમુખે બેસી, [ ઋતુમતીએ સ્વામીના જમણા પડખે બેસવું. ] આચમન–પ્રાણાયામ કરી નીચે પ્રમાણે સંકલ્પ કરવોઃ–

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे ममास्यां भार्यायां संस्कारातिशयद्वारास्यां जानिष्यमाणसर्वगर्भाणां बीजगर्भसमुद्भवैनोनिबर्हणद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं गर्भाधानाख्यं कर्म करिष्ये ।**

એ પ્રમાણે પ્રધાન કર્મનો સંકલ્પ મૂકી ને ફરીથી નીચેપ્રમાણે બોલી ને તેના અંગભૂત કર્મો કરવાનો સંકલ્પ મૂકવો. [ કદાપિ રજો-

દર્શનશાંતિના દિવસેજ ગર્ભાધાન સંસ્કાર કરવાનો હોય તો અંગભૂત કર્મો જેવાં કે ગણપતિપૂજન, સ્વસ્તિપુણ્યાહવાચન, માતૃકાપૂજન અને નાંદીશ્રાદ્ધ આદિ જૂદાં કરવાની અગત્ય ન હોવાથી આ સંકલ્પ મૂકવો નહિ પરંતુ રજો દર્શન શાંતિના સંકલ્પમાં જ **रजोदर्शन शांतिपूर्वकगर्भाधानाख्यं कर्म करिष्ये** એમ બોલવું. ]

**तदंगत्वेनादौ निर्विघ्नता सिद्ध्यर्थं गणपतिपूजनं स्वस्ति-पुण्याहवाचनं मातृकापूजनं नांदीश्राद्धं च करिष्ये ॥**

એ પ્રમાણે સંકલ્પ કરી આગળ ગ્રહયજ્ઞમાં બતાવ્યા પ્રમાણે ગણપતિપૂજન, સ્વસ્તિપુણ્યાહવાચન, માતૃકાપૂજન અને નાંદી-શ્રાદ્ધ કરવાં.

તે પછી નીચે દર્શાવેલો મંત્ર બોલીને બન્ને સ્ત્રી-પુરુષે સૂર્ય-મંડલનું અવલોકન ( દર્શન ) કરવું.

**ॐ आदित्यं गर्भं पयसा समङ्ग्धि सहस्रस्य प्रतिमां विश्वरूपम् । परिवृङ्धि हरसा माभिमं स्थाः शतायुषंकृणुहि चीयमानः ॥ १३/४६ ॥**

એ મંત્રથી બન્ને સ્ત્રી-પુરુષે સુર્યનારાયણનું અવલોકન કરી નમસ્કાર કરવો [ આ સ્થલે સૂર્યના મંડલને જ જોવાની અગત્ય છે માટે જે સ્થલે સૂર્યનાં દર્શન ન થઇ શકે ત્યાં રહી મંત્ર ભણી એકલો નમસ્કાર કરીને ચલાવવું નહિ; પણ સૂર્યમંડલ સ્પષ્ટ દેખાય તેવા સ્થલે જઇ સુર્યાવલોકન કરવું. સુર્યાવલોકન ઋતુમતિના ગર્ભાશય રૂપ ક્ષેત્રની શુદ્ધિ અર્થે છે. ]

તે પછી ગર્ભાધાનસંસ્કારમાં મંત્રોચ્ચારપૂર્વક નાભિદેશાભિમર્ષણ, અભિગમન ( રતિભોગ ), અને હૃદયાલંભન, એ ત્રણ ક્રિયાઓ કરવાની છે. તેમાં જો પુરુષ વેદમંત્રો વાચી પોતે ક્રિયા કરી શકે એમ હોય તો તેણે આગળ બતાવ્યા પ્રમાણે તે દિવસની રાત્રિએ તે ત્રણે ક્રિયાઓ પોતે પોતાની મેળેજ કરી લેવી; ને કદાપિ તે પુરુષથી ન બને એવું હોય તો ક્રિયા કરાવનાર બ્રાહ્મણે સુર્યાવલોકન પછી તે ત્રણે મંત્રો તે યજમાન સ્ત્રી-પુરુષ સારી રીતે સાંભળે એમ ભણી જવા. અને છેવટે બતાવેલો ઉત્તરસંકલ્પ મૂકી આવાહિત દેવોનું વિસર્જન કરી, પ્રયોગ પૂરો કરવો. ને ઋતુમતીનો પુરુષ જ તે ક્રિયા રાત્રિએ પોતાની મેળે કરી લે એમ હોય તો તેણે હવે પછી નીચે બતાવ્યા પ્રમાણે કરવું.

સ્ત્રી પુરુષે સાયંકાલનું સંધ્યાવંદનાદિ નિત્યકર્મ અને ભોજન ક્રિયાથી પરવારી બન્ને સ્ત્રી પુરુષે સ્વચ્છ શ્વેત( ધોળાં )વસ્ત્ર ધારણ કરી( શ્વેત વસ્ત્ર પહેરવાની પ્રતિકૂલતા હોય તો દેશાચાર પ્રમાણે નવાં પહેરવાં પણ જેમાં ગળી હોય એવાં કાળાં વસ્ત્ર પહેરવાં નહિ. ), ચંદન, પુષ્પ, તામ્બુલ( પાન )આદિ મનોહર સૌભાગ્ય અલંકાર ધારણ કરી દીવાના શુભ્ર પ્રકાશ વાળા શયન ગૃહમાં જઇ ત્યાં સારી સ્વચ્છ પાથરેલી શય્યા( પલંગ-ઢોલિઆ )માં બેસી પૂર્વ દિશા ભણીના ઓસીકાએ સુતેલી પોતાની ઋતુમતી સ્ત્રીના નાભિના ભાગ ઉપર નીચેનો મંત્ર ભણી અભિમર્ષણ કરવું. ( જમણો હાથ ફેરવો. )

**ॐ पूषा भगं सविता मे ददातु रुद्रः कल्पयतु ललाम गुं विष्णुर्योनिङ्कल्पयतु । त्वष्टा रू-**

पाणि पिंशतु । आसिंचतु प्रजापतिधाता गर्भन्द-धातु ते ॥ गर्भं धेहि सिनीवालि गर्भं धेहि प्र-थुष्टुके । गर्भं तेऽ अश्विनौ देवा वा धत्तां पुष्क-रस्रजो ॥ तेजो वैश्वानरो दधादथ ब्रह्मानु मन्त्र-यते ॥ ब्रह्मागर्भं दधातुते ॥

તે પછી નીચેનો મંત્ર ભણીને ઋતુમતી વિષે અભિગમન કરવું ( રતિ ભોગ કરવો. )

ॐ गायत्रेण त्वा छन्दसा मन्थामि त्रैष्टु-भेन त्वा छन्दसा मन्थामि जागते न त्वा छन्दसा मन्थामि रेतो मुत्रँ विजहाति योनिम्प्राविशदि-न्द्रियम् । गर्भोजरायुणा वृतउल्बन्जहाति ज-न्मना ऋतेन सत्यमिन्द्रियं विपाम शुक्रमन्धसऽ इन्द्रस्येन्द्रियमिदम्पयोमृतम्मधु ॥

એ રીતે અભિગમન થઇ ગયા પછી પુરુષે નીચેનો મંત્ર ભણીને સ્ત્રીના જમણા ખભા પર પોતાનો જમણો હાથ લઇ જઈ ત્યથી હૃદય ઉપર લાવી ફેરવવો.

ॐ यत्तेसु शीमेहृदयान्दिवि चन्द्रमसि श्रितम् । वेदाहन्तन्मान्ताद्धिधात्पश्येम शरदः शतं जीवेम शरदः शत श्रृणुयाम शरदः शतम् ॥

તે પછી કહ્યા પ્રમાણે ગર્ભાધાન સંસ્કારની સિદ્ધિને અર્થે દશ બ્રાહ્મણોને ભોજન કરાવવાનો ઉત્તર સંકલ્પ નીચે પ્રમાણે મૂકીને પ્રયોગ સમાપ્ત કરવો.

कृतस्य कर्मणः सांगता सिद्ध्यर्थं स्मृत्युक्तान् दशसंख्याकान ब्राह्मगान् भोजयिष्ये तेन श्रीकर्मांगदेवताः प्रियताम् ।

॥ इतिगर्भाधानसंस्कारः ॥

---

## ॥ अथपुंसवनसंस्कारप्रयोगः ॥

બન્ને સ્ત્રી પુરુષે સ્નાન કરી, સંપત્તિ અનુસાર વસ્ત્રાલંકાર ધારણ કરી પોત પોતાના આસનપર પૂર્વાભિમુખે બેસી, આચમન પ્રાણાયામ કરી પુરુષે નીચે પ્રમાણે સંકલ્પ કરવો:–

अत्राद्य अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अस्यां मम भार्यायामुत्पद्यमानगर्भस्य बैजिकगार्भिकदोष परिहारार्थं पुंरूपताज्ञानोदयप्रतिरोधपरिहारद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थं पुंसवनं करिष्ये.

એ પ્રમાણે મુખ્ય સંકલ્પ કરીને ફરીથી નીચેપ્રમાણે બોલી તેના અંગભૂત કર્મો કરવાનો સંકલ્પ કરવોઃ-

**तदंगत्वेन गणपतिपूजनस्वस्तिपुण्याहवाचनं मातृकापूजनं वसोर्धारा आयुष्यमंत्रजपं नांदीश्राद्धं च करिष्ये ॥**

એ રીતે સંકલ્પ કરીને ગ્રહયજ્ઞમાં બતાવેલી રીતે ગણપતિપૂજન સ્વસ્તિપુણ્યાહવાચન, માતૃકાપૂજન, વસોર્ધારા, આયુષ્ય મંત્ર જપ અને નાંદીશ્રાદ્ધાદિ કર્મો કરવાં. પુણ્યાહવાચનના અંતમાં **प्रजापतिः प्रीयताम्** એમ બોલવું.

તે પછી તે દિવસની રાત્રિએ ગર્ભિણી સ્ત્રીને નવરાવી ફાટેલાં ન હોય એવાં વસ્ત્ર પહેરાવીને વડની મુળીઓનાં તાજાં નવાં અંકુરો લાવી તેને પાણી સાથે ખરલ કરી ( વાટી ) તે પાણીને શુદ્ધ વસ્ત્રથી ગાળી તે પાણીનું ટપકું ગર્ભિણી સ્ત્રીના પતિએ સ્ત્રીના જમણા નાકમાં નીચેનો મંત્ર ભણીને પાડવું. આ ક્રિયામાં શ્વેતપુષ્પાબૃહતી( ધોળાં ફૂલવાળી ભોંયરીંગણી )નો લેખતો સાંભળવા-વાંચવામાં આવ્યો છે ) પણ આ ઠેકાણે વડની કુંપળો લખી છે માટે શંકા પડે તો તે પાણી જરા સુંઘાડવુંજ નાકમાં ટપકું ના પાડવું. તેથી વિક્રિયા થવાનો તો લેશ પણ સંભવ નથી એ પ્રમાણે કરવું અશક્ય લાગે તો તે પાણી જમણા હાથનાં આંગળાં વડે જરા સુંઘાડવું.

**ॐ हिरण्यगर्भः समवर्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् । स दाधार पृथिवीं । द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥ ५३ ॥**

अद्भ्यःसम्भृतःपृथिव्यै रसाच्च विश्वकर्मणः समवर्तताग्रे । तस्य त्वष्टा विदधद्रूपमेति तन्मर्त्यस्य देवत्वमाजानमग्रे ॥ ३१/१७

તે પછી નીચેનો મંત્ર ભણીને ગર્ભનું અભિમંત્રણ કરવું:—

ॐ सुपर्णोऽसि गरुत्मांस्त्रिवृते शिरो गायत्रं चक्षुर्बृहद्रथन्तरे पक्षौ । स्तोम आत्मा च्छन्दां स्यङ्गानि यजुंषि नाम । सामते तनूर्वाम देव्यं यज्ञायज्ञियं पुच्छंधिष्ण्याः शफाः ॥ सुपर्णोसि गरुत्मान्दिवंगच्छस्वः पत ॥

તે પછી નીચે પ્રમાણે પુંસવન સંસ્કારનિમિત્ત ૧૦ બ્રહ્મભોજનનો ઉત્તરસંકલ્પ મૂકી પ્રયોગ પૂર્ણ કરવો.

॥ इतिपुंसवनप्रयोगः ॥

# ॥ अथसीमन्तोन्नयनप्रयोगः ॥

પ્રથમ બન્ને સ્ત્રી પુરુષે નાહી સુવસ્ત્ર તથા સંપત્તિ અનુકૂલ આભૂષણ ધારણ કરી પૂર્વાભિ મુખે આસનપર બેસી આચમન-પ્રાણાયામ કરી નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे मम सकलसौभाग्यनिदानभूतमहालक्ष्मीसमावेशन द्वारा प्रतिगर्भ बीजगर्भसमुद्भवैनोनिबर्हणजनकातिशयद्वारा च श्री परमेश्वरप्रीत्यर्थं स्त्रीसंस्काररूपं सीमंतोन्नयनाख्यं कर्म करिष्ये।**

તે પછી તેના અંગભૂત કર્મો કરવાનો ફરી સંકલ્પ કરવો.

**तदंगत्वेन निर्विघ्नतार्थं गणपतिपूजनं स्वस्तिपुण्याहवाचनं अविघ्नपूजनं मंडपस्थापनं मातृकापूजनंवसोर्धारा आयुष्य मंत्रजपं नांदीश्राद्धं च करिष्ये**

એ રીતે સંકલ્પ કરીને ગ્રહયજ્ઞમાં બતાવ્યાપ્રમાણે ગણપતિપૂજન, સ્વસ્તિપુણ્યાહવાચન, અવિઘ્નપૂજન, મંડપસ્થાપન, માતૃકાપૂજન, વસોર્ધારા, આયુષ્યમંત્ર જપ અને નાંદીશ્રાદ્ધ, આદિ કર્મો કરવાં સ્વસ્તિ પુણ્યાહવાચનના અંતમાં **धाता प्रीयताम्** । એમ બોલવું.

તે પછી મંડપમાં કરેલા સ્થંડિલપર ગ્રહયજ્ઞમાં બતાવ્યા પ્રમાણે વેદીકાને પંચભૂસંસ્કાર કરીને તે ઉપર મંગલ નામના અગ્નિનું સ્થાપન પૂજન કરીને નીચેના મંત્રો મનમાં બોલતાં ગ્રહયજ્ઞ પૃષ્ટ ૧૮૪-૧૮૫ મામાં બતાવ્યા પ્રમાણે આધારાહુતિઓની રીતેજ એ ચારે ઘીની આહુતિઓ આપવી.

ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये न मम ॥ १ ॥

ॐ इंद्राय स्वाहा इदं इंद्राय न मम ॥ २ ॥

ॐ अग्नये स्वाहा इदं अग्नये न मम ॥ ३ ॥

ॐ सोमाय स्वाहा इदं सोमाय न मम ॥ ४ ॥

એ રીતે ઘીની આહુતિઓ આપ્યાપછી ગ્રહયજ્ઞમાં તો માત્ર ચરુ હોમમાં એકલા ચોખાનો ચરુ કરવાનું વિધાન છે તેમ, અહીં મગ, તલ, અને ચોખા એ ત્રણનો ચરુ કરવાનો વિધિ છે. માટે તે ત્રણેનો ગ્રહયજ્ઞમાં બતાવેલી રીતે ચરુ કરી, તે મગ, તલ અને ચોખાના ચરુની નીચે ના મંત્રો ભણી, શરવાવડે ચરુની આહુતિઓ આપવી.

ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये न मम ।

ॐ इंद्राय स्वाहा इदं इंद्राय न मम ।

ॐ अग्नये स्वाहा इदं अग्नये न मम ।

ॐ सोमाय स्वाहा इदं सोमाय न मम ।

ॐ अग्नये स्विष्टकृते स्वाहा इदमग्नये स्विष्टकृते न मम ।

તે પછી નીચેના મંત્રો ભણી ઘીની આહુતિઓ આપવી.

ॐ भूः स्वाहा इदमग्नये न मम ।

ॐ भुवः स्वाहा इदं वायवे न मम ।

ॐ स्वः स्वाहा इदं सूर्याय न मम ।

ॐ त्वं नो अग्ने तव देव पायुभिर्मघोनो रक्ष तन्वश्च वन्द्य । त्राता तोकस्य तनये गवा मस्यनिमेषं । रक्षमाण स्तवव्रते ३४/१४ ॥

ॐ स्वाहा इदं अग्निवरुणाभ्यां न मम ॥

ॐ स त्वं नो अग्नेऽवमो भवो तीने दिष्ठो अस्या उषसो व्युष्टौ । अवयक्ष्वनो वरुणं रराणो वीहि मृडीकं सुहवो न एधि ॥ ३५/४ ॥

ॐ अयसे स्वाहा इदं अयसे न मम ॥

ॐ वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यः श्च स्वाहा ॥ इदं वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यश्च न मम ॥

ॐ वरुणायादित्यायादितये स्वाहा इदं वरुणायादित्यायादितये न मम ॥

ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये न मम ॥

એ રીતે આહુતિઓ આપી, હોમનું કામ સમાપ્ત કરી, અગ્નિના પશ્ચિમ ભાગમાં સારું સુકોમળ ભદ્રપીઠ ( ગર્ભવતીને બેસવા માટે સુંદર સુકોમળ ઉંચુ આસન ) બનાવી, તે ઉપર ગર્ભવતીને બેસારવી.

તે પછી ગર્ભવતીના સ્વામીએ ઉદુંબર વૃક્ષ ( ઉમરડા ) નાં બે કાચાં ફળ (ગુલરાં)ત્રણ દર્ભનાં પવિત્રાં એ પાંચેને ભેગાં બાંધી તેનો ગુચ્છ કરી એક લોઢાના ખીલા વડે અથવા તીર વડે તે ગર્ભવતીના કપાળ ઉપર જ્યાં સ્ત્રીઓ ચોટલાની પાંથી અથવા શિંથો પાડે છે તે માથાના કેશને બે પાસ જૂદા કરી તે પાંથી અથવા શિંથા ઉપર તે ગુચ્છને નીચેના ત્રણ મંત્રો ભણી ત્રણ વાર કપાળથી આરંભી શિંથાના ઉપર થઇ અંબોડા ભણી જાય એવી રીતે તે ગુચ્છ ફેરવવોઃ—

**ॐ भूर्विनयामि ॥ १ ॥ ॐ भुवर्विनयामि ॥ २ ॥ ॐ स्वर्विनयामि ॥ ३ ॥**

તે પછી નીચેનો મંત્ર ભણી તે બે કાચાં ઉદુંબરનાં ફળ અને ત્રણ દર્ભનાં પવિત્રાંનો જે ગુચ્છ બનાવેલો હોય તેને ગર્ભવતીના ચોટલે બાંધવોઃ—

**ॐ अयमूर्जावतो वृक्षऽऊर्ज्जीव फलिनी भव ॥**

તે પછી ગર્ભવતીના પતિએ વિણા આદિ ગાયનનાં મૃદંગાદિ વાજીંત્રો, સાથે ગાનના નિયમ પૂર્વક આજ્ઞા કરી, સ્પૃહણીય રાજર્ષિઓનાં ચરિત્રો ગવરાવવાં.

તે પછી પોતાના ગામનાસમીપ જે કોઇ નદી હોય તેનું ત્રણ વાર ગર્ભીણી પાસે નામસ્મરણ કરાવવું. જ્યાં સમમીપ નદી ન હોય તેમણે ગંગા યમુના અથવા સરસ્વતી આદિમાંથી ગમે તે નદીનું ત્રણ વાર નામસ્મરણ કરાવવું.

આ સીમંત સંસ્કારના વિધિને ગુજરાત–કાઠિઆવાડમાં ખોળો ભરવો ' એ નામથી કહેવાય છે ને તેનો શાસ્ત્રાજ્ઞા પ્રમાણે કરવાનો તો સર્વ વિધિ બતાવ્યો; પણ **यद्यपि शुद्धं लोकविरुद्धं नाचरणीयं नाकरणीयं ।** એ વચનાનુસાર ગમે એવી તમારી શાસ્ત્રસિદ્ધ ક્રિયા હશે, ગમે તેવા તમે શાસ્ત્રવેત્તા અને ક્રિયાકુશળ હશો, લોકોમાં તમારું પાંડિત્ય પ્રસિદ્ધ હશે, તથાપિ લૌકિકક્રિયાથી વિરુદ્ધ ક્રિયામાં તમે અજ્ઞાત હશો ને મનસ્વી પણે ક્રિયા કરશો તો તમે વિકળ અથવા વેદીઆં ઢોર અને અભણુની ગણુનામાં ગણાઇ સ્ત્રીઓના ઉપહાસ્યને પાત્ર થશો, માટે કોઇ પણુ સીમંતસ્કારનો પ્રયોગ કરનાર–કરાવનારે પ્રથમ પોતાની જ્ઞાતિનો કુલાચાર અને રુઢી શીરીતે છે, તે કોઈ વૃદ્ધ સ્ત્રી કે પુરુષ પાસેથી જાણી લેવાં જોઇએ, પછી પ્રયોગપદ્ધતિ વાંચી ક્રિયા કરવા–કરાવવામાં તત્પર થવું જોઇએ.

પ્રથમ ગર્ભવતીને છઠો આઠમો અથવા જ્ઞાતિની રુઢીમાં જેટલામો માસ લેવાતો હોય તે મહિનામાં અનુકૂળતા પ્રમાણે મુહૂર્તનો નિશ્ચય કરવો.

**॥ शार्दूलविक्रीडितवृत्ते ॥**

**जीवार्कार दिनेमृगेज्य निर्ऋतिश्रोत्रादितिब्रह्मभै**
**रिक्तामार्करसाष्टवर्ज्यतिथिभिर्मासाधिपेपीवरे ॥**
**सीमन्तोष्टमषष्ठमासिशुभदैः केन्द्रत्रिकोणे खलै-**
**र्लाभारित्रिषुपा ध्रुवान्त्यसद्दहे लग्ने च पुम्भांशके ॥**

**॥ मुहूर्तचिंतामणि ॥**

બૃહસ્પતિ, મંગળ અને રવિવાર, એ ત્રણ વારોમાં, ચોથ. નોમ, અને ચઉદશ એ ત્રણ રિક્તાતિથિ વિનાની તિથિઓમાં, હસ્ત, મૃગશીર્ષ, પુષ્ય, મૂળ, શ્રવણ, પુનર્વસુ તથા ધ્રુવ સંજ્ઞક (ઉત્તરા ત્રણ અને રોહિણી) એ નક્ષત્રોમાં અથવા રેવતીમાં, બારશ, છઠ, આઠમ અને અમાંસ, રહિત તિથિઓમાં, કેન્દ્રત્રીકોણમાં પાપગ્રહો હોય, ત્રીજા, છઠા અને અગીઆરમા ભાવમાં પુરુષ રાશીના અંશ હોય, તો એવા શુભ દિવસમાં સીમંત્તોન્નયન સંસ્કાર કરવો.

કેટલીક ન્યાતોમાં ગર્ભવતીને પાંચ માસનો ગર્ભ થતાં પંચમાસીની રાખડી બાંધવાનો સંપ્રદાય છે. ને જે દિવસે તે બાંધવાની હોય તે દિવસે ગણપતિની પૂજા કરાવી, જે રક્ષા બાંધવાને યોગ્ય હોય તેવી તેની નણંદ આદિ પાસે બંધાવવી.

કેટલીક ન્યાતોમાં તે સીમંતોન્નયનને દિવસે પણ રક્ષા બંધન થાયછે.

જે દિવસે સીમંતોન્નયન સંસ્કાર કરવાનો હોય તે દિવસે ગર્ભવતીનું જો પોતાના ગામમાંજ પીઅર હોય તો પોતાને પીઅર અથવા કોઈ પીઅર ભણીનું સંબંધી હોય તો તેને ઘેર અથવા પોતાના માપાવાળાને ઘેર પણ ગર્ભવતીને નાવા મૂકે છે. કારણ કે પીઅર અથવા પીઅરના સંબધવાળા કે માથા ઓળખાણ વાળાને ત્યાં છૂટથી મંગળ સ્નાન કરી શકાય છે. જ્યારે તે નહાવા જાય છે ત્યારે ગણપતિની પૂજા કરે છે, માટે તે ગૃહયજ્ઞ પ્રમાણે કરાવવી. પછી તે ગર્ભિણી સ્ત્રી એક કોઈ પુત્ર બાળકને ઉચકી શકાય એવા બાળકને જમણી કેડે તેડી લેછે. ને તે જમણા હાથમાં સવાશેર ઘઉંના લોટની કુલેરનો લાડવો ઝાલી રાખેછે. ને ડાબા હાથમાં ગોઠવીને થાળીમાં મૂકેલો ઘી દીવો જેના ઉપર પવન ના નડે માટે ઉંધી ચારણી ઢાંકેલી હોય એવો ઘૃત દીપક રાખી, ગાજતે વાજતે જ્યાં નહાવાનું હોય છે, તેના ઘેર જાય છે. પછી

ત્યાંથી દહીં, કંકુ, સુગંધી તેલ, હળદર અને ઘ્રો આદિથી શુદ્ધ સ્નાન કરી રહે છે તે પછી તે પોતાને ઘેર વાજતે ગાજતે આવે છે. જ્યારે આવે છે ત્યારે ભૂમિપર માર્ગમાં લુગડાં પથરાય તેપર થઇને આવેછે. ગર્ભવતી જ્યારે નાહીને નવનવા વસ્ત્રાલંકારો ધારણ કરી પોતાને ઘેર આવે છે, ત્યારે તેની પોશમાં ઘઉ, અથવા ચોખા ભરી, તેમાં સાત સોપારીઓ સાત પૈસા એક રૂપીયો અને સાત પાન, એ બધું પોશમાં રાખે છે. ને જ્યારે પોતાને બારણે બાંધેલા તોરણ પાસે આવે છે, ત્યારે તેને ઉભાં રહેવા તોરણ બહાર એક પાટલો કે બાજોઠ મૂક્યો હોય તે પર તે ગર્ભવતી ઉભી રહે છે. પછી તેને પોતાના ગૃહકુટુંબની કોઇ સૌભાગ્યવતી સ્ત્રી વરપોંખવાની રીતે પોંખી લેછે. પછી તેની જે પોશ હોય તે તેમાંની સર્વ વસ્તુઓ સહિત તે ગર્ભવતી પોંખનારી સૌભાગ્યવતીના ખોળામાં ઠાલવે છે. ગર્ભવતીએ નહાવા જતી વખતે જે સવાસેર કુલેરનો લાડવો જમણા હાથમાં લઇ ગઇ હતી તેમનો અર્ધ લાડુ જે બાળને તેણે તેડયો હોય તેને આપવો. ને અર્ધો જે શેષ રહ્યો તે જ્યારે ત્યારે પોતાના ઉપયોગમાં વાપરવો. તે પછી સ્વસ્થ થઇ જ્યાં ગ્રહયજ્ઞ કરવાનું સ્થાન હોય ત્યાં પોતાના આસનપર બેસવું ને તેની સાથે ગ્રહયજ્ઞ કરવા નહાઇ સુદ્ધ વસ્ત્રાલંકાર ધારણ કરી, તેના પતિએ પણ આવીને બેસવું. પછી આ પુસ્તકમાં બતાવ્યાપ્રમાણે સમગ્ર ગ્રહશાંતિનું કર્મ સમાપ્ત કરવું.

તે પછી આ સીમંતોન્નયનપ્રયોગ આગળ બતાવ્યો છે તે પ્રમાણે સર્વ હોમવિધિ કરીને હવે ખોળો ભરવાનો વિધિ આ પ્રમાણે કરવો:-જે સ્ત્રી અક્ષય્યસંતાનવતી હોય તેની પાસે ગર્ભવતીના ખોળામાં વાંસના સૂપડામાં ભરેલા સવાશેર, સવાપાંચશેર, અથવા

સવાદસશેર, ચોખા લઇ તેમાં એક રૂપીઓ, સાત પૈસા, સાત સોપારીઓ, સાત પાન, સાત સૂતરની કોકડીઓ, સાત કમળ કાકડીઓ (કમળનાં બીજો), સાત વડના ટેટા તથા પ્રો, લઇ બધું વાંસના સૂપડામાં ભેગું કરી ગર્ભવતીના ખોળામાં પાંચવાર કે સાતવાર તે અક્ષય્ય સંતાનવાળી સૌભાગ્યવતી પાસે ખોબા ભરીને નંખાવવું. પછી પાસે રહેલી સૌભાગ્યવતી સ્ત્રીઓએ તેના ખોળો ઝાલી રાખી ભૂમીપર કાંઇ ન પડે એમ તે ચોખાના સૂપડામાં પાછા નંખાવવું ફરી પણ પાછી તે અક્ષય્ય સંતાનવાળી સ્ત્રીએ પાંચવાર કે સાતવાર તે સૂપડામાંથી ચોખાની પોશો ભરી ગર્ભવતિના ખોળામાં નાખવી ને પાસે રહેલી બીજી સ્ત્રીઓ તે ભરાએલા ખોળામાં જે ચોખા આદિ હોય તે ફરી પાછું સૂપડામાં નંખાવવું. આ પ્રમાણે પાંચવાર કે સાતવાર કરાવવું એનું નામ ' ખોળો ભર્યો ' એમ કહેવાય છે. તે પછી ગર્ભવતીના નાનો દીયર હોય તેની પાસે કંકુવાળા હાથ કરાવી ગર્ભવતીના ગાલ પીળાવવા. બીજી કેટલીક ન્યાતોમાં દીઅર પાસે ગર્ભવતીના ગાલ ઉપર થપડ મરાવે છે આ ક્રિયાને બુસઠ કહે છે. પણ મોટી ભોજાઇ પ્રતિ આ ક્રિયા દિઅરને દૂષણ લગાડે એવી છે કારણ કે મોટી ભોજાઇ દિયરને તો માતુશ્રીના સ્થાને ગણાય છે તે પછી ગર્ભવતીની ફોઇજી કે નણંદ તે ગર્ભવતીને રાખડી બાંધે છે તે રાખડીની રીત આ પ્રમાણે છે. ચાર પાંચ તસુ ( અંગુળ ) કાળી ગજીઆણી લઇ, તેમાં ચતુષ્પદ ચારમાર્ગ ભેગા થતા હોય ત્યાંની થોડીક ધૂળ, હનમાનની મળી, ચાર પાંચ ચનોઠીઓ, અને ચાર પાંચ અડદના દાણા, તથા એક લોઢાની વાળેલી ગોળ કડી, સારી દ્દઢ રેશમી દોરીથી તેની પોટકી બાંધી પછી એ બધું ભેગુ કરીને જમણા હાથને કાંડે બાંધવી તે રાખડી બાંધી કહેવાય છે. એવી રાખડી પાંચ માસે પંચમાસી બાંધવી તે પણ આ પ્રમાણે રાખડી કરી બાંધવી.

કેટલાંક સીમંત ઉપર સોનાનું બોર રખાવી સોનાની કે રૂપાની પોતાની શક્તિ અનુસાર રાખડી કરાવી લાવી ગર્ભવતીની ફોઇ કે નણંદ બાંધે છે. અને તે પ્રમાણે ગર્ભવતીનો પતિ તેમને તેથી વધારે મૂલ્યની શિખના રૂપીઆ આપે છે. માટે સીમંતોન્નયન સંસ્કાર કરનાર કરાવનારે આ લૌકિક ક્રિયાને પણ માન આપી ભૂલવી જોઇતી નથી. પણ જેનામાં જે ચાલ હોય તે પ્રમાણે જાણી લઇને પ્રયોગ કરવો.

તે પછી નીચે પ્રમાણે બોલી સીમંતોન્નયનસંસ્કાર નિમિત્ત દશ બ્રાહ્મણને ભોજન કરાવવાનો સંકલ્પ મૂકવો:—

**कृतस्य कर्मणः सांगता सिद्ध्यर्थं स्मृत्युक्तान्दशसंख्याकान् ब्राह्मणान् भोजयिष्ये तेन श्रीकर्मांगदेवताः प्रीयताम् ॥**

તે પછી ક્રિયા કરાવનાર આચાર્યાદિ બ્રાહ્મણોનું પૂજન કરી દક્ષિણા પ્રદાન કરી, આશિર્વાદ ગ્રહણ કરી, આવાહિત દેવોનું વિસર્જન કરી પ્રયોગ પૂર્ણ કરવો:-

**॥ इति सीमंतोन्नयनसंस्कारः ॥**

## ॥ गर्भिणीःस्त्रीभिर्पालनीयानियमाः ॥

ગર્ભિણીએ કોલસા, રાખોડી, હાડકાં, ઠીકરાં, ચુલો, સુપડું, ખાંડણીઓ, નિસાતરો, યંત્ર અને ડાંગેર આદિનાં છોતરાં ઉપર બેસવું નહિ. સાવરણી કે છાણા–લાકડાનું ઓશીકું કરી સૂવું નહિ. તથા તે ઉપર ઝાડો કે પેશાબ કરવાં નહિ. ચોટલાના વાળ છુટા રાખવા નહિ. પરવશ થવું નહિ. સંધ્યાકાલના સમયોએ ભોજન કે શયન કરવું નહિ. અશુભ કે અમંગળવાણી બોલવી નહિ. સૂનું ઘર, શૂન્ય વૃક્ષ, કે શૂન્ય જલાશય પ્રતિ જવું નહિ. લોઢાના પલંગમાં સૂવું નહિ. સાંબેલુ કે ખાડણીઆનું ઓશીકું કરીને સૂવું નહિ. જલમાં પેશીને સ્નાન કરવું નહિ. શપડા ઉપર બેસવું નહિ. મનમાં ઉદ્વેગ કે કોઈ પ્રકારની ચિંતા રાખવી નહિ. ભૂમિઉપર પોતાના નખ કોલસા કે રાખોડી વડે કાંઇ પણ લખવું કે ચિતરવું નહિ. ઘરમાં ક્લેશ કંકાસ ન કરવો. પોતાનું શરીર થાકી જાય એવું કામ કરવું નહિ. બહુ શ્રમ ન કરવો. અપવિત્ર સ્થિતિમાં રહેવું નહિ. ઉત્તર દિશા ભણી ઓસીકું કરી સુવું નહિ. ભૂમિપર ઓશિકું કરી સૂવું નહિ. પોતાના શરીરને વસ્ત્રરહિત સ્થિતિમાં રાખવું નહિ. બીના પગ રાખવા નહિ. અતિશય હસવું નહિ. સાસુ સસરાની શુશ્રૂષા કરવી. ઝાડના મૂળ તળે જવું કે બેસવું નહિ. ખાતાં, પીતાં, ચાલતાં બેસતાં, સુતાં અથવા પ્રત્યેક વ્યવહાર કરતાં પોતાના પથ્યાપથ્યના, શરીર સંરક્ષણના વિચાર ઉપર પૂરું લક્ષ્ય આપવું. નિત્ય પોતાના ઘરની સંપત્તિ ને શક્તિ અનુસાર નવ નવાં વસ્ત્રાભૂષણ પેહરવાં. શક્તિ અનુસાર નિત્ય દાન પુન્ય કરવાં, ભગવદ્દભજન કરવું, તથા સારાં સત્શાસ્ત્રો વાંચવાં, હાથી, ઘોડો, પર્વત, કે કોઇ બહુ ઉંચા મહેલ ઉપર ચઢવું નહિ. બહુ

વ્યાયામ, ઘણો થાક લાગે એવું કામ, અથવા ( કસરત ) કરવાં નહિ. બહુ ઉતાવળાં ચાલવું કે દોડવું નહિ. ગાડામાં બેસવું નહિ. શોક કરવો નહિ. શરીરમાંથી લોહી કહાઢવું નહિ. ઉભડક કે કુકુંટાસનથી બેસવું નહિ. અતિવ્યવસાયમાં ગુંથાવું નહિ. દિવસે સૂવું નહિ. ને રાત્રિએ બહુ જાગરણ કરવું નહિ. બહુ ખારા, બહુ ખાટા બહુ વિદાહી અને બહુ ઊના પદાર્થો ખાવા નહિ, બહુ ભારે પદાર્થો પણ જમવા નહિ. એ પ્રમાણે નિયમોનું પાલન કરનારી સ્ત્રીને સારો દૃઢ અંગ વાળો, બળવાન્, વિશાળબુદ્ધિવાળો અને ચિરાયુષી પુત્રની પ્રાપ્તિ થાય છે. તથા એ નિયમોથી વિરુદ્ધ વર્તન રાખનારી સ્ત્રીના ગર્ભનું પતન થાય છે.

## ॥ गर्भिण्याःस्वामिनो धर्माः ॥

ગર્ભવતી સ્ત્રીને જે જે ધનની ઇચ્છા થાય તે તે તેને આપવું: તથા તેને જે જે ખાવાપીવાનું ઓઢવા પહેરવાનું મન થાય તે તે સર્વ આપી તેની ઇચ્છા પૂર્ણ કરવી, પણ કદાપિ તેની ઇચ્છાનો અવરોધ કરવો નહિ; ગર્ભવતીની અપેક્ષા પૂર્ણ કરી તેને પ્રસન્ન રાખવાથી દીર્ઘાયુષી, બળવાન્ અને સંપૂર્ણ અવયવો વાળા સુપુત્રનો લાભ થાય છે. અને એની ઇચ્છાનો અવરોધ કરી તેને સંતાપ પમાડવાથી તેને હીન અંગે વાળા તથા અલ્પાયુષી બાળકનો જન્મ થાય છે. ગર્ભિણીના પતિએ શબાનુગમન ન કરવું ( શબ દહન માટે સ્મશાનમાં જવું નહિ.) નખ કપાવવા નહિ. યુદ્ધ પ્રસંગે રણસંગ્રામમાં જવું નહિ. દૂરદેશ પ્રવાસ ન કરવો. દીકરા દીકરીનો વિવાહ ન કરવો. અને સમુદ્રના જળનો સ્પર્શ કે સમુદ્રસ્નાન ન કરવું. એટલાંનાનાં કરવાથી પતિના આયુષ્યનો ક્ષય થાય છે. અન્ય સ્મૃતિકાર પણ કહે

છે કે ગર્ભિણીના પતિએ સિંધુસ્નાન( સમુદ્ર સ્નાન ), દ્રુમચ્છેદન ( લીલા વૃક્ષને કાપવું તે ), વપન ( ક્ષૌર ), પ્રેતવહન ( કોઇનું શબ ઉંચકવું તે ) અને વિદેશગમન, એટલાં ન કરવાં. તેમાં સમુદ્રસ્નાન પણ જો નૈમિત્તિક ( કોઇ નિમિત્તવશાત્ આવશ્યક ) હોય તો કરવું. અને પ્રેતવહન પણ પોતાના પિતૃવર્ગનું હોય તો કરવું. પતિને પોતાના ધર્મે સ્ત્રીને સાતમાસનો ગર્ભ થયા પછી પાલન કરવાની શાસ્ત્ર આજ્ઞા છે. આશ્વલાયનસ્મૃતિમાં કહ્યું છે કે ગર્ભવતીના પતિએ સ્ત્રીને સાત માસનો ગર્ભ થયા પછી ક્ષૌર( મુંડન ), મૈથુન, ( વિષયસેવન ), તીર્થયાત્રા, સાંવત્સરિક કે મહાલયાદિશ્રાદ્ધો કરવાં નહિ.

## ॥ अथ जातसंस्कारविचारः ॥

પિતાએ પુત્રનો જન્મ સાંભળી તત્કાલ તેનું મુખ જોવું, કારણ કે પુત્રનું મુખ જોવાથી પિતા દેવ, મનુષ્ય, અને પિતૃ એ ત્રણના ઋણથી મુક્ત થાય છે.

પુત્રના જન્મસમયે પિતા સમીપ હોય તો તેણે પુત્રનો જન્મ સાંભળી તેનું મુખ જોઇને પહેરેલાં વસ્ત્ર સહિત સ્નાન કરવું. ને પિતા અસમીપ હોય તો તેણે પુત્રનો જન્મ માત્ર સાંભળીને જ સ્નાન કરવું. તેમાં પણ જે યોગોમાં જન્મ થવાથી શાસ્ત્રમાં શાંતિઓ કરવાનાં વિધાનો બતાવ્યાં છે એવાં મૂલાદિ નક્ષત્રોમાં જો પુત્રનો જન્મ થયો હોય તો પિતાએ પુત્રનો જન્મ સાંભળીને જ માત્ર સ્નાન કરવું કારણ કે તેવા યોગોમાં જન્મેલા પુત્રનું મુખ શાંતિ કર્યા પછી જોવાની શાસ્ત્ર આજ્ઞા છે. પુત્રનો જન્મ થયા પછી પિતાએ તત્કાલ તે પુત્રને જાતકર્મ સંસ્કાર કરવો. પિતાને પુત્રનો જન્મ થતા પહેલાં કોઇ મૃતાદિ આ

શૌચ પ્રાપ્ત થયેલું હોય તો પણ તે પિતાને પુત્રનો જન્મ થયા પછી જાતકર્મ કરવામાટે તાત્કાલિકી શુદ્ધિ પ્રાપ્ત થાય છે, કે જેથી તેને પૂર્વનું આશૌચ બાધ કરતું નથી. જાતકર્મ તથા પુત્રજન્મપ્રસંગે દાન પુન્ય કરવામાં પિતાને તે પુત્રનુંજાતા શૌચ બાધ કરે કે કેમ? એવી શંકાનો ઉદ્દ્ભવ થતાં જૈમિનીસ્મૃતિકાર કહે છે કે ' **यावन्न छिद्यते नालं तावन्नाऽऽप्नोति सूतकम् । छिन्ने नाले ततः पश्चात्सूतकं तु विधीयते** ' ॥ ( જ્યાં સુધી જન્મેલા બાલકનું નાલચ્છેદન થયું નથી હોતું ત્યાં સુધી સૂતક લાગતું નથી; પણ નાલચ્છેદન થયા પછી સૂતક લાગે છે. માટે નાલછેદન ના થયું હોય ત્યાં સુધીમાં આભ્યુદયિકશ્રાદ્ધ, દાન અને જાતકર્મના અંગદેવોનું પૂજન આદિ કર્મો કરવાં. આભ્યુદયિક શ્રાદ્ધ આમાન્ન ( અપકવ અન્ન )થી કરવું. આમાન્નના અભાવમાં બ્રાહ્મણના અભાવમાં પ્રવાસમાં અને પુત્રજન્મના પ્રસંગમાં આભ્યુદયિક શ્રાદ્ધ સુવર્ણથી કરવું. ( અન્નને બદલે સુવર્ણનું દાન આપવું. )

પિતા ને જાતકર્મસંસ્કાર કરવા માટે સ્મૃતિકારે તાત્કાલિકી શુદ્ધિ બતાવી પણ તેની પાસેથી દાન લેનાર બ્રાહ્મણે તે પિતાના જાતાશૌચનો બાધ ગણવો કે કેમ ? તે પ્રશ્નના પ્રત્યુત્તરમાં શંખ સ્મૃતિકારે કહ્યું છે કે ' પુત્ર જન્મના પ્રસંગે જ્યાં સુધી બાલકના નાલનું છેદન ના થયું હોય ત્યાં સુધી ગોળ, તલ, સોનું, વસ્ત્ર. ગાય અને ધાન્ય, આદિનો પ્રતિગ્રહ કરવામાં દોષ નથી. એ વિષે વૃદ્ધયાજ્ઞવલ્ક્યે પણ કહ્યું છે કેઃ-

**कुमा[illegible]जन्म[illegible] विप्रैः कार्यः प्रतिग्रहः ।**

**हिर[illegible] [illegible]शय्यासनादिकम् ॥**

तच्च सर्वं प्रतिग्राह्यं पक्वान्नं तु विवर्जयेत् ।
भक्षयित्वातु तन्मोहाद्दिजश्चांद्रायणं चरेत् ॥

ભાવાર્થઃ—કુમારનો જન્મ થયો હોય તે દિવસે બ્રાહ્મણોએ પ્રતિગ્રહ કરવો. સોનુ, ભૂમિ, ગાય, અશ્વ આદિ પશુઓ, ધાન્ય શય્યા અને આસન ઇત્યાદિ સર્વ ગ્રહણ કરવું પણ માત્ર તેના ઘરના રંધાયેલા અન્નનો ત્યાગ કરવો. કદાપિ ભૂલથી તેવા અન્નનું બ્રાહ્મણથી ભોજન કરાયું હોય તો તેની નિષ્કૃતિને અર્થે ચાંદ્રાયણવ્રત કરવું.

देवाश्च पितरश्चैव पुत्रे जाते द्विजन्मनाम् ।
आयांति तस्मात्तदहः पुण्यं पूज्यं च सर्वदा ॥

ભાવાર્થઃ—દ્વિજોને ઘેર પુત્રજન્મનો મંગલપ્રસંગ પ્રાપ્ત થતાં દેવો અને પિતૃદેવો આવે છે; તે માટે તે પુત્રજન્મના દિવસે દાન, પુન્ય અને તે દેવોનું પૂજન કરવું.

પુત્રજન્મપ્રસંગે નીચે બતાવેલા પદાર્થોનું દાન કરવાનું સ્મૃતિકારે સૂચન કર્યું છેઃ-

तत्र दद्यात्सुवर्णं च भूमिं गां तुरगं तथा ।
छत्रं च गंध मांगल्यं शयनं चासनं गृहम् ।

ભાવાર્થઃ—પુત્ર જન્મના પ્રસંગે સુવર્ણ, ભૂમિ, ગાય, ઘોડો છત્ર, ચંદન, પાન પુષ્પ આદિ માંગલિક વસ્તુઓ શય્યા, આસન, અને ઘર ઇત્યાદિ પદાર્થોનું દાન કરવું.

જે સ્ત્રીનો પતિ મરણુ પામેલો હોય, પતિત થયેલો હોય, સન્યસ્ત લીધું હોય અથવા વિદેશ ગયેલો હોય તો તે સ્ત્રીને ગર્ભાધાન વિના તે પછીના પુંસવનાદિ સંસ્કારો તેના ગોત્રના કોઇ શ્રેષ્ઠ પુરુષે કરવા.

પિતા મહા રોગથી પીડિત હોય છતાં જાતકર્મ કરવા ને શક્ત હોય તો પણુ તે રોગાર્ત પિતાને જાતબાલકને સ્પર્શ કરવાની શાસ્ત્ર આજ્ઞા ન હોવાથી પોતાને જ્યારે સંપૂર્ણુ આરોગ્ય-સ્વાસ્થ્ય પ્રાપ્ત થાય ત્યારે તે પિતાએ જાતક્રિયા પોતેજ કરવી.

## ॥ अथ जातकर्मप्रयोगः ॥

સ્વધર્મનિષ્ઠ ગૃહસ્થે પોતાને ઘેર 'પુત્રનો જન્મ થયો' એમ સાંભળી ઉત્સાહ પૂર્વક તેનું મુખ જોવું. ને તે પછી નદી આદિ તીર્થોમાં ઉત્તરાભિમુખે બેસી સ્નાન કરવું. જન્મ રાત્રિ એ હોય અને નદી આદિના સ્નાનનો સંભવ ન હોય તો દીવસે ઘરમાં આણેલા ટાઢા પાણીમાં સુવર્ણુ નાખી અગ્નિસમીપ રહીને પહેરેલાં વસ્ત્રો સહિત સ્નાન કરવું. નદી આદિ જલાશયનો અભાવ હોય ત્યાં પણુ તે પ્રમાણે જ કરવું.

એ રીતે સ્નાન કરી ફાટેલાં ન હોય એવાં સ્વચ્છ વસ્ત્ર પહેરી ચંદન પુષ્પથી અલંકૃત થઈ, શુભ આસન પર બેસીને જેનું નાલચ્છેદન કરવામાં આવ્યું નથી, સ્તનપાન કરાવવામાં આવ્યું નથી, તથા સૂતિકા આદિ સ્ત્રિઓએ જેનો સ્પર્શ પણુ કર્યો નથી, અને માત્ર જેના શરીર ઉપરનો મલ ( ઓર ) ધોઈ નાખવામાં આવ્યો હોય એવા તે

જન્મેલા બાલકને નવાં વસ્ત્રા ભૂષણ ધારણ કરેલી પોતાની સ્ત્રીને સારા યોગ્ય આસન પર બેસારી તેના ખોલામાં પૂર્વભણી મુખ રહે એમ બેસારી, તુરત જન્મેલું બાળક બેસી શકે નહી માટે પૂર્વ ભણીના ઓશીકે સુવારી પિતાએ આચમન-પ્રાણાયામ કરી, નીચે પ્રમાણે સંકલ્પ કરવો. બાળકને ખુંચે નહિ એવા ગરમ કપડામાં કે રૂમાં અથવા મૃદુ વસ્ત્રમાં વીંટી રાખવો જેથી શરદી થવાનો સંભવ રહે નહિ.

**अत्राद्य अमुकमासे अमुकपक्षे अमुकतिथौअमुकवासरे ममास्य जातशिशोर्गर्भाम्बुपानजनितसकलदोषनिबर्हणायुर्मेधाभिवृद्धिबीजगर्भसमुद्भवैनो निबर्हणद्वारा श्रीपरमेश्वर प्रीत्यर्थं जातकर्म करिष्ये ।**

એ પ્રમાણે મુખ્ય કર્મનો સંકલ્પ કરીને તે પછી તે જાત કર્મના અંગભૂત કર્મો કરવાનો સંકલ્પ નીચે પ્રમાણે બોલીને કરવોઃ—

**तत्र निर्विघ्नतार्थं गणपतिपूजनं तदंगत्वेनस्वस्तिपुण्याहवाचनं मातृकापूजनायुष्यमंत्रजपपूर्वकमाभ्युदयिकश्राद्धं हेम्नैव करिष्ये ।**

એ રીતે સંકલ્પ કરીને ગ્રહયજ્ઞમાં બતાવેલી રીતે ગણપતિપૂજન સ્વસ્તિપુણ્યાહવાચન, માતૃકાપૂજન, આયુષ્ય મંત્રનો જપ અને માત્ર સુવર્ણથીજ આભ્યુદયિકશ્રાદ્ધ, એટલાં કર્મ બહુ તીવ્રતાથી ને ટુંકી રીતે કરી લેવાં. સ્વસ્તિપુણ્યાહવાચનના ઉત્તરસંકલ્પમાં **सविता प्रीयताम्** એમ બોલવું. કર્તાએ બહુ તીવ્રતા અને સાવચેતી રાખવાની

છે બીજું ન બને તો માત્ર માંત્રિક ક્રિયાજ કરવી. ફક્ત મંત્રો ભણી જવા.

તે પછી એક શુદ્ધ પાત્રમાં મધ અને ઘી મિશ્ર કરીને અથવા મધના અભાવે એકલું ઘી લઈ અનામિકા ( ટચલીની જોડેની આંગળી ) ઉપર એક સોનાની શળી રાખી તે આંગળી અને શળી બન્ને વડે તે પાત્રમાંથી મિશ્ર મધ અને ઘી લઈ તે બાલકને નીચેના ચાર મંત્રો ભણી ચારવાર પ્રાશન કરાવવું; પ્રાશન ન કરાવવું હોય તો માત્ર સુંઘાડવું.

ॐ भूस्त्वयिदधामि ॥१॥ ॐ भुवः स्त्वयि दधामि॥२॥ ॐ स्वस्त्वयिदधामि ॥ ३ ॥ ॐ भूर्भुवः स्व सर्वंत्वयिद-धामि ॥ ४ ॥

તે પછી તે બાળકના નાભીના પાસે બેસી જમણા કાન આગળ પોતાનુ મુખ રાખી નીચેના મંત્રો ભણવાઃ—

ॐ अग्निरायुष्मान्त्सवनस्पतिभिरायुष्मां-स्तेनत्वायुषायुष्मंतं करोमि ॥ १ ॥

ॐ सोमऽआयुष्मान्त्सऽओषधीभिरायुष्मांस्तेनत्वायुषा-युष्मंतं करोमि ॥ २ ॥

ॐ ब्रह्मऽआयुष्मत्तद्ब्राह्मणैरायुष्मत्तेनत्वायुषायुष्मंतं करोमि ॥ ३ ॥

ॐ देवाऽआयुष्मंतस्तेमृतैरायुष्मंतस्तेनत्वायुषायुष्मंतं करोमि ॥ ४ ॥

ॐ ऋषयऽआयुष्मंतस्तेनव्रतैरायुष्मंतस्तेनत्वायुषायुष्मंतं करोमि ॥ ५ ॥

ॐ यज्ञऽआयुष्मान्त्सदक्षिणाभिरायुष्माँस्तेनत्वा युषायुष्मंतं करोमि ॥ ६ ॥

ॐ समुद्रऽआयुष्मान्त्सस्रवंतीभिरायुष्माँस्ते नत्वायुषायुष्मंतं करोमि ॥ ७ ॥

તે પછી નીચેનો મંત્ર ત્રણ વાર ભણવોઃ—

**ॐ त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषम् । यद्देवेषु त्र्यायुषं तन्नो अस्तु त्र्यायुषम् ॥ ३ ॥**

તે પછી પોતે પિતાએ તે બાલકનાથી પૂર્વ દિશામાં જઇ બાલકના સામું જોઇ ' **प्राणः ।** ' એવો ઉચ્ચાર કરવો; દક્ષિણ દિશામાં જઇ **व्यानः।** એવો ઉચ્ચાર કરવો; પશ્ચિમ દિશામાં જઇ **अपानः।** એવો ઉચ્ચાર કરવો; ઉત્તર દિશામાં જઇ **उदानः।** એવો ઉચ્ચાર કરવો અને તે ચારે દિશાઓના મધ્યમાં આવી બાલકના સામું જોઇ **समानः।** એવો ઉચ્ચાર કરવો.

જાતસંસ્કાર સમયે જો પોતાની પાસે પૂરતા બ્રાહ્મણો હોય તો ઉક્ત રીતે પાંચેને પાંચ દિશાઓએ ઉભા રાખી, ઉપરના ક્રમે **प्राणः। व्यानः। अपानः। उदानः** અને **समानः** । એવા ઉચ્ચારો કરાવવા.

તે પછી પિતાએ જે ભૂમિપર પુત્રનો જન્મ થયો હોય તે ભૂમિનું નીચેનો મંત્ર ભણી અભિમંત્રણ કરવું:—

**ॐ वेदते भूमिहृदयन्दिवि चन्द्रमसि श्रितं वेदाहन्तन्मान्तद्विद्यात्पश्येमशरदः शतंजीवेम शरदः शतं श्रृणुयामशरदः शतम् ॥**

તે પછી નીચેનો મંત્ર ભણી બાલકને સ્પર્શ કરવો:—

**ॐ अश्माभव परशुर्भव हिरण्यमस्तुतंभव ॥ आत्मा वै पुत्रनामासि सजीवशरदः शतम् ॥**

તે પછી તે પ્રસૂતીને સ્પર્શ કરી, નીચેના મંત્રથી અભિમંત્રણ કરવું:—

**ॐ इडासि मैत्रावरुणी वीरेवीरमजीजनथाः ॥ सात्वम्वीरवती भव यास्मान्वीरवतो करत् ॥**

તે પછી નીચેનો મંત્ર ભણી તે પીતાએ તે બાલકની માતા પ્રસૂતાનો જમણો સ્તન જલથી ધોઇ, તે કુમારના મુખમાં સ્તનપાન કરવા-ધાવવા માટે આપવો. આ કાર્ય લજ્જાસ્પદ લાગે તો પિતાએ મંત્ર ભણવો ને પ્રસૂતીએ પોતાનો સ્તન ધોઈ બાળકના મુખમાં આપવોઃ-

**ॐ इमं स्तनमूर्जस्वन्तं धयापां प्रपीनमग्ने सरिरस्य मध्ये । उत्संजषस्व मधु मन्तमर्वन् समुद्रियं सदनमाविशस्व ॥ ८७ ॥**

તે પછી પ્રસૂતીએ પોતાનો ડાબો સ્તન જલથી ધોઇ નીચેના બે મંત્રો ભણી તે જન્મેલા બાલકને મોમાં ધાવવા માટે આપવોઃ—

**ॐ यस्तस्तेनः शशयोजो मयोभूर्योरत्न धाववसुविद्यः सुदत्रः । येन विश्वापुष्यसिवार्याणि सरस्वतीतमिहधातवेकः ॥ १ ॥**

**ॐ इमं स्तनमूर्ज्जस्वन्तं धयापां प्रपीनमग्ने सरिरस्य मध्ये । उत्सं जषस्व मधुमन्त-मर्वन् समुद्रियं सदनमाविशस्व ॥ ८७ ॥**

તે પછી આગળ બતાવેલા દાનોમાંથી અથવા પોતાની ઇચ્છા પ્રમાણે આ પુત્રજન્મમહોત્સવના પ્રસંગે પિતાએ ઉદાર ચિત્તથી બ્રાહ્મણોને દાનો આપી અન્ય કુટુંબી આડોશી પાડોશીનાં માણસ અને બાલકોને પોતાની સંપત્તિ–શક્તિ અનુસાર સાકર, ગોળ અથવા મીઠાઇ વગેરે આપી પુત્રને આશિર્વચનો કહેવરાવવાં.

તે પછી નાભિથી આઠ આંગળ સુધી રાખીને બાકીના નાલનું ક્ષુર ( અસ્ત્રો ) આદિ શસ્ત્રવડે છેદન કરવું. * પોતાને અનુભવ ના હોય તો જે તે કર્મમાં પ્રવીણ હોય તેના પાસેજ કરાવવું, પણ પોતે ખોટો દુરાગ્રહ કરવો નહિ.

તે પછી તે પ્રસૂતિના ખાટલાના ઓશિકા ભણી એક જલથી ભરેલું પાત્ર નીચેનો મંત્ર ભણીને મૂકવું; અને તે પાત્ર સૂતિકા નાહી ધોઇને ઉઠે ત્યાં સુધી તેજ સ્થલે રાખી મૂકવું; ત્યાંથી ખસેડવું નહિ.

**ॐ आपो देवेषु जाग्रथ यथा देवेषु जाग्रथ । एवमस्यां सूतिकायां सुपुत्रिकायां जाग्रथ ॥**

તે પછી સૂતિકાનાદ્વાર પાસે એક વેંતનું માટીનું સ્થંડિલ કરી, તેના ઉપર બ્રહ્મયજ્ઞમાં બતાવેલી રીતે પંચભૂસંસ્કાર કરી, તેના ઉપર સૂતિકાગ્નિનું સ્થાપન કરી, તેમાં નીચેના બે મંત્રો ભણી જ્યાંસુધી સૂતિકા નાહિ ધોઇ ઉઠે ત્યાં સુધી નિત્ય, પ્રાતઃકાલે અને સાયંકાલે ચોખા અને સરસવ બન્ને ભેગા કરી તેની આહુતિઓ આપવી.

---

* अष्टाङ्गुलं परित्यज्य नालं छिंद्यात्क्षुरादिना ॥

ભાવાર્થ:- આઠ આંગળનો ત્યાગ કરી ક્ષુરાદિવડે નાલ છેદન કરવું.

ॐ शंडामर्कोउपवीरः शौंडिकेयऽउलूखलः । मलिम्लुचो द्रोणासश्च्यवनोनश्यतादितः स्वाहा ॥ इदं शंडामर्काय उपवीराय शौंडिकेयाय उलूखलाय मलिम्लुचोद्रोणासश्च्यवनोनश्यतादितेभ्यश्च न मम ॥ १ ॥

ॐ आलिखन्ननिमिषः किम्वदंतऽउपश्रुतिः । हर्यक्षः कुम्भी शत्रुः पात्रपाणि र्नृमणिर्हंत्रीमुखः सर्षपारुणश्च्यवनो नश्यतादितः स्वाहा । इदमालिखन्ननिमिषाय किंवदंत्यः उपश्रुतये हर्यक्षाय कुंभीशत्रवे पात्रपाणये नृमणये हंत्रीमुखाय सर्षपारुणाय च वनाय च न मम ॥ २ ॥

તે જન્મેલા બાલકને કોઇ ક્રૂર ગ્રહનો ઉપદ્રવ જણાય અને તે બહુ રુદન કરે અથવા કાંઇ વ્યાધિઆદિ જણાય કે બીતો હોય અથવા કોઇ પ્રકારનો ઉપદ્રવ જણાય તો તેના પિતાએ તે બાલકને પોતાના ખોળામાં સુવારી તેના ઉપર ઝીણી જાળીવાળું સુકોમળ વસ્ત્ર ઓઢાડી નીચેના મંત્રનો જપ કરવો.

ॐ कूर्कुरः सुकूर्कुरः कूर्कुरोबालबंधनः । चेच्चेच्छुनकसृजनमस्तेऽ अस्तुसीसरोलपेतापह्वरतःसत्यं ॥ यत्ते देवा वरमददुः सत्वं कुमारमेव वा वृणीथाः ॥ चेच्चेतच्छुनकः सृजनमस्तेऽ अस्तुसीसरोलपेतापह्वरतसत्यं । यत्ते सरमामाता सीसरः

पिता श्यामशबलौ भ्रातरौ । चेच्चेच्छुनकः सृजनमस्तेऽ अस्तु-सीसरो लपेतापह्वर ॥

તે પછી નીચેનો મંત્ર ભણી તે બાલકના શરીરે હાથ ફેરવવો:—

ॐ ननामयति नरुद्दति नहृष्याति नग्लायति यत्र वयं वदामो यत्र चाभिमृशामसि ॥

તે પછી જાતકર્મસંસ્કારના અંગભૂત દશ બ્રાહ્મણને વૃદ્ધિસૂતક ઉતર્યા પછી ભોજન કરાવવાનો નીચે પ્રમાણે બોલી સંકલ્પ કરવો:—

कृतस्य कर्मणः सांगतासिद्ध्यर्थं सूतकांते स्मृत्युक्तान्दश संख्याकान् ब्राह्मणान् भोजयिष्ये तेन श्रीकर्मांगदेवता प्रीयंताम् ॥

તે પછી અન્ય બ્રાહ્મણોને બોલાવ્યા હોય તો તેમનું ગંધાક્ષતથી પૂજન કરી, દક્ષિણાપ્રદાન કરી આશિર્વાદ ગ્રહણ કરી, આવાહિત દેવોનું વિસર્જન કરી કર્મની સમાપ્તી કરવી.

પુત્રને બદલે કદાપિ પુત્રીનો જન્મ હોય તો ઉપર બતાવેલો જાતકર્મસંસ્કાર માત્ર વેદમંત્ર ભણ્યા વિના અમંત્રક એટલે મંત્ર વિના કરવો:-બતાવેલો બધો વિધિ કરવો પણ વેદ મંત્રો. બોલવા નહિ.

॥ इति जातकर्मसंस्कारः ॥

# ॥ अथ षष्ठीपूजनविचारः ॥

બાલકના જન્મથી પાંચમા અથવા છઠા દિવસની રાત્રિએ વિઘ્નેશ, જન્મદા, ષષ્ઠીદેવી, અને જીવંતી, એટલા દેવોનું પૂજન એક તંત્રથી કરવું. જેવી રીતે બાલકના જન્મ દિવસે જાતાશૌચમાં તાત્કાલિકી શુદ્ધિ બતાવી છે, તેવી જ છઠા દિવસે પણ જાતાશૌચમાં શ્રીવ્યાસસ્મૃતિના વચનથી તાત્કાલિકી શુદ્ધિ મનાય છેઃ—

**प्रथमे दिवसे षष्ठे दशमे चैव सर्वदा**
**त्रिष्वाशौचं न कुर्वीत सूतके पुत्रजन्मनि ॥ व्यास ॥**

**ભાવાર્થઃ**—પુત્ર જન્મના જાતાશૌચમાં સર્વદા પહેલા છઠ્ઠા અને દશમા એ ત્રણ દિવસોમાં આશૌચ પાળવું નહિ.

**जननाशौचमध्ये प्रथमषष्ठदशमदिवसेषु दाने प्रतिग्रहे च न दोषः ।**

**ભાવાર્થઃ**—જનના શૌચમાં પહેલા, છઠ્ઠા અને દશમા એટલા દિવસોમાં દાન આપવામાં તથા પ્રતિગ્રહ કરવામાં દોષ નથી.

# ॥ अथ षष्ठीपूजनप्रयोगः ॥

બાલકના જન્મથી પાંચમા અથવા છઠ્ઠા દિવસની રાત્રિના પહેલા પહોરમાં તે બાલકના પિતાએ સ્નાન કરી પવિત્ર વસ્ત્રો પહેરી આસન-પર બેસી આચમન–પ્રાણાયામ કરી નીચે પ્રમાણે સંકલ્પ કરવોઃ—

**अत्राद्य अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अस्य समातृकस्य शिशोरायुरारोग्यप्राप्तिसकलारिष्टशांतिद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं विघ्नेशस्य जन्मदानां जीवंत्यपरनाम्न्याः षष्ठीदेव्याःशस्त्रगर्भा भगवत्याश्च पूजनं करिष्ये ॥**

એ પ્રમાણે સંકલ્પ કરી, એક પાટલા કે બાજોઠ ઉપર ચોખાની ત્રણ ઢગલીઓ કરી, તે ઉપર ત્રણ સોપારીઓ મૂકી વિઘ્નેશ, જન્મદા અને જીવંતી બીજા નામે ષષ્ઠી દેવી એ ત્રણ દેવતાઓનું આવાહન કરી, નીચેનો મંત્ર ભણી, એકતંત્રે એટલે સમગ્રનું સાથે ધ્યાન, આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન, પંચામૃતસ્નાન, શુદ્ધોદકસ્નાન, આચમન, વસ્ત્ર,અલંકાર ચંદન, અક્ષત, પુષ્પ, પરિમલદ્રવ્ય, (અબીર ગુલાલ આદિ ), ધૂપ, દીપ, નૈવેદ્ય, મુખવાસ, દક્ષિણા, આરતી અને મંત્ર પુષ્પાંજલિ એટલા ઉપચારોથી પૂજન કરી નીચેના મંત્રો ભણી નમસ્કાર કરવો:—

मातेर रक्ष बालं मे श्वापदेपन्नगेषु च ।
षष्ठीदेवि नमस्तुभ्यं सूतिकाग्रहशालिनी ॥
पूजीता परया भक्त्या दीर्घमायुः प्रयच्छमे ।
जननी जन्मसौख्यानां वर्धिनी धनसंपदाम् ॥
साधिनीसर्वभूतानां जन्मदे त्वां नतावयं ।
गौरीपुत्रो यथा स्कंदः शिशुत्वेरक्षितः पुरा ॥
तथ ममाप्ययं बालं षष्ठीके रक्षते नमः ॥

તે પછી નીચેપ્રમાણે બોલી ઉત્તરસંકલ્પ મૂકી પ્રયોગ પૂરો કરવોઃ—

**अनया पूजया विघ्नेशजन्मदाजीवंत्यपरनाम्नीषष्ठीदेवी शस्त्रगर्भा भगवत्यः प्रीयंताम् ॥**

## ॥ अथ सूतिकास्नानविचारः ॥

જન્મથી દશ દિવસની અંતે સૂતિકાના અસ્પૃશત્વની નિવૃત્તિ થાય છે. જો જન્મદિવસે જાતસંસ્કાર ન થયો હોય તો દશમે દિવસે જાતકર્મ-સંસ્કાર કરવાનો અને નામકર્મસંસ્કાર કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે.

ચોથ, નોમ અને ચઉદશ એ ત્રણ રિક્તા તિથિ વિનાની તિથિઓ, રવિ, મંગળ અને ગુરુ, એ ત્રણ વારો, અને હસ્ત, જ્યેષ્ઠા, પૂર્વાફાલ્ગુની સ્વાતી, ધનીષ્ઠા, રેવતી, અનુરાધા, મૃગશીર્ષ, અશ્વિની, રોહિણી, ઉત્તરા ફાલ્ગુની, ઉત્તરાષાઢા અને ઉત્તરાફાલ્ગુની, એટલાં નક્ષત્રો સૂતિકાસ્નાનમાં કહેલાં છે. માટે ઉક્ત તિથિ, વાર અને નક્ષત્રોના યોગમાં સૂતિકાએ સ્નાન કરવું.

## ॥ अथ नामकरणसंस्कारविचारः ॥

પ્રસવથી દશમી રાત્રિ વ્યતીત થયા પછી અગિઆરમા દિવસે પ્રસૂતીને સૂતિકાગૃહમાંથી ઉઠાડીને ત્રણ બ્રાહ્મણને ભોજન કરાવી બાલકના પિતાએ વ્યવહાર સિદ્ધિ માટે નામકરણસંસ્કાર કરવો.

જેનાથી અગિઆરમા દિવસે નામકરણ ન થયું હોય તેણે બારમો દિવસ, તેરમો દિવસ, સોળમો દિવસ, અઢાડમો દિવસ, બાવિશમો દિવસ અથવા પૂર્ણમાસ કિંવા પૂર્ણ વર્ષ, એ સ્મૃતિમાં કહેલો કાલ ગ્રહણ કરવો. નામકરણસંસ્કાર દિવસના પૂર્વ ભાગમાં કરવો. કહેલા કાલો વ્યતીત થઇ ગયા હોય તો ચોથ, છઠ, આઠમ, નોમ, બારશ, ચૌદશ અને પૂનમ, એ વિનાની તિથિઓ સોમ, બુધ, ગુરુ અને શુક્ર એટલા વારો તથા અશ્વિની, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાશાઢા, ઉત્તરાભાદ્રપદ, રોહિણી, મૃગશીર્ષ, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, સ્વાતી, અનુરાધા, શ્રવણ, ધનિષ્ઠા, શતભીષા અને રેવતી એટલાં નક્ષત્રો અને વૃષભ, સિંહ, વૃશ્ચિક, એટલાં લગ્ન, શ્રેષ્ઠ હોવાથી એવા યોગોમાં નામકરણ સંસ્કાર કરવો.

## ॥ अथ नामकरणसंस्कारप्रयोगः ॥

ઉચિત દિવસના પૂર્વાર્ધ કાલમાં કુમારના પિતાએ મંગલસ્નાન કરી, પવિત્ર વસ્ત્ર પહેરી, કુમારને તેની માતા પાસે રખાવી, પોતાના આસન પર પૂર્વાભિમુખે બેસી, આચમન–પ્રાણાયામ કરી નીચે પ્રમાણે સંકલ્પ કરવોઃ—

**अत्राद्य अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अस्य शिशोर्बीजगर्भसमुद्भवैनोनिबर्हणायुरभिवृद्धिव्यवहारसिद्धिद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थं नामकरणं करिष्ये ।**

તે પછી તે નામકરણસંસ્કારના અંગભૂત કર્મો કરવાનો ફરીથી નીચે પ્રમાણે બોલી સંકલ્પ કરવોઃ—

**तत्र निर्विघ्नार्थं गणपतिपूजनं तदंगत्वेन स्वस्तिपुण्याहवाचनं मातृकापूजनं नांदीश्राद्धं च करिष्ये ।**

એ રીતે સંકલ્પ કરીને ગ્રહયજ્ઞમાં બતાવેલાં તે ગણપતિ પૂજન, સ્વસ્તિપુણ્યાહવાચન, માતૃકાપૂજન અને નાંદીશ્રાદ્ધ, એટલાં કર્મો કરવાં આ નામકરણસંસ્કારના પુણ્યાહવાચનના ઉત્તરસંકલ્પમાં **प्रजापतिः प्रीयताम्** એમ બોલવું:—

તે પછી નામકરણસંસ્કારનો અધિકાર પ્રાપ્ત થવા સારું નીચે પ્રમાણે બોલી ત્રણ બ્રાહ્મણને ભોજન કરાવવાનો સંકલ્પ કરવો:—

**अद्य करिष्यमाणनामकरणेऽधिकारप्राप्त्यर्थं त्रीन्ब्राह्मणान्भोजयिष्ये ।**

એ પ્રમાણે સંકલ્પ કરી અનુકૂલતા હોય તો તુરત બ્રાહ્મણોને જમાડવા કારણ કે ત્રણ બ્રાહ્મણોને જમાડીને નામકરણસંસ્કાર કરવાની આજ્ઞા છે.

તે પછી તે કુમારના પિતાએ તેના સારું નામનો નિશ્ચય કરવો. તેમાં આ સ્થલે એવો શિષ્ટાચાર છે કે, નામચતુષ્ટય–ચાર લેવાય છે દેવનામ, માસનામ, નાક્ષત્રનામ, અને વ્યાવહારિક નામ. એ ચારે નામો કેવી રીતે ધારવાં તેની રીતિ આ પ્રમાણે છે.

કુમારનો પિતા જે ઇષ્ટદેવનો ઉપાસક હોય તે દેવના નામ સાથે ભક્ત એ વિશેષણ જોડવાથી દેવનામ ગણાય છે: જેમ કે **कृष्णभक्त, विष्णुभक्त, शंकरभक्त** અને **गुरुभक्त**; ઇત્યાદિ એ પ્રમાણે એક દેવનામ નક્કી કરવું. તે પછી બીજું માસનામ તે આ પ્રમાણે લેવાય છે,

જે માસમાં પુત્રનો જન્મ હોય તે માસ ઉપરથી તે માસનું ઉપનામ લેવાય છે. જેમ કે ચૈત્રમાં જન્મ હોય તો તેનું **वैकुंठ**, વૈશાખનું **जनार्दन**, જ્યેષ્ઠનું **उपेंद्र**, આષાઢનું **यज्ञपुरुष**, શ્રાવણનું **वासुदेव**, ભાદ્રપદનું **हरि** આશ્વિનનું **योगीश** કાર્તિકનું **पुंडरिकाक्ष**, માર્ગશીર્ષનું **कृष्ण**, પૌષનું **अनंत**, માઘનું **अच्युत** અને ફાલ્ગુનનું **चक्री** એ પ્રમાણે માસ નામ જે આવતું હોય તે લેવું. તે પછી ત્રીજું નાક્ષત્ર નામ તે પણ જે નક્ષત્રમાં જન્મ હોય તે નક્ષત્રવાચક નામ લેવાય છે તેનો ક્રમ આ રીતે છે:—

અશ્વિનીનું **अश्वयुक्**, ભરણીનું **आपभरण**, કૃત્તિકાનું **कार्तिक**, રોહિણીનું **रौहिण**, મૃગશીર્ષનું **मार्गशीर्ष**, આર્દ્રાનું **आर्द्रक**, પુનર્વસુનું **पुनर्वसु**, પુષ્યનું **तिष्य**, અશ્લેષાનું **आश्लेष**, મઘાનું **मघ**, પૂર્વાફાલ્ગુનીનું **पूर्वाफाल्गुन**, ઉત્તરાફાલ્ગુનીનું **उत्तराफाल्गुन**, હસ્તનું **हस्त**, ચિત્રાનું **चैत्र**, સ્વાતિનું **स्वाति**, વિશાખાનું **वैशाख**, અનુરાધાનું **अनुराध** જ્યેષ્ઠાનું **ज्यैष्ठ**, મૂલનું **मूलक**, પૂર્વાષાઢાનું **पूर्वाषाढ**, ઉત્તરાષાઢાનું **उत्तराषाढ**, અભિજિતનું **आभिजित**, શ્રવણનું **श्रावण** ધનિષ્ઠાનું **श्राविष्ठ** શતભિષાનું **शतभिषक्** પૂર્વાભાદ્રપદનું **पूर्वाप्रौष्ठपाद** ઉત્તરાભાદ્રપદનું **उत्तराप्रौष्ठपाद** અને રેવતીનું **रैवत**, એ પ્રમાણે જાતનક્ષત્ર ઉપરથી નાક્ષત્ર નામ ધારવું.

તે પછી ચોથું વ્યાવહારિક નામ જે હવે પછી નિત્ય બોલવા–ચાલવામાં તથા વ્યવહારમાં વપરાવાનું નામ તે ધારવું. તેને માટે સૂત્રકારે આ પ્રમાણે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે.

બે અક્ષરવાળું અથવા ચાર અક્ષરવાળું ઘોષ અક્ષરો (ગ ઘ ઙ. જ ઝ ઞ ડ ઢ ણ દ ધ ન બ ભ મ અને હ ) આદિ હોય અંતરસ્થ અક્ષરો ( ય ર લ વ ) મધ્યે હોય અને નામના અંત્તે દીર્ઘ ઉચ્ચાર

હોય તદ્ધિતનો પ્રત્યય અંતમાં ન હોય પણ કૃત્ પ્રત્યય હોય એવું અને બ્રાહ્મણના નામના અંતે મંગલ અથવા સુખના અર્થનું પ્રતિપાદક શર્માપદ જોડેલું હોય, ક્ષત્રિયના નામના અંતે શૌર્ય, વીરત્વ, તથા રક્ષણાર્થનું સૂચક વર્માપદ જોડેલું હોય, વૈશ્યના નામના અંતે ધનવાન્-પણું બતાવનાર ગુપ્ત પદ તથા શૂદ્રના નામના અંતે પ્રેષ્યત્વ અથવા ભૃત્યત્વ અર્થ દર્શક દાસપદ લગાવેલું હોય એવાં નામો યોજવાં.

આવો પણ અભિપ્રાય છે કે બ્રાહ્મણના નામાંતે દેવ, ક્ષત્રિયના નામાંતે શૌર્યપણું સૂચક સિંહ કે વીર શબ્દ જોડેલો હોય, વૈશ્યના નામાંતે સમૃદ્ધિ વાચક ભૂતિનામ, જોડેલું હોય અને શૂદ્રના નામાં તે દાસ નામ, જોડેલું હોય એવાં નામો પણ પાડવાં.

કુમારીકાનો નામકરણસંસ્કાર હોય તો અયુગ્મ અક્ષર એટલે જેમાં બેકી અક્ષરો ન હોય-એવું વિષમાક્ષર વાળું અર્થાત્ જેમાં ત્રણ અથવા પાંચ અક્ષરો હોય આકારાંત હોય તથા નામના અંતે તદ્ધિતનો પ્રત્ય હોય એવું વિપ્રબાલાનું નામ વિદ્યા, તપ અને જ્ઞાન તથા સુખના અર્થનું પ્રતિપાદક હોય, ક્ષત્રિય બાલાનું નામ રાજ્ય, લક્ષ્મી, વિરત્વ, શૌર્ય, યશ, વિજય, રૂપ, અને રક્ષણાર્થ દર્શક હોય, વૈશ્ય બાલાનું નામ ધન, સમૃદ્ધિના, અર્થનું સૂચક, હોય અને શૂદ્ર બાલાનું દાસત્વ પ્રેષ્યત્વના અર્થનું સૂચક હોય, એવાં યોજવાં.

વળી એવો પણ અભિપ્રાય છે કે પુત્રિઓનાં નામ પવિત્ર અને પ્રસિદ્ધ કોઇ મહાસતીઓનાં, પુણ્યવતી નદીઓનાં, પવિત્ર ઋષિપત્નીઓનાં, કે લક્ષ્મી, પાર્વતી, અને સરસ્વતીનાં નામોને મળતા અર્થ-સૂચક નામો પાડવાં. ગંગા યમુનાં નર્મદા ત્રિવેણી ગોદાવરી ઇત્યાદિ.

નામ પાડવામાં કેટલાંક પ્રેમઘેલાં–હર્ષ ઘેલાં મા–બાપ પોતાના અજ્ઞાનમાં બાલકનાં એવાં નિરર્થક, અમંગળ અને તોછડાં નામ પાડે છે કે તેમને મોટા વયમાં તે નામથી કોઇ બોલાવે છે તો માઠું લાગે છે: તથા તેમના તે નામથી કેટલાંક માણસો તેમનું ઉપહાસ્ય કરે છે; એટલુંજ નહિ પણ કેટલાંક વિવેકી માણસોને તે નામથી બોલાવતાં શરમાવું પડે છે. એવાં નિરર્થક અમંગળ તથા તોછડાં નામનાં ઉદાહર આ પ્રમાણે છે.

અમથો, ખેમો, શકરો, જીવો, નાનું, નાથો ઘેલો, ધુળીઓ–ગાંડીઓ ભીખારીદાસ, કાકુ, કીકુ, બચુ, છોટુ, ઇત્યાદિ પુત્રોનાં; તથા અમથી, હેમી, ખેમી, ડોશી, શકરી, જીવી, નાની, ઘેલી, મંછી, ધુળી, નાથી, ઢબુતથા બબલી,બકુ, મકુ,ચકું, કીકી ઇત્યાદિ પુત્રિઓનાં નિરર્થક તથા અમંગળ નામો છે. વળી કેટલાંક મા–બાપ તો પોતાની જાતિનું પણ વિસ્મરણ કરી પુત્રનું ફકીરો, તથા પુત્રીનું હુરી, નુરી, એવાં અઘટિત નામો પાડે છે. વળી બુધવારે જન્મ હોય તો બુધીઓ કે બુધિ પાડે છે.

કેટલેક ઠેકાણે તો નામ પાડવાનો આધાર તે બાલકની ફોઇ ઉપર રખાય છે, એટલે તે ફોઇ શાસ્ત્રીય, કે અશાસ્ત્રીય સાર્થક, કે અર્થ વિનાનું નિરર્થક, મંગળ કે અમંગળ જે નામથી બાળકને પહેલી બોલાવે તે જ નામ તેનું રાખવામાં આવે છે. માટે નામ તો કોઇ સારા વ્યાકરણ, ધર્મશાસ્ત્ર તથા ઐતિહાસિક ગ્રંથોનું અધ્યયન કરેલા સાક્ષર બ્રાહ્મણની સંમતિ લઇને પાડવું એજ ઉચિત છે.

કેટલેક ઠેકાણે તો માત્ર પંચાંગ જોઇ જાણનાર પુરોહિત કિંવા કોઇ અન્ય બ્રાહ્મણ કે જોશીને પૂછી તેઓ જે બતાવે તેજ નામ પાડે છે. તેમાં એમ બને છે કે તે બ્રાહ્મણો જન્મ દિવસનો સમય પૂછી

લઈ જે નક્ષત્રમાં જન્મ થયો હોય તેની સાઠ ઘડીનાં પંનર પંનર ઘડીનાં જે ચાર ચરણ તેમાં ના જે ચરણમાં જન્મ થયો હોય તે ચરણનો અવકહડાચક્ર ઉપરથી અક્ષર લઇ એ અક્ષર ઉપરજ નામ પાડવું એવો આગ્રહ રાખી પોતાની ઇચ્છાનુ સાર નામ કલ્પીને આપે છે ને તેથી જ માતા પિતા પણ તે નામનેજ બ્રાહ્મણનું વાક્ય શિરોધાર્ય માની માન્ય કરે છે. તેથી પણ અઘટિત તથા નિરર્થક નામો પડે છે. જેમ કે **चू चे चो ला अश्विनी** અશ્વિની નક્ષત્રના પહેલા ચરણમાં જન્મ હોય તો ચૂનીલાલ અને ચમનભાઇ બીજા ચરણમાં જન્મ હોય તો ચેલાજી ઇત્યાદિ.

માટે નામાભિધાન તો અવશ્ય વ્યાકરણ, કાવ્ય, કોષ, ધર્મશાસ્ત્ર તથા ઐતિહાસિક ગ્રંથોનું જેણે અવલોકન કર્યું હોય એવા સાક્ષર બ્રાહ્મણોની સંમતિ લઇ નામકરણસંસ્કારના વિધિ પૂર્વક નામાભિધાન કરવું.

કુમારીના નામ કરણ સંસ્કારમાં દેવતાનામમાં **भक्त** વિશેષણને આકારાંત કરીને યોજવું, જેમ કે **विष्णुभक्ता शिवभक्ता** ઇત્યાદિ. અને માસનામમાં સ્ત્રી વાચક અર્થ લાવવા પ્રત્યેક નામને વ્યાકરણ શાસ્ત્રના નિયમ પ્રમાણે આકારાંત તથા ઇકારાંત કરીને યોજવાં જેમ કે **वैकुंठि, जनार्दना, उपेन्द्रा, यज्ञपुरुषा, वासुदेवी, हरि, योगीशा, पुंडरिकाक्षा, कृष्णा, अनंता, अच्युता** અને **सुचाक्रिणि.** તથા શિવા, શાંતા, સુભદ્રા, રમા, કાંતા, પદ્મા, નિત્યા, કમળા, જયા, વિજયા, સુશીલા, ભારતી, ગૌરી આદી પણ પુત્રીઓનાં નામ પડે છે.

આશ્વલાયન મુનિએ સ્ત્રીઓને સારુ નાક્ષત્ર નામ લેવાનો નિષેધ કર્યો છે. માટે પુત્રીઓના નામકરણમાં નાક્ષત્રનામ લેવું નહીં.

વ્યાવહારિક નામ પૂર્વોક્ત રીતે સારા અર્થ વાળું સુશોભિત તથા સુવાચ્ય ધારવું.

ઉક્ત રીતે દેવતાનામ, માસનામ, નાક્ષત્રનામ અને વ્યાવહારિક નામનો પ્રથમ પિતાએ પોતાના મનમાં નિશ્ચય કરી એક કાંસાની થાળીમાં ચોખા ભરી તેમાં તે ચારે નામો અનુક્રમે સોનાની શળી વડે લખવાં.

તે પછી નીચેપ્રમાણે બોલી તે થાળીમાં લખેલા નામના અધિષ્ઠાતાદેવનું પૂજન કરવાનો સંકલ્પ કરવો:—

**अस्य शिशोर्वृद्ध्यायुष्यप्राप्त्यर्थं नामदेवतापूजनं करिष्ये ।**

તે પછી નીચેના મંત્રથી તે નામ દેવતાની પ્રતિષ્ઠા કરવી.

**ॐ मनो जूतिर्ज्जुषतामाज्यस्य बृहस्पतिर्यज्ञमिमं तनोतु अरिष्टं यज्ञं समिमंद धातु । विश्वे देवास इह मादयन्तामो३ म्प्रतिष्ठ ॥ २६ ॥**

તે પછી **नामदेवताभ्योनमः** એ મંત્રથી તે નામ દેવતાનું આવાહન, આસન, પાદ્ય, અર્ધ્ય, આચમનીય, સ્નાન, વસ્ત્ર, ઉપવીત, ગંધ. પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, નમસ્કાર, પ્રદક્ષિણા અને વિસર્જન, એ ષોડશોપચાર વડે પૂજન કરવું.

તે પછી પોતાના જમણા પડખે તેની માતાના ખોળામાં રહેલા કુમારના જમણા કાન પાસે મુખ રાખી તેના પિતાએ ધીમાસ્વરે માત્ર સમીપમાં બેઠેલાં માણસોજ સાંભળી શકે એવી રીતે તે ચારે નામોના

અંતે **असि** ક્રિયાપદ યોજીને અનુક્રમે બોલવાં. જેમકે **हे कुमार त्वं विष्णुभक्तोऽसि**, કિંવા **शिवभक्तोऽसि**, એ રીતે પોતે જે ધારેલું હોય તે દેવનામ બોલીને માસનામ બોલવુંઃ—**हे कुमार त्वं मासनाम्ना वैकुंठोऽसि**, ઈત્યાદિ. તે પછી નાક્ષત્ર નામ બોલવું જેમ કે **हेकुमार त्व रौहिणोऽसि**, એ રીતે ત્રણ નામો પછી વ્યાવહારિક નામ બોલવું જેમ કે **हे कुमार त्वं व्यावहारिकनाम्ना गुरुदत्तशर्मा सि***

તે પછી તેના પિતાએ તથા સમીપમાં અન્ય બ્રાહ્મણો હોય તેમણે તેના ઉપર કંકુવાળા અક્ષત નાંખી બોલવું કે **नाम सुप्रतिष्ठितमस्तु ॥**

તે પછી તે કુમારના પિતાએ દેવ નામથી તેને બ્રાહ્મણોને અભિવાદન કરવાનું કહી નીચે પ્રમાણે આજ્ઞા સૂચક વચન બોલી નમસ્કાર કરાવવો અથવા તેના નિમિત્તનો પોતે કરવોઃ—

તે પછી તે કુમારના પિતાએ સંબોધન પૂર્વક દેવ નામથી તેને નીચે પ્રમાણે બોલી સર્વે બ્રાહ્મણોને અભિવાદન કરવાની આજ્ઞા કરવી.

**हे कुमार त्वं अमुकभक्तोऽसि सर्वान्ब्राह्मणान भिवादय ।**

એ પ્રમાણે બોલીને તે કુમારના બે હાથ જોડાવી બ્રાહ્મણોને નમસ્કાર કરાવવો કાં પિતાએ પોતેજ કરવો.

---

* આ દેવનામ, માસનામ અને નાક્ષત્રનામનો તો શિષ્ટાચાર છે. પારસ્કરાચાર્યે પોતાના સૂત્રમાં તે ત્રણ નામ લેવાનો વિધિ બતાવ્યો નથી; માટે જેઓને સંક્ષિપ્તમાં નામકરણસંસ્કાર કરવો હોય તેમણે માત્ર વ્યાવહારિક નામ લઇનેજ કરવો.

પછી તેના પ્રતિ વચનમાં બ્રાહ્મણો સમીપ હોય તો તેમણે કહેવું કે **आयुष्मान् भव सौम्य अमुकभक्त ।** બ્રાહ્મણોના અભાવે પિતાએજ તે પ્રતિ વચન પણ બોલવું.

તે પછી પાછું તેના બીજા માસનામથી પણ સંબોધન પૂર્વક બોલી સર્વે બ્રાહ્મણોને અભિવાદન કરવાનું કહેવું.

**हे कुमार त्वं मासनाम्ना अमुकोऽसि सर्वान्ब्राह्मणानभिवादय ।**

ઉપર પ્રમાણે બોલી કુમારપાસે નમસ્કાર કરાવવો અથવા પિતાએ પોતે કરવો.

તેના પ્રતિ વચનમાં બ્રાહ્મણોએ તથા બ્રાહ્મણોના અભાવે પિતાએ નીચે પ્રમાણે બોલવું.

**आयुष्मान् भव सोम्य अमुक [ ते मास नाम बोलवुं. ]**

તે પછી પાછું તેના પિતાએ તે કુમારને તેના ત્રીજા નાક્ષત્ર નામથી સંબોધન પૂર્વક નીચે પ્રમાણે બોલી બ્રાહ્મણોને અભિવાદન કરવાની આજ્ઞા કરવી.

**हे कुमार त्वं नाक्षत्रनाम्ना अमुकोऽसि सर्वान्ब्राह्मणानभिवादय ।**

એ પ્રમાણે બોલી સર્વે બ્રાહ્મણોનિમિત્ત નમસ્કાર બાલક પાસે કરાવવો કે પોતે કરવો.

પ્રતિ વચનમાં નીચે પ્રમાણે બ્રાહ્મણોએ અથવા પિતાએ બોલવું:—

**आयुष्मान् भव सौम्य अमुक । [नाक्षत्र नाम बोलवुं.]**

તે પછી ચોથા તેના વ્યાવહારિક નામથી નીચે પ્રમાણે સંબોધન પૂર્વક બોલી સર્વે બ્રાહ્મણોને અભિવાદન કરવાની આજ્ઞા કરવીઃ—

**हे कुमार त्वं व्यवहारनाम्ना अमुकोऽसि सर्वान्ब्राह्मणा नभिवादय ।**

તે પછી પિતાએ બ્રાહ્મણોને ઉપર પ્રમાણે બાલક પાસે નમસ્કાર કરાવવો અથવા પોતે કરવો.

તે પછી તેના પ્રતિવચનમાં નીચે પ્રમાણે બ્રાહ્મણો અથવા પિતાએ બોલવું કે—

**आयुष्मान् भव सौम्य अमुक[व्यावहारिक नाम बोलवुं.]**

તે પછી નીચેનો મંત્ર ભણી બ્રાહ્મણોએ આશિર્વાદ દેવો બ્રાહ્મણના અભાવે આશિર્વાદનો મંત્ર પિતાએ ભણવોઃ—

**ॐ वेदोसि येन त्वं देववेद देवेभ्यो वेदो भव स्तेन मह्यं वेदो भूयाः ॥ २६ ॥**

તે પછી પિતાએ બાળકની નાભીના પાસે બેસી જમણા કાન પાસે પોતાનું મુખ રાખી નીચેના આયુષ્યકરણના મંત્રો ભણી તે બાલક પર કંકુવાળા અક્ષત નાખવા.

**ॐ अग्निरायुष्मान्त्सवनस्पतिभिरायुष्माँस्तेनत्त्वायुषायुष्मंतं करोमि ॥ १ ॥**

ॐ सोमऽआयुष्मान्त्सऽओषधीभिरायुष्माँस्तेनत्वायुषायुष्मन्तं करोमि ॥ २ ॥

ॐ ब्रह्मऽ आयुष्मत्तद्ब्राह्मणैरायुष्मत्तेनत्वायुषायुष्मं तं करोमि ॥ ३ ॥

ॐ देवा ऽ आयुष्मंतस्तेमृतैरायुष्मंतस्तेनत्वायुषायुष्मंतं करोमि ॥ ४ ॥

ॐ ऋषयऽ आयुष्मंत स्तेव्रतै रायुष्मंतस्तेनत्वायुषायुष्मंतं करोमि ॥ ५ ॥

ॐ यज्ञऽ आयुष्मान्त्सदक्षिणाभिरायुष्माँस्तेनत्वा युषायुष्मंतं करोमि ॥ ६ ॥

ॐ समुद्रऽ आयुष्मान्त्सस्रवंतीभिरायुष्माँस्तेनत्वायुषायुष्मंतं करोमि ॥ ७ ॥

તે પછી નીચેનો મંત્ર ત્રણ વાર બોલવો:—

**ॐ त्र्यायुषं जमदग्नेः क[illegible] त्र्यायुषम् । यद्देवेषु त्र्यायुषं तन्नो [illegible] ॥**

તે પછી બાળકના જમણા, કાન પા[illegible] સ્વરે નીચે પ્રમાણે બોલવું.

ॐ वाग्वाग्वाक् ।

તે પછી એક શુદ્ધ કાંસાના પાત્રમાં દહી, મધ અને ઘી, એ ત્રણને મિશ્ર કરી પિતાએ પોતાના જમણા હાથની અનામિકા આંગળી વડે તે કુમારને નીચેના ચાર મંત્રો ભણી ચારવાર પ્રાશન કરાવવું ( ચટાડવું )

ॐ भूस्त्वयिदधामि ॥ १ ॥ ॐ भुवस्त्वयिदधामि ॥२॥ ॐ स्वस्त्वयिदधामि ॥ ३ ॥ ॐ भूर्भुवः स्वः सर्वंत्वयि दधामि ॥ ४ ॥

તે પછી નીચેનો મંત્ર ભણી બાળકને સ્પર્શ કરવોઃ-

ॐ अश्माभव परशुर्भव हिरण्यमस्तुतम्भव । आत्मावै पुत्रनामासि सजीवशरदः शतम् ॥

તે પછી નીચેનો મંત્ર ભણી તે કુમારની માતાને સ્પર્શ કરી તેનું અભિમંત્રણ કરવુંઃ-

ॐ इडासि मैत्रावरुणी वीरे वीरमजीजनथाः । सत्वम्वीरवती भव यास्मान्वीरवतो करत् ॥

તે પછી બાલકની માતાએ પોતાનો જમણો સ્તન જલથી ધોઇ બાલકના મુખમાં સ્તનપાન કરવા આપવો ( ધવરાવવો ) તે સમયે બાલકના પિતાએ નીચેનો મંત્ર ભણવો.

ॐ इमं स्तन मूर्ज्जस्वन्तन्धयापाम्प्रपीनमग्ने सरिरस्य मद्ध्ये । उत्सञ्जुषस्व मधुमन्तमर्व्वन्त्समुद्रियं सदनमाविशस्व ॥

તે પછી ડાબો સ્તન ધોઇને નીચેનો મંત્ર ભણતાં ધાવવા આપવો:—

**ॐ यस्तेस्तनः शशयोजो मयो भूर्यो रत्नधाव्वसुविद्यः सुदत्र– ॥ येन त्रिश्वा पुष्यासि वार्याणि सरस्वती तमिह धातवेक्ः ॥ १ ॥**

**ॐ इमं स्तन मूर्ज्जस्वन्तन्धयापाम्पपोनमग्ग्रे सरिरस्य मद्ध्ये । उत्सञ्जुषस्व मधुमन्तमर्व्वन्त्समुद्रियं सदन माविश स्व ॥ २ ॥**

તે પછી તે બાલકના પિતાએ આ નામકરણસંસ્કારના અંગભૂત દશ બ્રાહ્મણોને ભોજન કરાવવાનો નીચે પ્રમાણે બોલી સંકલ્પ કરવો:

**नामकरणसंस्कारांगभूतदशसंख्याकान् ब्राह्मणान् यथाकाले भोजयिष्ये तेन श्रीकर्मांगदेवता प्रीयताम् न मम ॥**

તે પછી બ્રાહ્મણોને દક્ષિણા આપી આશીર્વાદ ગ્રહણ કરી આવાહિત દેવોનું વિસર્જન કરી પ્રયોગ પૂરો કરવો.



# ॥ अथ दोलारोहणम् ॥

જન્મથી દશ, બાર, સોળ, અથવા બાત્રીશમા દિવસે બાલકને દોલારોહણ ( ઘોડિઆ કે પારણામાં સૂવારવાનું ) મુહૂર્ત કરાવવું. પુત્રને બારમા દિવસે અને પુત્રીને તેરમા દિવસે દોલારોહણ કરાવવું એમ પણ કહ્યું છે. ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, રોહિણી, હસ્ત, અશ્વિની, પુષ્ય, રેવતી, અનુરાધા, મૃગશીર્ષ, ચિત્રા, પુનર્વસુ, શ્રવણ અને સ્વાતી એટલાં નક્ષત્રો, સોમ, બુધ, ગુરુ, અને શુક્ર, એટલા વારો અને ચોથ, નોમ અને ચઉદશ, એ વિનાની તિથિઓ; અને સારું ચંદ્ર તથા તારાનું બળ હોય એવા યોગમાં બાલકને દોલારોહણ કરાવવું. તેમાં પોતાના કુલાચારપ્રમાણે પોતાના કુલદેવતાનું પૂજન કરી, બાલકને હળદર કંકુ વગેરે મંગળ દ્રવ્યો ચોળી નવરાવી નવાં વસ્ત્ર-અલંકાર તથા ફૂલથી અલંકૃત કરી, પારણા કે ઘોડિઆમાં પૂર્વ દિશા ભણી ઓશીકું રહે એમ સુવારી તેની મા અને બીજી સૌભાગ્યવતી સ્ત્રીઓએ શેષશાયી શ્રીવિષ્ણુભગવાનું સ્મરણ કીર્તન કરી મંગળ ગીતો ગાતાં તેને હીંદોળવો.

# ॥ अथ दुग्धपानम् ॥

બાલકને જન્મથી એકત્રીશમા દિવસે જે નક્ષત્રમાં જન્મ થયો હોય તે બીજીવારકું જે દિવસે આવે ત્યારે તથા ઉપર દોલરોહણમાં બતાવેલાં નક્ષત્ર તથા વારના યોગમાં પોતાના કુલદેવ અને બ્રાહ્મણોનું પૂજન કરી, બાલકને નવરાવી, વસ્ત્રાલંકાર તથા પુષ્પથી અલંકૃત કરી, તેની માતાએ પોતાના ખોળામાં દક્ષિણ દિશાભણી કિંવા પૂર્વદિશાભણી માથું રહે એમ સુવારી, શંખને ધોઇ સ્વચ્છ કરી તેમાં ગાયનું દૂધ ભરી, તે શંખ વડે બાલકને પ્રથમ દુગ્ધપાન કરાવવું. બાળકને દૂધ પાવાની અગત્ય ન હોય તો આ વિધિ કરવો નહિ

## ॥ अथ निष्क्रमणसंस्कारः ॥

બાલકને જન્મથી ત્રીજા, અથવા ચોથા, મહિનામાં નિષ્કમણ સંસ્કાર કરવો. તેમાં પ્રત્યેક માસનું શુકલ પક્ષ શ્રેષ્ઠ ગણ્યું છે. અને કૃષ્ણપક્ષના છેલ્લા ત્રણ તેરશ, ચઉદશ ને અમાસના દિવસો વિનાના બીજા દિવસો પણ શુભ કહ્યા છે. તેમાં ચોથ, નોમ ચઉદશ અને બારશ, એ વિનાની તિથિઓ ઉત્તમ છે; ગુરુ, શુક્ર, ને બુધ, એ ત્રણ વારો ઉત્તમ છે; અને અશ્વિની, રોહિણી, મૃગશીર્ષ અને પુષ્ય, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, હસ્ત, ધનિષ્ઠા, શ્રવણ, રેવતી, પુનર્વસુ અને અનુરાધા એટલાં નક્ષત્રો ઉત્તમ કહ્યાં છે. માટે એ પ્રમાણે પક્ષ, તિથિ, વાર, નક્ષત્ર અને બલવાન્ ચંદ્રનો યોગ મેળવી, શુભ મુહુર્તમાં બાલકને પ્રથમ ઘરમાંથી બહાર લઇ જઈ સૂર્યનારાયણ તથા નક્ષત્રોનાં ( આકાશના તારાઓનાં ) દર્શન કરાવવારૂપ નિષ્કમણ સંસ્કાર કરવો.

## ॥ अथ निष्क्रमणसँस्कारप्रयोगः ॥

યથોક્ત મુહુર્તમાં પૂર્વાહ્ન સમયમાં, બાલકનાં માતા-પિતાએ મંગલ સ્નાન કરી, નવ નવાં તથા પવિત્ર વસ્ત્રાલંકારો ધારણ કરી, બાલકને પણ મંગલ સ્નાન કરાવી, વસ્ત્રાલંકાર તથા પુષ્પથી અલંકૃત કરી પાસે લઇ, પૂર્વાભિમુખે પોત પોતાના આસન પર બેસી આચમન પ્રાણાયામ કરવાં તે પછી પિતાએ નીચેપ્રમાણે સંકલ્પ કરવોઃ—

**अत्राद्य अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे ममास्य शिशोरायुः श्रीवृद्धिद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थं गृहान्निष्क्रमणं करिष्ये ।**

તે પછી તે નિષ્ક્રમણસંસ્કારના અંગભૂત કર્મો કરવાનો સંકલ્પ નીચેપ્રમાણે બોલીને કરવોઃ-

**तत्रादौ निर्विघ्नता सिद्ध्यर्थं गणपतिपूजनं तदंगत्वेन स्वस्तिवाचनमातृकापूजावसोर्द्धाराकरणमाभ्युदयिक श्राद्धं च च करिष्ये ।**

એ રીતે સંકલ્પ કરી આગળ ગ્રહયજ્ઞમાં બતાવ્યા પ્રમાણે ગણપતિપૂજન, સ્વસ્તિપૂણ્યાહવાચન, માતૃકા અને વસોર્ધારાનું પૂજન તથા નાંદીશ્રાદ્ધ એ અંગભૂત કર્મો કરવાં. પુણ્યાહવાચનના ઉત્તર સંકલ્પમાં **सविता प्रीयताम्** એમ બોલવું.

## ॥ अन्नप्राशनसंस्कारविचारः ॥

બાળકને જન્મથી છઠ્ઠા આઠમા કિંવા સાતમે માસે અન્ન પ્રાશન સંસ્કાર કરવો. તેમાં રિક્તા ( ચોથ, નોમ, અને ચઉદશ, ) ક્ષય તિથિ, દ્વાદશી ને અષ્ટમી, એ વિનાની તિથિઓ, તથા શુક્ર, ગુરુ, બુધ, અને સોમ, એટલા વારો અને રેવતી પુનર્વસુ મૃગશીર્ષ, હસ્ત, અશ્વિની, ધનિષ્ઠા, રોહિણી, શતભિષા, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, અને ઉત્તરાભાદ્રપદ, એટલાં નક્ષત્રો ગ્રહણ કરવાં.

## ॥ अथान्नप्राशनप्रयोगः ॥

બાળકના પિતાએ પોતાની સ્ત્રી તથા બાલકસહિત મંગળસ્નાન કરી ફાટેલાં ન હોય એવાં શુદ્ધ પવિત્ર વસ્ત્રો ધારણ કરી જોઈતાં

પૂજનસાહિત્યો પાસે લઇ, પવિત્ર સ્થળે સ્ત્રીસહિત આસનપર બેસી આચમન પ્રાણાયામ કરી, નીચે પ્રમાણે સંકલ્પ કરવોઃ—

**अत्राद्य अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे ममास्य शिशोर्मातृगर्भमलप्राशनशुद्ध्यर्थमन्नाद्यब्रह्मवर्चसतेजइंद्रियायुर्बललक्षणफलसिद्धिबीजगर्भसमुद्भवैनोनिबर्हणद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थमन्नप्राशनाख्यं कर्म करिष्ये ।**

તે પછી તેનાં અંગભૂત કર્મો કરવા માટે નીચેપ્રમાણે બોલી બીજો સંકલ્પ કરવોઃ—

**तत्रादौ निर्विघ्नार्थं गणपतिपूजनं तदंगत्वेन स्वस्तिवाचनं मातृकपूजनमाभ्युदयिक श्राद्धं करिष्ये ।**

એ પ્રમાણે સંકલ્પ કરી, આગળ ગૃહયજ્ઞમાં બતાવ્યા પ્રમાણે ગણપતિપૂજન, સ્વસ્તિવાચન, માતૃકાપૂજન અને આભ્યુદયિક શ્રાદ્ધ, એ કર્મો કરવાં. તેમાં સ્વસ્તિવાચનના ઉત્તર સંકલ્પમાં **सविताप्रीयताम्** એમ બોલવું.

તે પછી આગળથી કરી રાખેલા સ્થંડિલ-વેદિના ને પંચભૂસંસ્કાર કરી તે પર ' **शुचि नामानमग्निं स्थापयामि** ' એમ બોલી લૌકિકાગ્નિનું સ્થાપન કરી, ચંદન, અક્ષત ને પુષ્પથી અગ્નિનું પૂજન કરી, તેમાં આગળ ગ્રહયજ્ઞના કુશાંડિ પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે ચરુ ( હોમ માટે તે સ્થંડિલપર સ્થાપેલા અગ્નિથી રંધાયેલા ચોખા ) તૈયાર કરી, પ્રથમ નીચેના ત્રણ મંત્રો ભણી ત્રણ ઘીની આહુતિઓ આપવીઃ—

ॐ देवीं वाचमजनयं तदेवास्तां विश्वरूपाः पशवो वदन्ति सानो मंद्रेष मूर्ज्जं दुहाना धेनुर्वागस्मानुपसुष्टुतैतु स्वाहा ॥ इदं वाचे न मम ॥ १ ॥

ॐ देवीं वाचमजनयं तदेवास्ता विश्वरूपाः पशवो वदन्ति सानो मंद्रेव मूर्ज्जं दुहाना धेनुर्वागस्मानुपसुष्टुतैतु स्वाहा ॥ इदं वाचे न मम ॥ २ ॥

ॐ वाजोनोऽ अद्यप्रसुयाति दानं वाजो देवाँ ऋतुभिः कल्पयाति ॥ वाजो हि मा सर्व वीरंज्यजान विश्वाऽ आशा वाजपतिर्जयेयँ स्वाहा इदं वाचे वाजाय न मम ॥ ३ ॥

તે પછી નીચે બતાવેલા પાંચ મંત્રો ભણી પાંચ આહુતિઓ તઈઆર કરેલા ચરુની આપવી:—

ॐ प्राणेनान्नमशीय स्वाहा ॥ इदं प्राणाय न मम ॥१॥

ॐ अपानेन गंधानशीय स्वाहा ॥ इदमपानाय न मम ॥ २ ॥

ॐ चक्षुषारूपाण्यशीय स्वाहा इदं चक्षुषे न मम ॥ ३ ॥

ॐ श्रोत्रेण यशोशीय स्वाहा ॥ इदं श्रोत्राय न मम ॥४॥

ॐ अग्नये स्विष्ट कृतये स्वाहा ॥ इदमग्नये स्विष्टकृते न मम ॥ ५ ॥

તે પછી નીચેના નવ મંત્રોભણી નવ આહુતિઓ ઘીની આપવી:—

ॐ भूः स्वाहा इदमग्नये न मम ॥ १ ॥

ॐ भुवः स्वाहा इदं वायवे न मम ॥ २ ॥

ॐ स्वः स्वाहा इदं सूर्याय न मम ॥ ३ ॥

ॐ अग्निवरूणाभ्यां स्वाहा इदमग्निवरुणाभ्यां न मम ॥ ४ ॥

ॐ अग्निवरुणाभ्यां स्वाहा इदमग्निवरुणाभ्यां न मम ॥ ५ ॥

ॐ अग्नये स्वाहा इदमग्नये ॥ ६ ॥

ॐ वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्योदेवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यः स्वाहा ॥ इदं वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यश्च न मम ॥ ७ ॥

ॐ वरुणायादित्यायादितये स्वाहा ॥ इदं वरुणायादित्यायादितयेच न मम ॥ ८ ॥

ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये न मम ॥ ९ ॥

તે પછી જે બાલકને અન્નપ્રાશનસંસ્કાર કરવો હોય તેને તેની માતાના ખોળામાં બેસારી ગંધાક્ષત કરી ફૂલનો હાર પહેરાવી

તેને એક સોનાના કિંવા રૂપાના પાત્રમાં ગળ્યા ખાટા ખારા તીખા કડવા અને તુરા એ છ રસોવાળા પદાર્થો તથા ઘીમાં પકવ થયેલા ( રંધાયેલા ) પદાર્થો દુધપાક કે ખીર આદિ દુધના પદાર્થો એ સર્વે મિશ્ર કરી પિતાએ પોતાના જમણા હાથની અનામિકા, મધ્યમા અને અંગુઠો એ ત્રણ અંગળીઓથી તે ભોજ્ય પદાર્થોનું બાળકને ॐ **हंत** એવો ઉચ્ચાર કરી પ્રાશન કરાવવું.

માતા પિતાની ઇચ્છા બાળકને પ્રાશન કરાવેલા પદાર્થો પાચન થવાની શંકા રહેતી હોય તો તે પદાર્થો માત્ર સુંધાડવા પણ પ્રાશન કરાવવા નહિ; પણ યથા સમયે સંસ્કાર કરવો.

તે પછી નીચે પ્રમાણે બોલી અન્નપ્રાશનસંસ્કાર નિમિત્ત દશ બ્રાહ્મણને ભોજન કરાવવાનો સંકલ્પ મૂકવોઃ—

**अन्नप्राशनाख्यकर्मणः सांगता सिद्ध्यर्थं दशसंख्याकान् ब्राह्मणान् भोजयिष्ये ॥**

ને તે પછી બાળકને ભૂમિપર બેસારી તેની પાસે પુસ્તક, શસ્ત્ર, દ્રવ્ય, વસ્ત્ર, પાત્ર, તથા બીજા શિલ્પકળાના પદાર્થો મૂકવા, ને તે બાળક તે પદાર્થોમાંથી પોતાની ઇચ્છા પ્રમાણે જે પદાર્થને પ્રથમ સ્પર્શ કરે કે વિશેષ પ્રીતિ બતાવે તે ઉપરથી તેની આજીવિકાની પરીક્ષા કરવી એમ કારીકામાં બતાવ્યું છે.

પુત્રીને અન્નપ્રાશનસંસ્કાર કરવો હોય તો ઉપરની રીતે પણ મંત્ર ભણ્યા વિના કરવો.

તે પછી નીચે બતાવેલો એક બ્રાહ્મણને ભોજન કરાવવાનો સંકલ્પ મૂકી, કર્મ સમાપ્ત કરવુંઃ—

**अस्य कर्मणः समृद्ध्यर्थं ब्राह्मणमेकं भोजयिष्ये ॥**

## ॥ अथ कर्णवेधसंस्कारविचारः ॥

આ કર્ણવેધ સંસ્કાર મહામુનિ પારસ્કરાચાર્યે પોતાના ગૃહ્યસૂત્રમાં દર્શાવ્યો નથી. પરંતુ તે ચાલતી આવેલી પદ્ધતિઓમાં તથા વ્યાસસ્મૃતિ જેવા ધર્મ શાસ્ત્રમાં તેની ગણના હોવાથી અત્રે તેનું પણ ગ્રહણ કર્યું છે.

કર્ણવેધસંસ્કાર બાળકને સાતમે આઠમે દશમે કિંવા બારમે મહિને અથવા ત્રીજા કે પાંચમા વર્ષે થાય છે. ને તેમાં કાર્તિક, પોષ, ફાલ્ગુન અને ચૈત્ર, એટલા માસ દ્વિતીયા, તૃતીયા, પંચમી, ષષ્ઠી, સપ્તમી, દશમી, દ્વાદશી અને ત્રયોદશી, એટલી તિથિઓ સોમ, બુધ, ગુરુ ને શુક્ર, એટલા વારો તથા ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરા ભાદ્રપદ, હસ્ત, ચિત્રા અશ્વિની, ધનિષ્ઠા અને રેવતી એટલાં નક્ષત્રો લેવાય છે.

## ॥ अथ कर्णवेधसंस्कारप्रयोगः ॥

બાળકના પિતાએ શાસ્ત્રોક્ત સમયના પૂર્વાહ્નકાલમાં પોતાનાં સંધ્યાવંદનાદિ નિત્યકર્મથી પરવારી આસનપર પૂર્વાભિમુખે બેસી આચમન પ્રાણાયામ કરી નીચે પ્રમાણે બોલી કર્ણવેધ સંસ્કારનો સંકલ્પ કરવોઃ-

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अस्य कुमारस्यायुरभिवृद्धिद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं कर्णवेधाख्यं कर्म करिष्ये ॥**

તે પછી નીચે પ્રમાણે બોલી તેના અંગભૂત ગણપતિપૂજનનો સંકલ્પ કરવોઃ-

तत्र निर्विघ्नता सिद्ध्यर्थं गणपतिपूजनं करिष्ये ।

તે પછી આગળ ગ્રહયજ્ઞમાં બતાવ્યાપ્રમાણે આરંભી તે ઉત્તર સંકલ્પ પર્યંત ગણપતિપૂજન કરવું.

તે પછી બાળકની માતાએ સુશોભિત શ્વેત ( ધોળાં ) વસ્ત્ર પહેરી સંપત્તિ અનુસાર અલંકારો ધારણ કરી સ્વામીના જમણા પડખે પવિત્ર આસન પર બેસી બાળકને પોતાના ખોળામાં પૂર્વાભિમુખે બેસારવો. પછી બાળકના પિતાએ તેને શાંત પાડવા તેના હાથમાં સાકર આદિ મધુર પદાર્થ આપી નીચેનો મંત્ર બોલી તેના જમણા કાનનું અભિમંત્રણ કરવું:-

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रम्पश्येमा क्षभिर्यजत्राः । स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिर्व्यशेमहि देवहितं यदायुः ॥ २१/२५ ॥

તે પછી નીચેનો મંત્ર ભણી બાળકના ડાબા કાનનું અભિમંત્રણ કરવું:-

ॐ वक्ष्यन्तीवेदागनी गन्ति कर्णंप्रियं सखायं परिषस्वजाना । योषेव शिङ्क्ते विततावि धन्वान्ज्या इयं समने पारयन्ती ॥

તે પછી બ્રાહ્મણના બાલકને રૂપાની સૂત્ર પરોવેલી, ક્ષત્રિયના બાલકને સોનાની અને વૈશ્યના બાલકને રૂપાની સોયથી કાન વિંધવો. તેમાં પુત્રનો પ્રથમ જમણો અને પુત્રીનો પ્રથમ ડાબો કાન વિંધવો.

તે પછી પોતાના ગુરુ તથા બ્રાહ્મણોને ભોજનાદિથી અને ગાયોને ચારા આદિથી પ્રસન્ન કરવાં.

તે પછી નીચેપ્રમાણે બોલી ઉત્તરસંકલ્પ મૂકી કર્મ સમાપ્ત કરવું.

**अनेन कर्णवेधसंस्कारकर्मणा श्रीपरमेश्वरः प्रीयताम् ॥**

---

# ॥ वर्धापनविधिः ॥

આ વિધિ બાળકના જન્મથી એક વર્ષપર્યંત પ્રત્યેક માસે જન્મ તિથિના દિવસે કરવો; અને તે પછી પ્રત્યેક વર્ષે વર્ષગાંઠના દિવસે કરવો. બાલ્યાવસ્થા હોય ત્યાં સુધી પિતાએ ને તે પછી તેણે પોતાની જાતે કરવો.

## ॥ अथ वर्धापनप्रयोगः ॥

પોતાના બાલકની જન્મતિ[illegible] [illegible]સે માત-પિતાએ ઉત્સાહ પૂર્વક મંગળસ્નાન કરી, યથા[illegible] [illegible]લંકાર ધારણ કરી, રંગાદિ વડે અલંકૃત કરેલી પવિત્ર ભૂમિ[illegible] [illegible] સાહિત્ય પાસે લઇ તથા મંગલસ્નાન કરાવી વસ્ત્રાલંકારો[illegible] [illegible] પોતાના બાલકને માતાએ પોતાની પાસે લઇ, બન્ને [illegible] [illegible]નો ઉપર બેસવું ને તે પછી આચમન-પ્રાણાયામ [illegible] [illegible]ી સંકલ્પ કરવો.

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अस्य बालस्यायुष्याभिवृद्ध्यर्थं वर्धापनाख्यं कर्म करिष्ये**

'આ ક્રિયા પોતાની મેળે કરવાની હોય તો **ममायुष्याभिवृध्यर्थं**' એમ બોલવું:—

તે પછી તેના અંગભૂતકર્મો ગણપતિપૂજન, તથા પુણ્યાહવાચન કરવાનો સંકલ્પ આ પ્રમાણે બોલીને કરવો:—

**तत्र निर्विघ्नता सिद्ध्यर्थं गणपतिपूजनं पुण्याहवाचनं च करिष्ये ।**

તે પછી આગળ ગ્રહયજ્ઞમાં બતાવ્યા પ્રમાણે ગણપતિપૂજન અને પુણ્યાહવાચન કરવાં.

પછી એક બાજોઠ અથવા પાટલા ઉપર રેશમી વસ્ત્ર પાથરી તેના ઉપર પંક્તિ રૂપે ચોખાની બેતાલીસ ઢગલીઓ કરી તે પર સોપારીઓ મૂકી નીચે પ્રમાણે નામમંત્રો બોલીને તે તે દેવોનું આવાહન કરવું એ મંત્રો બોલી બોલીને તે પર અક્ષત અથવા પુષ્પ નાંખવાં.

**ॐ गणपतये नमः ॥ १ ॥ ॐ दुर्गायै नमः ॥ २ ॥ ॐ कुलदेवतायै नमः ॥ ३ ॥ ॐ गुरुभ्यो नमः ॥ ४ ॥ ॐ प्रजापतये नमः ॥ ५ ॥ ॐ विष्णवे नमः ॥ ६ ॥ ॐ महेश्वराय नमः ॥ ७ ॥ ॐ अग्नये नमः ॥ ८ ॥ ॐ विप्रेभ्यो नमः ॥ ९ ॥ ॐ मातृभ्यो नमः ॥ १० ॥ ॐ पितृभ्यो नमः**

॥ ११ ॥ ॐ सूर्याय नमः ॥१२॥ ॐ सोमाय नमः ॥ १३ ॥ ॐ भौमाय नमः ॥ १४ ॥ ॐ बुधाय नमः ॥ १५ ॥ ॐ बृहस्पतये नमः ॥ १६ ॥ ॐ शुक्राय नमः ॥ १७ ॥ ॐ शनैश्चराय नमः ॥ १८ ॥ ॐ राहवे नमः ॥ १९ ॥ ॐ केतवे नमः ॥ २० ॥ ॐ पञ्चभूतेभ्यो नमः ॥ २१ ॥ ॐ कालाय नमः ॥ २२ ॥ ॐ युगाय नमः ॥ २३ ॥ ॐ संवत्सराय नमः ॥ २४ ॥ ॐ अयनाय नमः ॥ २५ ॥ ॐ ऋतवे नमः ॥ २६ ॥ ॐ मासाय नमः ॥ २७ ॥ ॐ पक्षाय नमः ॥ २८ ॥ ॐ जन्मतिथये नमः ॥ २९ ॥ ॐ जन्मर्क्षाय नमः ॥ ३० ॥ ॐ जन्मयोगाय नमः ॥ ३१ ॥ ॐ जन्मकरणाय नमः ॥ ३२ ॥ ॐ जन्मराशये नमः ॥ ३३ ॥ ॐ जन्मलग्नाय नमः ॥ ३४ ॥ ॐ शिवायै नमः ॥ ३५ ॥ ॐ संभूत्यै नमः ॥ ३६ ॥ ॐ प्रीत्यै नमः ॥ ३७ ॥ ॐ संतत्यै नमः ॥ ३८ ॥ ॐ अनुसूयायै नमः ॥ ३९ ॥ ॐ क्षमायै नमः ॥ ४० ॥ ॐ वैष्णव्यै नमः ॥ ४१ ॥ ॐ भद्रायै नमः ॥ ४२ ॥

તે પછી તે પંક્તિઓના આગળ ચોખાનાં પંક્તિરૂપે ત્રણ નાનાં અષ્ટદળ કરી, તેમાં સોપારીઓ મૂકી, નીચે બતાવેલા ત્રણ નામમંત્રો વડે તે તે દેવોનું આ વાહન કરવું:—

ॐ षष्ठीदेव्यै नमः ॥ १ ॥ ॐ मार्कंडेयाय नमः ॥ २ ॥ ॐ जमदग्नये नमः ॥ ३ ॥

તે પછી તેનાથી પણ આગળના ભાગમાં ચોખાની આઠ ઢગલીઓ કરી, તે પર સોપારીઓ મૂકી નીચે બતાવેલા નામ મંત્રો ભણી તે તે દેવોનું આવાહન કરવું:—

ॐ व्यासाय नमः ॥ १ ॥ ॐ अश्वत्थाम्ने नमः ॥ २ ॥ ॐ परशुरामाय नमः ॥ ३ ॥ ॐ कृपाचार्याय नमः ॥ ४ ॥ ॐ बलये नमः ॥ ५ ॥ ॐ प्रह्लादाय नमः ॥ ६ ॥ ॐ हनुमते नम ॥ ७ ॥ ॐ विभीषणाय नमः ॥ ८ ॥

તે પછી તેના આગળ પણ ચોખાની પંક્તિરૂપે આઠ ઢગલીઓ કરી તેપર સોપારીઓ મૂકી, નીચેના નામમંત્રો વડે તે તે દેવોનું આવાહન કરવું.

ॐ स्थानदेवतायै नमः ॥ १ ॥ ॐ वास्तुदेवतायै नमः ॥ २ ॥ ॐ क्षेत्रपालाय नमः ॥ ३ ॥ ॐ पृथिव्यै नमः ॥४॥ ॐ अद्भ्यो नमः ॥ ५ ॥ ॐ तेजसे नमः ॥ ६ ॥ ॐ वायवे नमः ॥ ७ ॥ ॐ आकाशाय नमः ॥ ८ ॥

તે પછી તે સ્થાપન ફરતી દશે દિશાઓમાં પૂર્વ, અગ્નિ, દક્ષિણ, નૈર્ઋત્ય, પશ્ચિમ, વાવ્ય, ઉત્તર અને ઇશાન, તથા ઇશાન અને પૂર્વની મધ્યે, તથા નૈર્ઋત્ય અને પશ્ચિમની મધ્યે એમ ક્રમે ચોખાની

ઢગલીઓ કરી, તેપર સોપારીઓ મૂકી, ઉક્ત ક્રમે તેમાં નીચેના નામ-મંત્રો બોલી દશેદિક્પાલોનું આવાહન કરવું:—

**ॐ इंद्राय नमः ॥ १ ॥ ॐ अग्नये नमः ॥ २ ॥ ॐ यमाय नमः ॥ ३ ॥ ॐ निर्ऋतये नमः ॥ ४ ॥ ॐ वरुणाय नमः ॥ ५ ॥ ॐ वायवे नमः ॥ ६ ॥ ॐ कुबेराय नमः ॥७॥ ॐ ईशानाय नमः ॥ ८ ॥ ॐ ब्रह्मणे नमः ॥ ९ ॥ ॐ अनंताय नमः ॥ १० ॥**

એ પ્રમાણે દેવોનું આવાહન કરી, નીચેનો મંત્ર ભણી તેમની પ્રતિષ્ઠા કરવી:—

**ॐ मनो जूतिर्जुषतामाज्यस्य बृहस्पतिर्यज्ञमिमंतनोतु । अरिष्टं यज्ञं समिमंदधातु विश्वेदेवा स इह मादयन्तामों ३म्प्रतिष्ठ ॥ ३ ॥**

તે પછી ઉપર બતાવેલા દેવોના નામમંત્રો ભણી પૃથક્ પૃથક્ તે દેવોનું પૂજન કરવું. કિંવા સમસ્ત દેવોનું **आवाहितदेवताभ्यो नमः।** એમ બોલી ક્રમે આસન, પાદ્ય, અર્ધ્ય, આચમન, પંચામૃતસ્નાન શુધ્ધોદકસ્નાન, આચમન, વસ્ત્રોપવસ્ત્ર, યજ્ઞોપવીત, ચંદન, અક્ષત, પુષ્પ, અબીર, ગુલાલ, ધુપ, દીપ, નૈવેદ્ય, મુખવાસ ( પાન, સોપારી, એલચી, લવિંગ, અર્પણ કરવાં ). તે પછી દક્ષિણા, પ્રદક્ષિણા, આરતી અને મંત્રપુષ્પાંજલિ આદિથી પૂજન કરવું.

તે પછી નીચેના મંત્રો ભણી વર્ધાપનકર્મના મુખ્યદેવોની પ્રાર્થના કરવી.

जगन्मातर्जगद्धात्री जगदानंदकारिणि ।
प्रसीद मम कल्याणी नमस्तेषष्ठिदेवते ॥
आयुः प्रद महाभाग सोमवंशसमुद्भव ।
महातपोनिधिश्रेष्ठ मार्कंडेय नमोस्तुते ॥
चिरंजीवो यथा त्वं भो भविष्यामि तथा मुने ।
रूपवान्वित्तवानायुः श्रियायुक्तश्च सर्वदा ॥
मार्कंडेय नमस्तेस्तु सप्तकल्पांतजीवन ।
आयुरारोग्यसिद्ध्यर्थं प्रसीद भगवन्मुने ॥
चिरंजीवो यथा त्वं भो मुनीनां प्रवरोद्विज ।
कुरुष्व मुनिशार्दूल तथा मां चिरजीविनं ॥
जमदग्ने महाभाग महातेजोमयोज्वल ।
आयुरारोग्यसिद्ध्यर्थमस्माकं वरदो भव ॥

તે પછી નીચે પ્રમાણે બોલી ઉત્તર સંકલ્પનું જળ મૂકી પૂજન પરિપૂર્ણ કરવું.

**अनेन पूजनेन मार्कंडेयाद्यावाहितदेवताः प्रीयंताम् ।**

તે પછી સર્વ ભૂતોને બલિદાન આપવા સારું એક મૃતિકાના પાત્રમાં કિંવા પાનડા ઉપર થોડી ખીર મૂકી, નીચે પ્રમાણે ભણી તે બલિદાન દેવોના સ્થાપનસમીપ મૂકવું.

**सर्वेभ्यो भूतेभ्यो नमः इदं सर्वेभ्यो भूतेभ्यो न मम ॥**

તે પછી એક હાથના પ્રમાણનું સ્થંડિલ કરી તે ઉપર લૌકિકાગ્નિનું સ્થાપન કરી ચંદન, અક્ષત ને પુષ્પથી અગ્નિનું પૂજન કરી નીચે બતાવેલો મંત્ર ૨૮ વાર બોલી તે અગ્નિમાં ઘૃતમિશ્ર તલની ૨૮ આહુતિઓ આપવીઃ—

**ॐ षष्ठीदेव्यै नमः ॥ २८ ॥**

તે પછી નીચે બતાવેલો મંત્ર ૨૮ વાર બોલી ઉપર પ્રમાણે આહુતિઓ આપવીઃ—

**ॐ मार्कंडेयाय नमः ॥ २८ ॥**

તે પછી નીચે બતાવેલો મંત્ર ૨૮ વાર બોલી ઉપર પ્રમાણે આહુતિઓ આપવીઃ—

**ॐ जमदग्नये नमः ॥ २८ ॥**

તે પછી આગળ સ્થાપનમાં જે જે દેવોનું આવાહન કરેલું છે તે તે બધા દેવોના નામમંત્ર આગળ બતાવ્યા છે તે પ્રત્યેક મંત્ર એક એક વાર બોલી તે બધા દેવોના નિમિત્ત એક એક આહુતિ આપવીઃ—

તે પછી તે આહુતિઓ આપતાં વધેલા ઘી વાળા બધા તલની એક આહુતિ નીચે પ્રમાણે બોલીને આપવીઃ—

**ॐ अग्नये स्विष्टकृतये स्वाहा इदं अग्नये स्विष्टकृतये न मम ॥**

તે પછી નીચેના નવ મંત્રો ભણી, માત્ર એકલા ઘીની નવ આહુતિઓ આપવીઃ—

ॐ भूः स्वाहा इदमग्नये न मम ॥ १ ॥

ॐ भुवः स्वाहा इदं वायवे न मम ॥ २ ॥

ॐ स्वः स्वाहा इदं सूर्याय न मम ॥ ३ ॥

ॐ अग्नीवरुणाभ्यां स्वाहा इदमग्नीवरुणाभ्यां न मम ॥४॥

ॐ अग्नीवरुणाभ्यां स्वाहा इदमग्नीवरुणाभ्यां न मम ॥५॥

ॐ अग्नये स्वाहा इदमग्नये न मम ॥ ६ ॥

ॐ वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यः स्वाहा। इदं वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यश्च न मम ॥ ७ ॥

ॐ वरुणायादित्यायादितये स्वाहा इदं वरुणायादित्यायादितये च न मम ॥ ८ ॥

ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये न मम ॥ ९ ॥

તે પછી સોનું, તલ, ચોખા, ઘી તથા બીજાં પણ પોતાની સંપત્તિ શક્તિ અનુસાર અન્ન, વસ્ત્ર, તથા દ્રવ્યાદિનાંપાત્ર બ્રાહ્મણને દાન આપવાં.

તે પછી બાળકના પિતાએ જમણા હાથની હથેળીમાં થોડું દૂધ લઇ તેમાં તલ અને ગોળ મિશ્ર કરી નીચેનો મંત્ર ભણી તે બાળક પીશકે એવું હોય તો તેને પાવું; નહિ તો તેની સુવાસ જ લેવરાવવી. અને મોટા વયનું બાલક હોય અથવા પોતાની વર્ષગાંઠના દિવસે પોતે જ

આ વિધિ કરનાર મોટું માણુસ હોય તો તેણે તે પ્રમાણે તે અંજલિનું ગોળ તથા તલમિશ્ર દૂધ નીચેનો મંત્ર પોતે બોલીને પીજવું.

अंजल्यर्धमितं क्षीरं सतिलं गुडमिश्रितम् ।
मार्कंडेयवरं लब्ध्वा पिबाम्यायुर्विवृद्धये ॥

તે પછી બાલકના હાથે ગર્ભપોટલિકા બાંધવાનો સંપ્રદાય ચાલે છે; તેમાં ગુગળ, લીંબડાનું પત્ર, ધ્રો, હળદર અને ગોરુચંદન એટલી પાંચ વસ્તુઓ એક રેશમના લુગડામાં મૂકી, તેને સીવી લઇ, તેની પોટલી કરી બાળકના જમણા હાથે બંધાય છે. તે નીચેનો મંત્ર ભણી બાંધવીઃ—

ॐ यदाबध्नन् दाक्षायणा हिरण्यं शतानीकाय सुमनस्यमानाः । तन्म आबध्नामि शतशारदायायुष्मान् जरदष्टिर्यथासम् ॥ ३४/५२ ॥

તે પછી બ્રાહ્મણોને દક્ષિણા આપી આશિર્વાદ ગ્રહણ કરી આવાહન કરેલા દેવોનું વિસર્જન કરી, નીચેપ્રમાણે બોલી ઉત્તર સંકલ્પ મૂકી પ્રયોગ પૂર્ણ કરવોઃ—

अनेन वर्धापनाख्यकर्मणा भगवान्परमेश्वरः प्रीयताम् न मम ॥

॥ इतिवर्धापनप्रयोगः ॥

## ॥ अनादिष्टप्रायश्चित्तविचारः ॥

ગર્ભાધાનસંસ્કારથી આરંભી જાતકર્મસંસ્કાર સુધીના અથવા ગર્ભાધાનસંસ્કારથી આરંભી અન્નપ્રાશનસંસ્કાર સુધીના જે જે સંસ્કારો કરવામાટે શાસ્ત્રકારોએ સમય નિર્માણ કરેલો છે, તે સમયે જ થવા જોઇએ; છતાં પુરુષના પ્રમાદ, અશ્રદ્ધા કે દેશ-કાલાદિની પ્રતિકૂલતાથી તે બધા સંસ્કારો નિયતકાલે (યોગ્યકાલે) ન થઈ શક્યા હોય તો તેના કાલાતિક્રમ દોષની નિવૃત્તિને અર્થે સ્મૃતિકારોએ પ્રાયશ્ચિત્ત કરવાની આજ્ઞા કરેલી છે. માટે તે પ્રાયશ્ચિત્તનો વિધિ કર્યાપછી રહી ગયેલા બધા સંસ્કારો યથાનુક્રમ કરીને બાકીના સંસ્કારો કરવા. ગર્ભાધાનથી જાત-કર્મ સુધીના સંસ્કારો ન થયા હોય ને તે પછીના સંસ્કારો ક્રમપૂર્વક કરવા હોય તો જેટલા સંસ્કારોનો લોપ થયો હોય, તેટલાં પાદકૃચ્છ્-વ્રત અનાદિષ્ટપ્રાયશ્ચિત્તનો હોમ કરીને કરવાં, તથા ગર્ભાધાનથી તે અન્નપ્રાશનસંસ્કાર સુધીના સંસ્કારો ન થયા હોય ને તે પછી ચોળ સંસ્કારથી બાકીના ક્રમ પૂર્વક કરવાના હોય તેમણે પ્રત્યેક પાદકૃચ્છ્વ્રત એક એક ગોદાનથી અથવા તેના નિષ્ક્રયના દાનથી કિંવા પ્રત્યેક વ્રતે બારહજાર ગાયત્રી મંત્ર જપથી કરવાં. અર્ધકૃચ્છ્ વ્રતનો આમ્નાય એ ગોદાન અથવા ચોવીશ હજાર ગાયત્રીમંત્રનો જપ સમજવો. લુપ્ત કાલ વાળા સંસ્કારો પ્રાયશ્ચિત્ત કર્યા પછી કરવા માટે ગોદાન કે ગાયત્રી મંત્રનો જપ થયા પછી કરાય.

## ॥ अथ अनादिष्टप्रायश्चितप्रयोगः ॥

પ્રાશ્ચિત્ત કરનાર પુરુષે સ્ત્રી સહિત પોતાના નિત્યકર્મથી પરવારી આસન પર પૂર્વાભિમુખે બેસવું. તથા મંગળ સ્નાન કરાવેલા બાલકને

પણ પોતાનીપાસે પૂર્વાભિમુખે બેસારવો. તે પછી આચમન પ્રાણાયામ કરી, નીચે પ્રમાણે બોલી સંકલ્પ કરવોઃ—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अस्य कुमारस्य गर्भाधानाद्यन्नप्राशनांत संस्काराणां ( वा ) जातकर्माद्यन्नप्राशनांतसंस्काराणां कालातिक्रमदोषानिवृत्तिद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थमनादिष्टप्रायश्चित्तहोमं करिष्ये ॥**

એ પ્રમાણે સંકલ્પ કરી સ્થંડિલ ઉપર પંચભૂસંસ્કાર કરી તે ઉપર લૌકિકાગ્નિનું સ્થાપન કરી ચંદન, અક્ષત ને પુષ્પથી પૂજન કરી, તે અગ્નિમાં નીચેના મંત્રો ભણી ઘી તથા સમિધની આહુતિઓ આપવી.

**ॐ भूः स्वाहा इदमग्नये न मम ॥ १ ॥**

**ॐ भुवः स्वाहा इदं वायवे न मम ॥ २ ॥**

**ॐ स्वः स्वाहा इदं सूर्याय न मम ॥ ३ ॥**

**ॐ भूर्भुवः स्वाहा इदं प्रजापतये न मम ॥ ४ ॥**

**ॐ अग्नीवरुणाभ्यां स्वाहा इदमग्नीवरुणाभ्यां न मम ।५।**

**ॐ अग्नीवरुणाभ्यां स्वाहा इदमग्नीवरुणाभ्यां न मम ।६।**

**ॐ अग्नयेऽ यसेऽ च स्वाहा इदमग्नयेऽयसे च न मम ॥ ७ ॥**

ॐ वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यश्च स्वाहा इदंवरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यश्च न मम ॥ ८ ॥

ॐ वरुणायादित्यायादितये च स्वाहा इदं वरुणायादित्यायादितये च न मम ॥ ९ ॥

એ પ્રમાણે નવ આહુતિઓ આપી નીચે પ્રમાણે બોલી ઉત્તર સંકલ્પ કરવો.

अनेन कर्मणा श्रीपरमेश्वरः प्रीयताम् ॥

એ પ્રમાણે સંકલ્પ કરી આગળ બતાવ્યા પ્રમાણે અનાદિષ્ટ પ્રાયશ્ચિત્તનો હોમ કરી, ગર્ભાધાનથી આરંભી જેટલા સંસ્કારોથી કાલાતિક્રમ થયો હોય તેટલાં પાદકૃચ્છ્ર વ્રતનું નિષ્ક્રયાદિથી આચરણ કરીને રહી ગયેલા બધા સંસ્કારો કરવા. ચૌલ સંસ્કારનો જો કાલાતિક્રમ થયો હોય તો અર્ધકૃચ્છ્રવ્રત કરવું; પણ તે જાણી જોઇને જ રહી ગયેલો હોય ને ઉપનયન સાથેજ ચૌલસંસ્કાર કરવાનો હોય તો એક કૃચ્છ્રવ્રત પૂરું કરવું, કારણ કે ચૌલના કાલાતિક્રમનું અર્ધકૃચ્છ્ર તથા જાણીને લોપ કર્યાનું તો કૃચ્છ્રવ્રત પ્રાયશ્ચિત માટે સૂચવ્યું છે.

એ આગળ બતાવેલા સંકલ્પપ્રમાણે અનાદિષ્ટપ્રાયશ્ચિત્ત થઇ ગયાં પછી જેને ગર્ભાધાનાદિ સમસ્ત સંસ્કારો એક દિવસેજ એક તંત્રે કરવાના છે, તથા ચૌલ પણ ઉપનયન સાથેજ કરવાનું છે, તેણે ઉપનયન મુહૂર્તના પહેલા દિવસે નીચે પ્રમાણે મુખ્ય સંકલ્પ કરવો:—

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अस्य कुमारस्य बीजगर्भसमुद्भवैनोनिबर्हणपुंरूपताज्ञानोदयमातृगर्भांबुपानादिसर्वैनोनिरसनायुरभिवृद्धिपूर्वक व्यवहारसिद्धिरायुमातृगर्भामंगलप्राशन शुद्धिद्वारापरमेश्वरप्रीत्यर्थं गर्भाधानादि [ वा ] जातकर्माद्यन्नप्राशनान्तसंस्कारानेकतंत्रेणाद्य तथा च बलायुर्वर्चोभिवृद्धिद्विजत्वसिद्धिपूर्वक वेदाध्ययनाधिकारार्थंश्चौलोपनयने करिष्ये ॥**

તે પછી દેશ, કાલ અને કર્તા યજમાનનું ઐકય હોવાથી ગણપતિ પૂજન, સ્વસ્તિપુણ્યાહવાચન, માતૃકાપૂજન, નાંદીશ્રાદ્ધ, બ્રાહ્મણવરણ અને ગ્રહોનું પૂજન, તથા હોમ આદિ સમસ્ત ગ્રહયજ્ઞ એક વારજ કરવો: માટે ઉપરના મુખ્ય સંકલ્પો થયા પછી ગ્રહયજ્ઞ કરવો; ને તે પછી બાકીના સંસ્કારો કરીને ઉપનયન સંસ્કાર કરવો.

એ પ્રમાણે જે જે સંસ્કારનો કાલાતિક્રમ થયો હોય તેને માટે અનાદિષ્ટ પ્રાયશ્ચિત્તના હોમ સાથે એક એક અર્ધકૃચ્છ્ર વ્રત કર્યા પછી તે ગર્ભાધાનાદિથી સંસ્કારો ન થયા હોય તે બધા કરવા. ચૌલ સંસ્કારનો કાલાતિક્રમ થયો હોય તો તેને માટે એક અર્ધકૃચ્છ્રવ્રતપૂર્વક અનાદિષ્ટનો હોમ કરીને ચૌલસંસ્કાર કરવો.

કદાપિ ગર્ભાધાનાદિ સંસ્કારો પ્રથમ કરવામાં ન આવ્યા હોય અને ઉપનયન સાથેજ સંસ્કારો કરવાના હોય તો ઉપનયનના મુહુર્તના પહેલા દિવસે આ બધા સંસ્કારો કરવા. અને તેમાં યજમાન સ્ત્રી

પુરુષે પવિત્ર થઇ આસન પર બેસી આચમન—પ્રાણાયામ કરી નીચે પ્રમાણે અનાદિષ્ટપાયશ્ચિત્તનો હોમ કરવોઃ—

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अस्य कुमारस्य गर्भाधानादि चौलान्तसंस्काराणां [वा] जातकर्मादि चौलान्त संस्काराणां कालातिपत्तिजनितदोषनिवृत्तिद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थमनादिष्टप्रायश्चित्त होमं करिष्ये॥**

## ॥ चौलसंस्कार विचारः ॥

ચોલસંસ્કાર માટે મહર્ષિ પારસ્કરાચાર્યે કહ્યું છે કે **सांवत्सरिकस्य चूडाकरणम्** । ( એક સંવત્સર ) ( વર્ષ ) ના બાલકને ચોલ સંસ્કાર કરવો. **तृतीये वा प्रतिहते** ( અથવા ત્રીજું વર્ષ પૂરું થયા પહેલાં કરવો. ) **यथा मंगलं वा सर्वेषाम्** ( તથા જેવો પોતાનો કુલાચાર હોય તે પ્રમાણે ચોલ સંસ્કાર કરવો. એટલે પહેલા વર્ષે થતો હોય તો પહેલામાં અને ત્રીજા વર્ષે થતો હોય તો ત્રીજું વર્ષ પુરું થયા પહેલાં કરવો. નારદસ્મૃતિમાં ચોલસંસ્કારમાટે કહ્યું છે કેઃ—

**जन्मतस्तु तृतीयेब्दे श्रेष्ठमिच्छन्ति पंडिताः ।**
**पंचमे सप्तमे वापि जन्मतो मध्यमं भवेत् ॥**

**ભાવાર્થઃ**—પંડિતો જન્મથી ત્રીજા વર્ષમાં ચોળસંસ્કારનું શ્રેષ્ઠ ફળ ઇચ્છે છે; તથા પાંચમા અને સાતમા વર્ષનું ફળ મધ્યમ હોય છે.

ઉત્તરાયણના સૂર્યમાં, શુકલ પક્ષમાં, પ્રતિપદા અને રિક્તા (ચોથ,

નોમ ને ચઉદશ ) વિનાની તિથિઓમાં રવિ મંગળ અને શનિ એટલા વાર વિનાના વારોમાં, અશ્વિની, શ્રવણુ, સ્વાતિ, ચિત્રા, પુષ્ય, પુનર્વસુ, ધનિષ્ઠા, રેવતી, જ્યેષ્ઠા, મૃગશીર્ષ અને હસ્ત, એટલાં નક્ષત્રોમાં તથા વિષ્ટિ અને વ્યતિપાત, આદિ કુયોગો રહિત શુભ મુહૂર્તના દિવસના ભાગમાં ચૌલસંસ્કાર કરવો.

ચૌલસંસ્કારના મુહૂર્તના દિવસે તે બાલકની માતાને રજોદર્શન થાય તો તે દિવસે ચૌલસંસ્કાર કરવો નહિ. તેમજ કુમારની માતા ગર્ભિણી હોય તો પણ ચૌલસંસ્કાર ન કરવો. તથા બાલકની પ્રકૃતિ જ્વરિત હોય કે રોગી હોય તો પણ ચૌલસંસ્કાર કરવો નહિ.

## ॥ अथ चौलसंस्कारप्रयोगः ॥

બાલકનાં માતા પિતાએ યથાવિધિ સ્નાનાદિ ક્રિયાથી પરવારી, પવિત્ર સ્થળમાં કુમારને પાસે રાખી પોત પોતાનાં આસનો પર બેસી આચમન પ્રાણાયામ કરી નીચે પ્રમાણે બોલી સંકલ્પ કરવો:—

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अस्य कुमारस्य बीजगर्भ समुद्भवैनोनिबर्हणेन बलायुर्वर्चोभिवृद्धिद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं चूडाकरणाख्य कर्म करिष्ये ॥**

એ પ્રમાણે મુખ્ય સંકલ્પ કરી, ચૌલ સંસ્કારના અંગભૂત કર્મો કરવાનો સંકલ્પ નીચે પ્રમાણે બોલીને કરવો:—

**तत्रादौ निर्विघ्नार्थं गणपतिपूजनं तदंगत्वेन स्वस्तिपुण्याहवाचनं मातृकापूजनं वसोर्धारां नांदीश्राद्धं च करिष्ये ।**

એ પ્રમાણે સંકલ્પ કરી આગળ ગ્રહયજ્ઞમાં બતાવ્યા પ્રમાણે ગણપતિપૂજન, પૂણ્યાહવાચન, માતૃકાપૂજન, વસોર્ધારા અને નાંદી શ્રાદ્ધાદિ કર્મો કરવાં.

સ્વસ્તિ પૂણ્યાહવાચનના ઉત્તર સંકલ્પમાં **प्रजापतिः प्रीयताम्** એમ બોલવું.

તે પછી નીચે પ્રમાણે બોલી ત્રણ બ્રાહ્મણને ભોજન કરાવવાનો સંકલ્પ કરવો. ( અનુકૂલતા હોય તો તુરતજ તેમને ભોજન કરાવવું. )

**अत्राद्य अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे चूडाकरणाधिकारसिद्ध्यर्थं त्रीन्ब्राह्मणान्भोजयिष्ये ॥**

તે પછી સ્થંડિલ પર પંચભૂસંસ્કાર કરી, સભ્ય નામના અગ્નિનું નીચે પ્રમાણે બોલી સ્થાપન કરી તેનું ચંદન, અક્ષત ને પુષ્પથી પૂજન કરવું.

**सभ्याग्नये नमः स्थापयामि । सर्वोपचारार्थे गंधाक्षतपुष्पं च समर्पयामि ।**

તે પછી નીચેના મંત્રો ભણી એ અગ્નિમાં ઘીની આહુતિઓ આપવી.

**ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये न मम ।**

**ॐ इंद्राय स्वाहा इदं इंद्राय न मम ।**

**ॐ अग्नये स्वाहा इद मग्नये न मम ।**

**ॐ सोमाय स्वाहा इदं सोमाय न मम ।**

**ॐ भूः स्वाहा इदमग्नये न मम ।**

ॐ भुवः स्वाहा इदं वायवे न मम ।
ॐ स्वः स्वाहा इदं सूर्याय न मम ।
ॐ अग्निवरुणाभ्यां स्वाहा इदं अग्निवरुणाभ्यां न मम ।
ॐ अग्निवरुणाभ्यां स्वाहा इदं अग्निवरुणाभ्यां न मम ।
ॐ अग्नये अयसे स्वाहा इद मग्नये अयसे न मम ।

ॐ वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यश्च स्वाहा इदं वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यश्च न मम ।

ॐ वरुणायादित्यायादितये स्वाहा इदं वरुणायादित्यायादितये न मम ॥

ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये न मम ।
ॐ अग्नये स्विष्टकृते स्वाहा इदमग्नये स्विष्टकृते न मम ॥

તે પછી ચૌલસંસ્કાર કરવા માટે બાળકને પાટલા ઉપર પૂર્વાભિમુખે બેસારી તેના માથાના વાળ પલાળવા સારુ એક તાંબાના પાત્રમાં ટાઢુપાણી લઈ તેમાં ઉનું પાણી નાંખવું. તે તે પછી તે પાણીથી નીચેનો મંત્ર ભણી બાળકના માથાના દક્ષિણ ભણીના વાળ પલાળવાઃ—

ॐ सविता प्रसूता दैव्याऽआपऽउदंतु ते तनूं । दीर्घायुत्वाय बलाय वर्चसे ॥

તે પછી તે પલાળેલા વાળ ગુંચાઈ ગયા હોય માટે ત્રણ શિસોળીયાં લઇ તે શિસોળીયાંના મૂળના ધોળા ભાગથી ઓળવા-વાળ છુટા કરવા.

તે પછી તેમાંના થોડા વાળ પોતાના ડાબા હાથમાં રાખી નીચેનો મંત્ર ભણી તેના ભેગી ત્રણ ડાભની સળીયો લઇ,

**ॐ औषधेत्रायस्व ॥**

એમ બોલી નીચેનો મંત્ર ભણી જમણા હાથે આચાર્ય અથવા ચૌળ-સંસ્કાર કરનારે ક્ષુર (અસ્ત્રો) લેવોઃ-

**ॐ शिवो नामासि स्वधितिस्ते पिता नमस्ते अस्तु मा मा हिंसीः ॥ निवर्तयाभ्यायुषे न्नाद्याय प्रजननाय रायस्पोषाय सुप्रजास्त्वाय सुवीर्याय ॥ ऋ॰ ३ ॥**

તે પછી નીચેનો મંત્ર ભણી તે વાળ ડાભની સળીઓ સહિત બાળકના વાળ ખેંચાય નહિ એમ કાપવાઃ-

**ॐ येन वपत्सविता क्षुरेण सोमस्य राज्ञो वरुणस्य विद्वान् । तेन ब्रह्मणो वपते दमस्यायुष्यं जरदष्टियथासम् ॥**

પછી તે ડાભની સળીઓ સહીત કાપેલા વાળ પ્રથમથી કરી રાખેલા એક છાંણના પીંડ ( ગોળા ) માં દેખાય નહિ એમ ખોસી દેવા.

તે પછી પાછા તેજ દક્ષિણ ભણીના વાળ પૃથ્વીથી મંત્રો

બોલ્યાવિના મૌનપણે તે પાણીથી પલાળી, ત્રણ શિસોળીયાંથી ઓળી, તેના ભેગી બીજી ત્રણ દર્ભની શળીયો લઇ, જમણા હાથમાં ક્ષુર લઈ, આગળની પેઠે બાળકને પીડા ન થાય-વાળ ખેંચાય નહિ એવી રીતે ડાભની શળીઓ સહિત વાળ કાપી, છાણના ગોળામાં દેખાય નહિ એમ ખોસી દેવા.

એજ રીતે ફરીથી પણ એકવાર મૌનપણે દક્ષિણ ભણીથી ઉપરના વાળ ક્રમ પ્રમાણે કાપી, છાણાના ગોળામાં ખોસી દેવા.

તે પછી તે બાળકના માથાના પશ્ચિમ ભણીના વાળને આગળ જે ત્રાંબાના પાત્રમાં ટાઢું પાણી ભેગુ કરી રાખ્યું છે, તેનાવડે નીચેનો મંત્ર ભણીને પલાળવા:-

તે પછી તે વાળને ત્રણ શિંસોળીયાંવડે ઓળવા.

તે પછી નીચેપ્રમાણે બોલી તે વાળમાંથી થોડા વાળ પોતાના હાથમાં રાખી તેના ભેગી ત્રણ દર્ભની શળીઓ લેવી.

તે પછી નીચેનો મંત્ર ભણી જમણા હાથે ક્ષુર ( અસ્ત્રો ) લેવો:-

તે પછી નીચેનો મંત્ર ભણી તે ક્ષુરને તથા દર્ભને સ્પર્શ કરવો.

તે પછી તે વાળને દર્ભની શળીઓ સહિત નીચેનો મંત્ર ભણીને ક્ષુર વડે કાપવા:-

**ॐ ऽयायुषं जमदग्नेः कश्यपस्य ऽयायुषम्।**
**यद्देवेषु ऽयायुषं तन्नो अस्तु ऽयायुषम् ॥३६॥**

તે પછી તે કાપેલા વાળ અને દર્ભને છાણના ગોળામાં બહાર દેખાય નહિ તેમ ખોસીદેવા.

તે પછી પૂર્વોક્ત રીતે માથાના પશ્ચિમ ભણીના વાળને ક્રમે પાણીથી પલાળી, ત્રણ શિસોળીયાંથી ઓળી, ત્રણ દર્ભશળીઓ ભેગી લઇ તેને ક્ષુરનો સ્પર્શ કરી તે ક્ષુરવડે દર્ભસહિત વાળ કાપી છાણમાં ખોસવાની ક્રિયા મંત્ર ભણ્યા વિના માત્ર મૌન પણે બે વાર કરવી.

તે પછી પાછા તે બાળકના માથાના ઉત્તર ભણીના વાળને નીચેનો મંત્ર ભણી પલાળવાઃ—

**ॐ सवित्रा प्रसूता दैव्याऽआपऽ उदंतु ते तनूं । दीर्घायुत्वाय बलाय वर्चसे ।**

તે પછી તે વાળને ત્રણ શિસોળીયાંથી ઓળવા.

તે પછી તેમાંના થોડા વાળ પોતાના ડાબા હાથમાં રાખી નીચે પ્રમાણે બોલી તેના ભેગી ત્રણ દર્ભની શળીઓ લેવી.

**ॐ औपधे त्रायस्व ।**

તે પછી નીચેનો મંત્ર ભણી જમણા હાથે ક્ષુર લેવોઃ–

**ॐ शिवो नामासि स्वधिति स्ते पिता नमस्ते अस्तु मा माहिं सीः ॥ ३ ६३ ॥**

તે પછી નીચેનો મંત્ર ભણી તે ક્ષુરનો વાળ તથા દર્ભને સ્પર્શ કરવોઃ–

**ॐ निवर्तयाम्यायुषेन्नाद्यायप्रजननाय**

**रायस्पोषाय सुप्रजास्त्वाय सुवीर्याय ॥ ॐ येनावपत्सविता क्षुरेण सोमस्य राज्ञो वरुणस्य विद्वान् । तेन ब्रह्मणो वपते दमस्यायुष्यं जरदष्टि र्यथासम् ॥**

તે પછી નીચેનો મંત્ર ભણી તે વાળને દર્ભની શળીઓ સહિત કાપવાઃ—

**ॐ येनभूरिश्चरादिवं ज्योक्चपश्चाद्धिसूर्यं । तेनतेवपामि ब्रह्मणा जीवातव जीवनाय सुश्लोक्याय स्वस्तये ।**

તે પછી તે કાપેલા વાળ તથા દર્ભને છાણના ગોળામાં બહાર દેખાય નહિ એવી રીતે ખોસી દેવા.

તે પછી પણ પૂર્વોક્ત રીતે માથાના ઉત્તર ભણીના વાળને ક્રમે પાણીથી પલાળી, ત્રણ શિસોળીઆંથી ઓળી, ત્રણ દર્ભશળીઓ ભેગી લઇ, તેને ક્ષુરનો સ્પર્શ કરી, તે ક્ષુરવડે દર્ભ સહિત વાળને કાપી છાણમાં ખોસી દેવાની ક્રિયા મંત્ર ભણ્યા વિના માત્ર મૌન પણે બે વાર કરવી.

તે પછી તે ક્ષુરને (અસ્ત્રાને) બાળકના માથા પર પ્રદક્ષિણાની રીતે ત્રણ વાર ફેરવવો તેમાં એક વાર નીચેનો મંત્ર ભણીને ફેરવવો ને બે વાર મંત્ર બોલ્યા વિના મૌનપણે ફેરવવો.

**ॐ यत्क्षुरेण मज्जयिता सुपेशसा वप्ता । वपति केशाञ्छिन्धिशिरोमास्यायुः प्रमोषीः ॥**

તે પછી તે પાણીસહિત ત્રાંબાનું પાત્ર અને ક્ષુર નાપિત ( હજામ )ને આપવાં; તેણે તે બાળકને ત્યાંથી દૂર, પૂર્વ કે ઉત્તર દિશા ભણીના મુખે બેસારી ઉપરના પાત્રવાળા પાણીથી વાળ પલાળી ક્ષૌર કરવું ને શિખા માટે મસ્તકના મધ્ય ભાગે નાની ચોટલી રાખવી, બાકીના બધા વાળ કાઢી નાખવા. આમાં પારસ્કરાચાર્યે પોતાના કુલાચાર પ્રમાણે કરવાની પણ છૂટ આપી છે. માટે જેમ પોતાના કુલને ઉચિત હોય તેમ કરવું.

તે પછી તે નાપીકે ક્ષૌર કરી કાઢી નાખેલા જે વાળ હોય તે બધા છાણના પિંડમાં ખોસીદઈ તે છાણ સહિત વાળને કોઈ ઉત્તમ તીર્થ વા જળાશયમાં પધરાવવા.

તે પછી નીચે પ્રમાણે બોલી કર્મના અંગભૂત દશ બ્રાહ્મણને ભોજન કરાવવાનો ઉતર સંકલ્પ કરવો:—

**कृतस्य चूडाकरणकर्मसांगता सिद्ध्यर्थं स्मृत्युक्तान्दशसंख्याकान् ब्राह्मणान्भोजयिष्ये ।**

તે પછી કર્મ કરાવનાર આચાર્યબ્રાહ્મણને વસ્ત્ર દક્ષિણા આદિ આપી સંતુષ્ટ કરવો. તથા અન્ય બ્રાહ્મણોને ભૂયસી દક્ષિણા આપવી અને સંકલ્પાનુસાર દશ બ્રાહ્મણને ભોજન કરાવવું.

## ॥ इति चौलसंस्कारप्रयोगः ॥

## ॥ विद्यारंभविचारः ॥

બાળકને પાંચમા વર્ષમાં વિદ્યારંભ કરાવવો. ઉત્તરાયણના સૂર્યમાં, છઠ, પડવો, આઠમ, ચોથ, નોમ ચઉદશ, અને પૂનમ, એ વિનાની બીજી તિથિઓમાં શનિ અને મંગળ એ વિનાના અન્ય વારોમાં તથા હસ્ત, ચિત્રા, સ્વાતી, પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, રેવતી, અશ્વિની, અનુરાધા, મૃગશીર્ષ, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, અશ્લેષા, શ્રવણ, ધનિષ્ઠા અને શતભિષા, એટલાં નક્ષત્રોમાં વિદ્યારંભનું મુહૂર્ત કરવું.

## ॥ विद्यारंभप्रयोगः ॥

શુભ મુહૂર્તમાં કુમારનાં માતા પિતાએ યથોક્ત મંગળ સ્નાન કરી યથાવિભવ વસ્ત્રાલંકાર ધારણ કરી પોતાના આસનપર આવીને બેસવું તથા કુમારને પણ મંગળ સ્નાન કરાવી નવનવાં વસ્ત્રાલંકારથી અલંકૃત કરી પોતાની પસિ સારા આસન પર બેસારવો તે પછી પિતાએ આચમન પ્રાણાયામ કરી નીચે પ્રમાણે સંકલ્પ કરવો:-

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अस्य कुमारस्य लेखनादिबहुलविद्याप्राप्त्यर्थं विद्यारंभं कारिष्ये ।**

એ પ્રમાણે સંકલ્પ કરીને તેના અંગભૂત ગણપતિપૂજન કરવાનો સંકલ્પ નીચે પ્રમાણે બોલીને કરવો:-

**तत्रादौ निर्विघ्नतासिद्ध्यर्थंगणपतिपूजनं करिष्ये ।**

એ પ્રમાણે સંકલ્પ કરી, આગળ ગ્રહયજ્ઞમાં બતાવ્યા પ્રમાણે ગણપતિનું પૂજન કરવું.

તે પછી પ્રાટલા કે બાજોઠ ઉપર રક્ત વસ્ત્ર પાથરી, તે પર ચોખાનું અષ્ટદળ કરી, તેમાં નીચેના નામમંત્રોથી શ્રીહરિ, લક્ષ્મી, કુળદેવી અને સરસ્વતીનું આવાહન કરવું:-

ॐ श्रीहरये नमः । ॐ श्रीलक्ष्म्यै नमः । ॐ श्रीकुलदेवतायै नमः ॐ श्रीसरस्वत्यै नमः ॥

તે પછી તેમનું તેજ નામમંત્રો વડે સર્વ ઉપચારોથી પૂજન કરવું.

તે પછી તેનાથી આગળના ભાગમાં ચોખાની તેર ઢગલીઓ કરી તેમાં નીચેના નામમંત્રોથી નારદ, પાણિની, પતંજલિ, કાત્યાયન, સાંખ્ય, પારસ્કર, યાસ્ક, કપિંજલ, ગોભિલ, જૈમિની, વિશ્વકર્મા, આચાર્ય, અને વ્યાસ, એટલા શાસ્ત્રપ્રણેતા ઋષિઓનું આવાહન કરી ક્રમે સર્વ ઉપચારોથી પૂજન કરવું:-

नारदाय नमः । पाणिनये नमः । पतंजलये नमः । कात्यायनाय नमः । सांख्याय नमः । पारस्कराय नमः । यास्काय नमः । कपिंजलाय नमः । गोभिलाय नमः । जैमिनिने नमः । विश्वकर्मणे नमः । आचार्याय नमः । व्यासाय नमः ।

તે પછી નારદભક્તિસૂત્રો, અષ્ટાધ્યાયી-પાણિનીનાં વ્યાકરણસૂત્રો, પતંજલિનું વ્યાકરણ, મહાભાષ્ય, તથા યોગસૂત્રો, કાત્યાયનનાં સૂત્રો, સાંખ્યાચાર્યનાં સાંખ્યસૂત્રો, પારસ્કરનાં ગૃહ્યસૂત્રો અને યાસ્ક, કપિંજલ અને ગોભિલનાં રચેલાં સ્મૃતિ કે સૂત્રો, જૈમિનીની પૂર્વમીમાંસા, વિશ્વકર્માનું શિલ્પશાસ્ત્ર, આચાર્યવર શ્રીશંકરાચાર્યનું શારીરિકભાષ્ય તથા શ્રીવ્યાસ-

મુનીનું વેદાંતદર્શન–ઉત્તરમીમાંસા ઇત્યાદિ ગ્રંથોનું આવાહન કરી તેમનું સર્વોપચારથી પૂજન કરવું.

તે પછી વિદ્યાભ્યાસ કરનાર કુમારે પોતાના બન્ને હાથના ખોબામાં ધાન્ય ( ડાંગર ઘઉં કે ચોખા ), યથાશક્તિ દ્રવ્ય અને શ્રીફળ લઇ અધ્યાપક–વિદ્યાગુરુના સમીપ આવી તે એક પાત્રમાં મૂકી તેમને નમસ્કાર કરી પશ્ચિમ દિશા ભણીનું મુખ રાખી બેસવું.

પછી રૂપાની પાટી અથવા રૂપાના પતરા ઉપર કંકુ પાથરી તેમાં સોનાની લેખિની ( કલમ ) વડે **ॐ श्रीसरस्वत्यै नमः । ॐ श्रीकुलदेवतायै नमः । ॐ श्रीगुरुभ्यो नमः ॐ श्रीलक्ष्मी-नारायणाभ्यां नमः ।** એ પ્રમાણે એ ચારે દેવોનાનામ મંત્રો લખી તેમનું ક્રમે સર્વે ઉપચારોથી પૂજન કરવું.

તે પછી તે વિદ્યાગુરુનું ગંધાક્ષતથી પૂજન કરી શક્તિઅનુસાર દ્રવ્ય–વસ્ત્રાદિથી તેને સંતુષ્ટ કરી ઉપરના રૂપાની પાટી અથવા પત્રામાં પૂજેલા દેવોની ત્રણ પ્રદક્ષિણા કરી વિદ્યાગુરુને નમસ્કાર કરી તેના પાસે બેસવું.

પછી તે વિદ્યાગુરુએ તે કુમારને **ॐ श्रीरस्वत्यै नमः । ॐ श्रीकुलदेवतायै नमः । ॐ श्रीगुरुभ्यो नमः । ॐ श्रीलक्ष्मीनारायणाभ्यां नमः ।** એ ચાર મંત્રો ત્રણ ત્રણ વાર મોઢે બોલાવવા અને તે પાટીમાં તેને ત્રણ વાર લખાવવા. ( તે અશિક્ષિત કુમાર લખી ન શકે માટે મહેતાજીએ પોતે તેના જમણા હાથમાં બરાબર લેખણ ઝલાવી પોતાના જમણા હાથ વડે અક્ષર લખાવવા. )

તે પછી આવાહિત દેવોનું વિસર્જન કરી શાળાનાં અથવા અન્ય બાળકોને કાંઇ શાકર પતાસાં આદિ મિષ્ટ પદાર્થો આપી પ્રસન્ન કરવાં.

## इति विद्यारंभप्रयोगः

# ॥ अथोपनयन विचारः ॥

**उप** ( સમીપ-પાસે **नयनं** ( લઇજવું ) એનો અર્થ બ્રાહ્મણના બાળકને ગાયત્રી મંત્રના ઉપદેશ સારું, કિંવા વેદાભ્યાસ માટે આચાર્યની પાસે લઇજવો, તે ઉપનયન કહેવાય છે અથવા જીવરૂપ બ્રાહ્મણના બાળકને શ્રીસદ્ગુરુરૂપ આચાર્યની પાસે યોગાભ્યાસદ્વારા અખંડ સચ્ચિદાનંદસ્વરૂપ પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરાવી તેને બ્રહ્મરૂપ કરવો તે ઉપનયન કહેવાય છે. '**गायत्र्या ब्राह्मणमसृजदितिश्रुत्युक्तिः।** ( 'ગાયત્રીએ બ્રાહ્મણને ઉત્પન્ન કર્યા,' એવું શ્રુતિવચન છે. ઉપનયન શબ્દથી બ્રાહ્મણબાળકને સારુ ગાયત્રીનો ઉપદેશ અને વેદાભ્યાસ એ પ્રધાનકાર્યો મનાય છે. ગાયત્રી મંત્રનો ઉપદેશ કરનારના અધિકારીઓ માટે કહ્યું છે કેઃ-**पितैवोपनयेत्पुत्रं तदभावे पितुः पिता । तदभावे पितुर्भ्राता तदभावे तु सोदरः ॥** પોતાના પુત્રને અવશ્ય તેના પિતા-એજ ઉપનયન કરવું. અને તેનો અભાવ હોય તો પિતાનો પિતા એટલે પિતામહે ( દાદાએ ) ઉપનયન કરવું. તેનો પણ અભાવ હોય તો પિતાના ભાઇએ એટલે કાકાએ ઉપનયન કરવું. અને તેના પણ અભાવમાં મોટાભાઇએ ઉપનયનસંસ્કાર કરવો. **तदभावे सगोत्र सपिंडाः ॥ तदभावे मातुलादयो सगोत्रासपिंडाः । तदभावे असपिंडा सगोत्रजाः । एतच्च कुमारापेक्षया वयोज्येष्ठा विवक्षिताः॥ कनिष्ठकर्तृकोपनयनस्य निषिद्धत्वात् ॥ सर्वाभावे श्रोत्रियः॥** **ભાવાર્થઃ**-તેના પણ અભાવમાં પોતાના એક ગોત્રનો સગો હોય તેણે, તથા તેના અભાવમાં પોતાનો મામો હોય તેણે કિંવા પોતાના ગોત્રના કોઇ પણ પુરુષે ઉપનયન કરવું. એ

સર્વે ઉપનેતાઓ ( ઉપનયન સંસ્કાર કરનારાઓ ) કુમાર-બટુકથી મોટા વયના વિવક્ષિત છે એમ સમજવું; કારણ કે કુમારથી નાના વય વાળાનો નિષેધ કરેલો છે. એ સર્વના અભાવમાં છેવટે કહ્યું છે કે કોઇ પણ શ્રોત્રિયબ્રાહ્મણે બ્રાહ્મણના પુત્રને ઉપનયન કરવું. શ્રોત્રિય શબ્દનો અર્થ પણ તેજ ઠેકાણે બતાવ્યો છે:—

**जन्मना ब्राह्मणो ज्ञेयः संस्कारैर्द्विज उच्यते**
**विद्यत्त्वाच्चापि विप्रत्वं त्रिभिः श्रोत्रिय उच्यते ॥**

કોઇ પણ બ્રાહ્મણના પુત્રને બ્રાહ્મણ કુળમાં જન્મ થવાથી બ્રાહ્મણપણું પ્રાપ્ત થાય છે; અને પછી બીજા જાતકર્માદિ સંસ્કારો થવાથી તે દ્વિજ ગણાય છે; અને તે પછી વેદવેદાંગાદિ વિદ્યાઓનું અધ્યયન કરવાથી તેને વિપ્રત્વ પ્રાપ્ત થાય છે. અથવા તે બ્રાહ્મણ કુળમાં જન્મ, સંસ્કાર અને વિદ્વત્તા, એ ત્રણે પ્રાપ્ત થતાં તેને શ્રોત્રિય સંજ્ઞા પ્રાપ્ત થાય છે.

ઉપનેતા (ઉપનયન) કરનારને માટે તથા બટુ( કુમારને )માટે અધિકાર પ્રાપ્તિ સારું પ્રાયશ્ચિત્તો કરવાનાં સૂચવ્યાં છે:-ઉપનય કરવાની યોગ્યતા માટે ઉપનેતાએ ત્રણ કૃચ્છ્રવ્રત કરવાં તથા ઉપનય કરવાની યોગ્યતા માટે કુમારે પણ ત્રણ કૃચ્છ્રવ્રત કરવાં. અને જો ઉપનેતા આચાર્ય હોય તો તેણે બાર હજાર ગાયત્રીનો જપ, કરવો.

વળી ઉપનયનના કાલ ( સમયનું ) કથન કરતાં શ્રીપારસ્કરાચાર્ય કહે છે કે:-**अष्टवर्षं ब्राह्मणमुपनयेदिति । गर्भाष्टमेवा । अथवा ब्राह्मणं गर्भसहिताष्टवार्षिकमुपनयेत् ॥** ( આઠ વર્ષના બ્રાહ્મણના બાળકને ઉપનયન સંસ્કાર કરવો; ગર્ભથી આઠમું વર્ષ લેવું. કિંવા ગર્ભ

સહિત આઠમે વર્ષે ઉપનયન સંસ્કાર કરવો. **ततश्च जन्मतो नवमेऽष्टमे वा । उपनयेदित्यर्थः । एकादशवर्षं राजन्यं** (તે પછી જન્મથી નવમે અથવા આઠમે વર્ષે ઉપનયન કરવું. અગિઆરમે વર્ષે ક્ષત્રિયને ઉપનયન કરવું. જેને અગિઆર વર્ષ થઇ ગયાં હોય એવા ક્ષત્રિયને ઉપનયન કરવું. એટલે ક્ષત્રિયને બારમે વર્ષે ઉપનયન કરવું. **द्वादशवर्षं वैश्यं** (બારમે વર્ષે વૈશ્યને ઉપનયન કરવું. બાર વર્ષ જેને પૂરાં થઇ ગયાં હોય એવા ત્રીજા વર્ણરૂપ વૈશ્યને જન્મથી તેરમે વર્ષે ઉપનયન સંસ્કાર કરવો. એ પ્રમાણે સમયનું દિગ્દર્શન કરાવી છેવટે કહ્યું છે કે '**यथामंगलंवा सर्वेषां**' એ સર્વે ત્રીવર્ણને ઇચ્છા પ્રમાણે શાસ્ત્રાંતરોમાં વિધાન કરેલા સમયે ઉપનયન થઇ શકે છે. જૂદી જૂદી કામનાઓ માટે ઉપનય કરવા સારૂં વિષ્ણુસ્મૃતિમાં કામ્યકાલો પણ બતાવ્યા છે:—

**ब्रह्मवर्चस्कामस्य कार्यविप्रस्य पंचमे ।**
**राज्ञेबलार्थिनः षष्ठे वैश्यस्यार्थार्थिनोऽष्टमे ॥विष्णुः॥**
**षष्ठे तु धनकामस्य विद्याकामस्य सप्तमे ।**
**अष्टमे सर्व कामस्य नवमे कान्ति मिच्छते ॥**

ભાવાર્થઃ—વેદાભ્યાસથી પ્રાપ્ત થતા તેજની કામના વાળા વિપ્રે બાળકને પાંચમે વર્ષે ઉપનયન કરવું. બલ–વીર્યની અપેક્ષા વાળા ક્ષત્રિએ સ્વીયબાળકને છઠેવર્ષે ઉપનયન કરવું. અને ધનની અપેક્ષાવાળા વૈશ્યે પોતાના બાળકને આઠમે વર્ષે ઉપવીત આપવું.

ધનની અપેક્ષા વાળા વિપ્રે પોતાના કુમારને છઠે વર્ષે, વિદ્યાની ઇચ્છાવાળા બ્રાહ્મણે પોતાના પુત્રને સાતમે વર્ષે, સર્વ મનોરથોની

સિદ્ધિની ઇચ્છાવાળા બ્રાહ્મણે આઠમે વર્ષે ને કાન્તિની અપેક્ષા વાળા બ્રાહ્મણે સ્વીયપુત્રને નવમે વર્ષે ઉપનયન કરવું.

સોળ વર્ષે બ્રાહ્મણને, બાવીશ વર્ષે ક્ષત્રિયને, અને ચોવિશ વર્ષે ક્ષત્રિયને ઉપનયનનો સમય વીતિ જાય છે; જેથી તે બધા પતિત સાવિત્રીક ગણાય છે.

તે પતિત સાવિત્રીક પુરુષોને પછી ત્રીજી ચોથી પેઢી વાળાઓને સંસ્કારો, ઉપવીત કે વેદાભ્યાસ બંધ થાય છે; કારણ કે તેમને વ્રાત્યદોષ લાગવાથી વ્રાત્યસ્તોમ યજ્ઞ કરવો પડે છે.

ઉપનયન મુહૂર્ત માટે વસિષ્ટસ્મૃતિમાં કહ્યું છે કેઃ—

બ્રાહ્મણ અને ક્ષત્રિયને ઉત્તરાયણના સૂર્યમાં મૌંજી બંધન કરાય, ( ઉપવીત સંસ્કાર થાય ). દક્ષિણાયનમાં વૈસ્યને ઉપવીત અપાય. એમાં અનધ્યાય કે સંક્રાંતિનો બાધ ગણાતો નથી.

વળી ઋતુઓ પણ બતાવી છે કે ' **वसंते ब्राह्मण मुपनयीत ग्रीष्मेराजन्यं शरदिवैश्यं वर्षासुरथकारामिति** ॥ ( વસંતમાં બ્રાહ્મણને ઉપવીત આપવું. ક્ષત્રિયને ગ્રીષ્મ ઋતુમાં અને શરદમાં વૈસ્ય અથવા શિલ્પકાર આદિને ઉપનય કરાય છે. ) માસોનો નિર્ણય કરતાં કહ્યું છે કેઃ—

**माघादिषु तु मासेषु मौञ्जी पंचसु शस्यते ॥ गर्गः ॥**
**मिथुने संस्थिते भानौ ज्येष्ठमासो न दोषभाक् ॥**
**शुद्धिर्नैवगुरोर्यस्य वर्षेप्राप्तेष्टमे यदि ।**
**चैत्रे मीनगते भानौ तस्योपनयनं शुभं ॥**

ભાવાર્થઃ—મહા, ફાગણ, ચૈત્ર, વૈશાખ, અને જેઠ એ પાંચ

માસમાં ઉપનીતવિધિ શ્રેષ્ઠ ગણાય છે. જેઠ મહિનામાં જો મિથુન સંક્રાંતિ ચાલતી હોય તો જેષ્ઠ માસ દોષરૂપ ગણાતો નથી. બ્રાહ્મણના બાળકને આઠમા વર્ષનો પ્રવેશ થયો હોય અને કદાપિ ગુરુનું (બૃહસ્પતિનું) બળ તથા શુદ્ધિ યોગ્ય ન હોય તો પણ જો ચૈત્ર માસમાં મીન સંક્રાંતિ હોય તો તે ચૈત્રની મીનસંક્રાંતીની પ્રવૃત્તિમાં ઉપનયન સંસ્કાર શ્રેષ્ઠ ગણાય છે.

ઉપનયન મુહુર્તનાં નક્ષત્રોની ગણના કરતાં મદનપારિજાતમાં કહ્યું છે કેઃ—

**हस्तत्रये दैत्यरिपुत्रयेच शक्रेन्दुपुष्याश्विनि रेवतीषु ॥**

હસ્ત, ચિત્રા, સ્વાતિ, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, જયેષ્ઠા, મૃગશીર્ષ, પુષ્ય, અશ્વિની, અને રેવતી, એટલાં નક્ષત્રોમાં ઉપનયન કરવું. તિથિ માટે કહ્યું છે કે ત્રીજ, પાંચમ, છઠ, બીજ, સાતમ, એ બન્ને પક્ષની શ્રેષ્ઠ ગણાય છે. ગુરુ, શુક્ર, બુધ, એ વારો શ્રેષ્ઠ છે. સોમવાર, કનિષ્ઠ, અને રવિવાર મધ્યમ જાણવા. તથા બીજા વારો વર્જિત કહ્યા છે. એ પ્રમાણે ઉપનયનના મુહુર્તનો નિશ્ચય કરવો.

॥ इति उपनयनविचारः ॥

# ॥ यज्ञोपवीत प्रयोगः ॥

ઉત્તરાયણના સૂર્યમાં એટલે મહા, ફાગણ, ચૈત્ર, વૈશાખ અને જેઠ, એ પાંચ મહિનાના શુક્લપક્ષના શુભ મુહૂર્તમાં, દ્વિતીયાદિ સ્વાધ્યાયતિથિમાં તથા અનધ્યાય કિંવા નૈમિત્તિકાદિ અનધ્યાય વર્જિત શુભ દિવસના પૂર્વાહ્નકાલના અનુકૂળ ચંદ્રબલવાળા તથા ગુરુ શુક્રના અસ્તરહિત સુજ્ઞ જ્યોતિષી પાસે નિશ્ચય કરાવેલા શુભ દિવસે બાલકને ઉપનયનસંસ્કાર કરવો.

તેમાં પ્રથમ તે કુમારના પિતાએ પોતાને ઉપનેતાપણાનો અધિકાર પ્રાપ્ત થવા સારૂં નીચે પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરવું:—

કુમારના પિતાએ પોતાના પૂર્વાભિમુખ આસનપર સ્વસ્થતાથી બેસી, આચમન પ્રાણાયામ કરી નીચે બતાવેલી રીતે બોલી ત્રણ કૃચ્છ્રવ્રતના આમ્નાયભૂત બાર હજાર ગાયત્રી મંત્રના જપનો સંકલ્પ કરવો:—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे स्वस्योपनेतृत्वाधिकारसिद्ध्यर्थं कृच्छ्रत्रयात्मकप्रायश्चित्तपूर्वकं द्वादशसहस्रं गायत्रीजपमहं करिष्ये ॥**

જો તે જપ પોતાનાથી ન થાય તો ત્યાં બ્રાહ્મણ પાસે કરાવવા માટે સંકલ્પમાં **अहं करिष्ये** એમ ન બોલતાં **ब्राह्मणद्वारया कारयिष्ये ।** એમ બોલવું.

તે પછી તે સંકલ્પ કરેલા ગાયત્રી મંત્રનો જપ, કુમારના પિતાએ જાતે અથવા બ્રાહ્મણોપાસે કરાવવો.

તે પછી જેને ઉપનયન લેવાનું છે તે કુમારે પણ પોતાનાથી ઇચ્છાનુસાર થયેલ અવિહિત આચરણ, ઇચ્છાનુસાર થયેલ અવિહિત ભાષણ તથા ઇચ્છાનુસાર થયેલ અવિહિત ભક્ષણ આદિના દોષની નિવૃત્તિને અર્થે ત્રણ કૃચ્છ્રવ્રતના આમ્નાયરૂપ બાર હજાર ગાયત્રી મંત્રનો જપ બ્રાહ્મણ પાસે કરાવવાનો સંકલ્પ નીચે પ્રમાણે કરવો:—

**अद्याद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे मम कामचारकामवादकामलक्षणादि दोषापनोदनार्थं कृच्छ्रत्रय प्रायश्चित्त पुर्वकं द्वादशसहस्त्रगायत्रीजपं ब्राह्मणद्वारयाहमाचरिष्ये ॥**

એ પ્રમાણે સંકલ્પ કરીને તે જપ પણ બ્રાહ્મણો પાસે કરાવવો.

ઉપર બતાવેલા શુભ મુહુર્તના પહેલા દિવસે ઉપનયન ઇચ્છનાર કુમારના પિતાએ, તે બટુ( ઉપનયન લેનાર કુમાર )ને પહેરવામાટે એક વાર ધોયેલું બીજાયે નહિ પહેરેલું નવું શ્વેત વસ્ત્ર ઉત્તરિય માટે મૃગચર્મ, યજ્ઞોપવીત, મેખલા, ( કેડે બાંધવા મુંજની રજ્જુ ) દંડ, ( બ્રાહ્મણના બાલકમાટે તો ઉપવીત લેનાર કુમારના પગથી તે તેની ચોટલીના વાલાગ્રસુધી ઉંચો ખાખરાના કાષ્ટનો, ક્ષત્રિયના બાલકને માટે તે કુમારના પગથી તે લલાટ–કપાળ સુધી ઉંચો બિલિના કાષ્ટનો, અને વૈશ્યના બાલકને માટે તેના પગથી તે નાકસુધી ઉંચો ઉદુંબર-ઉમયડાના કાષ્ટનો દંડ બનાવવો. ક્ષત્રિય તથા વૈશ્યના બાલકને સારૂ કદાપિ બિલિ અથવા ઉદુંબરના કાષ્ટનો દંડ ન મળે તો તેના બદલામાં બતાવેલા માપનો ખાખરાનો પણ દંડ ઉપયોગમાં લેવો.) નવા શ્વેત વસ્ત્રનું કૌપીન ( લંગોટી ) અને શુદ્ધ જલ તથા ગાયત્રીનો ઉપદેશ કરવા માટે કાંસાની થાળી, ચોખા, સોનાની શળી, મંત્રોપદેશનું વસ્ત્ર અને ભિક્ષા પિરસવાની થાળી એટલાં સાહિત્યો લાવી રાખી મુહૂર્તને દિવસે સઘળાં સાહિત્યો અગાઉથી પાસે લઇ કુમારના પિતાએ પોતાની સ્ત્રી સહિત મંડપમાં આવી પોતાના આસન ઉપર બેસવું અને તે પછી આચમન પ્રાણાયામ કરી નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे ममास्य कुमारस्य द्विजत्वसिद्ध्यर्थं वेदाध्ययनाधिकारार्थं श्वो उपनयनं करिष्ये ॥**

ઉપનયન સાથે જ ચૌલસંસ્કાર કરવાનો હોય તો સંકલ્પમાં **चौलोपनयने करिष्ये** એમ બોલવું.

**तत्रादौ निर्विघ्नतासिद्ध्यर्थं गणपतिपूजनं तदंगत्वेन स्वस्तिपुण्याहवाचनंमंडपस्थापनं मातृकापुजनं वसोर्धारामायुष्यमंत्रजपं नान्दीश्राद्धं ग्रहानुकूल्यसिद्धिद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं ग्रहयज्ञं चाद्य करिष्ये ॥**

એ પ્રમાણે સંકલ્પમાં બોલી આગળ બતાવેલો ગ્રહયજ્ઞ કરવો. તેમાં સ્વસ્તિપુણ્યાહવાચનના ઉત્તર સંકલ્પમાં **इन्द्रः प्रीयताम्** એમ બોલવું.

તે પછી તે મંડપશાલાની બહાર કુમારના પિતાએ આચમન પ્રાણાયામ કરી, નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे उपनयनांगभूतमस्य कुमारस्य वपनं कारयिष्ये ॥**

એ પ્રમાણે સંકલ્પ કરીને નાપિકની પાસે બાલકનું ક્ષૌર-મુંડન કરાવરાવવું. ( તેમાં શિખા સિવાય વધારાના કેશ રાખવા નહિ. )

તે પછી તે બાલકને સારા શુદ્ધ ઉષ્ણોદકથી નવરાવીને ત્રણ બ્રાહ્મણોની પંક્તિમાં બેસારીને જમાડવો. તેમાં નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे ऽस्या कुमारस्योपनयनेऽधिकारार्थं त्रीन्ब्राह्मणान् भोजयिष्ये ॥**

એ પ્રમાણે સંકલ્પ કરીને બ્રાહ્મણને ત્યાં બીજા ત્રણ બ્રાહ્મણની સાથે તે બાલકને પંક્તિમાં એટલે તેમની સાથે બેસારીને જમાડવો. ક્ષત્રિયે પોતાની ન્યાતના જે પોતાના ઉપવીતવાળા પૂજ્ય હોય તે ત્રણને બેસારી તેમની સાથે તે કુમારને બેસારી જમાડવો, અને વૈશ્યે પણ તે જ પ્રમાણે પોતાની ન્યાતના જે પોતાના ત્રણ પૂજ્ય ઉપવીતવાળા વૈશ્યો હોય તેમની સાથે તે બાળકને જમાડવો.

આ સ્થળે કેટલાક બ્રાહ્મણની ન્યાતમાં તે ઉપવીત લેનાર કુમારને તેના જેવા અનુપવીતી બટુકોને તેની સાથે બેસારી દૂધ અને ભાત જમાડે છે. માટે એ કરતાં ઉપવીત લેનારને તેના સરખી વયના સ્વજાતિય બ્રહ્મચારીઓ સાથે જમાડવો એ વિશેષ ઉત્તમ છે.

તે પછી તે બટુને મંગળસ્નાન કરાવી, ચંદન અને પુષ્પમાલાથી અલંકૃત કરી, તેના ખોબામાં ડાંગેર, ઘઉં અથવા ચોખા, ભરી તેમાં આચાર્યને આપવાનું ઉપહારદ્રવ્ય તથા શ્રીફળ મુકી તેને આચાર્ય પાસે લાવવો. જેથી ઉપનયન નામ સાર્થક થાય છે.

તેમાં પ્રથમ ઉપનયનના પ્રસંગે પોતાના ઘરના ચોકમાં પોતાના ઘરના દ્વારની અને મંડપની મધ્ય સીદ્ધા સૂત્રે આવે તેમ મધ્ય મેળવી આઠ હાથ સમચોરસ મંડપ સ્થાપન કરવો. અને તે મંડપની મધ્યે ઉપનયન લેનાર કુમારના ચાર હાથ સમચોરસ લાંબી પહોળી તથા ભૂમિથી એક હાથ ઉંચી એવી એક વેદિકા–પીઠિકા–ઓટલી કરી, તે

વેદીને પૂર્વ અથવા ઉત્તર એ બેમાંની જે દિશાએ અનુકૂળતા હોય તે દિશાએ સાત અથવા પાંચ પગથીઆં કરવાં. અને બાળકને લાવી તે વેદિકાના પહેલા પગથીએ ઉભો રાખવો.

બાળકને આવતા પહેલાં વેદી ઉપર યજમાનરુપે બેઠેલાં તેનાં માતા-પિતા તથા આચાર્ય અને આવનાર બટુક વચ્ચે અંતરપટ ધરી રાખવું. તે પછી જ્યારે તે બાળક આવી વેદીના પહેલા પગથીએ ઉભો રહે એટલે આચાર્યાદિ બ્રાહ્મણોએ આશીર્વાદાર્થ મંગલલલિતના શ્લોકો ભણવાનો આરંભ કરવો. ને જેમ જેમ શ્લોકો ભણાતા જાય તેમ તેમ બાળકને તે વેદિકાના ઉપર ઉપરના પગથીએ ચઢાવવો. કદાપિ વેદિકા ન કરી હોય તો નીચેજ થોડે થોડે આચાર્યની સમીપ તેને લાવવો અને નીચે પ્રમાણે મંગળાષ્ટક ભણવું.

ब्रह्मावायुगिरीषशेषगरुडा देवेन्द्रकामौगुरु-
श्चन्द्रार्कौ वरुणानिलौ मनुयमौ वित्तेशविघ्नेश्वरौ ।
नासत्यौ निर्ऋतिर्मरुद्गणयुताः पर्जन्य मित्रादयः
सत्रैकासुरपुंगवाः प्रतिदिनं कुर्युर्बटोर्मङ्गलम् ॥ १ ॥
मांधाता नहुषोऽम्बरीष सगरौ राजापृथुर्हैहयः
श्रीमान्धर्मसुतो नलो दशरथो रामो ययातिर्यदुः ॥
इक्ष्वाकुश्च बिभीषणश्च भरत श्चोत्तानपादिर्ध्रुवः
इत्याद्या भुवि पार्थिवाःप्रतिदिनं कुर्युर्बटोर्मङ्गलम् ॥२॥
श्रीमेरुर्हिमवांश्च मंदरगिरिः कैलासशैलस्तथा

माहेन्द्रो मलयाद्रिविन्ध्यनिषधाः सिंहस्तथा रैवतः ॥
सह्याद्रिर्वरगंधमादनगिरिर्मैनाकगोमंतकौ
इत्याद्या भुवि भूभृतः प्रतिदिनं कुर्युर्बटोर्मंगलम् ॥३॥
विश्वामित्रपराशरौ भृगुरथागस्त्यः पुलस्त्यः क्रतुः
श्रीमानत्रिमरीचिकौत्सपुलहाः शक्तिर्वसिष्ठोऽङ्गिरा ॥
मांडव्यो जमदग्निगौतमभरद्वाजादयस्तापसाः
श्रीविष्णोर्गुणराशिकीर्तनपराः कुर्युर्बटोर्मंगलम् ॥४॥

તે પછી બીજા જે જે મંગલાષ્ટકના શ્લોકો આવડતા હોય તે બોલવા.

ઉપરના પ્રત્યેક શ્લોક બોલવાને અંતે બટુક ઉપર કંકુવાળા અક્ષત નાંખવા.

તે પછી અંતરપટ કાઢી નાંખવું, અને તે બટુકે ખોબામાં રહેલાં અક્ષતાદિ આચાર્યની પાસે મૂકી પગે લાગવું.

**ॐ मनो जूतिर्जुषतामाज्यस्य बृहस्पतिर्यज्ञमिमंतनोतु । अरिष्टं यज्ञं समिमंदधातु ॥१३॥**

એ મંત્ર ભણી આચાર્યે તે બટુપર અક્ષત નાંખવા.

તે પછી આચાર્યે આવેલા બટુને અગ્નિથી પશ્ચિમદિશામાં આસન પર બેસારવો.

તે પછી આચાર્યે બ્રહ્મચારીને કહેવું કે,'ॐ **ब्रह्मचर्यमागामि**' એમ તું બોલ? ત્યારે બ્રહ્મચારીએ 'ॐ **ब्रह्मचर्यमागामि**' એમ બોલવું.

તે પછી આચાર્યે બ્રહ્મચારીને કહેવું કે, 'ॐ **ब्रह्मचर्यसानि**' એમ તું બોલ? ત્યારે બ્રહ્મચારીએ બોલવું કે 'ॐ **ब्रह्मचर्यसानि ।**'

તે પછી નીચે પ્રમાણે મંત્રબોલી આચાર્યે તે બટુને વસ્ત્ર પહેરાવવું.

**ॐ येनेन्द्राय बृहस्पतिर्वासः पर्यदधामृतं । तेन त्वा परिदधाम्यायुषे दीर्घायुत्वाय बलाय वर्चसे ॥**

તે પછી આચાર્યે બટુકને નીચેનો મંત્ર ભણી, કટિએ (કેડે) મેખલા ( મુંજનીદોરી ) પહેરાવવી.

**ॐ इयन्दुरुक्तम्परिबाधमानोऽवर्णम्पवित्रम्पुनतीमऽआगात् । प्राणापानाभ्याम्बलमादधानास्वसादेवी सुभगा मेखलेयम् ॥**

તે પછી આચાર્યે તૈયાર કરી રાખેલા યજ્ઞોપવીતનું ॐ **आपोहिष्ठा॰** એ મંત્ર ભણી પ્રક્ષાલન કરવું.

તે પછી નીચેના ત્રણ મંત્રો ભણી યજ્ઞોપવીત પહોળું કરી, તેના ઉપર પોતાના જમણા હાથનો અંગુઠો અને તર્જનિનો મધ્યભાગ ત્રણવાર ફેરવવો.

**ॐ ब्रह्म जज्ञानं प्रथमं पुरस्ता द्विसीमतः सुरुचो वेन आवः । स बुध्न्या उपमा अस्य**

विष्ठाः सतश्च योनिमसतश्च विवः ॥ ६२ ॥

ॐ इदं विष्णुर्विचक्रमे त्रेधा निदधे पदम् समूढमस्य पांसुरे स्वाहा ॥ ६५ ॥

ॐ नमस्ते रुद्र मन्यव उतो त इषवेनमः । बाहुभ्यामुत ते नमः ॥ ६६ ॥

તે પછી નીચેના નવ નામમંત્રો ભણી, તે યજ્ઞોપવીતના નવ તંતુઓના નવ અધિષ્ઠાતા દેવોનું આવાહન કરી તેમને તેમાં યોજવા.

प्रथमतंतौ ॐकाराय नमः ॐकारं न्यसामि ।
द्वितीयतंतौ अग्नये नमः अग्निं न्यसामि ।
तृतीयतंतौ नागेभ्यो नमः नागान् न्यसामि ।
चतुर्थतंतौ सोमाय नमः सोमं न्यसामि ।
पंचमतंतौ इन्द्राय नमः इन्द्रं न्यसामि ।
षष्ठमतंतौ प्रजापतये नमः प्रजापतिं न्यसामि ।
सप्तमतंतौ वायवे नमः वायुं न्यसामि ।
अष्टमतंतौ सूर्याय नमः सूर्यं न्यसामि ।
नवमतंतौ विश्वेभ्यो देवेभ्यो नमः विश्वेदेवान्न्यसामि ।

તે પછી ॐ तच्चक्षुर्देवहितम्० એ મંત્ર ભણતાં તે યજ્ઞોપવીત

સૂર્યનારાયણને બતાવી તેને પોતાના કરસંપુટમાં રાખી દશવાર ગાયત્રી મંત્ર ભણીને અભિમંત્રણ કરવું.

તે પછી "તું આ યજ્ઞોપવીત ધારણ કરય।" એમ આચાર્યે બોલી તે યજ્ઞોપવીત તે બ્રહ્મચારીને આપવું. બ્રહ્મચારી તે ઉપનયન પોતાના ડાબા ખભા ઉપર રહે એમ ધારણ કરે. તે વખતે આચાર્યે નીચેનો મંત્ર ભણવો

ॐ यज्ञोपवीतम्परमम्पवित्रम्प्रजापतेर्यत्सहजम्पुरस्तात् ।
आयुष्यमग्र्यम्प्रतिमुञ्चशुभ्रं यज्ञोपवीतम्बलमस्तु तेजः ॥
ॐ यज्ञोपवीतमसि यज्ञस्यत्वायज्ञोपवीतेनोपनह्यामि ॥

યજ્ઞોપવીત ધારણ કર્યા પછી બટુકે આચમન કરવું. તે પછી આચાર્યે નીચેનો મંત્ર ભણતાં બટુકને અજીન-મૃગચર્મ આપવું.

ॐ मित्रस्य चक्षुर्द्धरुणम्बलीयस्तेजो यशस्वीस्थविरं. समिद्धम् । अनाहनस्यम्वसञ्चरिष्णुःपरीदम्वाज्यजिनन्दधेहम् ।

તે પછી નીચેના મંત્રથી આચાર્યે બ્રહ્મચારીને દંડ ધારણ કરાવવો-આપવો.

ॐ योमेदंडः परावतद्वैहाय सोधि भूम्याम् ।
तमहम्पुनराददाम्यायुषे ब्रह्मणे ब्रह्मवर्चसाय ॥

( ઉપરનો મંત્ર જો બ્રહ્મચારી બોલી શકે તો તેને બોલાવવો. )

તે પછી આચાર્યે બ્રહ્મચારીની અંજલી (ખોબા) માં ॐ આપો

**हिष्ठा० ॥१॥ ॐ योवःशिव० ॥२॥ ॐ तस्मा अरङ्ग० ॥३॥** એ ત્રણ મંત્રો ભણી ત્રણવાર જલ આપવું.

તે પછી તે જલાંજલિ સહિત બટુકને ઉભો કરી આચાર્યે કહેવું કે **सूर्यमुदीक्षस्व** ( તું શ્રીસૂર્યનાં દર્શન કર ).

એ પ્રમાણે આચાર્યની આજ્ઞા થતાં બ્રહ્મચારીએ નીચેનો મંત્ર ભણી શ્રીસૂર્યનાં દર્શન કરવાં. ( મંત્ર બ્રહ્મચારી બોલે એમ હોય તો તેની પાસે બોલાવવો; નહિ તો આચાર્યે પોતે ભણી જવો. )

**ॐ तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेम शरदः शतं श्रृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥ ३६/२४ ॥**

તે પછી આચાર્યે નીચેનો મંત્ર ભણી તે બ્રહ્મચારીના જમણા ખભે પોતાનો જમણો હાથ મુકી ત્યાંથી તેના હૃદય સુધી લઇ જવો.

**मम व्रते ते हृदयन्दधामि मम चित्तमनुचित्तन्ते अस्तु । मम वाचमेकमना जुषस्वबृहस्पतिष्ट्वा नियुनक्तुमह्यम् ॥**

તે પછી આચાર્યે બ્રહ્મચારીનો જમણો હાથ ઝાલી પૂછવું કે **को नामासि ।** ( તમારું નામ શું ? )

એ પ્રમાણે આચાર્ય બોલે ત્યારે પ્રત્યુત્તરમાં બ્રહ્મચારીએ બ્રાહ્મણ

હોય તો શર્મા, ક્ષત્રિય હોય તો વર્મા, અને વૈશ્ય હોય તો ગુપ્ત અથવા ભૂતિ એવાં પોતાનાં જાતિ સૂચક વિશેષણો પોતાના નામની અંતે લગાવીને બોલવું કે **अमुकशर्माहं भोः । अमुकवर्माहं भोः । अमुकगुप्तोऽहं भोः वा अमुक भूत्यहं भोः ।**

તે પછી ફરી આચાર્યે તે બ્રહ્મચારીને પૂછવું કે **कस्य ब्रह्मचार्यसि** ( તમે કોના બ્રહ્મચારી છો ? )

ત્યારે પ્રત્યુત્તરમાં બ્રહ્મચારીએ બોલવું કે **भवताम्** ( હું આપનો બ્રહ્મચારી છું. )

તેના પ્રતિવાક્યમાં આચાર્યે બોલવું કે **इन्द्रस्य ब्रह्मचार्यस्यग्निराचार्यस्तवाहमाचार्यस्तवासौ ( अमुक ) शर्मन् ।** ( તમે ઇન્દ્રના બ્રહ્મચારી છો; અગ્નિ તમારા આચાર્ય છે અને હું તમારો આચાર્ય છું. ) ઉપરના વાક્યમાં અમુકને બદલે તેનું ( બ્રહ્મચારીનું ) નામ બોલવું.

તે પછી આચાર્યે તે બ્રહ્મચારીના શરીરે પંચભૂતોના રક્ષણાર્થે નીચેનો મંત્ર ભણી હાથ ફેરવવો.

**ॐ प्रजापते त्वा परिददामि देवाय त्वा सवित्रे परिददाम्यद्भ्यस्त्वौषधिभ्यः परिददामि द्यावापृथिवीभ्यान्त्वा परिददामि विश्वेभ्यस्त्वा देवेभ्यः परिददामि सर्वेभ्यस्त्वा भूतेभ्यः परिददाम्यरिष्टयै ॥**

તે પછી એક વેંતના માટીના સ્થંડિલ ઉપર નીચેની રીતે પંચભૂસંસ્કાર કરી, ઉપર અગ્નિનું સ્થાપનુ કરવું. તેમાં પ્રથમ ત્રણ દર્ભને અંગુઠો અને કનિષ્ઠિકાના મધ્ય ભાગવડે ઝાલી તે વડે દક્ષિણથી ઉત્તર ભણી જાય એવી રીતે સ્થંડિલ ઉપર ત્રણવાર નીચેનું વાક્ય બોલતાં ફેરવી પરિસમુહન કરવું.

**दर्भैः त्रिपरिसमुह्य ।**

તે પછી નીચેનું વાક્ય બોલતાં પશ્ચિમથી પૂર્વભણી જાય એવી રીતે સ્થંડિલ ઉપર ઉપલેપન કરવું. (ગાયનું છાણુ અને જળ વડે લીપવું.)

**गौमयोदकाभ्यां त्रिरुपलिप्य ।**

તે પછી નીચેનું વાક્ય બોલી દર્ભવડે પશ્ચિમથી પૂર્વભણી જાય એવી ત્રણ રેખાઓ કરી ઉલ્લેખન કરવું.

**तिस्रो रेखा उल्लिख्य ।**

તે પછી નીચેનું વાક્ય બોલી તે રેખાઓના પૂર્વભાગમાંથી ત્રણ વાર થોડી થોડી મૃતિકા લઇને દૂર નાંખી ઉદ્ધરણ કરવું

**अनामिकाङ्गुष्ठाभ्यामुल्लिखितपांसुनुद्धृत्य ।**

તે પછી નીચેનું વાક્ય બોલી તે સ્થંડિલને ત્રણવાર જલ છાંટી અભ્યુક્ષણ કરવું.

**उदकेनाभ्युक्ष्य ।**

તે પછી તે સ્થંડિલ ઉપર અગ્નિનું સ્થાપન કરી ચંદન, અક્ષત,

ને પુષ્પાદિથી પૂજન કરી, આચાર્યે પોતાનો જમણો ઢીંચણ ભૂમિપર રહે એમ વાળીને નીચેના મંત્રો મનમાં બોલી અગ્નિમાં ઘીની આહુતિઓ આપવી.

ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये न मम ॥१॥

ॐ इन्द्राय स्वाहा इदं इन्द्राय न मम ॥२॥

ॐ अग्नये स्वाहा इदं अग्नये न मम ॥३॥

ॐ सोमाय स्वाहा इदं सोमाय न मम ॥४॥

ॐ भूः स्वाहा इदं अग्नये न मम ॥५॥

ॐ भुवः स्वाहा इदं वायवे न मम ॥६॥

ॐ स्वः स्वाहा इदं सूर्याय न मम ॥७

ॐ अग्निवरुण भ्यां स्वाहा इदं अग्निवरुणाभ्यां न मम॥८॥

ॐ अग्निवरुणाभ्यां स्वाहा इदं अग्निवरुणाभ्यां न मम॥९॥

ॐ अग्नये अयसे स्वाहा इदं अग्नये अयसे न मम ॥१०॥

ॐ वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्योदेवेभ्योमरुद्भ्यःस्वर्केभ्यश्च स्वाहा इदं वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्योदेवेभ्योम रुद्भ्यःस्वर्केभ्यश्च न मम ॥११॥

ॐ वरुणायादित्यायादितये स्वाहा इदं वरुणायादित्यायादितयेन्नमम ॥ १२ ॥

**ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये न मम ॥ १३ ॥**

**ॐ अग्नये स्विष्टकृते स्वाहा इदं अग्नये स्विष्टकृते नमम॥१४॥**

તે પછી આચાર્યે નીચેનો વાક્યો પોતે બોલી તથા બ્રહ્મચારીની પાસે બોલાવી, તેને શાસન ( ઉપદેશ ) આપવું. તેમાં આચાર્ય અને બ્રહ્મચારીને અરસપરસ બોલવાનાં વાક્યો છે

આચાર્ય-**ब्रह्मचार्यासि ?** ( *તમે બ્રહ્મચારી છો ? )

બ્રહ્મચારી **ब्रह्मचारी भवानि !** ( [ આપની કૃપાથી ] ભલે હું બ્રહ્મચારી થાઉં—હોઉં ! )

આચાર્ય—**अपोऽशान** ! ( [ એમ હોય તો ] જલ પ્રાશન ( આચમન )—કરો ! )

બ્રહ્મચારી—**अशानि.** ( [ આ જલપ્રાશન ] કરી લઉંછું. )

આચાર્ય—**कर्म कुरु** ! ( [ હવેથી તમારે વૈદિક ]કર્મ કરવાં ! )

બ્રહ્મચારી-**करवाणि.** ( [ ભલે આપની કૃપાથી વૈદિક કર્મ]કરીશ.)

આચાર્ય—**मा दिवा सुषुप्ता !** [ તમારે હવેથી ] દિવસે શયન કરવું નહિ ? )

---

* ગૃહસ્થવર્ગ તથા રાજારજવાડાના પ્રસંગમાં અને સામાન્ય રીતે જોતાં હાલના જમાનામાં કેળવાયલા વર્ગમાં દરેક ઠેકાણે તુંકારે બોલવું અસભ્ય ગણાય છે, માટે મૂળ શાસ્ત્રીય પ્રયોગમાં છે તેમ ને તેમ રાખી ભાષાંતરમાં માનાર્થે બહુવચન વાપરવું યોગ્ય ધાર્યું છે.

બ્રહ્મચારી-**नस्वपामि.** ( [ ભલે આપની આજ્ઞાનું યથાયોગ્ય પાલન કરવાને ] દિવસે શયન નહિ કરૂં. )

આચાર્ય-**वाचं यच्छेत्** ( [ તમારે ] વાણીને નિયમમાં રાખવી [ જોઇશે; અર્થાત્ મિત અને સત્ય ભાષણ કરવું ! )

બ્રહ્મચારી **यच्छामि.** ( [ ભલે વાણીને ] હું નિયમમાં રાખીશ અર્થાત્ હું મિત અને સત્ય ભાષણ કરીશ ].)

આચાર્ય-**समिधमाधेहि** ! ( [ તમારે હવેથી ] સમિધ ધારણ કરવાં ! )

બ્રહ્મચારી-**आदधामि.** ( [ આપની આજ્ઞા છે તો ભલે ] હું સમિધ ધારણ કરૂંછું. )

આચાર્ય-**अपोशान** ! ( [ હવે પાછું ફરીથી ] જલપ્રાશન ( આચમન ) કરો ! )

બ્રહ્મચારી-**अशानि.** ( [ જલપ્રાશન આ ] કરી લઉંછું. )

તે પછી આચાર્યવિષે પૂજ્યભાવવાળા, પૂર્વાભિમુખે સ્વસ્થતાથી દર્ભાદિના આસનપર બેઠેલા, સ્વગુરુસંમુખ દૃષ્ટિવાળા તે બ્રહ્મચારીને ઉપનેતા આચાર્યે ઉત્તરાભિમુખે બેસીને બ્રહ્મચારીના સામી દૃષ્ટિ રાખીને નીચે બતાવેલા પ્રકારે ગાયત્રીમંત્રનો ઉપદેશ કરવો.

પ્રથમ કાંસાની થાળીમાં ચોખા ભરી, તે સરખા કરી પાથરી તેમાં સોનાની સળી વડે આચાર્યે પ્રણવ તથા વ્યાહૃતિસહિત ગાયત્રીમંત્ર લખવો. પછી તેનું બ્રહ્મચારીપાસે ચંદન, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્ય,

એ પંચોપચારથી પૂજન કરાવવું; અને તે પછી તે બ્રહ્મચારીએ ચંદન પુષ્પાદિથી આચાર્યનું પણ પૂજન કરવું.

તે પછી ઉપદેશ કરવાનો મંત્ર અન્ય અનુપવીતિયો તથા અનાર્યો ન સાંભળે માટે મંત્રોપદેશ સારું પ્રથમથી જે લાવી મૂકેલું શ્વેતવસ્ત્ર હોય તે બ્રહ્મચારી, આચાર્ય તથા મંત્રોપદેશમાં સાક્ષીરુપે બ્રહ્મચારીનો પિતા એ ત્રણ ઓઢે છે; ને પછી આચાર્ય મંત્રોપદેશ કરે છે. આવો લોકાચાર ગુજરાતમાં છે. મંત્રપછેડી ઓઢવાનું મુખ્ય કારણ અન્ય અનધિકારીઓથી અંતરપટ કરવાનું, એ જ છે. માટે જ્યાં જેવો દેશાચાર હોય ત્યાં તેમ કરવું.

તે પછી આચાર્યે બ્રહ્મચારીને ગાયત્રીમંત્ર તે સારી રીતે સાંભળીને બોલી શકે એવા સ્પષ્ટ શુદ્ધ ઉચ્ચારથી પોતે બોલીને બોલાવવોઃ—

**ॐ भू र्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॐ ॥**

એ મંત્ર ત્રણવાર, પંચવાર અથવા સાતવાર કિંવા તેને બરાબર સ્મરણ રહે એવો ઉપસ્થિત થાય ત્યાં સુધી બોલાવવો.

ત્યાર પછી ઉપદેશના અંતે બ્રહ્મચારીએ બોલવું કે, **ॐ स्वस्ति ।**

તે પછી આચાર્યે બ્રહ્મચારીપાસે સ્થંડિલ ઉપર સ્થાપન કરેલા અગ્નિમાં પાંચવાર નીચેના પાંચ મંત્રો ભણી ઇન્ધન—લાકડાંમાં છાણાં અથવા સમિધો મુકાવવાં:—

**ॐ अग्ने सुश्रवः सुश्रवसंमाकुरु ॥ १ ॥**

**ॐ यथात्वमग्ने सुश्रवः सुश्रवाऽअसि ॥ २ ॥**

**ॐ एवं मां सुश्रवः सौश्रवं कुरु ॥ ३ ॥**

**ॐ यथा त्वमग्ने देवानां यज्ञस्य निधिपा असि ॥ ४ ॥**

**ॐ एवमहं मनुष्याणां वेदस्य निधिपो भूयासम् ॥ ५ ॥**

તે પછી જમણા હાથમાં જળ લઈ, ઇશાન ખૂણાથી આરંભી પ્રદક્ષિણાની રીતે ફેરવી, સ્થંડિલ ફરતી જળધારા કરી અગ્નિનું પર્યુક્ષણ કરવું.

તે પછી બ્રહ્મચારીએ, ઉભા થઇને નીચેનો મંત્ર પાંચવાર ભણી ઘીવાળાં પાંચ સમિધોનો અગ્નિમાં હોમ કરવો.

**ॐ अग्नये समिधमहार्षम्बृहते जातवेदसे । यथात्वमग्ने समिधा समिध्य सऽएवमहमायुषा मेधया वर्चसा प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन समिन्धे जीवपुत्रो ममाचार्यो मेधाम सांन्य निराकरिष्णुर्यशस्वी तेजस्वी ब्रह्मवर्चस्यन्नादो भूयासं स्वाहा ॥**

તે પછી સ્થંડિલમાંના અગ્નિને બરાબર પ્રજ્વલિત કરી, આગળની રીતે ઇશાન ખૂણાથી આરંભી જળધારા કરી પર્યુક્ષણ કરવું.

તે પછી બ્રહ્મચારીએ અગ્નિ સમિપ પોતાના બન્ને હાથ રાખી તપાવી નીચેના સાત મંત્રો ભણી પોતાના મુખપર સાતવાર ફેરવવા.

**ॐ तनूपाऽअग्ने सितन्वम्मे पाहि ॥ १ ॥**

ॐ आयुर्दा ऽ अग्ने ऽस्यायुर्मे देहि ॥ २ ॥

ॐ वर्चोदा ऽ अग्नेसि वर्चो मे देहि ॥ ३ ॥

ॐ अग्ने यन्मेतन्वा ऽ ऊनन्तन्म आपृण ॥ ४ ॥

ॐ मेधां मे देवःसविताऽआदधातु ॥ ५ ॥

ॐ मेधां मे देवी सरस्वती आदधातु ॥ ६ ॥

ॐ मेधामश्विनौ देवा वाधत्तां पुष्करस्रजौ ॥ ७ ॥

તે પછી નીચેનો મંત્ર ભણી, ઉપર પ્રમાણે બન્ને હાથ તપાવી, મસ્તકથી આરંભી પગના તળીઆ સુધી ફેરવવા.

ॐ अंगानि च मे आप्यायन्ताम् ॥

તે પછી નીચેનો મંત્ર ભણી એ રીતે તપાવેલા હાથ મુખપર ફેરવવા.

ॐ वाक् च मे आप्यायताम् ॥

તે પછી નીચેના મંત્રથી તપાવેલા હાથનો બે નાસિકાઓએ સ્પર્શ કરવો.

ॐ प्राणश्च मे आप्यायताम् ॥

તે પછી નીચેના મંત્રથી ઉપર કહ્યા પ્રમાણે તપાવેલા હાથનો બન્ને નેત્રે સ્પર્શ કરવો.

ॐ चक्षुश्च मे आप्यायताम् ॥

તે પછી નીચેના મંત્રથી ઉપર કહ્યા પ્રમાણે તપાવેલા હાથનો બન્ને કાને સ્પર્શ કરવો.

**ॐ श्रोत्रं च मे आप्यायताम् ॥**

તે પછી નીચેના મંત્રથી ઉપર કહ્યા પ્રમાણે તપાવેલા હાથ સમગ્ર શરીરે ફેરવવા.

**ॐ यशोबलं च मे आप्यायताम् ॥**

તે પછી નીચે પ્રમાણે ત્ર્યાયુષકરણ કરવું. તેમાં પ્રથમ નીચેનું પદ બોલી બ્રહ્મચારીએ તે હોમ કરેલા અગ્નિમાંથી ભસ્મ લઇને પોતાના કપાલે કરવી.

**ॐ त्र्यायुषञ्जमदग्नेः ।**

તે પછી નીચેનું પદ બોલી કંઠે ભસ્મ કરવી-

**ॐ कश्यपस्य त्र्यायुषम् ।**

તે પછી નીચેનું પદ બોલી જમણા તથા ડાબા ખભે ભસ્મ કરવી.

**ॐ यद्देवेषु त्र्यायुषम् ।**

તે પછી નીચેનું પદ બોલી હૃદયે ભસ્મ કરવી.

**ॐ तन्नो अस्तु त्र्यायुषम् ॥**

તે પછી બ્રહ્મચારીએ વૈશ્વાનર આદિને નીચે પ્રમાણે પોતાના નામ ગોત્રાદિના ઉચ્ચારપૂર્વક અભિવાદન કરવું. તેમાં નીચેના વાક્યમાં

અમુકને સ્થળે પોતાનું જે ગોત્ર, પ્રવર અને નામ હોય તે બોલીને પ્રથમ વૈશ્વાનરને ( અગ્નિને ) અભિવાદન કરવું. અભિવાદનમાં બ્રહ્મચારીએ ઉભા થઈ આચાર્યના જમણા ચરણને પોતાનો જમણો હાથ તથા ડાબા ચરણને પોતાના ડાબા હાથનો સ્પર્શ કરી લાંબા થઈ સાષ્ટાંગ નમસ્કાર કરવો.

**अमुकगोत्रोत्पन्नः अमुकप्रवरान्वितः अमुकशर्माहं भो वैश्वानर त्वामभिवादये ॥**

બ્રહ્મચારી જ્યારે ઉક્ત રીતે વૈશ્વાનરને અભિવાદન કરે ત્યારે તેના પ્રત્યુત્તરમાં નીચે પ્રમાણે આચાર્યે આશીર્વચન કહેવું.

**आयुष्मान् भव सौम्य ।**

તે પછી બ્રહ્મચારીએ સૂર્યનારાયણને નીચે પ્રમાણે પોતાના નામ ગોત્રાદિના ઉચ્ચારપૂર્વક અભિવાદન કરવું.

**अमुकगोत्रोत्पन्नः अमुकप्रवरान्वितः अमुकशर्माहं भो सूर्य त्वामभिवादये ॥**

તેના પ્રત્યુત્તરમાં પણ આચાર્યે પૂર્વોક્તરીતે આશિર્વચન બોલવું:-

**आयुष्मान् भव सौम्य ।**

તે પછી બ્રહ્મચારીએ ચન્દ્રમાને નીચે પ્રમાણે પોતાના નામ ગોત્રાદિના ઉચ્ચારપૂર્વક અભિવાદન કરવું.

**अमुकगोत्रोत्पन्नः अमुकप्रवरान्वितः अमुकशर्माहं भो चन्द्र त्वामभिवादये ॥**

તેના પ્રત્યુત્તરમાં પણ આચાર્યે પૂર્વોક્ત રીતે આશીર્વચન બોલવું કેઃ—

**आयुष्मान् भवसौम्य ।**

તે પછી બ્રહ્મચારીએ, પ્રથમ બતાવ્યા પ્રમાણે ચરણસ્પર્શપૂર્વક આચાર્યને નીચે પ્રમાણે પોતાના નામગોત્રાદિના ઉચ્ચારપૂર્વક અભિવાદન કરવું.

**अमुकगोत्रोत्पन्नः अमुकप्रवरान्वितः अमुकशर्माहं भो आचार्य त्वामभिवादये ॥**

તેના પ્રત્યુત્તરમાં આચાર્યે પૂર્વોક્ત રીતે આશિર્વચન કહેવું કેઃ—

**आयुष्मान् भव सौम्य ।**

તે પછી પોતાના દ્વિજ અધ્યાપકને, બ્રહ્મચારીએ નીચે પ્રમાણે પોતાના નામગોત્રાદિના ઉચ્ચારપૂર્વક અભિવાદન કરવું.

**अमुकगोत्रोत्पन्नः अमुकप्रवरान्वितः अमुकशर्माहं भो अध्यापक त्वामभिवादये ॥**

તેના પ્રત્યુત્તરમાં અધ્યાપકે નીચે પ્રમાણે આશિર્વચન બોલવું કેઃ—

**आयुष्मान् भव सौम्य ।**

તે પછી બ્રહ્મચારીએ પોતાના પિતા, માતા, જ્યેષ્ઠભ્રાતા, કાકા, મામા, વગેરેવડિલવર્ગને અભિવાદન કરવું.

ત્યારપછી બ્રહ્મચારીએ નીચે કહ્યા પ્રમાણે ભિક્ષાચર્યા કરવી. તેમાં પ્રથમ બ્રહ્મચારીની માતા અથવા તેમના પ્રતિનિધિમાં જે કોઇ

ભિક્ષા પીરસનારી સ્ત્રી હોય તેણે લોકાચાર રીતે ( ઘઉંનો લોટ, ઘી, અને ગોળ મળીને ) સવાપાંચશેરના પાંચ, મોદક ( લાડુ ) કરી એક મોટા પાત્રમાં લઇને બ્રહ્મચારીની પાસે આવવું.

તે પછી બ્રહ્મચારીએ બે હાથે ભિક્ષાપાત્ર ( નવીકાંસાની થાળી ) ઝાલી નીચે પ્રમાણે બોલી માતા પાસે ભિક્ષાની યાચના કરવી.

**भवति भिक्षां देहि !** ( [ માતાજી ] આપ [ મને ] ભિક્ષા આપો ! ) બ્રહ્મચારી ઉપરનું વાક્ય બોલે એટલે માતાએ બ્રહ્મચારીને ગંધાક્ષત કરી તેના પાત્રમાં એક પછી એક, એમ પાંચે મોદક મૂકવા. પછી લોકાચાર તરિકે યથાશક્તિ કાંઇ ભિક્ષાની દક્ષિણા મૂકવી.

ભિક્ષા ગૃહણ કર્યા પછી બ્રહ્મચારીએ માતાપ્રતિ નીચેનું આશિર્વચન બોલવું.

**ॐ स्वस्ति ।**

તે પછી અન્ય કોઈ ઉત્સાહી સ્ત્રીઓની ભિક્ષા ગૃહણ કરવાની હોય તો ઉપર બતાવેલી રીતે બ્રહ્મચારીએ ત્રણ, છ અથવા બાર ભિક્ષાઓ ગ્રહણ કરવી.

તેમાંની પ્રથમની માતા પાસેથી ગૃહણ કરેલી ભિક્ષા બ્રહ્મચારીએ આચાર્યને નિવેદન કરવી. અને આચાર્યે, બ્રહ્મચારીએ પોતાને નિવેદન કરેલી ભિક્ષામાંથી પ્રસાદ તરિકે તેને થોડી ભિક્ષા પાછી આપવી.

ત્યારપછી બ્રહ્મચારીએ મધ્યાહ્ન સંધ્યા કરવી. તે થઈ રહ્યા પછી આચાર્યે બ્રહ્મચારીને-ભિક્ષુને, ભિક્ષાભોજન કરવાને નીચેનું વાક્ય બોલી અનુજ્ઞા આપવી.

भैक्षं भुंक्ष्व ।

બ્રહ્મચારીએ આચાર્ય-ગુરુની આજ્ઞા થતાં તે ભિક્ષાનું અનુકૂળતા પ્રમાણે ભોજન કરવું.

## ॥ ब्रह्मचारीणामाचरणानि ॥

તેપછી ઉપનયનસંસ્કાર કરનાર આચાર્ય અથવા બટુકના પિતાઆદિએ તેને ન આવડતી હોય તો ટુંકી અથવા મોટી સંધ્યા તુરતજ શિખવવી; કે તે ઉપનયનસંસ્કાર થયાપછી સાયં, પાતર્ કે મધ્યાહ્નના કોઇ પણ કાલે સંધ્યા કરયાવિના રહે નહિ. આચમન, પ્રાણાયામ, સંકલ્પ, અર્ઘ્યપ્રદાન, ઉપસ્થાન, જપ અને ઉત્તર-સંકલ્પ, એટલાં તો તેણે પ્રત્યેક કાલે કરવાંજ જોઇએ; માટે તે તુરતજ બતાવી દેવાં. તથા તેપછી તેને નીચે બતાવેલી રીતે શૌચાચારનું પણ શિક્ષણ આપવું*

નિત્ય પ્રાતઃકાલ થતાં સૂર્યોદય થયા પહેલાં ઉઠવું. આંખો અને મોં ધોઇ, ત્રણ કોગળા કરી, જનોઈ જમણા કાને વીંટાળી, માથે એક નાનું વસ્ત્ર વીંટી જલનું પાત્ર સાથે લઇને મલ મૂત્ર ત્યાગ કરવા

---

*उपनीय गुरुः शिष्यं शिक्षयेच्छौचमादितः।
आचारमग्निकार्यं च संध्योपासनमेव च ॥ मनुस्मृति ॥

ભાવાર્થઃ—ગુરુએ ઉપનયન કરીને શિષ્યને શાસ્ત્રોક્ત શૌચાદિ ક્રિયા, સ્નાન—આચમનાદિ આચાર, સંધ્યોપાસનનો વિધિ, અને સાયંપ્રાતઃકાલે સમિધ્ હોમપૂર્વક અગ્નિસેવાનું અનુષ્ઠાન એ તુરત શિખવવાં.

જવું. મલ મૂત્ર ત્યાગ કરયા પછી મૂત્રઇંદ્રિયને એકવાર માટી લગાવી જલથી ધોવી; ને ગુહ્યઇંદ્રિયને ત્રણવાર માટી લગાવીને ધોવી. તે પછી હાથ-પગ ધોવાના સ્થલે આવી, ડાબા હાથને દસવાર માટી લગાવીને ધોયા પછી ડાબો ને જમણો એ બે હાથને સાતવાર માટી લગાવી શુદ્ધ જલથી ધોવા. ને તે પછી બંને પગે એક એકવાર માટી લગાવીને ધોયા પછી આઠ કોગળા કરવા.

બ્રહ્મચારીએ દિવસમાં જ્યારે જ્યારે પોતાને લઘુશંકાએ જવું પડે ત્યારે, જલનું પાત્ર સાથે લઇ મૂત્રત્યાગ થયાપછી એકવાર મૃત્તિકા લગાવી મૂત્રઇન્દ્રિયને તથા હાથને ધોઇને પછી શુદ્ધ જલથી ચાર કોગળા કરવા.

તેપછી ટચલી આંગળીના અગ્ર જેવું જાડું અને બાર આંગળ લાંબુ દાતણ લઈ, પૂર્વ કે ઉત્તર ભણીના મુખે બેસી, તેને ચાવી તેના કોમળ કૂચાથી દાંત ઘસી ઓલ ઉતારી મુખશુદ્ધિ માટે બાર કોગળા કરી, આંખો, મોં, નાક અને કપાળ વગેરે સારી રીતે ધોઇને શ્રીસૂર્યનારાયણને નમસ્કાર કરવો. પછી સ્નાન કરયાવિના બીજા કોઇ પદાર્થને સ્પર્શ કરાય નહિ માટે તુરત સ્નાન કરવું.

તેપછી ઊના અથવા ટાઢા જલમાં તીર્થોની ભાવના કરી પૂર્વ તથા ઉત્તર ભણીના મુખે બેસી, આચમન કરી સ્નાનવિધિપૂર્વક અપવિત્ર જલના છાંટા જલપાત્રમાં ન પડે એમ મૌનપણે બધું શરીર સારી રીતે પલળે તથા પરશેવો દૂર થાય એમ શરીર ચોળીને નહાવું. પછી પવિત્ર કોરા વસ્ત્રથી શરીર લૂછી આચમન કરવું.

આચમન, ચોખા જલને હથેળીમાં લઇ બ્રાહ્મતીર્થથી એટલે

અંગુઠાના મૂળ આગળ થઈને મુખમાં જાય એવી રીતે તથા તે જલ પીતાં હ્રદયસુધી પહોંચે એવી રીતે ત્રણ કરવાં. અને તે પછી હ્રદય અને મસ્તક એ આત્માનાં સ્થાન હોવાથી તે બન્ને ઠેકાણે જલનો સ્પર્શ કરવો.

સ્નાન કરયા પછી બ્રહ્મચારીએ બીજું પવિત્ર કોપિન ( લંગોટી) તથા પહેરવાનું વસ્ત્ર બદલી એક ઉપવસ્ત્ર પાસે રાખી, સંધ્યાવંદન તથા હોમ કરવાના સ્થલે જવું.

બ્રહ્મચારીને મેખલા, કોપીન, દંડ અને કમંડલનો ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરયા પહેલાં ત્યાગ ન કરતાં નિત્ય ધારણ કરવાનાં કહ્યાં છે: પરંતું તે વિધિ વર્તમાન દેશકાલ જોતાં બ્રહ્મચારીને નિત્ય ધારણ કરી રાખવાં એ તેને રાજકીય પાઠશાલાઓમાં વિદ્યાભ્યાસ કરવા જતાં તથા અન્ય સજાતીય વિજાતિય કુમારોના સહવાસમાં રહેતાં આ એક જૂદા વેશરૂપ લાગવાથી ઉપહાસ્ય રૂપ થવાનું કષ્ટ પ્રાપ્ત થાય છે. માટે સાંપ્રત કાલમાં તો માત્ર બ્રહ્મચારીએ તે પોતાના ત્રણેકાલના સંધ્યા-વંદન સમયેજ ધારણ કરી રાખવાં; ને તે વિનાના સમયમાં પોતાની સ્થિતિને યોગ્ય વસ્ત્રાદિ ધારણ કરવાં. મેખલા મૃગચર્મ અને દંડ-કમંડલમંજ વિશેષતા નથી; પણ શુદ્ધ બ્રહ્મચર્ય અને વિદ્યાભ્યાસમાંજ વિશેષ મહત્વ છે. માટે બ્રાહ્મણોએ તથા બટુકના વૃદ્ધોએ આસંબંધમાં આગ્રહ સેવવો નહિ. મેખલા, કોપીન ( લંગોટી ) માટેજ છે; તેથી તે અહર્નિશ રાખતાં કોમળ વયના બાલકને તે મુંજ કે દર્ભની મેખલા દુઃખરૂપ થઈ પડે માટે કોપીન સારું મેખલા ( કંદોરો ) બલે સોનાનો, રૂપાનો કાં રેશમનો રાખે. મૃગચર્મ ઉપવસ્ત્રમાટે છે તેથી તેના બદલે પાસે ગમે તે બીજું કોઈ પણ ઉપવસ્ત્ર કે નાનો રૂમાલ પાસે રાખે, ને

દંડ જે પોતાનો હોય તે પોતાના સંધ્યોપાસનના સ્થલે રાખી મુકી, પોતે શ્વાનાદિ પ્રાણીઓના વારણ સારું ઇચ્છા હોયતો ભલે કોઇ બીજી જાતની સોટી કે લાકડીહાથમાં રાખે, કિંવા ન રાખે. તથા કમંડલની આવશ્યકતા પ્રત્યેક સમયમાં શૌચાદિની અપેક્ષાએ છે, માટે તે પોતાના અગત્યના સમયે ગમે ત્યાંથી મેળવી લે. માટે તે નિરંતર ધારણ કરી રાખવાની વર્તમાન દેશકાલની સ્થિતિને અનુકૂલ ન હોવાથી તેમાં કોઇને આગ્રહ રાખવાની અગત્ય નથી.

તેપછી બ્રહ્મચારીએ, સ્વસ્થ ચિત્તથી સંધ્યાવંદન કરીને આગળ બતાવેલી રીતે અગ્નિમાં સમિધોનો હોમ કરવો. ત્રણ કાલ સંધ્યોપાસન, સાયંપ્રાતઃકાલે અગ્નિપરિચર્યા, અને અવકાશના સમયમાં સાવિત્રી (ગાયત્રી) જપ, એ નિરંતર બ્રહ્મચારીએ સાવધાનતાપૂર્વક કરવાં. મધ્યાહ્‌ન સંધ્યા સમયસર જે બાલકને વિદ્યાશાલાના સમયની પ્રતિકૂલતાથી કરવામાં પ્રતિબંધ હોય, તેણે ભોજન સમયેજ કરી લેવી.

બ્રહ્મચારીએ પ્રતિદિન પોતાના સંધ્યાવંદન દિ નિત્યકર્મથી પરવારી, પોતાના આચાર્ય ( ઉપનયન આપનાર ) ગુરુ ( બ્રાહ્મણ જાતિના વેદાધ્યયન કરાવનારા ) તથા શ્રીસદ્‌ગુરુ ( બ્રહ્મવિદ્યાના ઉપદેશક ) પાસે જઇ પોતાના જમણા કાનને ડાબા હાથથી તથા ડાબા કાનને જમણા હાથથી સાથે સ્પર્શ કરી, પોતે દંડની પેઠે લાંબા થઇ બે હાથ લાંબા કરી ચીતા રાખી, માથું જમીનપર શુદ્ધ નમનનાભાવ પૂર્વક નમાવીને ઉઠવું, અને તે પછી ગુરુના જમણા ચરણને પોતાના જમણા હાથથી તથા ડાબા ચરણને ડાબા હાથથી સ્પર્શ કરી તે બંને હાથનો ક્રમે પોતાની જમણી–ડાબી આંખે સ્પર્શ કરવો, તે ઉપસંગ્રહણ કહેવાય છે. માટે તે ઉપસંગ્રહણ નિત્ય કરવું.

ગુરુ જ્યારે પોતાને વેદનું અથવા કોઇ વ્યાકરણાદિ શાસ્ત્રનું અધ્યયન કરવા બોલાવે, ત્યારે આલસ્ય પ્રમાદનો ત્યાગ કરી તુરત જવું. ને ત્યાં જઈ ઉપરપ્રમાણે પાદોપસગ્રહણ કરી, બે હાથ જોડી, પલાંઠી વાળી, ગુરુના સન્મુખ પૂર્વાભિમુખે કિંવા ઉત્તરાભિમુખે બેસવું. ને ગુરુ જ્યારે **अधीष्व भो!** ( હે શિષ્ય તું બોલ અથવા ભણ ) એમ કહે ત્યારે પોતાને આવડતો પાઠ બોલી જવો. ભણુવામાં બ્રહ્મચારીએ પ્રથમ પ્રણવ ( ઓંકાર )નો ઉચ્ચાર કરીને વેદાદિ મંત્રોનું ઉચ્ચારણ કરવું.

અધ્યાપક ગુરુએ, **अधीष्व भो!** એવાક્ય બોલીને સપ્રણવ વેદમંત્રના સ્પષ્ટ ઉચ્ચાર કરીને ભણાવવાનો આરંભ કરવો ને **अस्तु** એ વાક્યનો ઉચ્ચાર કરે ત્યારે વિરમવું.

વિદ્યાશાલામાં અભ્યાસ કરનાર બ્રહ્મચારીએ, વિદ્યાગુરુને બે હાથ જોડી મસ્તક નમાવવારૂપ સામાન્ય નમસ્કાર કરવો. અને પોતાના ઉપર વિદ્યાગુરુની પ્રીતિ વધે એવાં સદ્વર્તન રાખી, નિરંતર સાવધાનતાથી લક્ષપૂર્વક વિદ્યાભ્યાસ કરવો.

બ્રહ્મચારીએ ભોજન સમયે પોતાને ભવતું અથવા નભાવતું જેવું અન્ન પોતાના ભોજનપાત્રમાં આવે તેનો તિરસ્કાર કે નિંદા ન કરતાં આ અન્ન મને નિત્ય પ્રાપ્ત થાઓ એમ બોલી, પગે લાગી, ગાયત્રી મંત્રથી તેનું પ્રોક્ષણ કરીને જમવું. પોતાનું ઉચ્છિષ્ટ કોઇને આપવું કે કોઇનું ઉચ્છિષ્ટ પોતે લેવું એવો ભ્રષ્ટાચાર કરવો નહિ. અતિ આહારથી આરોગ્ય તથા આયુષ્યની હાની થાય છે; અને પુણ્યલોકની અપ્રાપ્તિ પાપનીવૃદ્ધિ અને લોકમાં અપકીર્તિ થાય છે, માટે બ્રહ્મચારીએ અતિભોજન કરવું નહિ.

તેપછી ઉપનયન આપનાર આચાર્યે અથવા બ્રહ્મચારીના પિતાએ તેને નીચે બતાવેલા બ્રહ્મચારીના સામાન્યધર્મો સંભળાવવા; તથા પ્રતિદિન તેને તે પોતાના વર્તનમાં લાવે એવો નિરંતર્ ઉપદેશ કરતા રહેવું. જેમ બને તેમ તેનીપાસે બ્રહ્મચારીના નિયમો પળાવવા તેમાંજ તેનું સંપૂર્ણહિત સમાયેલું છે.

બ્રહ્મચારીએ પલંગ કે ઢોલિઆમાં ન સૂઈ રહેતાં ભૂમિ કે પાટ ઉપર સૂઇ રહેવું. બહુ ખારા, ખાટા, તિખા, ઊના કે વાસી પદાર્થો ખાવા નહિ. કોઇ પણ જાતની કેરી વસ્તુઓ ચા, કોફી, તમાકુ, લીલાગર–ભાંગ, ગાંજો કે ચડસ વગેરે વાપરવાં નહિ. તેમજ તે વાપરનાર પુરુષોનો સંગ પણ કરવો નહિ. પાન ન ખાવું. જ્યાં એકલી સ્ત્રીઓની બેઠક હોય ત્યાં ન જવું. કોઇ એકાંત સ્થલે જ્યાં સ્ત્રિઓ નહાતી હોય કે માથુ ગુંથતી હોય અથવા પોતાનું શરીર શણગારતી હોય ત્યાં બ્રહ્મચારીએ જવું નહિ. કોઇ સુરૂપા સ્ત્રીને આગળ જોયેલી હોય તેનું સ્મરણ કરવું નહિ. સ્ત્રીઓના રૂપ કે ગુણનાં વખાણ મોઢે કરવાં નહિ; ને સાંભળવાં પણ નહિ. સ્ત્રીઓ સાથે હસવું, બોલવું, કે હાથતાળી લેવી, એવાં દુરાચરણ બ્રહ્મચારીએ ન કરવાં. એકાંતમાં કોઇ સ્ત્રીસાથે વાત કરવી નહિ. સ્ત્રીઓ સાથે એકાસને બેસવું નહિ. સ્ત્રી જોવાથી, સ્પર્શ કરવાથી અને સંગ કરવાથી બ્રહ્મચારીના અમૂલ્ય વ્રતનો ભંગ કરાવે છે. માટે બ્રહ્મચારીએ પોતાના બ્રહ્મચર્યના સંરક્ષણ માટે સર્પિણી, કે વાઘણની પેઠે સ્ત્રીઓનો ભય માની, તેમના સહવાસથી દૂર રહેવું. પોતાના શરીરે પણ સ્ત્રીઓનો સ્પર્શ થવા દેવો નહિ. અસત્ય બોલવું નહિ. અશ્લિલ ( ભુંડુ ) ભાષણ કરવું નહિ. કોઇ પ્રાણીને પોતાના મન, વાણી કે શરીરથી દુઃખ થાય તેમ કરવું નહિ. સાંજના સામુ જોઇ

રહેવું નહિ. કોઈ સાથે નિરર્થક વાદવિવાદ ન કરવો. કાંસાના પાત્રમાં જમવું નહિ. શરીરે તેલ ચોળવું કે ચોળાવવું નહિ. આંખો ન આંજવી. પહેરેલું વસ્ત્ર ધોયાવિના પહેરવું નહિ. બળેલાં, ફાટેલાં, સાંધેલાં મેલાં તથા વિરુદ્ધ ઘાટનાં વસ્ત્રો પહેરવાં નહિ. કટિમેખલા, અજિન ( મૃગચર્મ ) દંડ ઉપવીત અને કોપિન, એટલાં નિત્ય ધારણ કરવાં. ને તેમાંનું કોઇ પણ જ્યારે જિર્ણ થાય ત્યારે તેનું જલમાં પ્રક્ષેપણ કરવું; ને નવાં ધારણ કરવાં.

એટલા બ્રહ્મચારીના નિયમો ઉપવીત દેનાર આચાર્યે તથા બ્રહ્મચારીના પિતા આદિએ તેને બરાબર સમજણ પાડીને સંભળાવવા. તથા તે પછી અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ, એ પાંચ યમોનું તથા શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણીધાન, એ પંચ નિયમોનું યથાર્થ સ્વરૂપ તેને ધીરે ધીરે સમજાવી, વર્તનમાં લવરાવવાં.

તેપછી આચાર્યે બ્રહ્મચારીને નીચેનું વાક્ય બોલી આશિર્વાદ દેવો.

**ब्रह्मवर्चसी भव ।**

( વેદાભ્યાસથી પ્રાપ્ત થતા અમૂલ્ય તેજને ધારણ કરનાર તું થા.)

તે પછી ઉપવિત દેવા બેસનાર બ્રહ્મચારીના પિતા આદિએ, નીચે પ્રમાણે બોલી ધર્મશાસ્ત્રની આજ્ઞાનુસાર પચાસ બ્રાહ્મણને ભોજન કરાવવાનો સંકલ્પ મૂકવો:—

**कृतस्योपनयन कर्मणः सांगता सिद्ध्यर्थं स्मृत्युक्तान्यंचाशत्संख्यया ब्राह्मणान् भोजयिष्ये ।**

એ રીતે સંકલ્પ કરી, આચાર્યાદિ બ્રાહ્મણોનું સ્વશક્તિ અનુસાર ચંદન, અક્ષત આદિથી પૂજન કરી વસ્ત્રદક્ષિણાદિથી સંતુષ્ટ કરી, તેમનો આશિર્વાદ ગ્રહણ કરીને આવાહિત દેવોનું વિસર્જન કરવું. અને બ્રહ્મચારીએ પોતાની ઇચ્છાનુસાર પવિત્ર સ્થિતિમાં રહેવાય એવી રીતે કરવું.

॥ इत्युपनयनप्रयोगः ॥

ઉપનયન સંસ્કાર થયાપછી, બ્રહ્મચારીએ પોતાને જ્યાંસુધી બ્રહ્મચર્ય ધારણ કરવાનું હોય ત્યાં સુધી પ્રતિદિન સાયં-પ્રાતઃકાલે અગ્નિ પરિચરણ કરવું.

## ॥ अथसायमग्निपरिचरणविधिः ॥

સાયંકાલે સ્નાન કરી, સંધ્યાવંદન કર્યા પછી પોતાનાં દંડાદિ ધારણ કરીને આસન ઉપર બેસી, આચમન પ્રાણાયામ કરી નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य महामाङ्गल्यप्रदे ० मासे ० पक्षे ० तिथौ वासरे मम ब्रह्मवर्चससिद्धिद्वारा श्रीअग्निस्वरूपीपरमेश्वरप्रीतये सायमग्निपरिसमूहनादिकं करिष्ये ।**

તે પછી વેદિકા ઉપર રાખેલા અગ્નિને પોતાના હાથવડે અથવા બીજા કોઇ કાષ્ટ વડે ઉપર ઉપર બાઝી ગયેલી રાખોડી દૂર કરી, અગ્નિનું સારી રીતે મુખ કરી પ્રજ્વલિત કરી, **ॐ अग्नये नमः सर्वोपचारार्थे गंधाक्षतपुष्पं समर्पयामि ।** એ મંત્ર ભણી ચંદન, અક્ષત ને પુષ્પથી પૂજન કરી, નીચે બતાવેલા પાંચ મંત્રો ભણી પાંચ

વાર અગ્નિમાં ઘીવાળાં કરીને ઇન્ધન અથવા અડાયાં છાણાંનું પ્રક્ષેપણ કરવું ( મૂકવાં ).

ॐ अग्ने सुश्रवः सुश्रवसंमाकुरु ॥ १ ॥

ॐ यथात्वमग्ने सुश्रवः सुश्रवाऽअसि ॥ २ ॥

ॐ एवं मां सुश्रवः सौश्रवं कुरु ॥ ३ ॥

ॐ यथात्वमग्ने देवानां यज्ञस्य निधिपा असि ॥ ४ ॥

ॐ एवमहं मनुष्याणां वेदस्य निधिपो भूयासम् ॥ ५ ॥

તે પછી જમણા હાથમાં જલ લઇ, ઇશાન ખૂણાથી આરંભી પ્રદક્ષિણાની રીતે ફેરવી સ્થંડિલ ફરતી જળધારા કરી, અગ્નિનું પર્યુક્ષણ કરવું.

તે પછી બ્રહ્મચારીએ ઉભા થઇને નીચેનો મંત્ર ત્રણવાર ભણી ઘીવાળાં ત્રણ સમિધોનો અગ્નિમાં હોમ કરવો:—

ॐ अग्नये समिधमहार्षम्बृहते जातवेदसे । यथात्व मग्ने समिधा समिध्य सऽएत्र महमायुषा मेधया वर्चसा प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन समिन्धे जीवपूत्रो ममाचार्यो मेधाम संान्य निराकरिष्णु यशस्वी तेजस्वी ब्रह्मवर्चस्यन्नादो भूयासं स्वाहा ॥

ઉક્ત મંત્રથી ત્રણવાર ધૃતાક્ત ( ઘીવાળાં કરેલાં )સમિધોનો હોમ કરી નીચે બતાવેલા પાંચ મંત્રો ભણી પાંચવાર તે અગ્નિમાં આગળની પેઠે ઇંધન અથવા અડાયાં છાણાં મૂકવાં.

ॐ अग्ने सुश्रवः सुश्रवसंमाकुरु ॥ १ ॥

ॐ यथा त्वमग्ने सुश्रवः सुश्रवाऽअसि ॥ २ ॥

ॐ एवं मां सुश्रवः सौश्रवं कुरु ॥ ३ ॥

ॐ यथा त्वमग्ने देवानां यज्ञस्य निधिपा असि ॥ ४ ॥

ॐ एवमहं मनुष्याणां वेदस्य निधिपो भूयासम् ॥ ५ ॥

તે પછી બ્રહ્મચારીએ અગ્નિ સમિપ પોતાના બન્ને હાથ રાખી તપાવી, નીચેના સાત મંત્રો ભણી પોતાના મુખપર સાતવાર ફેરવવા.

ॐ तनूपाऽअग्ने सितन्वम्मे पाहि ॥ १ ॥

ॐ आयुर्दाऽअग्नेऽस्यायुर्मे देहि ॥ २ ॥

ॐ वर्चोदाऽअग्नेसि वर्चो मे देहि ॥ ३ ॥

ॐ अग्ने यन्मे तन्वाऽऊनन्तन्म आपृण ॥ ४ ॥

ॐ मेधां मे देवः सविताऽआद धातु ॥ ५ ॥

ॐ मेधां मे देवी सरस्वती आदधातु ॥ ६ ॥

ॐ मेधामश्विनौ देवा वाधत्तां पुष्करजस्रजौ ॥ ७ ॥

તે પછી નીચેનો મંત્રભણી, ઉપર પ્રમાણે બન્ને હાથ તપાવી મસ્તકથી આરંભી પગના તળીઆ સુધી ફેરવવા.

ॐ अंगानि च मे आप्यायन्ताम् ॥

તે પછી નીચેનો મંત્ર ભણી એ રીતે તપાવેલા હાથ મુખપર ફેરવવા.

**ॐ वाक् च मे आप्यायताम् ॥**

તે પછી નીચેના મંત્રથી તપાવેલા હાથનો બે નાસિકાઓએ સ્પર્શ કરવો.

**ॐ प्राणश्चमे आप्यायताम् ॥**

તે પછી નીચેના મંત્રથી ઉપર કહ્યા પ્રમાણે તપાવેલા હાથનો બન્ને નેત્રે સ્પર્શ કરવો.

**ॐ चक्षुश्च मे आप्यायताम् ॥**

તે પછી નીચેના મંત્રથી ઉપર કહ્યા પ્રમાણે તપાવેલા હાથનો બન્ને કાને સ્પર્શ કરવો.

**ॐ श्रोत्रं च मे आप्यायताम् ॥**

તે પછી નીચેના મંત્રથી ઉપર કહ્યા પ્રમાણે હાથ સમગ્ર શરીરે ફેરવવા.

**ॐ यशोबलं च मे आप्यायताम् ॥**

તે પછી ત્ર્યાયુષકરણ કરવું, તેમાં પ્રથમ નીચે બતાવેલા મંત્રનું પહેલુ પદ બોલીને તે હોમ કરેલા અગ્નિમાંથી ભસ્મ લઈ પોતાના લલાટે ( કપાલે ) કરવી.

**ॐ त्र्यायुषञ्जमदग्नेः ।**

તે પછી નીચેનું પદ બોલી કંઠે ભસ્મ કરવી.

**ॐ कश्यपस्य त्र्यायुषम् ।**

તે પછી નીચેનું પદ બોલી ડાબા ખભે ભસ્મ કરવી.

**ॐ यद्देवेषुत्र्यायुषम् ।**

તે પછી નીચેનું પદ બોલી હૃદયે ભસ્મ કરવી.

**ॐ तन्नो अस्तु त्र्यायुषम् ।**

તે પછી બ્રહ્મચારીએ વૈશ્વાનર આદિને નીચે પ્રમાણે પોતાના નામ ગોત્રાદિના ઉચ્ચાર પૂર્વક અભિવાદન કરવું. તેમાં નીચેના વાક્યમાં અમુકને સ્થલે પોતાનું જે ગોત્ર, પ્રવર અને નામ હોય તે બોલીને પ્રથમ વૈશ્વાનરને ( અગ્નિને ) અભિવાદન કરવું.

**अमुक गोत्रोत्पन्नः अमुकप्रवरान्वितः अमुकशर्माहं भो वैश्वानर त्वामभिवादये ॥**

એ રીતે અગ્નિને અભિવાદન કરયા પછી, તે ઉપરના અભિવાદન વાક્યમાં જેને જેને અભિવાદન કરવાનું હોય તેનુ નામ વૈશ્વાનરને બદલે બોલી, સૂર્ય, ચંદ્ર, આચાર્ય તથા પિતા–માતા આદિવૃદ્ધોને અભિવાદન કરવું.

તે પછી અગ્નિ પરિચરણના સમાપ્તિના નીચેપ્રમાણે બોલી ઉત્તરસંકલ્પ મૂકી, કર્મ પૂરું કરવું.

**अनेन सायमग्निपरिचरणेन अग्निस्वरूपी परमेश्वरः प्रीयताम् ॥**

**॥ इति सायमग्निपरिचरणविधि ॥**

## ॥ अथ प्रातरग्निपरिचरणविधिः ॥

પ્રાતઃકાલે પણ એ પ્રમાણે સ્નાન–સંધ્યાથી પરવારી, અગ્નિપરિચર્યા કરવી. તેમાં માત્ર સાયંકાલના આરંભસંકલ્પમાં જે **सायमग्निपरिसमुहनादिकं करिष्ये**। એવું છે, તેને બદલે **प्रातरग्निसमुहनादिकं करिष्ये**। એમ બોલવું. ને બાકીનો બધો વિધિ–અગ્નિપૂજન ઇંધનપ્રક્ષેપણ તથા સમિધહોમ આદિ સમસ્ત ક્રિયા સાયંકાલની પેઠેજ કરવી. અને ઉત્તર સંકલ્પમાં જે '**सायमग्निपरिचरणेन**' એવું વાક્ય છે ત્યાં '**प्रातरग्निपरिचरणेन**' એમ બોલવું. સંકલ્પવિના બીજો બધો પ્રકાર પ્રાતઃકાલનો પણ સાયંકાલના જેવોજ સમજવો.

॥ इति प्रातरग्निपरिचरणविधिः ॥

---

## ॥ अथ वेदारंभप्रकारः ॥

બટુકના ઉપનેતા આચાર્ય અથવા પિતાએ, ઉપનયનકર્યા પછી વચમાં સ્ખલિત ન થાય એમ તેની પાસે મોટી નહિ તો ટુંકી સંધ્યા તથા ગાયત્રીનો જપ અને પૂર્વે બતાવ્યા પ્રમાણે સાયમૌપાસનવિધિ તથા પ્રાતરૌપાસનવિધિ કરાવતાં વેદાભ્યાસ કરાવવો; ને યથાશક્તિ બ્રહ્મચર્ય પળાવવું; તે પછી કેશાંતસંસ્કાર કરીને સમાવર્તન સંસ્કાર કર્યા પછી તેને ગૃહસ્થાશ્રમમાં જોડવો. આધુનિક સમયમાં કોઇકજ ઠેકાણે તેમ થતું હશે. પણ માતા પિતાએ પુત્રનું શુભ ઇચ્છી, બ્રહ્મચર્યરહસ્ય સમજાવી, તેનું યથાશક્તિપાલન કરાવતાં કાંઇક પણ વેદાભ્યાસ કરાવવો.

મહર્ષિ પારષ્કરાચાર્યે-સૂત્રકારે, આરંભેલા વેદોની સમાપ્તિ કર્યા પછી સ્નાન-સમાવર્તન કરવું. એવી આજ્ઞા કરી છે, તે પરથી સમજાય છે કે આરંભવિના સમાપ્તિ કરવી અશક્ય છે; એટલા માટે ઉપનયન થયા પછી વેદાભ્યાસના આરંભનો સમય પ્રાપ્ત થાય છે. યજ્ઞોપવીત ધારણ કર્યા પછી બ્રહ્મચારીએ વેદાભ્યાસ કરવો, અને ચારે વેદોનો અભ્યાસ કરતાં જેટલો સમય જાય ત્યાં સુધી ગુરુકુળવાસ કરી ને તે સમાપ્ત થાય ત્યારે સ્નાન કરી, સમાવર્તન કરવું. ઉપનેતાગુરુના કર્તવ્ય માટે કહ્યું છે કે.

**उपनीय गुरुः शिष्यं महाव्याहृतिपूर्वकम् ॥**
**वेदमध्याप ये देनं शौचाचारांश्च शिक्षयेत् ॥**

ગુરુએ પોતાના શિષ્યને ઉપનયન કર્યાપછી મહાવ્યાહૃતિના ઉચ્ચારપૂર્વક વેદાભ્યાસ કરાવવો; અને શૌચાચારનું શિક્ષણ આપવું.

શિષ્યને માટે પણ આચાર્યે કહ્યું છે કે, ઉપવીત ધારણ કર્યા પછી પવિત્ર દિવસે ઉપવીતીએ વેદાભ્યાસ કરવો. પોતાના કુલની પરંપરાથી જે વેદની શાખા અને વેદ પ્રાપ્ત થયેલાં હોય, તેજ વેદ અને શાખાનાં કર્મો કરવાં. તથા પ્રથમ અભ્યાસ પણ તેનોજ કરવો. પોતાના વેદની શાખાનો અભ્યાસ કર્યા પછી બીજા વેદની શાખાનો અભ્યાસ કરવો.

**अधीत्य शाखामात्मीयामन्य शाखांततः पठेत् । स्वशाखांयः परित्यज्य शाखारंडःस उच्यते ॥ वसिष्ठः॥** જે વિપ્ર પોતાની વેદશાખાનો ત્યાગ કરી પરશાખાનું અધ્યયન કે કર્મ કરે છે તો તેને ધર્મશાસ્ત્રવેત્તાઓ શાખારંડની કનિષ્ઠ ઉપમા આપે છે; માટે અભ્યાસ

પણ પોતાના બાપદાદાની પરંપરાથી પ્રાપ્ત થયેલી જે વેદની શાખા હોય, તેનોજ કરવો, ને કર્મો પણ પોતાની શાખાનાંજ કરવાં. એટલા માટે ગુરુએ તેને કુલ પરંપરાથી પ્રાપ્ત થયેલા વેદનોજ અભ્યાસ કરાવવો.

વેદાભ્યાસના આરંભમાં પ્રથમ ગુરુનું ઉપસંહરણ કરવું, પ્રથમ ગુરુનું દર્શન થતાં ગુરુના ચરણકમલનો પ્રણવોચ્ચારપૂર્વક સ્પર્શ કરવો. ગુરુના જમણા ચરણનો પોતાના જમણા હાથથી ને ગુરુના ડાબા ચરણનો પોતાના ડાબા હાથથી સ્પર્શ કરી, તે બન્ને હાથોનો સ્પર્શ પોતાનાં નેત્રોએ કરવો; ને ગુરુની પોતાને બેસવાની આજ્ઞા થતાં નિચે બેસવું. પછી જ્યારે '**अधिष्वभो**' એવું વચન બોલે ત્યારે પોતાના મંત્રોનો ઉચ્ચાર કરવો ને '**विरामोऽस्तु**' એવું વચન બોલે ત્યારે પોતે શાંત પડવું–વિરમવું. ગુરુને પોતાના શિષ્યને વેદાદિ વિદ્યાભ્યાસ કરાવવાથી શું ફલ પ્રાપ્ત થાય છે ? તે વિષે યમસ્મૃતિમાં કહ્યું છે કે,–

**यइमां पृथिवीं सर्वां सर्वरत्नोपशोभितां**
**दद्याच्छास्त्रं च शिष्येभ्यो तच्च तच्च द्वयं समम् ॥**

સર્વે રત્નોથી ભરેલી સમગ્ર પૃથ્વીનું જે દાન કરે, અને પોતાના સુપાત્ર શિષ્યને વેદાદિ સતશાસ્ત્રનો અભ્યાસ કરાવે તે ભૂમિદાન કરતાં બમણા પુણ્યને પ્રાપ્ત થાય છે. એ સાથેજ સમજવાનું છેકે પ્રાણાંતે પણ કુપાત્રને અધ્યયન કરાવવું નહિ. એમ પણ શાસ્ત્રવેત્તાઓએજ કહ્યું છે. માટે દ્રવ્ય કે વિદ્યાઆદિનું દાન આપતાં પાત્રપરીક્ષા કરવી આવશ્યક છે.

## ॥ अथवेदारंभप्रयोगः ॥

આચાર્યે અનધ્યાયના દિવસો રહિત જ્યોતિષ્ શાસ્ત્રોક્ત શુભ

દિવસે બ્રહ્મચારીએ પોતાના પવિત્રાસનપર બેસી આચમન-પ્રાણાયામ કરી દેશકાલાદિનું ઉચ્ચારણ કરી (પૂર્વે બતાવ્યા પ્રમાણે સંકલ્પ કરવો.

**अमुकमासे पक्षे तिथौ वासरे अस्य ब्रह्मचारिणो यजुर्वेदारंभ महं करिष्ये ।**

**तत्रादौ निर्विघ्नता सिद्ध्यर्थं गणपति पूजनं तदंगत्वेन स्वस्तिवाचनं मातृकापूजनं वसोर्द्धारां नांदीश्राद्धं च कारिष्ये.**

એ પ્રમાણે સંકલ્પ મૂકી, આગળ ગ્રહયજ્ઞમાં બતાવ્યાપ્રમાણે ગણપતિપૂજન; સ્વસ્તિપુણ્યાહવાચન, માતૃકાપૂજન, વસોર્દ્ધારા અને નાંદિશ્રાદ્ધસુધી કર્મો કરવાં; અને પુણ્યાહવાચનના ઉત્તરસંકલ્પમાં **अपापकः प्रीयताम्** । એમ બોલવું.

તે પછી માટીના સ્થંડિલ ઉપર ગ્રહયજ્ઞમાં બતાવ્યા પ્રમાણે પંચભૂસંસ્કાર કરી, '**समुद्भव**' નામના લૌકિક અગ્નિનું સ્થાપન કરવું.

તે પછી ગુરુએ બ્રહ્મચારીને બોલાવી અગ્નિથી પશ્ચિમે પૂર્વાભિમુખે એટલે પોતાથી ડાબા પડખે બેસારી પોતાના સંમુખ રહેલા અગ્નિમાં એકલા ઘીથી તેની પાસે હોમ કરાવવો.—

**ॐ अंतरिक्षाय स्वाहा । इदमन्तरिक्षाय न मम ॥**

**ॐ वायवे नमः । इदं वायवे न मम ॥**

**ॐ ब्रह्मणे स्वाहा । इदं ब्रह्मणे न मम ।**

**ॐ छन्दोभ्यः स्वाहा । इदं छन्दोभ्यो न मम ॥**

ॐ प्रजापतये स्वाहा । इदं प्रजापतये नमम ॥

ॐ देवेभ्यः स्वाहा । इदं देवेभ्यो न मम ॥

ॐ ऋषिभ्य स्वाहा । इदं ऋषिभ्यो न मम ॥

ॐ श्रद्धायै स्वाहा । इदं श्रद्धायै न मम ॥

ॐ मेधायै स्वाहा । इदं मेधायै न मम ॥

ॐ सदसस्पतये स्वाहा । इदं सदसस्पतये न मम ॥

ॐ अनुमतये स्वाहा । इदं अनुमतये न मम ॥

ॐ भूः स्वाहा । इदमग्नये न मम ॥

ॐ भुवः स्वाहा । इदं वायवे न मम ॥

ॐ स्वः स्वाहा । इदं सूर्याय न मम ॥

ॐ त्वन्नो अग्ने तव देव पायुभिर्मघोनो रक्ष तन्वश्च वन्द्य । त्राता तोकस्य तगये गवा मस्य निमेषं । रक्षमाण स्तवव्रते ॥ ३४/६३ ॥

स्वाहा इदंमग्निवरुणाभ्यां न मम ॥

ॐ स त्वं नो अग्नेऽवमो भवो तीने दिष्टो अस्या उषसो व्युष्टौ अवयक्ष्वनो वरुणं रराणो वीहि मृडीकं सुहवो न एधि ॥ ५ ॥

ॐ वरुणाय सावित्रे विष्णवे विश्वेभ्योदेवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यः स्वाहा ॥ इदं वरुणाय सावित्रे विष्णवे विश्वेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यश्च न मम ॥

**ॐ उदुत्तमं वरुण पाशमस्म दवाधमं विमध्यमं श्रथाय । अथा वयमादित्य व्रते तवानागमो अदितयेस्याम ॥ १२ ॥**

ॐ वरुणादित्यायायादितये स्वाहा इदं वरुणायादित्यायादित्यायादितये नमम ॥

ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये न मम ॥

ॐ अग्नयेस्विष्टकृते स्वाहा इदमग्नये स्विष्टकृते न मम ॥

એ પ્રમાણે હોમ કરી ગૃહશાંતિમાં કુશાંડિવિધિમાં સંસ્રવપ્રાશન અને બ્રાહ્મણોને દક્ષિણાપ્રદાન સુધી કર્મ કર્યા પછી નીચે પ્રમાણે નામ મંત્રોથી ચારે દેવોની આસન પાદ્યાર્ઘ્યથી આરંભી મંત્રપુષ્પાંજલિ પર્યંત પૂજન પૂર્ણ કરીને આચાર્ય પોતાના શિષ્યને વેદાભ્યાસનો આરંભ કરાવે છે.

ॐ विघ्नेशाय नमः ॥१॥ ॐसरस्वत्यै नमः॥२॥ ॐहरये नमः ॥३॥ ॐलक्ष्म्यै नमः॥४॥ જે વેદ અથવા વિદ્યાનું અધ્યયન કરવાનું હોય તે સ્વવિદ્યાનું નામમંત્રથી ઉપર પ્રમાણે પૂજન કરવું.

ઉપર પ્રમાણે પૂજન થઇ ગયા પછી આચાર્ય વેદાભ્યાસનો આરંભ કરાવે છે.

यजुर्वेदारंभः ।

ॐ भूर्भुवःस्व ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमही धियो यो नः प्रचोदयात् ॥१॥ॐ ष इषे त्वोर्ज्जेत्वा वायवस्थ देवोवः सविता प्रार्पयतुश्रेष्ठतमाय कर्मण आप्यायध्व मध्न्य इन्द्राय भागम्प्रजावती रत्नमीवा अयक्ष्मा मा वस्ने न ईशत माघशंसो ध्रुवा अस्मिन् गोपतौ स्यात बह्विः । यजमानस्य पशून् पाहि ॥२॥१॥

આરંભમાં પ્રથમ સપ્રણવ વ્યાહૃતિ સહિત ગાયત્રી મંત્ર તથા યજુર્વેદી માટે શુક્લ યજુર્વેદી માધ્યંદિની યાજુષી સંહિતાનો પહેલા અધ્યાયનો પહેલો મંત્ર ભણી, અભ્યાસાંતે નીચે પ્રમાણે ઉચ્ચાર કરવો.

ॐ स्वस्तिः ॥

કદાપિ આરંભ ઋગ્વેદનો કરવાનો હોય તો ગ્રહયજ્ઞમાં આધા. રાહુતિ સુધિ હોમ કરીને નીચે પ્રમાણે.

ॐ पृथिव्यै स्वाहा । ॐ अग्नये स्वाहा । ॐ ब्रह्मणे स्वाहा ॥

મને જે વેદનો અભ્યાસ કરવો હોય તેના નામમંત્રથી બે આહુતિ આપી ગૃહયજ્ઞ પુરો કરી નીચે પ્રમાણે ઋગ્વેદનો અભ્યાસ કરવો:—

ॐ ऋग्वेदारंभः ॥

ॐ भूर्भुवः स्वः ॐ तत्सवितु० ॥

ॐ अग्निमीळे पुरोहितं यज्ञस्य देव मृत्विजं होतारंरत्न धातमं ॥ ॐ इति ॥

કદાપિ આરંભ સામવેદનો કરવાનો હોય તો ગ્રહયજ્ઞમાં આઘારાહુતિ સુધિ હોમ કરી નીચે બતાવેલા નામ મંત્રોથી તથા બે આહુતિઓ અભ્યાસ્ય વેદના નામમંત્રથી આપવી:—

ॐ ऋग्वेदाय नमः ॥

બાકીનો વિધિ આગળની પેઠે સમજવો.

सामवेदारंभः ॥

એજ પ્રમાણે સામવેદનો અભ્યાસ કરવો હોય તો કરવો.

भूर्भुवः स्वः ॐ तत्स० ॐ अग्न आयाहि० इति ॥

એજ પ્રમાણે અથર્વ વેદનો અભ્યાસ પણ જાણવો:—

अथर्ववेदारंभः ॥

भूर्भुवः स्व ॐ तत्स० ॐ शन्नोदेवी० ॐ इति ॥

જે જે વેદનો આરંભ કરયો હોય તે પ્રત્યેકના અંતે અથવા ચારે વેદોના અભ્યાસના અંતે યથાશક્તિ બ્રહ્મભોજનનો સંકલ્પ મૂકવો:—

कृतस्य वेदारंभ कर्मणः सांगतासिद्ध्यर्थं यथाशक्ति ब्राह्मणान्भोजयिष्ये ॥

એ પ્રમાણે શક્તિઅનુસાર બ્રહ્મભોજનનો સંકલ્પ મૂકી, પોતાની શક્તિ અનુસાર દક્ષિણાપ્રદાન કરી બ્રહ્મચર્ય સમાપ્ત કરવું.

॥ इति वेदारंभप्रयोगः ॥

## ॥ अथ केशांतसंस्कारविचारः ॥

પુરુષ જ્યારે સોળ વર્ષનો થાય ત્યારે તેને કેશાંત સંસ્કાર થાય છે. केशांतः षोडशे वर्षे ब्राह्मणस्य विधियते । राजन्यबंधो द्वांत्रिंशे वैशस्यद्व्याधिके ततः ॥ ( બ્રાહ્મણને સોળ વર્ષે, ક્ષત્રિયને બાવિશ વર્ષે અને વૈશ્યને તેથી અધિક વયે થાય છે. ) બ્રાહ્મણને જન્મથી સત્તરમે વર્ષે બ્રહ્મચર્ય વ્રતનો વિસર્ગ કર્યા પહેલાં ઉત્તરાયણના સૂર્યમાં ચોલ-સંસ્કારમાં કહ્યાપ્રમાણે તિથિ, નક્ષત્ર અને વારોના યોગમાં બ્રાહ્મણને ગોદાન આપ્યા પછી આ કેશાંત પ્રયોગ કરવો:—

## ॥ अथ केशांतसंस्कारप्रयोगः ॥

કેશાંત સંસ્કાર માટે પૂર્વોક્ત રીતે નિશ્ચય કરેલા દિવસે પોતાનાં ઉચિત કર્મોથી પરવારી, પોતાની યોગ્યક્રિયાથી પરવારેલા બટુને પોતાનાથી જમણી પાસના આસનપર બેસારી આચાર્યે પોતાના આસનપર યોગ્ય સામગ્રી પાસે લઈ બેસીને નીચે પ્રમાણે સંકલ્પ કરવો:-

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अस्य ब्रह्मचारिणः केशांतमहं कारिष्ये ॥**

એ પ્રમાણે સંકલ્પ કરી તેનાં અંગભૂત કર્મો કરવાનો સંકલ્પ નીચેપ્રમાણે કરવોઃ—

**तत्रादौ निर्विघ्नतासिद्ध्यर्थं गणपतिपूजनं तदंगत्वेन स्वस्ति पुण्याहवाचनमविघ्नपूजनमंडपस्थापनं मातृकापूजनं वसोर्द्धारायुष्य मंत्र जपं नांदिश्राद्धंचकरिष्ये**

એ પ્રમાણે બીજો સંકલ્પ કરવો અને પછી સંકલ્પમાં કહેલા સર્વ પ્રયોગો ગ્રહયજ્ઞમાં બતાવ્યા પ્રમાણે કરવાઃ—તેમાં પુણ્યાહવાચનના અંતે ઉત્તર સંકલ્પમાં '**प्रजापतिःप्रीयताम्**' એમ બોલવું. પછી મંડપમાં આવી એક મૃત્તિકાનું સ્થંડિલ બનાવી, તેને કુશાંડીની રીતે પંચભૂસ્કાર કરી, તેપર લૌકિકાગ્નિનું સ્થાપન કરી બ્રહ્મોપવેશન કરી ચરુરહિત પાત્રાસાદન ( કુશાંડીનાં પાત્રોનું યોગ્ય સ્થાપન ) કરી ઉપકલ્પનીય પાત્ર ટાઢા પાણીનું પાત્ર આદિ મૂકવાં '**दक्षिणा वरोवा**' એ વાક્યથી આચાર્ય માટે ગોદાનનું દ્રવ્ય, મૂકાવવું. બાકી સર્વ વિધિ ચૌલસંસ્કાર પેઠે કરવો. પવિત્ર છેદન ( પવિત્રાં કરવાનો વિધિ ) તથા પર્યુક્ષણ અને આધારાહુતિ તથા પ્રણિતાવિમોક સુધિ તમામ કુશાંડી ચૌલસંસ્કારની પેઠે જાણીને કરવી. ફક્ત ઉષ્ણોદકાસેકનો મંત્ર આ ક્રિયામાં વિશેષ રૂપ છે.

તે પછી '**ॐ उष्णेनवायुरुदकेनेह्यदिते**' એ મંત્ર ભણાતાં નાપીકે ઉના પાણીથી મૂછોના કેશ પલાળી તેનું મુંડન કરવું. તે પછી

ગુરુ અથવા આચાર્યને ઉત્તરગોદાન આપ્યા પછી નીચેનો મંત્રભણાતાં નાપિક ત્રણ ક્ષુર ( અસ્ત્રા ) ગ્રહણ કરી ઊના અથવા ટાઢા પાણીથી વાળ ભીના કરી મુખ અને મસ્તકનું મુંડન કરેઃ—

ॐ यत्क्षुरेण मज्जयिता सुपेश वप्त्वा वपति केशाञ्छिन्धि रोमास्यायुः प्रमोषीः ॥

નાપિકે ઉત્તરાભિમુખે વા પૂર્વાભિમુખે બેસી મૌનપણે મુંડન કરવું.

આ કેશાંત સંસ્કાર થયા પછી બ્રહ્મચર્ય પાળતાં એક વર્ષ પર્યંત મુંડન કરાવવું નહિ. કદાચ તેથી વિશેષ બ્રહ્મચર્ય પાળવાની ઇચ્છા થાય તો યાવજ્જીવન મુંડન ન કરાવતાં કેશ રાખવા. સૂત્રકારે ગૃહસ્થની અનુકૂળતા જાળવવા કહ્યું છે કે ' द्वादशरात्रं षड्रात्रं त्रिरात्रमंततः॥ संवत्सरं ब्रह्मचर्यमव ‹नं च ॥ द्वादशरात्रंवाषड्रात्रंवा॥ त्रिरात्रंवा। બાર, છ, અથવા ત્રણ, દિવસે વપન કરાવવું. અથવા બાર, છ, અને ત્રણ ત્રણ દિવસે એક વર્ષે પોતાની શક્તિ પ્રમાણે વપન કરાવવું. વળી કહ્યું છે કે ' ગયાજીમાં સૂર્યક્ષેત્રમાં, અથવા માતા–પિતાના અને ગુરુના મરણમાં આધાન, સોમપાન, એ સાત પ્રસંગે વપન કહ્યું છે. મુંડન, અને ઉપોષણ, એ બેતો સર્વ તીર્થ યાત્રામાં વિધિરૂપે ગણાય છે.

प्रयागेतीर्थयात्रायां पितृमातृवियोगतः ।
कचानां वपनं कुर्याद्वृथान विकचो भवेत् ॥

ભાવાર્થઃ—પ્રયાગમાં, અન્ય તીર્થ–યાત્રામાં, અથવા માતા–પિતાના મરણમાં, કેશોનું વપન કરાવવું; એ વિના કોઇ કારણે કેશ રહિત થવું નહિ.

## ॥ इतिकेशांतसंस्कारः ॥

એ પ્રમાણે દ્વિજબાલકે ઉપનયનસંસ્કાર થયા પછી, સાંજ-સવારનું અગ્નુપાસન તથા બ્રહ્મચર્યના યથાશક્તિ પાલન પૂર્વક વેદારંભ કરવો. અને એક પૂરો થયા પછી બીજાનો, ને બીજા પછી ત્રીજાનો, એમ ચારે વેદો તથા યથાશક્તિ પોતાની આજીવિકાની વિદ્યા જેમકે બ્રાહ્મણોએ બ્રહ્મવેદ, ક્ષત્રિયોએ ધનુર્વેદ, તથા અન્યવર્ણોએ–વૈશ્યાદિકોએ શિલ્પવેદ, તથા બ્રાહ્મણોએ આયુર્વેદાદિનું અધ્યયન કર્યા પછી કેશાંતસંસ્કાર કરીને બ્રહ્મચર્યની સમાપ્તિ દર્શાવનારો સમાવર્તન સંસ્કાર કરવો. એ સમાવર્તનનો અર્થજ વિદ્યાભ્યાસની સાથે બ્રહ્મચર્યની સમાપ્તિ અને ગૃહસ્થાશ્રમની યોગ્યતા દર્શાવે છે. **आश्रमादाश्रमंगच्छेत्** અનુક્રમે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યસ્ત; એ આશ્રમોના પાલનપૂર્વક મોક્ષાધિકાર મેળવવો.

## ॥ अथ समावर्तनसंस्कारः ॥

**वेदं समाप्य स्नायात् । १. ब्रह्मचर्यं वाष्टाचत्वारिंशकं द्वादशेप्येके ।२.**

ઉપનયન થયા પછી, ચારે વેદોનું અધ્યયન પૂરું કરી રહ્યા પછી સ્નાન કરવું. ( સમાવર્તન કરવું ). અડતાળીશ વર્ષ બ્રહ્મચર્ય પાળવું. અથવા કોઇ એક આચાર્ય કહે છે કે, બાર વર્ષ બ્રહ્મચર્ય પાળવું. એ રીતે બ્રહ્મચર્યના અવધિવિષે પારસ્કરાચાર્યે કહ્યું છે.

વર્તમાનમાં લૌકિકરૂઢી, જ્ઞાતિનાબંધો તથા કેટલાક અન્ય પ્રતિબંધો દ્વિજોને પોતાના પુત્રને શાસ્ત્રોક્ત સમય પર્યંત બ્રહ્મચર્ય પળાવ-

વામાં અંતરાયરૂપ થઇ પડે છે. તેમાં પણ અડતાળીશ વર્ષનું બ્રહ્મચર્યતો દ્વિજોના દેશકાલ, આરોગ્ય અને આયુષ્યપર દૃષ્ટિ કરતાં કેવળ પ્રતિકૂલ જણાય છે. માટે ટુંકામાં એટલુંજ કે જેઓનાથી બને તેમણે ઉક્ત મહર્ષિના ત્રીજા સુત્ર પ્રમાણે બાર વર્ષનું બ્રહ્મચર્ય પળાવવામાં પ્રમાદ ન કરવો જોઇએ. કારણ કે આઠમા વર્ષે ઉપનયન થયા પછી બાર વર્ષ બ્રહ્મચર્યનાં જતાં તે કુમારને વીશ વર્ષનું વય થાય, તેમાં તેની શારીરસંપત્તિ, મનોબલ અને જોઇતો વિદ્યાભ્યાસ આદિથી ગ્રહસ્થાશ્રમને ઘટતી યોગ્યતા તેનામાં આવી જાય છે. માટે પ્રત્યેક માતા પિતાએ અમારો પુત્ર ક્યારે વહેલો પરણે ને અમે સંસારનો લ્હાવો લઇએ એવી ઉતાવળ કરી અધિરાં થઇ પોતાના બાળકને ઉપવીત દઇ તુરત પરણાવવામાં પોતાની શ્રેષ્ઠતા માનવી નહિ. પણ જેમ બને તેમ તેની પાસે બની શકે તેટલું વિશેષ બ્રહ્મચર્ય પળાવવું. અને જ્યાં સુધી બ્રહ્મચર્ય પાલન થાય ત્યાં સુધી તે બાલક પાસે પૂર્વોક્ત રીતે સાયંપ્રાતઃકાલે અગ્નિપરિચર્યા કરાવવી. બ્રહ્મચર્યનો અવધિ પૂરો થતા સુધીમાં તેને જે દેશભાષા, રાજભાષા, સંસ્કૃતભાષા તથા જે જે વ્યવહારિક વિદ્યા–કલાનું શિક્ષણ અપાવવું તેની સાથેજ પ્રતિદિન પોતાની શાખાની વેદસંહિતા ઉપનિષત્ અથવા રુદ્રાધ્યાયના મંત્રોનો યથાવકાશ નિયમથી અભ્યાસ કરાવવો. તેમજ તેને વર્ણાશ્રમ ધર્મનો પ્રકાર સરહસ્ય સમજાવી, યમનિયમનું પાલન સારી રીતે કરાવવું. અને તે પછી જ્યારે તે ગૃહસ્થાશ્રમને યોગ્ય થાય, વિશેષમાં સમસ્ત ગ્રહસુખના આધારરૂપ વિદ્યા–કલાનો અભ્યાસ પૂરો થાય, તે પછી સમાવર્તન કરવું.

વર્તમાનમાં તો ઉપનયન થયાપછી ઉપરપ્રમાણે શાસ્ત્રોક્ત બ્રહ્મચર્ય પળાવી, યોગ્ય સમયે સમાવર્તન તો ક્વચિતજ થતું હશે,

બાકી તો ઘણે ઠેકાણે પુત્રને ઉપવીત થયા પછી તેના તે દિવસે કાં બે ત્રણ દિવસ પછી, તુરતજ સમાવર્તન કરી દેવાય છે. ને અગ્નિનારાયણને તો ઉપવીત થયા પછી તુરતજ વિસર્જન કરી દેવાય છે; ત્યાં પછી બ્રહ્મચારીના અગ્નિપરિચરણની તો વાતજ શી. માત્ર સર્વત્ર શાસ્ત્રાજ્ઞા નહિ પણ લોકાચારજ પ્રધાન મનાય છે. એનું કારણ સમાવર્તન એટલે સમસ્ત વેદશાસ્ત્ર તથા અન્ય વિદ્યાકલાઓના અભ્યાસની પૂર્ણાવૃત્તિ; તથા ગ્રહસ્થાશ્રમની પૂર્ણ યોગ્યતા; એવા અર્થનું અજ્ઞાતપણું કાં એટલી સ્વધર્મપર અનાસ્થા; એ વિના અન્ય કારણ જણાતું નથી.

## ॥ अथ समावर्तनप्रयोगः ॥

જ્યોતિષશાસ્ત્રમાં કહ્યાપ્રમાણે શુભ મુહુર્તના યોગમાં સમસ્ત પૂજનસાહિત્ય મેળવી લઇ, બ્રહ્મચારીના પિતાઆદિએ પોતાના આસન પર બેસી આચમન–પ્રાણાયામ કરી નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

**अत्राद्य महामाङ्गल्यप्रदे० मासे० पक्षे० तिथौ० वासरे अस्य ब्रह्मचारिणः गृहस्थाश्रम प्राप्तिद्वारा श्री परमेश्वर प्रीत्यर्थं समावर्तनाख्यं कर्मकरिष्ये ।**

તે પછી નીચે પ્રમાણે બોલી, સમાવર્તનના અંગભૂત કર્મો કરવાનો બીજો સંકલ્પ મૂકવો:—

**तदंगत्वेन निर्विघ्नतासिद्ध्यर्थं गणपतिपूजनं स्वस्तिपुण्याहवाचनं मातृकापूजनं वसोर्द्धारा आयुष्यमंत्रजपंनांदीश्राद्धंच करिष्ये ।**

એપ્રમાણે સંકલ્પ કરીને આગળ ગ્રહયજ્ઞમાં બતાવ્યા પ્રમાણે

ગણપતિપૂજન, સ્વસ્તિપુણ્યાહવાચન, માતૃકાપૂજન, વસોર્ધારા અને નાંદી શ્રાદ્ધઆદિ કર્મો કરવાં. તેમાં સ્વસ્તિપુણ્યાહવાચનના ઉત્તરસંકલ્પમાં **सुश्रवः प्रीयताम्** એમ બોલવું.

તે પછી બ્રહ્મચારીએ પોતાના આચાર્યને કહેવું કે:—

**अहं स्नास्ये ।**

પ્રત્યુત્તરમાં આચાર્યે બોલવું કે.

**स्नाहि ।**

તે પછી ગુરુને આગળ અભિવાદનમાં બતાવ્યા પ્રમાણે પાદોપસંગ્રહણ કરવું.

તે પછી સમાવર્તનપ્રયોગ માટે પ્રથમથી તૈયાર કરી રાખેલા એક વેંતપ્રમાણના સ્થંડિલપર પંચભૂસંસ્કાર કરીને '**सूर्य**'નામના લૌકિક-અગ્નિનું સ્થાપન કરી પૂજન કરવું ને તે પછી તેમાં નીચેના મંત્રો ભણી, ઘીની આહુતિઓ આપવીઃ—

**ॐ अंतरिक्षाय स्वाहा इदं अंतरिक्षाय न मम ॥१॥**

**ॐ वायवे स्वाहा इदं वायवे न मम ॥२॥**

**ॐ ब्रह्मणे स्वाहा इदं ब्रह्मणे न मम ॥३॥**

**ॐ छंदोभ्यः स्वाहा इदं छंदोभ्यो न मम ॥४॥**

**ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये न मम ॥५॥**

**ॐ देवेभ्यः स्वाहा इदं देवेभ्यो न मम ॥६॥**

**ॐ ऋषिभ्यः स्वाहा इदं ऋषिभ्यो न मम ॥७॥**

**ॐ श्रद्धायै स्वाहा इदं श्रद्धायै न मम ॥ ८ ॥**

**ॐ मेधायै स्वाहा इदं मेधायै न मम ॥ ९ ॥**

**ॐ सदसस्पतये स्वाहा इदं सदसस्पतये न मम ॥१०॥**

**ॐ अनुमतये स्वाहा इदं अनुमतये न मम ॥ ११ ॥**

( બ્રહ્મચારીએ જો યજુર્વેદનું અધ્યયન કર્યું હોય તો તો ઉપર પ્રમાણે **अंतरिक्षाय०** તથા **वायवे०** એ બે આહુતિઓ આપીને **ब्रह्मणे०** થી **अनुमतये०** સુધીની નવ આહુતિઓ આપવી. પરંતુ જો તેણે ઋગ્વેદનું અધ્યયન કરેલું હોય તો **अंतरिक्षाय०** અને **वायवे०** ને બદલે **पृथिव्यैस्वाहा इदं पृथिव्यै न मम** અને **अग्नये स्वाहा इदं अग्नये न मम** એ બે આહુતિઓ આપીને ઉપરની **ब्रह्मणे०** થી **अनुमतये०** સુધીની નવ આહુતિઓ આપવી. સામવેદનું અધ્યયન કરેલું હોય તો ઉપરની બેને બદલે **दिवे स्वाहा इदं दिवे न मम,** તથા **सूर्याय स्वाहा इदं सूर्याय नम** એ બે આહુતિઓ આપવી. અને જો તેણે અથર્વ વેદનું અધ્યયન કરેલું હોય તો ઉપરની બેને બદલે **दिग्भ्यः स्वाहा इदं दिग्भ्यो न मम** તથા **चंद्रमसे स्वाहा इदं चंद्रमसे न मम ।** એ બે આહુતિઓ આપીને ઉપરની નવ આપવી. ને કદાપિ બ્રહ્મચારી ચારે વેદનું અધ્યયન કરીને સ્નાન કરતો હોય તો એ પ્રમાણે ક્રમે બતાવેલી ચારે વેદની બબ્બે આહુતિઓ આપી બાકીની નવ આપવી. એ યોજના ક્રિયા કરાવનાર આચાર્યે કરી લેવાની છે.

તે પછી નીચેના મંત્રો ભણી આહુતિઓ આપવીઃ—

ॐ भूः स्वाहा इदमग्नये न मम ॥ १ ॥

ॐ भुवः स्वाहा इदं वायवे न मम ॥ २ ॥

ॐ स्वः स्वाहा इदं सूर्याय न मम । ३ ॥

ॐ त्वन्नोऽअग्ने तवदेव पायुभिर्म्मघोनोरक्षतन्वश्चवन्द्य । त्रातातोकस्य तनये गवा मस्य निमेषं रक्षमाण स्तवव्व्रते ॥ स्वाहा इदं अग्निवरुणाभ्यां न मम ॥ ४ ॥

ॐ सत्वन्नोऽअग्नेवमो भवोतीनेदिष्ठो अस्याऽउषसोव्युष्टो अवयक्ष्वनो वरुणं रराणो वीहि मृडीकं सुहवो न एधि ॥ स्वाहा इदं अग्निवरुणाभ्यां न मम ॥ ५ ॥

ॐ अग्निअयोभ्यां स्वाहा इदं अग्नि अयोभ्यां न मम ॥ ६ ॥

ॐ वरुणायसवित्रेविष्णवे विश्वेभ्योदेवेभ्यो मरुद्भ्यः स्वर्के-भ्यश्च स्वाहा ॥ इदं वरुणायसवित्रे विष्णवे विश्वेभ्योदेवेभ्यो-मरुद्भ्यःस्वर्केभ्यश्च न मम ॥ ७ ॥

ॐ उदुत्तमंवरुणपाशमस्मदवाधमं विमध्यमं श्रथाय । अ-थावयमादित्य व्रतेतवानागसोऽअदितये स्याम ॥ स्वाहा ॥ इदं वरुणायादित्यायादितये न मम ॥ ८ ॥

ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये न मम ॥ ९ ॥

ॐ अग्नयेस्विष्टकृतेस्वाहा ॥ इदमग्नयेस्विष्टकृते न मम ।१०।

એ પ્રમાણે આહુતિઓ આપી હોમનું કામ પૂરૂં કરી, બ્રહ્મચારીએ ગુરુ ( આચાર્ય )ને ઉપસંગ્રહણ પૂર્વક નમસ્કાર કરવો. ને તે પછી તેજ અગ્નિમાં સાયમગ્નિપરિચરણવિધિમાં બતાવ્યા પ્રમાણે સંકલ્પ વિનાનો બધો વિધિ–અગ્નિપૂજન, ઇધનપ્રક્ષેપણ, પર્યુક્ષણ, સમિધ્‌–હોમ, તપવેલા હાથનું મુખાદિ અંગોપર પરિભ્રામણ, ત્ર્યાયુષ્કરણ અને અભિવાદન, આદિ સમસ્ત ક્રિયા કરવી.

તે પછી પૂર્વભણી અગ્ર રહે એવા આઠ દર્ભ લઇ, તેને ઉત્તરથી દક્ષિણ ભણી જાય એવી પંક્તિની રીતે મૂકવા. તે દર્ભ ઉપર આઠ તાંબાના કિંવા મૃત્તિકાના કલશ મૂકી તેમાં તીર્થોદક અથવા શુદ્ધ જલ ભરાવી. તેમાં ગ્રહયજ્ઞમાં બતાવ્યા પ્રમાણે કલશ તથા વરુણદેવનું પૂજન કરવું.

તે પછી બ્રહ્મચારીએ ઉત્તર ભણી મુખ રાખી આસનપર બેસી, ઉત્તર ભણીના પહેલા કલશમાંથી નીચેનો મંત્ર ભણી એક પાત્રમાં જલ લેવું:—

**ॐ येप्स्वंतरग्नयः प्रविष्टागोह्य ऽउपगोह्योमयूखोमनोहास्खलु त्रिरुजस्तनुदुषुरिंद्रियहाता न्त्रिजहामियोरोरोचनस्तामिहगृह्णामि॥**

તે પછી નીચે પ્રમાણે બોલી, તે જૂદા પાત્રમાં લીધેલા જલની બ્રહ્મચારીએ પોતાના શરીરપર ધારા કરવી.

**ॐ तेनमामिषिंचामिश्रियै यशसे ब्रह्मणे ब्रह्मवर्चसाय ॥**

તે પછી પાછો ઉપર બતાવેલો **ॐ येप्स्वंतरग्नयः०** એ મંત્ર ભણીને બીજા કલશમાંથી તે પાત્રમાં જલ લઇ, નીચેનો મંત્ર ભણી બ્રહ્મચારીએ પોતાના શરીરપર જલધારા કરવી:—

ॐ येनश्रियमकृणुतां येनावमृशतां सुरान् । येनाक्षावभ्यषिंचतां यद्वांतदश्विनायशः ॥

તે પછી પાછો ઉપર બતાવેલો ॐ येऽप्स्वंतरग्नयः० એ મંત્ર ભણીને ત્રીજા કલશમાંથી તે પાત્રમાં જલ લઇ, નીચેનો મંત્ર ભણી શરીરપર જલધારા કરવીઃ—

ॐ आपोहिष्ठामयोभुवस्तानऊर्जेदधातन । महेरणायचक्षसे ॥

તે પછી પાછો ઉપર બતાવેલો ॐ येऽप्स्वंतरग्नयः० એ મંત્ર ભણીને ચોથા કલશમાંથી જલ લઇ નીચેનો મંત્ર ભણી શરીરપર જલધારા કરવીઃ—

ॐ योवः शिवतमो रसस्तस्य भाजयतेहनः । उशतीरिव मातरः ॥

તે પછી પાછો એજ પ્રમાણે ॐ येऽप्स्वंतरग्नयः० એ મંત્ર ભણીને પાંચમા કલશમાંથી જલ લઇ, નીચેનો મંત્ર ભણી શરીરપર ધારા કરવીઃ—

ॐ तस्मा अरङ्गमामवो यस्य क्षयाय जिन्वथ । आपोजनयथा च नः ॥

તે પછી પાછો એજ પ્રમાણે ॐ येऽप्स्वंतरग्नयः० એ મંત્ર ભણીને ક્રમે છઠા, સાતમા, તથા આઠમા કલશમાંથી જલ લઇ, ત્રણે વાર મૌન રહીને પોતાના શરીર પર ધારા કરવી.

તે પછી બ્રહ્મચારીએ નીચેનો મંત્ર ભણીને, પોતાની મેખલા (મુંજનો કંદોરો) ઉત્તમાંગે થઇને-મસ્તકે થઇને કાઢી ભૂમિપર મૂકવી.

ॐ उदुत्तमं वरुणपाशमस्मदवाधमं विमध्यमंश्रथाय। अथा-वयमादित्यव्रते तवानागसोऽअदितये स्याम ॥

તેપછી બ્રહ્મચારીએ મૌનપણે પોતે ધારણ કરેલું મૃગચર્મ તથા દંડ પૂર્વ ભણી અગ્ર રહે એમ ભૂમિપર મૂકી, બીજું વસ્ત્ર પહેરી, પૂર્વ ભણી મુખ રાખી સૂર્ય સામા ઉભા રહી, બન્ને હાથ ઉંચા કરી, નીચેનો મંત્ર બોલી સૂર્યનારાયણનું ઉપસ્થાન કરવું.

ॐ उद्यन्भ्राजभृष्णुरिन्द्रोमरुद्भिरस्थात्प्रातर्यावभिरस्थाद्दश-सनिरसि दशसनिं माकुर्वाविदन्मागमयोद्यन्भ्राजभृष्णुरिन्द्रोमरु-द्भिरस्थाद्दिवायावभिरस्थाः शतसनिरसि शतसनिंमाकुर्वा विदन्मागमयोद्यन्भ्राजभृष्णुरिन्द्रो मरुद्भिरस्थात्सायं यावभि-रस्थात्सहस्रसनिरसि सहस्रसनिंमाकुर्वाविदन्मागमय ॥

એ પ્રમાણે આદિત્યનું ઉપસ્થાન કરીને મૌન પણે દહીં તથા તલનું પ્રાશન કરવું. ને તે પછી માથે શિખા જેટલા કેશ અવશેષ રાખી મુંડન કરાવવું. નખ પણ કપાવવા. તે પછી નીચેનો મંત્ર ભણી ઉદુંબર (ઉમરડા)ના કાષ્ટનું દાતણ કરવું.

ॐ अन्नाद्याय व्यूहध्वं सोमो राजायमागमत् । स मे मुखं प्रमार्क्ष्यते यशसा च भगेन च ॥

તે પછી સુગંધિ દ્રવ્ય (સુગંધવાળા પદાર્થોથી) ઉદ્વર્તન સ્નાન

કરવું. અને તે પછી ઊના પાણીથી નહાઈ શુદ્ધ વસ્ત્રથી શરીર લૂછી અનુલેપન માટે સુગંધયુક્ત ચંદન ગ્રહણ કરી, તે ચંદન વાળો પોતાનો જમણો હાથ કરી, નાક પાસે રાખી નીચે પ્રમાણે બોલી તે ચંદનનો સુવાસ લેવી.

ॐ प्राणापानौ मे तर्पय ।

તે પછી તે ચંદનવાળા જમણા હાથનો નીચે પ્રમાણે બોલી બે આંખોએ સ્પર્શ કરવો:—

चक्षुर्मे तर्पय ।

તે પછી તેજ પ્રમાણે તે હાથનો નીચે પ્રમાણે બોલી, બન્ને કાને સ્પર્શ કરવો:—

श्रोत्रं मे तर्पय ।

તે પછી બન્ને હાથ ધોઈ, જમણા હાથમાં જલ લઈ, અપસવ્ય (જનોઇ જમણા ખભે) કરી, તે જલ નીચે પ્રમાણે બોલી દક્ષિણ દિશામાં નીચે ભૂમિપર મૂકવું:—

ॐ पितरः शुंधध्वम् ।

તેપછી સવ્ય (જનોઇ ડાબે ખભે) કરી, જલનો સ્પર્શ કરવો; ને તે પછી પોતાના લલાટ આદિ અંગોએ ચંદનનું લેપન કરી નીચેના મંત્રનો જપ કરવો.

ॐ सुचक्षा अहमक्षीभ्याम्भूयासं सुवर्चामुखेन । सुश्रुत्कर्णाभ्यां भूयासम् ।

તે પછી બ્રહ્મચારીએ નીચેનો મંત્ર ભણી, ફાટેલુ તથા ધોબીએ ધોયેલુ ન હોય એવું નવું વસ્ત્ર પહેરવું:—

**ॐ परिधास्यै यशोधास्यै दीर्घायुत्वाय जरदष्टिरस्मि। शतं च जीवामि शरदःपुरूषार्वी चीराय स्पोषमभिसंव्ययिष्ये॥**

તે પછી બે વાર આચમન કરી, આગળ યજ્ઞોપવીત વિધિમાં બતાવ્યા પ્રમાણે નવું ઉપવીત ધારણ કરી, આચમન કરી નીચેનો મંત્ર ભણી, ઉત્તરીય વસ્ત્ર (ઉપવસ્ત્ર) ધારણ કરવું:—

**ॐ यशसामाद्यावापृथिवीयशस्येन्द्रायबृहस्पती । यशो भगश्चमाविदद्यशोमामतिपद्यतां ॥**

તે પછી નીચેનો મંત્ર ભણી પુષ્પનો હાર પહેરવો:—

**ॐ याऽअहरज्जमदग्निः श्रद्धायै कामायेन्द्रियाय । ताऽअहम्प्रति गृह्णामियशसाच भगेन च ॥**

તે પછી નીચેનો મંત્ર ભણી માથે શિરોવેષ્ટન લાલ (પાઘડી) કે સાફો બાંધવો.

**ॐ युवासुवासाः परिवीतऽआगात्सउश्रेयान्भवति जायमानः । तन्धिरासः कवयऽउन्नयन्ति स्वाध्योमनसादेवयन्तः ॥**

તે પછી નીચેનો મંત્ર ભણી ફૂલની માળા માથે બાંધવી, કિંવા ફૂલનો ખુંપ માથે પહેરવો:—

ॐ यद्यशोऽप्सरसामिन्द्रश्चकारविपुलं पृथु । तेनसङ्ग्रथिताः सुमनसऽआबध्नामि यशोमयि ॥

તે પછી નીચેનો મંત્ર ભણી, પહેલો જમણા કાને ને તે પછી ડાબા કાને, સોનાનાં કુંડલ અથવા અન્ય કોઈ ઘટતાં કર્ણભૂષણ પહેરવાં—.

ॐ अलंकरणमसिभूयोलङ्करणम्भूयात् ॥

તે પછી નીચેનો મંત્ર ભણી પહેલી જમણી આંખે ને તે પછી ડાબી આંખે કાજળ આંજવું:—

ॐ वृत्रस्यासिकनीनकश्चक्षुर्दाअसिचक्षुर्मेदेहि ॥

તે પછી નીચેનો મંત્ર ભણી આદર્શમાં ( આયનામાં ) પોતાનું મુખ જોવું:—

ॐ रोचिष्णुरसि ॥

તે પછી નીચેનો મંત્ર ભણી છત્ર ધારણ કરવું:—

ॐ बृहस्पतेश्छदिरसिपाप्मनोमामन्तर्द्धेहि तेजसोयशसो-मामन्तर्धेहि ॥

તે પછી નીચેનો મંત્ર ભણી પગમાં ઉપાનહ્ પહેરવાં.—

ॐ प्रतिष्ठेस्थो विश्वतो मापातम् ॥

પછી નીચેનો મંત્ર ભણી દંડ ધારણ કરવો:—

ॐ विश्वाभ्यो मानाष्ट्राभ्यस्परिपाहि सर्वतः ।

તે પછી તેને સ્નાતકના ધર્મનિયમનું આચાર્યે શ્રવણ કરાવવું.

તે પછી ગુજરાત કાઠિયાવાડમાં બડવો દોડાવવાનો ચાલ છે; તેમાં આચાર્યે ગાતે વાજતે તે બ્રહ્મચારીને રાજમાર્ગ ઉપર લઇ જઈ, ત્યાં સંક્ષિપ્ત ગણપતિનું પૂજન કરાવી, તેની પાસે માતા પિતાને પ્રણામ કરાવી "**अध्ययनार्थं व्रजामि**" એમ બોલાવી તેને દોડવાની આજ્ઞા આપવી. તે પછી પોતાની દેશરૂઢી પ્રમાણે કરવું.

॥ इति समावर्तनसंस्कारः ॥

## ॥ अथ विवाहसंस्कारविचारः ॥

એક ગોત્ર અને પ્રવરે મળતાં વરકન્યાનો વિવાહ કરવો નહિ. પાંચ પુરુષ માતૃ પક્ષના તથા પાંચ પુરુષ પિતૃપક્ષના વિખ્યાત, શ્રોત્રિય, વેદાધ્યયનસંપન્ન તથા કુલિન બ્રાહ્મણ હોય તેને કન્યા આપવી. '**उत्तमैरुत्तमैर्नित्यं संबंधानाचरेत्सदा ॥ इतिमनुः ॥** નિત્ય ઉત્તમ કુળના વરે, ઉત્તમ કુળની કન્યા સાથે સંબંધ કરવો; એમ મનુએ કહ્યું છે. વેદોએ નિર્દિષ્ટ કરેલા કર્મો તથા આચાર-વિચારમાં પ્રવર્તનારા, અસ્ખલિત બ્રહ્મચર્યવાળા અને મોટા કુળમાં જન્મેલા ક્રોધવિનાના અને સદા પ્રસન્ન મનવાળા પુરુષો સાથે સંબંધ કરવા. પણ જેઓ ચોરી કરનારા હોય, ગુપ્ત કુકર્મ કરનારા હોય અને ચાડીઆ હોય, નપુંસક–અથવા બાયલા હોય, જેઓ નાસ્તિકવૃત્તિવાળા હોય, ન કરવાનાં કામો કરી વૃત્તિનો નિભાવ કરનારા હોય, શૂર તથા પ્રસિદ્ધ પુરુષો સાથે જેઓને અહર્નિશ વૈર બંધાયેલું હોય, તથા જેઓ સદા રાજદ્રોહી હોય, એવાઓસાથે સંબંધ કરવા નહિ. જેઓના વંશમાં

કેવલ પુત્રિઓનીજ પ્રજા થતી હોય, રોગી હોય, અપસ્માર ( વાઈ ), ક્ષય કે ચિત્રકોડથી વ્યથિત થએલા પુરુષો હોય, એવા સાથે સંબંધ કરવા નહિ. એવા સંચારી રોગવાળા સંબંધીઓ । સહવાસથી શુક્રશોણિતદ્વારા રોગો સારા મનુષ્યના શરીરમાં શીઘ્ર પ્રવેશ કરી શકે છે. જે પુરુષો કુલ મર્યાદાનો લોપ કરી, નાસ્તિક થયેલા હોય, તેઓ પણ સંબંધ કરવામાં વર્જ્ય ગણેલ છે. કારણ કે તેમના કુલપર શ્રીઈશ્વરની અકૃપા હોવાથી તે કુલની ઉન્નતિ થઇ શકતિ નથી. વળી નારદ સ્મૃતિકારે કહ્યું છે કે:—

**अपत्यार्थं स्त्रियः सृष्टा स्त्रिक्षेत्रंबीजिनोनराः॥**
**क्षेत्रं बीजवतेदेयं नाबीजेक्षेत्र मर्हति ॥ नारदः॥**

સૃષ્ટિકર્તા શ્રી ઈશ્વરે પ્રજાની વૃદ્ધિ કરવા સ્ત્રીઓ સર્જી છે, માટે સ્ત્રિઓએ ક્ષેત્ર છે; માટે બીજવાળા પુરુષોનેજ સ્ત્રી ઘટે છે, તેથી બીજવાળા પુરુષનેજ સ્ત્રીરૂપી ક્ષેત્ર આપવું. પણ બીજ વિનાના-અભાવ વાળા રોગી, હીનવિર્યે કે નપુંસકને કન્યા આપવી નહિ. વળી શ્રીકાત્યાયન મુનિ કહે છે કે—

**उन्मत्तः पतितः कुष्टी षंढ श्चैव सगोत्रजः ।**
**चक्षुःश्रोत्रविहिनश्च तथापस्मारदूषितः ॥**

ભાવાર્થઃ-ગાંડો થઈ ગયેલો હોય, પાપાચરણથી પતિત થયેલો હોય, કોઢીલો હોય, નપુંસક હોય, એક ગોત્રમાં જન્મેલો હોય, આંધળો હોય, કેવળ બહેરો હોય અથવા અપસ્માર ( વાઇ આવવાના ) વ્યાધિવાળો હોય, તો તેને પણ કન્યા આપવી નહી. પુરુષની પુરુષપણાની પરીક્ષા માટે પણ મહર્ષિ શ્રીનારદમુનિએ કહ્યું છે કે:--

यस्याप्सुप्लवतेवीर्यं ह्रादिमूत्रंच फेनिलम् ।
पुमान्स्या ल्लक्षणैरेतै र्विपरीतिस्तु षंढकः ॥

ભાવાર્થઃ—જે પુરુષનું વીર્ય પાણીમાં પડતાંજ એકમેક ન થઇ જતાં છુટી જાય, અને તે કદાપી ઊંડા પાણીવાળા ધ્રો આદિમાં પેશાબ કરેતો તે પાણી ઉપર ફેણ આવે તો એ લક્ષણોથી તેને પુરુષ જાણવો અને જો એથી વીપરીત લક્ષણો જણાય તો તે નપુંસક જાણવો.

વળી વિવાહ જેવા કર્મમાં આશૌચ પ્રાપ્ત થાય તો તેની શુદ્ધિ માટે યાજ્ઞવલ્ક્યે કહ્યું છે કેઃ—

दाने विवाहे यज्ञे च संग्रामे देशाविप्लुवे ।
आपद्यपि च कष्टायां सद्यःशौचं विधीयते ॥
व्रतयज्ञविवाहेषु श्राद्धेहोमार्चने जपे ।
आरब्धे सूतकंनस्यादनारब्धे तु सूतकम् ॥

ભાવાર્થઃ—દાનકર્મમાં, વિવાહમાં, યજ્ઞમાં, સંગ્રામમાં, દેશોપદ્રવમાં, આપત્તિમાં અને કષ્ટના સમયમાં, સદ્ય શૌચ માનવું, તાત્કાલિકી શુદ્ધિ માની, સર્વ કર્મો કરવાં. વ્રતાચરણમાં, યજ્ઞાનુષ્ઠાનમાં, વિવાહમાં, શ્રાદ્ધમાં, હોમાર્ચન અને જપકર્મમાં, કર્મનો પ્રારંભ થઇ ગયો હોય તો સૂતકનો બાધ લાગતો નથી, પણ આરંભ ન થયો હોય તો સૂતક લાગે છે. આ સ્થળે પ્રારંભ તથા આરંભ એટલે કરવાના કર્મનો સંકલ્પ, બ્રાહ્મણ વરણુ તથા નાંદિશ્રાદ્ધને પ્રારંભ કહેવાય છે. માટે તે થયાં હોય તો સૂતકનો બાધ લાગતો નથી.

कुलं च शीलं च वयश्चरूपं
विद्यां च वित्तं च सनाथतांच
एतान्गुणान्सप्त परीक्ष्य देया
कन्याबुधैःशेषमचिन्तनीयम् ॥

ભાવાર્થઃ—કુળ‍કુળ, શીળસ્વભાવ, વય, રૂપ, વિદ્યા, વિત્ત અને મોટા પુરુષોની ઓથ, એ સાત ગુણો જોઇને સુજ્ઞ પુરુષોએ કન્યા આપવી. જો એટલા ગુણો હોય તો પછી બીજું કાંઈ વિચારવાનું નથી.

વિવાહમાં શ્રીપારસ્કરાચાર્ય 'उदगयनइति' એ વાક્યથી માત્ર ઉતરાયણના સૂર્યમાં વિવાહ કરવો એમ કહે છે. મદનરત્નમાં શ્રી નારદે લગ્નના માસો આ પ્રમાણે ગણાવ્યા છે.

माघफाल्गुनवैशाखज्येष्ठमासाशुभप्रदाः ।
मध्यमः कार्तिके मार्गशीर्षो विनिंदिता परैः ॥

મહા, ફાગણ, વૈશાખ અને જેઠ, એટલા માસો શુભ ફળ આપનારા છે. અને કાર્તિક તથા માર્ગશીર્ષ માસ, મધ્યમ હોવાથી બીજાઓએ નિંદેલા છે.

पौषेपि कुर्यान्मकरास्थितेर्के
चैत्रे भवेन्मेषगते यदास्यात् ।
प्रशस्तमाषाढकृतं विवाहं
वदंतिगर्गा मिथुनस्थितेर्कः ॥

મકરસંક્રાંતિના સૂર્યમાં પોસમાસ; મેષસંક્રાંતિના સૂર્યમાં ચૈત્રમાસ, દેવપોઢી એકાદશી પહેલાં આષાઢ માસ અને મિથુન સંક્રાંતિનો જેઠ માસ એટલા માસો પણ ગર્ગાચાર્યે લગ્નમાં પ્રશસ્ત ગણ્યા છે.

आद्यगर्भ सुतकन्ययोर्द्वयो
 जन्ममासभतिथौ करग्रहः ।
नोचितोऽथ विबुधैः प्रशस्यते
 चेद्वितीयजनुषोः सुतप्रदः ॥ मुहूर्तचिंतामणि ॥

ભાવાર્થઃ–પ્રથમ ગર્ભનો વર અને ત્રીજી કન્યાનું લગ્ન જન્મમાસ અને જન્મ નક્ષત્રમાં કરવું નહિ. પણ બીજા ગર્ભનાં સંતાનોમાં તે બાધ ગણાતો નથી.

ज्येष्ठद्वन्द्वं मध्यमं संप्रदिष्टं
 त्रिज्येष्ठं नैवयुक्तं कदापि ।
कश्चित्सूर्यं वह्निगं मोह्यमाहु
 र्नैवान्योन्यं ज्येष्ठयोः स्याद्विवाहः ॥

ભાવાર્થઃ–જ્યેષ્ઠ માસ જ્યેષ્ઠ વર, અને જ્યેષ્ઠ કન્યા, એ ત્રણે જો એકઠા થતા હોય તો લગ્ન કદાપિ કરતું નહિ. અને બે જેઠ એટલે જ્યેષ્ટ માસ અને જ્યેષ્ટવર એકલો હોય કે કન્યા એકલી જ્યેષ્ઠ હોય, તો જ્યેષ્ઠમાં પણ લગ્ન કરી શકાય છે. કારણ કે બે જ્યેષ્ઠને મધ્યમ કહ્યા છે; તેમાં એમ પણ કહ્યું છે કે મિથુન રાશીના સૂર્યવાળો જ્યેષ્ઠ કદાપિ દૂષિત બનાતો નથી.

પુત્રનું લગ્ન કર્યા પછી છમાસ પર્યંત કન્યાનું લગ્ન કરી શકાતું નથી.

લગ્નના પક્ષ માટે શ્રી પારસ્કરાચાર્યે કહ્યું છે કેઃ—**આપૂર્યમાણપક્ષઃ** । શુકલપક્ષમાં વિવાહ કરવો. પણ બન્ને શુકલપક્ષ અને કૃષ્ણ પક્ષના છેલા ત્રણે દિવસો ત્યાગ કરીને લગ્નક્રિયા કરવી. શ્રાદ્ધદિવસ આવવા દેવો નહિ, કારણ કે તેનો ત્યાગ કરી લગનમુહુર્ત ધારવું.

લગનવારો માટે ધર્મસિંધુમાં કહ્યું છે કે '**સોમબુધ ગુરુશુક્રવારાઃ શુભાઃ । અન્યેમધ્યમાઃ** ।' સોમ, બુધ ગુરુ અને શુક્રવાર, એ વારો શ્રેષ્ઠ કહ્યા છે; અને રવિ, મંગળ તથા શનિ, એ ત્રણ વારો મધ્યમ ગણ્યા છે.

લગ્ન નક્ષત્રો માટે કહ્યું છે કેઃ—ત્રણ ઉત્તરા, સ્વાતિ, મૃગશીર્ષ, અને રોહિણી, બીજે ઠેકાણે પણ લગ્ન નક્ષત્રો માટે કહ્યું છે કેઃ—

**मघामृगशिरोहस्तस्वाति मूलानुराधयोः ।**
**रेवतीरोहिणि चैवउत्तरा त्रयमेवच ॥**

મઘા, મૃગશીર, હસ્ત, સ્વાતિ, મૂળ, અનુરાધા, રેવતી, રોહિણી અને ઉત્તરા ફાલ્ગુની, ઉત્તરાષાઢા અને ઉત્તરા ભાદ્રપદ, એટલાં નક્ષત્રો લગનકાર્યમાં શ્રેષ્ઠ કહ્યાં છે. કેટલાકના મતે શ્રવણ, ધનિષ્ઠા, અને અશ્વિની પણ લગ્નનાં નક્ષત્રો ગણ્યાં છે.

લગ્ન તિથિઓ માટે પણ શ્રીભારદ્વાજ મુનિએ કહ્યું છે કેઃ—

प्रतिपद्दुःखजननी द्वितीया प्रीतिवर्धिनी ।
सौभाग्यदा तृतीया च चतुर्थी चार्थनाशिनी ॥
पंचम्यां सुखवित्तानि षष्ठीविघ्नप्रदायिनी ॥
विद्याशिल्पसुखावाप्तिः स्यात्सप्तम्याथवाष्टमी ॥
नवमीशोकफलदा आनंदो दशमोदिने
सुखदैकादशीज्ञेया सफलाद्वादशीस्मृता ॥
मानपुत्रौ त्रयोदश्यां चतुर्दशी तु दोषदा ।
बहुविधं पंचदश्यां फलमाहुर्विशेषतः ॥

ભાવાર્થઃ પડવો તિથિ દુઃખ આપનારી, બીજ પ્રીતિ વધારનારી, ત્રીજ સૌભાગ્ય વધારનારી, ચોથ ધનનો નાશ કરનારી, પાંચમ સુખ અને ધનવૃદ્ધિ કરનારી, છઠ વિઘ્નકારક, સાતમ શિલ્પ અને વિદ્યા વધારનારી, આઠમ અશ્રેય કરનારી, નોમ શોકકરાવનારો, દશમ આનંદકારક, સુખ આપનારી અગિઆરશ અને બારશ સફળ કરનારી, માન અને પુત્ર આપનારી તેરશ, તથા ચૌદશ દોષકારીણી અને વિશેષ ફળ દાયક પૂર્ણિમાતિથિ ગણી છે; એ રિતે તિથિઓનું ફળ કહેલું છે.

લગ્ન મુહૂર્તમાં કન્યાને ગુરુનું, વરને સૂર્યનું ને વર તથા કન્યા એને માટે ચંદ્રબલ સેવાનું કહ્યું છે.

स्त्रीणांगुरुबलं श्रेष्ठं पुरुषाणां रवेर्बलम्
तयोश्चंद्रबलं श्रेष्ठमितिगर्गेण भाषितम् ॥

લગ્નમાં કન્યાને ગુરુનું બળ અને વરને સૂર્યનું બલ જોવું; તથા એમને માટે સમાન ચંદ્રનું બળ ગર્ગાચાર્યે કહ્યું છે.

વિવાહમાં ઘાતચંદ્રનો બાધ નથી. વિવાહમાં અકાલ વાવાઝોડ ઝાપટાં કે માવઠાં જો ચોમાસાની ઋતુમાં ઋતુપ્રભાવથી થાય તો દોષરૂપ નથી ને અકાળે બીજા સમયમાં થાય તો દોષરૂપ મનાય છે.

કન્યા કદાચ પરણાવ્યા પહેલાં રજસ્વલા થયેલી હોય તો તેને નવરાવી શુદ્ધ કરી, ગોમૂત્ર, ગોમય, ગોદૂગ્ધ, ગાયનું દહી, અને ગાયનું ઘી, એ પંચગવ્ય મિશ્ર કરીને જરા પાવું. તથા શ્રીસૂર્યનારાયણનાં દર્શન કરાવી, તે નિમિત્ત નીચેના મંત્રથી ૧૦૮ આહુતિઓ અગ્નિમાં આપી હોમ કરી તેનું કન્યાદાન આપી પરણાવવી. અન્યથા પ્રાયશ્ચિત્ત કરવાનું નથી.

**युञ्जानः प्रथमं मनस्तत्वाय सविता धियम् ।**
**अग्ने र्ज्योतिर्निचाय्य पृथिव्या अध्याभरत ॥१॥**

**॥ इतिविवाहविचारः ॥**

## ॥ अथ विवाहसंस्कारेवाग्दानप्रयोगः ॥

પ્રથમ કન્યાના પિતાએ, જ્યોતિષ્શાસ્ત્રમાં બતાવેલાં વિવાહ-નક્ષત્રોવાળા શુભ મુહૂર્તના દિવસે પોતાના વૃદ્ધવ્યવહારકુશળ, કુટુંબના માણસોને લઇ તથા પોતાને ઉપયોગ પુરતી સામગ્રી સાથે લઇ, વરના પિતાને ઘેર જવું. ને ત્યાં જઈ તેને પોતાનું કર્તવ્ય નિવેદન

કરવું. પછી વરના પિતાએ પોતાના પુરોહિતને અથવા પોતાના કુટુંબના સ્નેહી સંબંધીઓને બોલાવી, વાગ્દાન પ્રયોગ કરવા અનુમતિ આપવી.

તે પછી વરના પુરોહિત કે પ્રયોગ કરાવનાર વિદ્વાન બ્રાહ્મણે એક સુંદર આસનપર વરને પૂર્વાભિમુખે બેસારવો, ને વરના સમીપ કન્યાના પિતા તથા વરના પિતાને સુંદર આસનપર ઉત્તરાભિમુખે બેસારવા. પછી તે બન્ને વેવાઇઓને આચમન પ્રાણાયામ કરાવીને તે બન્નેને કપાળે **स्वस्ति न इन्द्रो०** એ મંત્ર ભણીને કંકુના ચાંલ્લા કરી, અક્ષત ચોડવા. તે પછી **स्वस्ति न इन्द्रो** તથા **भद्रं कर्णेभि०** એ બે મંત્રોથી શાંતિપાઠ ભણીને બોલવું કે **सुमुहूर्तमस्तु ॥** પછી પ્રકરણમાં પૃ. ૧૬ થી ૨૪ માં બતાવ્યા પ્રમાણે દેશકાલાદિનું ઉચ્ચારણ કરી લખ્યા પ્રમાણે બોલી, સંકલ્પમાં '**अमुकतिथौ**' ત્યાંસુધી બોલી કન્યાના પિતા પાસે આ પ્રમાણે સંકલ્પ કરાવવો.

**करिष्यमाणकन्याविवाहाङ्गभूतं वाग्दान महं करिष्ये ।**

એ પ્રમાણે કન્યાના પિતા પાસે સંકલ્પ કરાવી ને પછી વરના પિતા પાસે ઉપર પ્રમાણે દેશકાલાદિનું ઉચ્ચારણ કરાવીને આ પ્રમાણે સંકલ્પ મૂકાવવો.

**करिष्य माण पुत्रविवाहाङ्गभूतं कन्या निरीक्षणं करिष्ये ॥**

પછી તે બન્ને પાસે પુનઃજમણાહાથમાં સંકલ્પનું જળ રખાવી, તે બન્ને પાસે સંકલ્પ મૂકાવવો કે.-

**तदंगभूतं गणपति पूजनं करिष्ये ॥**

એ પ્રમાણે બોલી સંકલ્પ કરાવી આગળ અધ્યાયમાં બતાવેલા પૃષ્ઠ ૩૦ થી પૃષ્ઠ ૪૮ સુધીમાં બતાવ્યા પ્રમાણે તે બન્ને વેવાઇઓ પાસે ગણપતિનું પૂજન કરાવવું.

તે પછી બન્ને જો એકજ ગામના નિવાસીઓ હોય તો વરના પિતાએ તે કન્યાનું નિરીક્ષણ કરવું. ( કન્યા જોવી ).

તે પછી કન્યાના પિતાએ વરના પિતાનું ને વરના પિતાએ કન્યાના પિતાનું એમ પરસ્પર એક બીજાનું પૂજન કરવું.-એક બીજાના કપાળે કંકુના ચાંલ્લા કરી અક્ષત ચોડવા.

તે પછી કન્યાના બાપે એક અથવા પંચ પોતાના કુળના રીવાજ પ્રમાણે કંકુવાળા કરેલા રૂપીઆ કે એક રૂપીઓ હળદરના કકડા અને સાત સોપારીઓ પોતાના બન્ને હાથના ખોબામાં રાખીને જેમ વરના પિતાની પ્રાર્થના કરતા હોય તેમ તે સાંભળે એમ નીચેના મંત્રો ભણવા:-

**अव्यङ्गेऽपतितेऽक्लीबे दशदोषविवर्जिते ।**
**इमां कन्यां प्रदास्यामि देवाग्निद्विजसन्निधौ ॥ १ ॥**

અવિકલ અંગવિનાની, પતિત નહિ થયેલી, અધીરપણા રહિત અને દશદોષ વિનાની આ કન્યા હું તમને [ તમારા પુત્ર માટે ] દેવ, બ્રાહ્મણ અને અગ્નિના સમક્ષમાં આપીશ.

**वाचादत्ता मयाकन्या पुत्रार्थे स्वीकृता त्वया ।**
**कन्यावलोकनविधौ निश्चितस्त्वं सुखी भव ॥ २ ॥**

એ પ્રમાણે સ્પષ્ટ વાણીથી બોલી બતાવી તે વરના પિતાના ને હાથના અંજલિ ( ખોબા )માં આપવું.

તે પછી વરના પિતાએ ઋણુ પોતે પોતાના બણીની દક્ષિણા ( રૂપીઆ ) હળદરના ગાંગડાના કકડા તથા સાત સોપારીઓ પોતાના બન્ને હાથમાં રાખી કન્યાનો પિતા સાંભળે તેમ નીચે પ્રમાણે બોલીને તેમના બન્ને હાથના ખોબામાં આપવાં.—

**वाचा दत्ता त्वया कन्या पुत्रार्थे स्वीकृता मया ।**
**वरावलोकनाविधौ निश्चितस्त्वं सुखी भव ॥ १ ॥**

તે પછી કન્યાના બાપે વરના બાપને નીચે પ્રમાણે બોલી સંભળાવવું.

મેં તમને વાગ્દાન વડે ( વચનરૂપ દાનથી ) કન્યા આપી; ને તે તમે તમારા પુત્રને સારુ સ્વીકારી છે; માટે તમે કન્યાનું નિરીક્ષણ કરવાનો નિશ્ચય કરી સુખી થાઓ.

ઉપરના કન્યાના બાપના વચનના પ્રત્યુત્તરમાં વરનો બાપ કહે છે કે,—તમે વાગ્દાનથી વચનરૂપદાનથી કન્યા આપી; ને મેં તેનો મારા પુત્ર માટે સ્વીકાર કર્યો છે ! માટે તમે વર જોવાના વિધાનમાં સ્વસ્થ નિશ્ચયવાળા થઈ સુખી થાઓ.

**युष्मद्वराय योग्याय मण्डपायतने मम ।**
**अद्य पुगमदानेन लग्ने कन्या भविष्यति ॥ १ ॥**

તેના પ્રત્યુત્તરમાં વરના બાપે નીચે પ્રમાણે બોલી સંભળાવવું.

મણ્ડપમાં આવેલા તમારા યોગ્ય લક્ષણવાળા પુત્રરૂપ વરને માટે અત્યારે પ્રતિજ્ઞાવચન પૂર્વક આપેલાં સોપારીથી મારી પુત્રી લગ્ન મુહૂર્તમાં કન્યા થશે.

૫. अस्मद्दूराय योग्याय मण्डपायतने तव ॥
अत्रपुगप्रदानेन लग्नेवरो भविष्यति ॥ १ ॥

તે પછી સર્વ સાંભળતાં કન્યાના બાપે, નીચે પ્રમાણે પોતાનું પ્રતિજ્ઞાવચન બોલી બતાવવું.

૬. विश्वंभरःसर्वभूताःसाक्षिण्यःसर्व देवताः ।
इमां कन्यां प्रदास्यामि देवाग्नि गुरुसन्निधौ ॥ १ ॥

તે પછી બન્ને વેવાઇઓને મળેલી વસ્તુઓની યોગ્ય વ્યવસ્થા કરી યોગ્ય ઠેકાણે મેલી-બન્ને જણાએ નીચેપ્રમાણે ઉત્તરસંકલ્પ કરવો.

---

૫ મણ્ડપમાં આવેલો મારો યોગ્ય લક્ષણવાળો પુત્ર અત્યારે મેં તમને આપેલાં પ્રતિજ્ઞા વચનરૂપ સોપારીથી લગ્ન મુહૂર્તમાં તમારી પુત્રીનો વર થશે.

૬ સમસ્ત વિશ્વમાત્રનું ભરણ પોષણ કરનારા શ્રીપરમાત્મા સર્વ મનુષ્યાદિ પ્રાણી તથા સર્વના સાક્ષિરૂપ અને સર્વ દેવતાઓના સાંભળતાં પ્રતિજ્ઞા કરું છું કે હું પણ દેવ, અગ્નિ અને ગુરુરૂપ બ્રાહ્મણોના સાનિધ્યમાંજ બોલ્યા પ્રમાણે મારી પુત્રીરૂપ કન્યાને પરણાવીશ.

अनेन वाग्दानाख्येन कर्मणा भगवान् परमेश्वरःप्रीयताम् ॥

॥ इतिवाग्दान प्रयोगः ॥

[આ વાગ્દાન પ્રયોગ બન્ને વેવાઇઓને અરસપરસમાં કરવાનો છે] છતાં ત્યાં વરને શણગારીને લાવી બેસારવાનો સંપ્રદાય ચાલે છે, પણ

પ્રયોગમાં કન્યાના બાપે વરનું નિરીક્ષણ કરવું. અને વરના બાપે કન્યાનું નિરીક્ષણ કરવું; એવો હેતુ નિકળતો હોવાથી ત્યાં સારાં વસ્ત્રાલંકાર પહેરાવી વરને લાવવામાં આવે છે, ને તેની પાસે ગણપતિપૂજન કરાવી કન્યાના પિતા પાસે રૂપીઆ ને શ્રીફળ અપાવાય છે. તથા કન્યાનો બાપ વરને પાઘડી બંધાવે છે, ને ગોળ ખવરાવે છે. આવો પરિચય ગુજરાત કાઠીયાવાડમાં ચાલે છે, માટે ઉપરપ્રમાણે યથાર્થ વાગ્દાનપ્રયોગ થઈ રહ્યા પછી કન્યાના બાપ પાસે ગંધાક્ષતથી વરનું પૂજન કરાવી તેના હાથમાં શ્રીફળ, રૂપીઆ ને સાત સોપારીઓ અપાય છે, તથા ગોળ ખવરાવવામાં આવે છે, ને પાઘડી બંધાવવામાં આવે છે, એ સંપ્રદાય જો પોતાની જ્ઞાતિમાં ચાલતો હોય તો તે પ્રમાણે પુરોહિતે તે કરાવવું. તેમાં કોઈ પણ જાતનો નિષેધ કે પ્રતિબંધ જાણવો નહિ. તે પછી વરને મળેલાં રૂપીઆ, શ્રીફળ ને સોપારીઓ કોઈ સૌભાગ્યવતીને બોલાવી તેના ખોળામાં અપાય છે, આવી પણ લોક રૂઢી ચાલે છે, માટે જ્યાં જે સંપ્રદાય હોય ત્યાં તેમ કરવું. એ બુદ્ધિમાનનું કામ છે.

"इति"

---

# ॥ अथ विवाहसंस्कारप्रयोगः ॥

પોતાના ઘેર ગ્રહયજ્ઞાદિ વિવાહાંગભુત ક્રિયાઓ થઇ ગયા પછી, લગ્નના દિવસે [ **પરગામ** જવાનું હોય તો તે **પહેલાં** ] વરે, સ્નાન-સંધ્યાદિ નિત્યકર્મથી પરવારી, શ્રીગણપતિનું પૂજન કરી આચાર્યાદિ

પૂજ્ય બ્રાહ્મણ પાસે પોતાના જમણા હાથે મદનફળ (મીંઢોળ) બંધાવી તથા પોતાના કુળાચાર પ્રમાણે બીજી જે કાંઇ લૌકિક-શાસ્ત્રીય ક્રિયા થતી હોય તે કરાવી, સારાં સુશોભિત વસ્ત્રાલંકાર ધારણ કરી, કન્યાને આપવાનાં મંગળ વસ્ત્રાલંકારાદિ સાથે લેવરાવી વરનો પિતા, કાકો, ભાઇ, મિત્ર તથા અન્ય જે પોતાના આત્મવર્ગના પુરુષો તથા સૌભાગ્યવતી સ્ત્રીઓને સાથે લઇ, ગાતે વાજતે શુભ શકુન લઈ પોતાને ઘેરથી કન્યાના બાપને ઘેર જવા નીકળવું; ને ત્યાં પ્રથમ કોઇ પવિત્ર તથા અનુકૂળતાવાળા સ્થળે સ્થિતિ કરવી

કન્યાના પિતાએ, જાનને પ્રથમ સારા યોગ્ય સ્થાને વિશ્રાંતિ કરાવી, પોતાને ઘેર ગ્રહશાંતિઆદિ ક્રિયાઓ કર્યા પછી, પોતાના કુટુંબનાં તથા સંબંધી વર્ગનાં સ્ત્રિ-પુરુષોને સાથે લઇ વાજતે-ગાજતે જાન સામા જઇ વરને સામઇયું કરવું. તે પછી જાનને ઉતારવા માટે પોતે પ્રથમ જે સ્થાનનો નિશ્ચય કર્યો હોય ત્યાં જાનને ઉતારવી; અને કયલવો સામઇયું કરાવવાં. સામઇયા કયલવાની રીત પોતાના દેશ-કુળના આચાર પ્રમાણે જાણવી.

તે પછી નિર્માણ કરેલા લગ્ન મુહુર્તનો સમય થતાં કન્યાના પિતા ભણીથી સૂચના મળ્યે, વરે મંગળસ્નાન કરી યથેષ્ટ વસ્ત્રાલંકાર ધારણ કરી, પવિત્ર સ્થિતિમાં પોતાના પક્ષનાં સ્ત્રિપુરુષો, જળપૂર્ણ કળશ, દર્પણ ચંદન, અક્ષત, પુષ્પ, સોપારી, પાન, લાજાપુષ્પ (ડાંગરની ધાણીનાં ફુલ) તથા સૌભાગ્યવતી પાસે રમણદીપક (રામણ દીવો) લેવરાવી, વાદ્યઘોષ (નગારાં-વાજાંના મંગળધ્વનિ) પુરઃસર કન્યાના પિતાના ઘર આગળ જ્યાં તોરણ હોય ત્યાં જઇ, પોતાના માટે જે આસન (પાટલો) રાખ્યું હોય તેના ઉપર સંમુખ ઉભા રહેવું.

કન્યાભણીના પૂરોહિતાદિ બ્રાહ્મણે, વરને પોંખાવવાની સર્વ સામગ્રી-ધુંસરી, મુષળ, રવાઇ, ત્રાક, તીર, ચાર સાંઠાના શળીઆ, ચાર કંકુની પિંડીઓ અને સંપૂટ, ( માટીના એક કોડિયામાં દહીં, ધ્રો, કંકુ, અને અક્ષત લઇ, તેપર એ બીજું કોડીયું ઉંધું ઢાંકી તેને રાતું સૂત્ર બાંધવું તે, ) તથા ચંદન, અક્ષત અને પુષ્પ સાથે લઇ, કન્યાની માતાઆદિ જે સૌભાગ્યવતી બાઇ પોંખનારી હોય તેના હાથમાં રમણદીપક લેવરાવી તેને ગાતે વાજતે તોરણ પાસે લઇ જઇ, પ્રથમ તેની પાસે ચંદન અક્ષતાદિથી વરનું પૂજન કરાવવું. પછી ઉપરની પોંખવાની સામગ્રીમાંથી અનુક્રમે એક એક વસ્તુ જમણા હાથમાં લેવરાવી, તેપર વસ્ત્ર ઢંકાવી વરના ડાબા અંગથી જમણા અંગ બાણી જાય એમ આરતીની રીતે ચાર કે પાંચવાર ફેરવાવવં. તે વખતે પોંખાવનાર બ્રાહ્મણે નીચે પ્રમાણે બોલવું.-

**ॐ सुमुहूर्तं शुभलग्नं क्षेमं कल्याणमारोग्यं निर्विघ्नेन शुभं भवतु ॥**

એ રીતે ધુંસરી, મુષળ, રવાઇ, ત્રાક અને તીરથી પોંખ્યા પછી સાંઠાના ચાર શળીયા તથા કંકુની પિંડીઓથી પોંખાવી તે પૂર્વાદિ ચાર દિશાઓમાં નંખાવવાં. અને તે પછી સંપૂટ વડે પોંખાવી તે સંપૂટ વરના પગ પાસે મૂકાવવું. તે પછી વરના ખોબામાં શ્રીફળ, પાન, સોપારી, અને રૂપિઓ, વગેરે હોય તે પોંખનાર બાઇના ખોળામાં અપાવવાં ને તે પછી પોંખનાર બાઇ પોતાને ઘેર જાય અને વરે પોતાના પગ આગળનું સંપૂટ તેનાપર જમણો પગ મૂકી ભાગીને મંડપમાં આવી પોતાના માટે તૈયાર કરેલા આસનપર પૂર્વાભિમુખે બેસવું.

તે પછી કન્યાનાં પિતા-માતાએ અથવા તેમનાં પ્રતિનિધિએ કન્યાદાન દેવા માટે અગત્યનાં સર્વ સાહિત્ય પાસે મંગાવી, મંડપમાં પોતાના આસનપર ઉત્તરાભિમુખે બેસવું. સ્ત્રીએ સ્વપતિના જમણે પડખે બેસવું.

મહર્ષિ પારસ્કરાચાર્ય કન્યાદાનના અંગે પ્રથમ વરનું મધુપર્ક પૂજન કરવા નીચેના સૂત્રથી સૂચન કરે છે કેઃ—

**"तत्र अर्घ्यानाह ।** (આચાર્ય શ્રીગૃહ્યસૂત્રમાં મધુપર્ક પૂજન કરવા યોગ્ય પુરુષોનું કથન કરે છે.)

**आचार्यऋत्विक् वैवाह्योराजाप्रियस्नातक इति ।** (આચાર્ય. ઋત્વિક્, વિવાહ કરવા યોગ્ય પુરુષ, પ્રિય અને સ્નાતક, એટલાઓનું મધુપર્ક પૂજન કરવું.

**उपनयनपूर्वकं कृत्स्नवेदाध्यापयिता आचार्यः ।** (ઉપનયન સંસ્કારપૂર્વક સંપૂર્ણ વેદોનું અધ્યયન કરાવનાર અથવા શરણુંગતને શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત્ત પૂર્વક દીક્ષા વિધાનરૂપ સંસ્કાર કરી જ્ઞાન, યોગ કે ભક્તિરૂપ મોક્ષસાધનના શિક્ષણદ્વારા પરમાત્માના સ્વરૂપનું બોધન કરનાર સદ્ગુરુ.)

**यो दक्षिणापरिक्रीतः कर्माणि करोति स ऋत्विक् ।** (જે દક્ષિણા સાટે યજમાનનો પ્રતિનિધિ થઇને તેના વતીનાં પૂજન-યજનઆદિ વૈદિક-તંત્રિક કર્મો કરે તે ઋત્વિક્.)

**वैवाह्यः विवाहार्थमागतो वरः । जामाता परपर्यायः ।** (કન્યાદાન દેવાયોગ્ય પરણવા માટે આવેલો વર; તેનો બીજો પર્યાય શબ્દ જમાઇ.)

**राजा राज्याभिषेकादिगुणयुक्तो दंडपूर्वकप्रजापालनकर्ता क्षत्रियः ।** ( રાજ્યાભિષેકાદિ ગુણોએ યુક્ત દંડપૂર્વક પ્રજાનું સંરક્ષણ કરનાર ક્ષત્રિય તે રાજા )

**प्रियो य इष्टः उत्कृष्टजातिस्समानजातिर्वा ।** (પોતાનાથી શ્રેષ્ઠ કે સમાન જાતિનો વ્રત-વિદ્યા કે જ્ઞાન-ગુણ સંપન્ન મનઃપ્રિય પુરુષ તે પ્રિય. )

**स्नातकः ब्रह्मचर्यात्समावृतः ।** ( શાસ્ત્રોક્ત બ્રહ્મચર્યના પાલનપૂર્વક જેણે સાંગ વેદોનું સમાવર્તન કરેલું હોય તે, તથા સદાચરણપૂર્વક અધ્યયનની સમાપ્તિ કરી પરણવાની અપેક્ષાવાળો સ્વજાતીય યુવક.)

એટલાઓનાં મધુપર્કપૂજન કરવાની આચાર્યશ્રીની આજ્ઞા હોવાથી પ્રથમ વરનું મધુપર્કપૂજન કરવું."

તેમાં પ્રથમ કન્યાના પિતાએ કિંવા કન્યાદાન દેનારે આચમન-પ્રાણાયામ કરી નીચે પ્રમાણે બોલી સંકલ્પ કરવો.

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे कन्यार्थिनं गृहागतं स्नातकं* वरं मधुपर्केणार्हयिष्ये ।**

પછી કન્યાદાન દેનારે વરના સામા બે હાથ જોડી નીચે પ્રમાણે પ્રાર્થના કરવીઃ—

**ॐ साधु भवानास्तामर्चयिष्यामो भवन्तम् ।**

તેના પ્રત્યુત્તરમાં વરે નીચે પ્રમાણે બોલવુંઃ—

ॐ अर्चय ।

તે પછી કન્યાદાન દેનારપુરુષે એક હાથ જેટલા મૂલાગ્રસહિત પચીશ દર્ભને રાતું સૂત્ર વીંટી, આગળથી તઇઆર કરી રાખેલો એક વિષ્ટર ( આસન ) પોતાના હાથમાં લઇ વરના સામું જોઇ નીચે પ્રમાણે બોલવું:—

विष्टरो विष्टरो विष्टरः प्रतिगृह्यताम् ।

વરે તે વિષ્ટર નીચે પ્રમાણે બોલીને પોતાના હાથમાં લેવો.

प्रतिगृह्णामि ।

પછી વરે તે વિષ્ટર નીચેનો મંત્ર ભણીને પોતાના આસન તળે ઉત્તર ભણી તેનાં અગ્ર રહે તેમ રાખવો.

ॐ वर्ष्मोऽस्मिसमानानामुद्यतामिवसूर्यः ॥ इमंतमभितिष्ठामि योमाकश्चाभिदासतीति ॥

તે પછી યજમાને તાંબાના પાત્રમાં સહેજ સુખરૂપ ઉષ્ણજળ ભરી વરને નીચે પ્રમાણે બોલીને આપવું:—

पाद्यं पाद्यं पाद्यं प्रतिगृह्यताम् ।

વરે તે નીચે પ્રમાણે બોલીને લેવું:—

प्रतिगृह्णामि ।

---

1 बाहुमात्रं हस्तमात्रं वा दीर्घं वामावर्तेन पञ्चविंशति कुशैर्घटितं विष्टरद्वयम् ।

ભાવાર્થઃ–બાહુમાત્ર અથવા હસ્તમાત્ર લાંબા પચીશ દર્ભને ડાબો વળ દઇ, રક્ત સૂત્રથી બાંધીને બે વિષ્ટર તઇઆર રાખવા.

પછી વરે તે જળથી નીચેનો મંત્ર ભણીને પોતાનો જમણો પગ ધોવોઃ—

**ॐ विराजो दोह्योसि विराजो दोहमशीय मयि पाद्यायै विराजो दोह इति ॥**

પછી ઉપરનો મંત્ર ભણીને ડાબો પગ પણ ધોવો.

કદાચ વર જો ક્ષત્રિય કે વૈસ્ય જાતિનો હોય તો તેણે પહેલો ડાબો પગ ધોઇને પછી જમણો પગ ધોવો.

[ કેટલેક ઠેકાણે કન્યાદાન દેનાર પુરુષ એક પાત્રમાં વરના બન્ને પગ રખાવી તેપર પોતાની સ્ત્રીપાસે ઝારી વડે પાણી રેડાવી પોતેજ વરના પગ ધૂએ છે. ]

તે પછી કન્યાદાન દેનારે ઉપરના જેવોજ એક બીજો વિષ્ટર પોતાના હાથમાં લઇ વરના સામું જોઇને નીચે પ્રમાણે બોલવુંઃ—

**विष्टरो विष्टरो विष्टरः प्रतिगृह्यताम् ।**

વરે તે વિષ્ટર નીચે પ્રમાણે બોલીને લેવો.

**प्रतिगृह्णामि ।**

પછી વરે તે વિષ્ટર નીચેનો મંત્ર ભણી ધોયેલા પોતાના બન્ને પગની તળે ઉત્તર ભણી અગ્ર રહે તેમ રાખવો. તે વિષ્ટર ઉપરજ પોતાના બે પગ મૂકવા.

**ॐ वर्ष्मोऽस्मि समानानामुद्यतामिव सूर्यः॥ इमं तमभितिष्ठामि योमाकश्चा भिदासतीति ॥**

તે પછી કન્યાદાન દેનાર પુરુષે સોના, રૂપા કે તાંબાના પાત્રમાં કિંવા અર્ઘીઆમાં ચંદન, પુષ્પ, અક્ષત, દર્ભ, તલ, સરશવ, દહીં અને ધ્રો, સહિત જળ લઇ તે અર્ઘ્યપાત્રને બે હાથે લઇ પોતાના મસ્તક સુધિ લાવી વંદન કરીને વરના સામું જોઇ નીચે પ્રમાણે બોલવું:—

**अर्घोऽर्घोऽर्घः प्रतिगृह्यताम् ।**

વરે તે અર્ઘ્યને નીચેનો મંત્ર ભણી જમણા હાથથી સ્પર્શ કરવો.

**ॐ आपस्थ युष्माभिः सर्वान्कामानवाप्नवानीति ।**

પછી કન્યાદાન દેનારે તે અર્ઘ્યોદકને નીચેનો મંત્ર ભણી પૂર્વ કે ઉત્તર દિશામાં નાંખવું:—

**ॐ समुद्रं वः प्रहिणोमि स्वां योनिमभिगच्छत ॥ अरिष्टास्माकं वीरामापरासोचिमत्त्यपइति ॥**

તે પછી કન્યાદાન દેનારે, આચમની સહિત તાંબાના પાત્રમાં જળ ભરી, તે પાત્ર જમણા હાથમાં લઇ વરપ્રતિ બોલવું કેઃ—

**आचमनीयमाचमनीयमाचमनीयंप्रतिगृह्यताम् ।**

વરે તે પાત્ર નીચે પ્રમાણે બોલીને લેવું:—

**प्रतिगृह्णामि ।**

પછી વરે નીચેનો મંત્ર ભણી, તે પાત્રમાંથી આચમની વડે જમણી હથેળીમાં જળ લઈ આચમન કરવું:—

**ॐ आमागन्य शसासः सृजवर्च्च सातम्माकुरुप्रियम्प्रजानामाधिपतिम्पशूनामरिष्टंतनूनाम् ॥**

તે પછી એક કાંસાની નવી વાટકીમાં ત્રણ પળ* દહીં, એક પળ મધ, અને એક પળ ઘી લઈ તેપર બીજી એક તેવીજ કાંસાની વાટકી ઢાંકી તેનું સંપૂટ વરસામું ધરીને નીચે પ્રમાણે બોલવું.

**मधुपर्को मधुपर्को मधुपर्कः प्रतिगृह्यताम् ।**

પછી વરે તે મધુપર્કને નીચેનો મંત્ર ભણીને જોવો.

---

* પળનું માપ:—

૪ કર્ષ અથવા ૪૦ માસાભારને ૧ પળ કહેવાય છે.

૧ માસાની ૮ રતિ (ગુંજા—ચનોઠી)

૮૦ ગુંજાનો ૧ કર્ષ.

૪ કર્ષનો ૧ પળ. (મરાઠી શબ્દકોષ.)

ॐ मित्रस्यत्वा चक्षुषा प्रतीक्ष ।

પછી વરે નીચે પ્રમાણે બોલી તે મધુપર્કનું સંપૂટ જમણા હાથે લઈ, ડાબા હાથમાં રાખી, તે ઉપર ઢાંકેલી વાટકી ઉઘાડી જમણા હાથની અનામિકા આંગળી વડે પ્રદક્ષિણાની રીતે તે મધુપર્કની વાટકીમાં રહેલી વસ્તુઓને હલાવવી.

**ॐ देवस्य त्वा । सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यापूष्णो हस्ताभ्याम् ॥ अग्नये जुष्टं गृह्णामि अग्नीषोमाभ्याजुष्टं गृह्णामि ॥ ३० ॥**

તે પછી નીચેનો મંત્ર ભણી, ઉપરની રીતે હલાવી જમણા હાથની અનામિકા તથા અંગુઠાવડે તેમાંથી જરા જરા લઇને પૂર્વે કે ઉત્તર દિશા ભણી નાંખવું. એમ ત્રણવાર કરવું.

ॐ नमः श्यावा श्यायान्नशनेयत्तऽआविद्धं तत्तेनिष्कृन्तामि ॥

પછી વરે નીચેનો મંત્ર ભણી, તે વાટકીમાંથી મધુપર્કના મિશ્ર થયેલા દ્રવ્યનું અનામિકા તથા અંગુઠા વડેજ લઇને પ્રાશન કરવું:-

**ॐ यन्मधुनोमधव्यम्परमं रूपमन्नाद्यम् ॥ तेनाहम्मधुनोमधव्येन परमेणरूपेणान्नाद्येन परमोमधव्योन्नादोसानि ॥**

તે પછી ફરી પણ એજ મંત્ર ભણી, ઉપરની રીતે બેવાર તે મધુપર્કના ઉચ્છિષ્ટ દ્રવ્યનું પ્રાશન કરવું.

પછી તે અર્ઘ્યપાત્ર દ્રવ્યસહિત પુત્ર, શિષ્ય કે પોતાનાથી ઉત્તર દિશામાં બેઠેલા મનુષ્યોને આપવું.

પછી વરે આચમનપ્રાણાયામ કરવા.

તે પછી નીચે પ્રમાણે બોલી જમણા હાથના અગ્રભાગથી ( આંગળીઓના ભાગથી ) મુખે સ્પર્શ કરવો.

**ॐ वाङ्मे आस्येऽस्तु ॥**

પછી નીચે પ્રમાણે બોલી જમણા હાથની તર્જની અને અંગુઠાની બન્ને નાસિકાનાં છિદ્રાને સ્પર્શ કરવો.

**ॐ नासिकयोर्मेप्राणोऽस्तु ॥**

પછી નીચે પ્રમાણે બોલી, અનામિકા અને અંગુઠાથી બન્ને નેત્રનો સ્પર્શ કરવો:-

**ॐ अक्ष्णोर्मे चक्षुरस्तु ॥**

તે પછી નીચે પ્રમાણે બોલીને મધ્યમા આંગળી તથા અંગુઠાથી જમણા કાને સ્પર્શ કરીને, એજ મંત્રથી એજ રીતે ડાબા કાને પણ સ્પર્શ કરવો:—

**ॐ कर्णयोर्मे श्रोत्रमस्तु ।**

પછી નીચે પ્રમાણે બોલી ડાબા હાથના અગ્રભાગથી જમણા

બાહુને ( ખભાથી નીચેના ભાગને ) સ્પર્શ કરી, પુનઃએજ મંત્ર ભણી જમણા હાથના કરાગ્રથી ડાબા બાહુને સ્પર્શ કરવોઃ—

**ॐ ब्राह्वोर्मे बलमस्तु ।**

તે પછી નીચે પ્રમાણે બોલી બન્ને હાથના કરાગ્રથી બન્ને ઊરુ ( સાથળ )નો એકજ સમયે સ્પર્શ કરવોઃ—

**ॐ ऊर्वोमे ओजोस्तु ।**

તે પછી નીચેપ્રમાણે બોલીને બન્ને હાથવડે મસ્તકથી પગ સુધીનાં સર્વ અંગોએ સ્પર્શ કરવો.

**ॐ अरिष्टानि मेंगानितनूस्तन्वामेसहसन्तु ।**

તે પછી કન્યાદાન દેનારે, વરની પાસે સંમુખ ભૂમિપર ઉત્તર દિશા ભણી અગ્ર રહે એવી રીતે થોડાક દર્ભો મૂકીને વરને આપવા માટે ગોદાનનો નિષ્ક્રય ( ગાયના મૂલ્યનું દ્રવ્ય ) પોતાના જમણા હાથમાં રાખી, વરપ્રતિ નીચે પ્રમાણે બોલવુંઃ—

**गौगौंगौः ।**

પછી તે દ્રવ્ય વરે પોતાના જમણા હાથે લઈ, દાન કરનારપ્રતિ નીચે પ્રમાણે બોલવું.

**ॐ मातारुद्राणां दुहितावसूनां स्वसादित्यानाममृतस्य-नाभिः ॥ प्रनुवोचंचिकितुषे जनायमागामनागाम दितिंव-धिष्ट ॥ ममचामुकशर्मणो यजमानस्य पाप्माहतः॥**

તે પછી વરે નીચેનું વાક્ય બોલવું. તેમાં પ્રથમના ૐકારનો મનમાં ને બાકીના વાક્યનો ઉંચેથી ઉચ્ચાર કરવો:—

**ॐ उत्सृजत तृणान्यत्तु ।**

પછી વરે તે ગોનિષ્ક્રયના દ્રવ્યને નીચેના દર્ભો ઉપર મૂકવું.

તે પછી કન્યાદાન દેનારે પોતાના વિભવ તથા શક્તિ અનુસાર વરનું ચંદન, અક્ષત, વસ્ત્ર, ઉપવસ્ત્ર, ઉપવીત, પુષ્પમાલા અને મુદ્રિકા આદિ આભરણોથી પૂજન કરવું

પ્રથમ નીચેનો મંત્ર ભણી વરના કપાળમાં ચંદન ચર્ચવું.

**ॐ त्वाङ्गन्धर्वाऽ अखनं स्त्व । मिन्द्रस्त्वा-म्बृहस्पतिः ॥ त्वामोषधे सोमो राजाविद्वान्य क्ष्मादमुच्यत ॥ १२/९८ ॥**

તે પછી નીચેના મંત્ર ભણી અક્ષત અર્પણ કરવા:—

**ॐ अक्षन्नमी मदन्तयवप्रिया अधूषत । अस्तोषतस्व भानवो विप्रानविष्ठया मतियोजा-न्विन्द्रते हरी ॥ ३/५१ ॥**

તે પછી નીચેનો મંત્ર ભણી વરને પહેરવા સારૂં સારૂં—મૂલ્યવાન રેશમી વસ્ત્ર આપવું:—

ॐ वसोः पवित्रमसि द्यौरसि पृथिव्यसि मातरिश्वनोधर्मोऽसि विश्वधाअसि ॥ परमेण धाम्नादं हस्व माह्वार्मा ते यज्ञपतिह्वार्षीत्॥ २ ॥

વરે તે વસ્ત્ર લઈ, પહેરીને આચમન કરવું.

તે પછી ઉપરનો મંત્ર પુનઃ ભણી બીજું ઉપવસ્ત્ર આપવું.

તે પછી નીચેનો મંત્ર ભણી બે ઉપવીત આપવાં.

ॐ ब्रह्मजज्ञानंप्रथमं पुरस्ताद्वि सीमतः सुरुचो वेन आवः। सुबुध्न्या उपमा अस्य विष्ठाः सतश्च योनिमसतश्च विवः ॥ ३ ॥

તે પછી વરે તે ઉપવીત લઇ, તેનું જળથી પ્રક્ષાલન કરી દશવાર ગાયત્રી મંત્ર ભણી તેનું અભિમંત્રણ કરી, શ્રીસૂર્યનારાયણને બતાવી નીચેનો મંત્ર ભણીને પહેરવું:—

ॐ यज्ञोपवीतं परमं पवित्रं प्रजापतेर्यत्सहजंपुरस्तात् ॥
आयुष्यमग्र्यं प्रतिमुञ्चशुभ्रं यज्ञोपवीतं बलमस्तुतेजः ॥

તે પછી એજ રીતે એજ મંત્ર ભણીને બીજું ઉપવીત પણ પહેરવું; ને તે પછી આચમન કરી દશવાર ગાયત્રી મંત્રનો જપ કરવો.

તે પછી વરને નીચેનો મંત્ર ભણી ફૂલનો હાર પહેરાવવો.

**ॐ यत्पुरुषं व्यदधुः कतिधा व्यकल्पयन्। मुखं किमस्या सीत्किं बाहू किमुरु पादा उच्येते।**

તે પછી નીચેના મંત્રથી વરને મુદ્રિકા ( વીંટી ) આદિ આભરણો આપવાં.

**अलंकारा मया देव सुवर्णेन विनिर्मिताः । प्रीत्यर्थं तव देवेश भूषणं प्रतिगृह्यताम् ॥**

તે પછી કન્યાદાન દેનારે નીચે પ્રમાણે બોલી, વરનું મધુપર્કાર્ચન પૂર્ણ થયાનો ઉત્તર સંકલ્પ મૂકવો:—

**अनेन वरमधुपर्कार्चनेन श्रीवासुदेवः प्रीयतां न मम ॥**

તે પછી વરે આચમન પ્રાણાયામ કરી, નીચે પ્રમાણે દારાપ્રતિગ્રહણનો સંકલ્પ કરવો:—

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे धर्मार्थकामप्रजासंपत्ति सिद्ध्यर्थं दाराप्रतिग्रहणं तदंगतया विहित मग्निप्रतिष्ठापनंच करिष्ये ।**

તે પછી વરના આસનથી એક હાથ દૂર સામા ભાગમાં એક પ્રસ્થ ( શેર ) ચોખાની ઢગલી કરી, તેના ઉપર કંકુ વડે સ્વસ્તિક ( સાથિઓ ) કરી, તે ઉપર કન્યાને બેસવા સારૂ ચાર પાયા વાળો બાજોઠ કે પાટલો મૂકવો.

કન્યાની માતા અથવા તે પક્ષનાં સ્ત્રીવર્ગ, કન્યાને પીઠી ચોળી નવરાવી, સારાં વસ્ત્ર ધરેણાં પહેરાવી, પોતાના પુરોહિતાદિ બ્રાહ્મણ પાસે કન્યાને શ્રીગણપતિનું પૂજન કરાવી, મદનફળ ( મીંઢળ ) બંધાવી તઇઆર કરી રાખવી. અને કન્યાએ પોતાના સ્વામીના પ્રથમ મેળાપ થવાના તે શુભ સમયમાં પોતાનો સ્વામી ચિરાયુષી થાય, ને પોતાનું સૌભાગ્ય તથા પાતિવ્રત્ય અખંડ જળવાય, તે માટે શ્રીમહેશ્વર સદાશિવ તથા શ્રીમાહેશ્વરી પાર્વતીજીનું સ્મરણ–ધ્યાન કરવું.

તે પછી સદાચરણી આનંદી સ્વભાવવાળા સપનીક પવિત્ર પુરુષોએ વર અને કન્યાના આસનની વચ્ચે વસ્ત્રનું અંતરપટ ધરવું, ને કન્યાને માહ્યરામાં પધરાવવા માટે તૈયારી કરવાની સૂચના કન્યાનાં સંબંધીઓને આપવી, અને આચાર્યે નીચે બતાવ્યા પ્રમાણે મંગલાષ્ટક ભણવું:—

॥ शार्दूलविक्रीडितंवृत्तम् ॥

यस्माद्देव हि जायतेऽखिल मिदं येनैव संस्थियते
यस्मिन्नेव विलीयतेऽन्तसमये सर्वेषु यस्तिष्ठति ॥
यो दृष्टा सकलस्य चानवरतं शास्ता च गोप्ता पुनस्
तंश्रीमन्नथुराम देशिकवरं वंदेस्तु भक्त्याऽनिशम् ॥१॥

सुमुहूर्तं सावधानम् ॥१॥ शुभलग्नं सावधानम् ॥२॥ आचार्यः सावधानः ॥३॥ मदनफलं सावधानम् ॥४॥ ग्रीवासूत्रं सावधानम् ॥५॥ कृष्णकंठीः सावधाना ॥६॥ रत्न दीपकः

**सावधानः ॥ ७ ॥ मातृपितः सावधानौ ॥ ८ ॥ देवद्रव्यं सावधानम् ॥ ९ ॥ वरकन्या सावधाना ॥१०॥ पाणिगृहणांतर पलानि ६० अंतर समयो वर्ततेऽन्तर समयः ॥**

[ પ્રથમ લગ્ન મુહૂર્ત જોનાર જ્યોતિષીએ લગ્નશુદ્ધિનો જે સમય નિશ્ચિત કર્યો હોય, તે સમય વચ્ચે જેટલી પળનું અંતર હોય તેટલી પળની સંખ્યા બોલવી, ને જેમ જેમ મંગળશ્લોકો બોલાતા જાય તેમ તેમ સમય વ્યતીત થતો હોવાથી તે પળોના ઉચ્ચારમાં સંખ્યાનો ઘટાડો કરતાં જવું. આ સાવધાનાંતવાક્યો* દેશરૂઢીને અનુસરી લખ્યાં છે; માટે તેની ભાષામાં કાંઇ સુધારો કર્યો નથી. છતાં કોઇને તે વિષે અસંતોષ રહેતો તેમણે તેની રચના શુદ્ધ સંસ્કૃત ભાષામાં કરીને બોલવું. માત્ર તેમાં વિભક્તિઓના પ્રત્યયો જોડીને બોલવાનું છે.]

**श्रीमत्पंकजविष्टरो हरिहरौ वायुर्महेन्द्रो नल-**
**श्चंद्रो भास्करवित्तपालवरुणः प्रेताधिपादिग्रहाः ।**

**प्रद्युम्नो नलकूबरः सुरगज श्चिंतामणिः कौस्तुभः**
**स्वामिशक्तिधरः श्चलांगलधरः कुर्यात् सदामंगलम् ॥२॥**

**सुमुहूर्तं सावधनम् ॥१॥ शुभलग्नं सावधानम् ॥२॥ आचार्यः सावधानः ॥३॥ मदनफलं सावधानम् ॥४॥ ग्रीवासूत्रं सावधानम् ॥५॥ रत्नः दीपकः सावधानः ॥७॥ देवद्रव्यं सा-**

**वधानम् ॥८॥ वरकन्या सावधाना ॥९॥ पाणिग्रहणां तर पलानि ५० अंतर समय वर्तते समयः ॥**

એ પ્રમાણે પ્રત્યેક મંગલ શ્લોકના પાઠ ના અંતે ઉપર પ્રમાણે બોલવું ને પળની સંખ્યામાં ન્યૂન કરતાં જવું. ને પળની સંખ્યામાં ૬૦, ૫૦, ૪૦, ૩૦, ૨૦, ૧૦, ૫ અને ( પૂર્ણ ) એમ ક્રમે ઘટાડો કરતાં જવું

वाल्मीकिः सनकः सनंदनमुनिर्व्यासो वसिष्ठो भृगु-
जाबालि जमदग्नि कौत्सजनको गर्गांगिरो गौतमाः ॥
मांधाता [illegible] [illegible] [illegible]दिली पोनलः
पुण्यो धर्मिष्ठो [illegible] [illegible] कुर्यात्सदा मंगलम् ॥ ३ ॥
गौरीश्रीरदितिश्च कद्रु विनता[illegible]ः सूपर्णा मुधा,
सावित्री च सरस्वती च सुभगासत्यव्रतारुंधती ॥
स्वाहा जांबवती च रुक्मभगिनीदुःस्वप्न विध्वंसिती ।
वेलाचांबुनिधेः समीन मकरा कुर्यात्सदामंगलम् ॥ ४ ॥
नेत्राणां त्रितयं शुभं पशुपते रग्नित्रयं पावनं,
तद्विष्णोश्च पदत्रयं त्रिभुवने रव्यातं चराम त्रयम् ॥
गंगावाह पथत्रयं सुविमलं वेदत्रयं ब्राह्मणाः,
संध्यायास्त्रितयं द्विजैरभिहितं कुर्यात्सदा मंगलम् ॥ ५ ॥

**लक्ष्मीः कौस्तुभपारिजातकसुरा धन्वंतरिश्चंद्रमा,**
**गावः कामदुघा सुरेश्वर गजो रंभादिदेवांगनाः ।**
**अश्वः सप्त मुखो विषं हरिधनुः शंखोऽमृतं चांबुधे**
**रत्नानि च चतुर्दशः प्रतिदिनं कुर्युः सदामंगलम् ॥ ६ ॥**
**अश्वत्थो बदरीक चंदनतरुर्मंदार कल्पद्रुमो,**
**जंबूनिंबकदंबचूतसरलावृक्षास्तु येक्षीरिणः ॥**
**सर्वैते वतनिश्रितावनसमायेऽजनकं राजते**
**रम्यं चैत्ररथं सनंदनवनं कुर्वंतसदा मंगलम् ॥ ७ ॥**
**गंगासिंधु सरस्वती च यमुना गोदावरी नर्मदा,**
**कावेरीसरयुर्महेन्द्र तनया चर्मण्वती वेदिका ॥**
**क्षिप्रा वेत्रवती महासुर नदी ख्याता च या गड्डकी,**
**पूर्णाःपुण्य जलैः समुद्र सहिताः कुर्युः सदामंगलम् ॥ ८**

એ પ્રમાણે મંગલાષ્ટકના શ્લોકો ભણવા, ને છેલ્લો શ્લોક ભણી **पलपूर्णनो समय०** એમ બોલવું.

કન્યાના મામાએ અથવા ગ્નાતિસંપ્રદાયપ્રમાણે જેને કન્યા પધરાવવાનો અધિકાર હોય તેણે, વસ્ત્રાલંકારથી શણગારેલી પોતાનાં ઇષ્ટદેવરૂપ શ્રીશંકરપાર્વતીનું ધ્યાન કરતી કન્યાને માહ્યરામાં લાવી, વરના સામું કન્યાનું આસન પ્રથમથી તૈયાર કરી રાખેલું હોય તે ઉપર પશ્ચિમનના મુખે વરના સંમુખ બેસારવી. કન્યાને ઘરમાંથી માહ્યરામાં

પધરાવવાની વેળાએ સારાં માંગલિક વાજીત્રો વગડાવવાં. અને સૌભાગ્યવતી સ્ત્રિઓએ જેમાં વરકન્યાનાં પરસ્પર કર્તવ્ય તથા ધર્મોનું વર્ણન કરેલું હોય, તથા પરસ્પરના પ્રેમનું દિગ્દર્શન જે ગીતોમાં હોય, એવાં ઉત્તમ ભાવવાળાં મંગળ ગીતો ગાવાં, પણ વર અને કન્યાના પક્ષની સ્ત્રીઓએ જૂદા પક્ષ પાડી એક બીજાની સ્પર્ધામાં આવી પરસ્પર સામસામા સંબંધિ વર્ગનાં-સ્ત્રીપુરુષોને અમંગળ હલકા અને ઉતમ જાતિને ન શોભે એવા અવાચ્ય ( ભૂંડાળા ) શબ્દવાળાં અમર્યાદ ફટાણાં ન ગાવાં. ગાવા માટે તો આપણા પૂર્વકાળનાં ઘણાં સુજ્ઞ અને પ્રભુભક્તિવાળાં સ્ત્રીકવિ પુરીબાઇ અથવા ઘણા પુરુષ કવીઓએ સુંદર સીતામંગળ, શંકરપાર્વતી વિવાહ, રૂકિમણીમંગળ આદિ દેવવિવાહનાં નિર્મળ ગીતો રચવાનો પ્રયત્ન કરેલો છે, માટે તેવાં ગીતોજ ગાવાં. જેથી ગાનાર અને સાંભળનાર બન્ને પવિત્ર થાય.

તે પછી પુષ્પની અથવા સૂત્રની વરમાળા કન્યાએ પોતાના બને હાથથી લઇ ઉભાં થઇ વરની કોટમાં પહેરાવવી, અને વર તથા કન્યાએ પોતાના ઇષ્ટદેવનું સ્મરણ ધ્યાન કરતાં પરસ્પરનો જમણો હાથ મેળાવવો. તે સમયે આચાર્યાદિ બ્રાહ્મણોએ તથા જ્યોતિષીઓએ નીચે પ્રમાણે બોલવું.

तदेव लग्नं सुदिनं तदेव,
तारावलं चंद्रबलं तदेव ।
विद्याबलं दैवबलं तदेव,
लक्ष्मीपते तेऽङ्घ्रीयुगं स्मरामि ॥

सुमुहूर्तमस्तु ॥

તે પછી તે પૂર્વાભિમુખે બેઠેલા વર અને પશ્ચિમાભિમુખે બેઠેલી કન્યા વચ્ચે જે અંતરપટ ધરાયેલું હોય તેને ઉત્તર દિશા ભણી ખેંચી લેવું. તે પછી આચાર્યાદિ બ્રાહ્મણોએ નીચેના મંત્રો તથા આશીર્વાદાત્મક વચનો ભણી વર–કન્યાના મસ્તકઉપર કંકુથી રંગેલા અક્ષત ( રક્તાક્ષત ) નાખવા.

**ॐ मनो जूतिर्जुषतामाज्यस्य बृहस्पतिर्यज्ञमिमंतनोतु । अरिष्टंयज्ञं समिमंद धातु विश्वेदेवास इह मादयन्तामों ३ प्रतिष्ठ ॥ २६ ॥**

**सुप्रतिष्ठितमस्तु ॥ दंपत्योरविच्छिन्ना प्रीतिरस्तु ॥**

તે પછી વરે કન્યાને પહેરવા સારૂ સુંદર મૂલ્યવાન્ મંગળ વસ્ત્ર ( મંગળધાટડી ) આપવું, ને તે કન્યાએ ત્યાં પહેરવું. ને વરે કિંવા તેને બદલે આચાર્યાદિ બ્રાહ્મણે નીચેનો મંત્ર ભણવો.

**ॐ जराङ्गच्छपरि धत्स्व वासोभवाकृष्टीनामभिशस्तिपावा शतञ्च जीवः शारदः सुवर्चोरयिंच पुत्राननु संव्यय स्वायुष्मतीदंपरिधत्स्व वास इति ॥**

તે પછી તેવુંજ મૂલ્યવાળું બીજું એક ઓઢવા સારૂં ઉત્તરીવસ્ત્ર કન્યાને વરે આપવું; ને નીચેનો મંત્ર ભણવો.

**ॐ याऽअकृन्तन्नवयंयाऽअतन्वत । याश्चदेवीस्तन्तूनभितो**

तत्न्य॥ तास्त्वादेवीर्ज रसे संग्य यस्मा युग्मतीदंम्यरिधस्त्ववासः॥

તે પછી કન્યાના પિતાએ વર કન્યાને એક બીજાના સામું જોવાની આજ્ઞા કરવી. ને તેઓ એક બીજાનું નિરિક્ષણ કરે તે વેળાએ નીચેનો મંત્ર બોલવો.

ॐ समंजन्तु विश्वेदेवाः समापोहृदयानिनौ ॥ सम्मातरि श्वासन्धातासमुदेष्ट्रीदधातुनाविति ॥

તે પછી વરે નીચેનો મંત્ર ભણતાં કન્યાના કંઠે મંગળસૂત્ર અથવા કોઈ માંગલિક કંઠાભરણ પહેરાવવું; કિંવા મંગળદોરો બાંધવો.

ॐ मांगल्यतंतुनानेन मम जीवनहेतुना ।
कंठे बध्नामि सुभगे त्वं जीव शरदां शतम् ॥

ॐ यदा बध्नन्दाक्षायणा हिरण्यं शतानीकाय सुमनस्यमानाः ॥ तन्मऽआबध्नामि शत शारदाया युष्मान्जरदष्टिर्यथासम् ॥ ३४/५२ ॥

તે પછી નીચેના મંત્રો ભણતાં બેવડું કાચું સૂતર લઈ (કંકુવાળુ કરી, કન્યના જમણા અંસ (કંઠ અને ખભા વચ્ચેનો ભાગ) થી આરંભી વરકન્યા બન્નેના અંસે પાંચ વાર અને બંનેના કટિપ્રદેશ પર સાત વાર ફરતું સૂત્ર વીંટવું

[ ગુજરાતમાં આ ઠેકાણે આચાર્ય પ્રથમથી તૈયાર કરી રાખેલી વરમાળા નીચેના મંત્રો ભણી પહેરાવવાનો સંપ્રદાય છે. વરમાળા બના-

વવાની રીતિ આ પ્રમાણે છેઃ—ભૂમિપર ચાર હાથને અંતરે ખીલા રોપી એકવડુ કાચું સૂતર લઈ તે બન્ને ખીલાઓ ફરતું ચોવિશવાર વીંટવું. એ ચોવિશ તંતુની વરમાળા કંકુથી રંગીને વરકન્યાના કંઠે પહેરાવાય છે, માટે આ સ્થળે પોતાના દેશાચાર પ્રમાણે કરવું. વરમાળા આરે.પણ કરતાં પણ નીચેના મંત્રોજ ભણવા. ]

ॐ परि त्वा गिर्वणो गिर इमा भवन्तु विश्वतः। वृध्धायुमनु वृद्धयो जुष्टा भवन्तु जुष्टयः॥ ५/२९ ॥ इन्द्रस्यस्यूरसि। इन्द्रस्य ध्रुवोसि। ऐन्द्रमसि वैश्वदेवमसि ॥ ५/३० ॥ विभूरसि प्रवाहणः। वह्निरसि हव्यवाहनः। श्वात्रोऽसि प्रचेताः। तुथोऽसि विश्ववेदाः ॥ ५/३१ ॥ उशिगसि कविः। अङ्घारिरसि बम्भारिः। अवस्यूरसि दुवस्वान्। शुन्ध्यूरसि मार्जालीयः। सम्राडसि कृशानुः। परिषद्योऽसि पवमानः। नभोऽसि प्रतक्वा। मृष्टोऽसि हव्यसूदनः ऋतधामासि स्वर्ज्योतिः ॥ ५/३२ ॥ समुद्रोऽसि विश्वव्यचाः। अजोऽस्येकपात्। अहि-

रासि बुन्ध्यः वागस्यैन्द्रमसि सदोऽसि । ऋतस्य द्वारौ मा मा सन्ताप्तम् । अध्वना मध्व पते प्रमातिर स्वस्ति मेऽस्मिन् पथि देवयाने भूयात् ॥ ५/३ ॥ मित्रस्य मा चक्षुषे क्षस्व्वम् । अग्नयः सगराः सगरा स्थ सगरेणनाम्ना रौद्रेणानीकेन-पात माग्नयः पिपृत माग्न यो गोपायत मा नमो वोऽस्तु मा माहिंसिष्ट ॥ ५/४ ॥ ज्योतिरसि विश्वरूपं विश्वेषां देवानां समित् । त्वं सोम तनूकृद्भ्यो द्वेषोभ्योऽन्य कृतेभ्य उरुयन्तासि वरूथं स्वाहा । जुषाणो अप्तुराज्यस्य वेतु स्वाहा ॥ ५/५ ॥

પછી કન્યાદાન દેનાર પુરુષે વરના આસનથી દક્ષિણ ભણી દર્ભ કે ઊનના આસન પર સ્વસ્થપણે ઉત્તરાભિમુખે બેસી બદ્ધશિખ થઇ આચમન પ્રાણાયામ કરી, જમણા હાથમાં દર્ભ, અક્ષત અને જળ રાખી ને નીચે પ્રમાણે બોલી કન્યાદાનનો સંકલ્પ કરવો.

કન્યાદાન દેનાર પુરુષની સ્ત્રીએ પણ પોતાના સ્વામીના જમણે

પડખે પવિત્ર આસનપર સ્વસ્થપણે બેસી, આચમન પ્રાણાયામ કરી હાથમાં દર્ભાક્ષત સહિત જળ રાખી પોતાના સ્વામીની સાથે એકમત થઇ તેજ પ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य महामङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अस्याः कन्यायाः अनेन वरेण धर्मप्रजया उभयोर्वंशवृद्ध्यर्थं तथा च मम समस्त पितृणा निरतिशयानंद ब्रह्म-लोक सुखाप्त्यादिकन्यादानकल्पोक्तफलावाप्तये अनेन वरेणास्यां कन्यायामुत्पादयिष्यमाणसंतत्या दशपूर्वान्दशापरान्मां चैकविंशतिपुरुषानुद्धर्तुकामः श्रीलक्ष्मीनारायण प्रीतये च ब्राह्मविवाहविधिनाकन्यादानमहंकरिष्ये ॥**

એ પ્રમાણે સંકલ્પ કરીને ફરીથી કન્યાદાનાંગભૂત વરકન્યાનું શોડષોપચાર પૂજન કરવાનો સંકલ્પ નીચે પ્રમાણે બોલીને કરવો.—

**तदंगत्वेनादौ श्रीलक्ष्मीनारायण प्रीतये वधूवरयोः शोडषोपचारैः पूजनं करिष्ये ।**

તે પછી પ્રથમ **श्रीविष्णुस्वरूपाय वराय नमः ।** એ મંત્રથી વરનું અને **श्रीमहालक्ष्मीरूपायै कन्यकायै नमः ।** એ મંત્રથી કન્યાનું પૂજન કરવું. તેમાં તાંબાનું મોટું પાત્ર (તાસ કથરોટ) તેમની પાસે મૂકી, વરના પગ તેમાં રખાવી ઉપરનો મંત્ર ભણી ફૂલનું આસન, ઉષ્ણોદકથી પાદ્ય, ચંદન અક્ષત ફૂલ પુષ્પસહિત જળનું

અર્ઘ્ય, સુદ્ધ જળથી આચમન અર્પણ કરવાં. પછી તે બન્ને ચરણનું જળથી પ્રક્ષાલન કરી, દૂધ, દહીં, મધ, ઘી અને સાકર, એ પંચામૃત સ્નાનના પદાર્થોથી સ્નાન કરાવી, આચમનીયાર્થે જળ અર્પણ કરી, વસ્ત્ર યજ્ઞોપવીત અર્પણ કરવાં. તે પછી કંકુવડે પગની આંગળીઓથી ઢીચણભણી પોતાતો હાથ જાય એ રીતે કન્યાદાન દેનારે વરના પગ પીળવા. પછી અક્ષત, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, મુખવાસ, દક્ષિણા પ્રદક્ષિણા મંત્ર પુષ્પાંજલિ ને નમસ્કાર, એ ઉપચારોથી પૂજન કરવું. એ પ્રમાણે કન્યાદાન દેનારે પહેલું વરનું પૂજન કરવું. તે પછી ઉપર દર્શાવેલા કન્યાના પૂજનના મંત્ર વડે કન્યાદાન દેનાર સ્ત્રીએ, ઉપર જેવો વરના પૂજનનો વિધિ બતાવ્યો છે તેજ પ્રમાણે કન્યાનું પણ પૂજન કરવું:—

વરના પૂજન વખતે જ્યારે પોતાનો સ્વામી જળથી ચરણ પ્રક્ષાલન કરે ત્યારે કન્યાદાન દેનાર સ્ત્રીએ ઝારી વડે જળધારા કરવી. પંચામૃતના પદાર્થો તેણેજ અર્પણ કરવા આદિ પોતાના સ્વામીને તેમાં સહાય કરવી. ને કન્યાના પૂજન વખતે તેજ પ્રમાણે પોતાની સ્ત્રીને પુરુષે સહાય્ય કરવી.

તે પછી વરે પોતાના જમણા હાથનો અંજલિ કન્યાદાન દેનાર પુરુષ સમીપ ધરી રાખવો.

કન્યાદાન દેનારે નીચે પ્રમાણે બોલી તે વરના જમણા અંજલિમાં નીચે પ્રમાણે બોલી એક આચમની જલ અર્પણ કરવું.

**शिवा आपः सन्तु ।**

તેના પ્રતિવચનમાં વરે નીચેપ્રમાણે બોલવું.

**सन्तु शिवा आपः ।**

પછી નીચે પ્રમાણે કન્યાદાન દેનારે વરને નમસ્કાર કરતાં ભણવું.

**सौमनस्यमस्तु ।**

તેના પ્રત્યુત્તરમાં વરે બોલવું કે,

**अस्तु सौमनस्यम् ॥**

પછી કન્યાદાન દેનારે નીચે પ્રમાણે બોલી, તે અંજલિમાં અક્ષત આપવાઃ—

**अक्षतं चारिष्टं चास्तु ।**

પછી પ્રતિ વચનમાં નીચે પ્રમાણે વરે બોલવુંઃ—

**अस्त्वक्षतमरिष्टं च ।**

પછી નીચે પ્રમાણે બોલીને તે અંજલિમાં કન્યાદાન દેનારે ચંદનના છાંટા નાખવાઃ—

**गंधाः पांतु सौमंगल्यं चास्त्विति भवन्तो ब्रुवन्तु* ।**

પ્રતિવચનમાં વરે બોલવું કે,

**सौमंगल्यं चास्तु ।**

---

* આ ઠેકાણે **भवन्तः** અને **ब्रुवन्तु** એ બહુ વચનનાં ક્રિયાપદો છે; તે વરના માન્યાર્થે છે. એમ સમજવું. સંસ્કૃત વ્યાકરણના નિયમે માન્યાર્થે બહુ વચન વપરાય છે.

કન્યાદાન દેનાર યજમાને નીચે પ્રમાણે તે અંજલિમાં અક્ષત આપવા.

**अक्षताः पान्तु आयुष्यमास्त्विति भवंतो ब्रुवन्तु ।**

તેના પ્રત્યુત્તરમાં વરે બોલવું કે,

**आयुष्यमस्तु ।**

પછી યજમાને તે અંજલિમાં નીચે પ્રમાણે બોલી પુષ્પો આપવાં.-

**पुष्पाणि पान्तु सौश्रियमस्त्विति भवंतो ब्रुवन्तु ।**

પ્રત્યુત્તરમાં વરે બોલવું કે,

**सौश्रियमस्तु ।**

તે પછી યજમાને તે અજલિમાં નીચે પ્રમાણે બોલી તાંબુલ (નાગરવેલનું પાન) આપવું.—

**तांबुलानिपांतु ऐश्वर्यमास्त्विति भवंतो ब्रुवन्तु ।**

તેના પ્રત્યુત્તરમાં વરે બોલવું કે,

**ऐश्वर्यमस्तु ।**

પછી યજમાને તે અંજલિમાં નીચે પ્રમાણે બોલી દક્ષિણાર્થે દ્રવ્ય આપવું.

**दक्षिणाः पांतु बहुधनमास्त्विति भवंतो ब्रुवंतु ।**

તેના પ્રત્યુત્તરમાં વરે બોલવું કે,

**बहुधनमस्तु ।**

પછી યજમાને નીચે પ્રમાણે બોલી તે અંજલિમાં આચમની ભરી જલ આપવું.

**सकलाराधनैः स्वर्चितमस्त्विति भवंतो ब्रुवन्तु।**

તેના પ્રત્યુત્તરમાં વરે બોલવું કેઃ

**सकलारा धनैः स्वर्चितमस्तु।**

તે પછી કન્યાદાન દેનારે અથવા આચાર્યે નીચે પ્રમાણે બોલી, પ્રથમ વરપક્ષનો ગોત્રોચ્ચાર કરવો.—

**अमुक१गोत्रस्यामुक२प्रवरस्यामुक३शर्मण४: प्रपौत्राय अमुक५ गोत्रस्यामुक प्र६वरस्यामु७क शर्मणः पौत्राय।**

---

એ પ્રમાણે વરના પક્ષનો ગોત્રોચ્ચાર થયા પછી નીચે પ્રમાણે કન્યાના પક્ષનો ગોત્રોચ્ચાર કરવોઃ—

૧ વરના પ્રપિતામહ (બાપના દાદા)ના ગોત્રનું નામ દેવું.

૨ તે ગોત્રના પ્રવરોનું નામ દેવું.

૩ વરના પ્રપિતામહ (બાપના દાદા)નું નામ દેવું.

૪ આ સ્થલે ક્ષત્રિએ **वर्मणः** અને વૈશ્યે **गुप्तस्य** અથવા **भूतेः** એમ બોલવું.

૫ વરના પિતામહના (દાદાના) ગોત્રનું નામ દેવું.

૬ તે ગોત્રનાં પ્રવરો બોલવાં.

૭ વરના પિતામહ (દાદા) નું નામ બોલવું.

अमु[४]क गोत्रस्यामुक[५] प्रवरस्यामुक[६] शर्मणः पुत्रायामुक नाम्ने[७]वराय ।

अमुक[१] गोत्रस्यामुक[२] प्रवरस्यामु[३]क शर्मणः प्रपौत्रीं ।
अमुक[४] गोत्रस्यामुक[५] प्रवरस्यामुक[६] शर्मणः पौत्रीं ।
अमुक[७] गोत्रस्यामुक[८] प्रवरस्यामुक[९] शर्मणः पुत्रीम[१०]मुकीनाम्नीं कन्यां ।

---

૪ વરના પિતાનું ગોત્ર બોલવું.
૫ તે ગોત્રનાં પ્રવરો બોલવાં.
૬ વરના પિતાનું નામ બોલવું.
૭ વરનું નામ બોલવું.

૧ કન્યાના પ્રપિતામહ ( બાપના દાદાનું ) ગોત્ર બોલવું.
૨ તે ગોત્રનાં પ્રવર બોલવાં.
૩ કન્યાના પ્રપિતામહનું ( બાપના દાદાનું ) નામ બોલવું.
૪ કન્યાના પિતામહ ( દાદા ) નું ગોત્ર બોલવું.
૫ તે ગોત્રનાં પ્રવર બોલવાં.
૬ કન્યાના પિતામહનું ( દાદાનું ) નામ બોલવું.
૭ કન્યાના પિતાનું ગોત્ર બોલવું.
૮ તે ગોત્રનાં પ્રવર બોલવાં.
૯ કન્યાના બાપનું નામ બોલવું.
૧૦ કન્યાનું નામ બોલવું.

એ પ્રમાણે બન્ને પક્ષના ગોત્રોચ્ચાર કરવા. એ ગોત્રોચ્ચારો એક વાર, બે વાર કે ત્રણવાર બોલવા. આ જૂદા જૂદા પદ્ધતિકારો તથા સ્મૃતિકારોના મત છે. માટે જેને જેમ અનુકૂલ પડે તેણે તેમ કરવું. બે વાર ત્રણ વાર બોલવા ને ઉચ્ચાસ્વરે મંડપમાં રહેલાં સર્વ માણસોના સાંભળતાં બોલવાનો મુખ્ય એ હેતુ રહેલો છે કે વરકન્યા ઉત્તમ કૂળનાં અને જૂદા જુદા ગોત્રનાં છે, પણ એકગોત્રી નથી. જેથી વિવાહ શાસ્ત્રોક્ત રીતે ઉચિત થયો છે.

તે પછી કન્યાદાન દેનાર યજમાન અને યજમાન પત્નીએ, જમણા હાથમાં દર્ભાક્ષત સહિત જળ રાખી નીચે પ્રમાણે દાનવાકય ભણવું, અને તે દાનવાકય ભણાઇ રહેતાં કન્યાનો જમણો હાથ અને પોતાના હાથમાં રહેલાં દર્ભાક્ષતસહિત જળ, એ બધું એકજ વખતે વરના જમણા હાથમાં અર્પણ કરવો, અને યજમાન પત્નીએ નીચેનું વાકય ભણાઇ રહેતાં સુધી તે વરકન્યાના હાથપર ઝારીવડે જલની ધારા કરવી-

**मम समस्ते त्यादि प्रीतये इत्यंतं पूर्ववदुच्चार्यामुक[1]गोत्रायामुकप्रवरान्विताया मुकवेदा[2]ध्यायिने अमुक[3] शर्मणे श्रीधररूपिणे वरायामुक[4] गोत्रोत्पन्नाममुक[5]प्रवरान्विताममु[6]कीनाम्नीं श्री रूपिणीमिमांकन्यां यथाशक्त्यलंकृता**

---

કન્યાના બાપનું ગોત્ર બોલવું.

૧ વરના ગોત્રનાં પ્રવર બોલવાં. ૨ વરના અધિત વેદનું નામ દેવું. ૩ વરનું નામ દેવું. ૪ કન્યાના બાપનું ગોત્ર બોલવું. ૫ તે ગોત્રનાં

सुपकल्पितोपस्कारसहितां प्रजापतिदैवत्यां पुराणोक्त शत-गुणीकृत्य ज्योतिष्टोमातिरात्रफलप्राप्तिकामः कन्यादानकल्पोक्तफलप्राप्तिकामो वा प्रजोत्पादनार्थं भार्यत्वेन तुभ्य महं संप्रददे ॥

હું, મારા સમસ્ત પૂર્વજોના ઉદ્ધાર માટે, તથા પ્રસન્નતા સારૂ આજ, અમુક ગોત્રની, અમુક પ્રવરની, અમુક વેદની, અમુકી શાખાનું અધ્યયન કરેલા અમુક શર્મા નામના બ્રાહ્મણને શ્રીધર નામના વરને, અમુક ગોત્રમાં ઉત્પન્ન થયેલી, અમુકપ્રવરની, અમુક નામની શ્રીસ્વરૂપી આ કન્યાને, યથાશક્તિ અલંકારોથી શણગારીને તથા મારી સ્થિતિ, શક્તિ, અનુસાર મળી આવેલાં સાહિત્યો સહિત, પ્રજાપતિના દૈવત વાળી કન્યા, પુરાણપ્રતિપાદિત જ્યોતિષ્ટોમ, અતિરાત્રોક્ત, અને સંપૂર્ણ કન્યાદાન કલ્પમાં કહેલાં પુણ્યોથી બમણા પુણ્યફલની કામના વાળો યજમાન હે વરરાજા! તમને પ્રજા ઉત્પન્ન કરવા સારું તથા તમારી ધર્મપત્ની થવા સારું અર્પણ કરું છું.)

એ પ્રમાણે ભણી કન્યાદાન દેનાર સ્ત્રી પુરૂષે, કન્યાના જમણા હાથ સહિત પોતાના હાથમાં રાખેલાં દર્ભાક્ષત સહિતજ જળ વરના જમણા હાથમાં અર્પણ કરવાં.

પ્રવર બોલવાં. ૬ કન્યાનું નામ બોલવું. ૭ કન્યાના બાપનાં પ્રવરો બોલવાં. ૮ વર જે વેદ શાખાનો હોય તે બોલવું. ૯ વરનું નામ બોલવું.

અર્પણ કરતાં ' **प्रजापतिः प्रीयतां** ' એમ મનમાં, અને ' **नमम** એમ સ્પષ્ટ ઉચ્ચાર કરીને બોલવું.

એ રીતે યજમાન દંપતી કન્યાદાન કરે ત્યારે તે વરે નીચે પ્રમાણે બોલીને દાનનો પ્રતિગ્રહ કરવો:—

**ॐ स्वस्ति ॥ ॐ द्यौस्त्वा ददातु पृथिवी त्वा प्रतिगृह्णातु ॥**

તે પછી કન્યાદાન દેનારે બે હાથ જોડી, નીચે પ્રમાણે પ્રાર્થના સૂચક વાક્યો ભણવાં:—

**गौरीं कन्यामिमां विप्र यथाशक्ति विभूषिताम् ।**
**गोत्राय शर्मणे तुभ्यं दत्ता विप्रसमाश्रय ॥ ***

---

ભાવાર્થઃ—હે અમુકશર્મા નામના વિપ્ર ! તમને મેં આ યથાશક્તિ વસ્ત્રાભૂષણથી શણગારેલી ગૌરીસંજ્ઞાવાળી કન્યા દાનમાં આપી, માટે તેનું સારી રીતે પાલન પોષણ કરી સારો આશ્રય આપો.

**कन्ये ममाग्रतो भूयाः कन्ये मे देवि पार्श्वयोः ।**
**कन्या मे पृष्ठतो भूयास्त्वद्दानान्मोक्षमाप्नुयाम् ॥**
**मम वंशकुले जाता पालिता वत्सराष्टकम् ।**
**तुभ्यं विप्र मयादत्ता पुत्रपौत्रविवर्द्धती ॥**
**त्रैलोक्यनाथो देवेशः सर्वभुत दयानिधिः ।**
**दानेनानेन मे प्रीतः अतः शांति प्रयच्छमे ॥**

પછી નીચેના વાક્યથી કન્યાદાન દેનાર નીચેના વાક્યથી વરની પ્રાર્થના કરે છે.

**यस्त्वया धर्मचारितव्यः सोऽनयासह धर्मेचार्थे च कामे च त्वयेयं नातिचरितव्या ।**

ભાવાર્થઃ—તમારે જે ધર્માચરણ કરવું તે આ કન્યાની સાથે કરવું. તેના પ્રત્યુત્તરમાં વરે નીચે પ્રમાણે બોલવું.

**नाति चरामि ॥**

પછી કન્યાદાન દેનારે નીચે પ્રમાણે બોલી, કન્યાદાનની પ્રતિષ્ઠાની સિદ્ધિ માટે વરના જમણા હાથમાં જલસહિત સુવર્ણ આદિ દાનાંગ દક્ષિણા આપવી.

**कृतस्य कन्यादानप्रतिष्ठासिद्ध्यर्थमिमांदक्षिणां तुभ्यमहं संप्रददे ॥**

દક્ષિણા આપ્યા પછી '**न मम**' એમ આપનારે બોલવું. યજ્ઞમાન જે દક્ષિણા આપે તે વરે **ॐ स्वस्ति ।** એમ બોલીને લેવી.

---

અને ધર્મ, અર્થ અને કામમાં એની અવજ્ઞા કરવી નહિ.

તે પછી કન્યાદાન દેનારે ગાય, ભૂમિ, દાસી, પલંગ, અંગુલી ( વીંટી ), કુંડળ, ઘોડો, હાથી, ઘર, ભેંશ, તાંબાનાં, કાંસાનાં, રૂપાનાં, વા સોનાનાં જળપાત્રો, અથવા ભોજનપાત્રો, તાંબુલ પાત્ર, ( પાન રાખવાનું પાત્ર ), કડાં, પુસ્તક અને વૃષભ, આદિ દ્રવ્યનો પોતાના વૈભવ તથા શક્તિ અનુસાર આપવાં; તેમાં જે જે વસ્તુનું દાન કરવામાં આવે તે તે દાનનો મંત્ર નીચેના મંત્રોમાંથી ભણવો. કદાચ તે દાન-

ની વસ્તુ પ્રત્યક્ષ ન હોય તો તેના બદલે તેનો નિષ્ક્રય નીચેના મંત્રો બોલી આપવો.

ગોદાનનો મંત્રઃ–

यज्ञसाधनभूताया विश्वस्याघ प्रणाशिनी ।
विश्वरूप धरो देवः प्रीयतामनया गवा ॥

ભૂમિદાનનો મંત્રઃ–

सर्व सस्याश्रया भूमि वराहेणसमुद्धृता ।
अनंत सस्यफलदा अतःशांतिं प्रयच्छमे ॥

દાસીદાનનો મંત્રઃ–

इयंदासी मया तुभ्यं श्रीवत्सप्रतिपादिता ।
सदा कर्मकरी भोग्या यथेष्टं भद्रमश्नुवे ॥

શય્યાદાન મંત્રઃ–

अशून्यं शयनं नित्यमनूनां श्रियमुन्नतिम् ॥
सौभाग्यं देहि मे नित्यं शय्यादानेन केशव ॥

અંગુલીયદાનનો મંત્રઃ–

हिरण्यगर्भ संभूतंसौवर्णं चांगुलीयकम् ।
सर्वप्रदं प्रयच्छामि प्रीणातु कमलापतिः ॥

કુંદનદાનનો મંત્રઃ–

क्षीरोदमथनपूर्वंमुद्धृत कुंदनकाम् ।

श्रियासह समुद्भूतं ददे श्रीः प्रीयतामिति ॥

અશ્વદાનનો મંત્રઃ-

महार्णवसमुत्पन्न उच्चैः श्रवसपुत्रक ।
मयात्वं विप्रमुख्याय दत्तः शांतिंप्रयच्छमे ॥

હાથીના દાનનો મંત્રઃ-

सुप्रतीक गजेंद्रत्वं सरस्वत्याभिषेचित ।
इन्द्रस्य वाहनं शश्वत्सर्वदेवैश्चपूजित ॥
दानेनानेन दत्तेन ममशांतिं प्रयच्छमे ।

ઘરના દાનનો મંત્રઃ-

इदं गृहं गृहाणत्वं सर्वोपस्कर संयुतम् ।
तव विप्र प्रसादेन ममास्त्वभिमतंफलम् ॥

ભેંશના દાનનો મંત્રઃ—

इंद्रादिलोकपालानां याराज्यमहिषीशुभा ।
महिषासुरस्य जननी सास्तु मे सर्वकामदा ॥

તામ્રપાત્રોના દાનનો મંત્રઃ—

परापवादपैशून्यादभक्ष्यस्यचभक्षणात् ।
उत्पन्नपापं दानेन ताम्रपात्रस्य नश्यतु ॥

કાંસાનાં પાત્રોના દાનનો મંત્રઃ—

यानि पापानि काम्यानि कामोत्थानिकृतानिच ।
कांस्यपात्रप्रदानेन तानि नश्यंतुमेसदा ॥

રૂપાનાં પાત્રોના દાનનો મંત્રઃ—

अगम्यागमनं चैव परदारा भिमर्शनम् ।
रौप्यपात्रप्रदानेन तानिनश्यंतु मे सदा ॥

સોનાનાં પાત્રોના દાનનો મંત્રઃ—

जन्मजन्मसहस्रेषु यत्कृतं पातकं मया ।
स्वर्णपात्रप्रदानेन शांतिस्तस्यास्तु मे सदा ॥

તાંબુલ પાત્રના દાનનો મંત્રઃ—

पूरितं पूग पूगेन नागवल्लीदलान्वितम्
पूर्णेन चूर्णपात्रेण कर्पूराबिटकेन च ॥
सपूगखंडनांदिव्यं गंधर्वाप्सरसां प्रियम् ॥
करकतत्रं निरातंकं त्वंप्रसादात्कुरुष्वमाम् ॥

સોનાનાં કડાંના દાનનો મંત્રઃ—

कांचनं हस्तवलयं रूपकांतिसुखप्रदम् ।
विभूषणं प्रदास्यामि विभूषयतनु सदा ॥

પુસ્તકના દાનનો મંત્રઃ—

सर्वविद्याश्रयज्ञानकारणं लाक्षिताक्षरम् ।

पुस्तकं सं प्रयच्छामि प्रीताभवतु भारती ॥

બળધના દાનનો મંત્રઃ—

धर्मस्त्वं वृषरूपेण जगदानंदकारक ।
अष्टमूर्त्ते रधिष्ठानमतः शांतिं प्रयच्छमे ॥

એ પ્રમાણે દાનો થયા પછી વરે નીચેના કામસ્તુતિના મંત્રો ત્રણ વાર બોલવાઃ—

ॐ कोदात् कस्माऽअदात् कामोदात् कामायादात् ॥ कामो दाता कामः प्रतिगृहीता कामै तत्ते ॥४८॥ अथयदन्यद्ददातीदंम्मेप्यपुत्रा सदितितत्प्रत्येतिकोदात्कस्माऽ अदात्कामो दात्कामायादात् ॥ कामोदाताकामः प्रतिगृहीता-कामैतत्ते ॥

તે પછી કન્યાદાન દેનાર યજમાને બ્રાહ્મણોનું ગંધાક્ષતથી પૂજન કરીને દક્ષિણા આપવી અને આ કન્યાદાનના અંગે નીચે પ્રમાણે બોલી યથાશક્તિ બ્રહ્મભોજન કરાવવાનો સંકલ્પ કરવોઃ—

अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे कन्यादानांगत्वेन यथाशक्ति ब्रह्मभोजनं करिष्ये।

તે પછી કન્યાદાનનો ઉત્તર સંકલ્પ નીચે પ્રમાણે કરવો:—

अनेन कन्यादानकर्मणा श्रीलक्ष्मीनारायणः प्रीयताम् न मम ।

તે પછી વરકન્યા પરસ્પર એકબીજાને (કંકણબંધન) કાંકણ દોરા બાંધે છે; તેમાં પ્રથમ નીચેનો મંત્ર ભણી કન્યાએ વરને બાંધવો. કન્યાને બદલે મંત્ર આચાર્યાદિ બ્રાહ્મણે બોલવો. કેટલીક ન્યાતોમાં આ ઠેકાણે નીચેના મંત્રથી કન્યાને પંચ કાંકણો પહેરાવાય છે.

ॐ यदाबध्नन् दाक्षायणा हिरण्यं शतानीकाय सुमनस्यमानाः । तन्म आबध्नामि शतशारदायायुष्मान् जरदष्टिर्यथासम् ॥ ३४/५२ ॥

તે પછી વર નીચેનો મંત્ર ભણી કન્યાને બાંધે છે.

आवृत्तान्नोशचीदेवी कंकणस्याशचीसदा ।
शचींद्रयोरिवप्रीतिऽरावयोरस्तु सर्वदा ॥

ॐ त्रीणि त आहुर्दिवि बन्धनानि त्रीण्यप्सु त्रीण्यंतः समुद्रे उतेव मेवरुण श्छन्त्स्यर्वन् यत्रात आहुः परमंजनित्रम् ॥ २९/१५ ॥

તે પછી વરકન્યા ઉભાં થઇ, આગળ વર અને પાછળ કન્યા રહે એમ નીચેનો મંત્ર ભણી ચાલીને વરના દક્ષિણ હાથ ભણી કન્યાનું આસન રહે એ રીતે બન્ને જણાં એ પૂર્વાભિમુખે બેસવું.

**ॐ यदैषि मनसा दूरं दिशोनुप वमानोत्रा ।**
**हिरण्यपर्णो वैकर्णः सत्वामन्मनसां करोतु ॥**

તે પછી વરે કન્યાના નામને '**देवि**' સંબોધન જોડી કન્યાનું નામ દેવું, જેમ '**देवि ललिते**' । એ પ્રમાણે.

વરકન્યા ઉભાં થઇ આસન બદલે તેટલી વાર, તથા બીજી કોઇ જ્ઞાતિમાં માહ્યરૂ થયા પછી–કન્યાદાન થયા પછી આંગણાના સંકોચને લીધે મંડપ વિશાળ સ્થળે રાખ્યો હોય ને વિવાહાંગહોમ ત્યાં કરવા નો હોય, તો તે વરકન્યા માહ્યરામાંથી આવી હોમના સ્થળે આસન-પર બેસે ત્યાંસુધી, કોઇ સદાચરણી પુરુષે વાણીનિયમમાં રાખી, મૌનપણે ત્રાંબાનો પવિત્ર જળથી ભરેલો કળશ પોતાના જમણા ખભા ઉપર રાખી ઉભા રહેવું; ને તે કળશને વિવાહાંગ હોમ કરવાની વેદિકાથી ઉત્તરમાં કે ઇશાનમાં વેદીથી ત્રણ હાથ દૂર તળે ચોખાની ઢગલી કરી સ્થાપવો. કદાપિ પોતાનાથી બની શકે તો તે કળશ લઇને સમસ્ત વિવાહવિધિ પૂરો થઇ રહે અને વરકન્યા ઉપર અભિષેક થાય ત્યાંસુધી ઉભા રહેવું.

તે પછી કન્યાદાન દેનારે નીચે પ્રમાણે બોલી વરકન્યાને પર-સ્પર સામું જોવાની આજ્ઞા કરવી.

**परस्परं समीक्षेताम्** * ।

પછી વરે નીચેનો મંત્ર ભણી કન્યાના સામું નિરીક્ષણ કરવું. (જોવું.)

**ॐ अघोर चक्षुरपतिघ्न्ये धिशिवाप शुभ्यः सुमनाः सुवर्चाः ॥ वीरसूर्देवकामास्योनाशन्नोभवद्विपदेशं चतुष्पदे ॥**

**सोमः प्रथमो विविदे गंधर्वो विविद उत्तरः ॥ तृतीयोग्निष्टे पतिस्तुरीयस्तेमनुष्यजाः ॥ सोमो ददद्गंधर्वाय गंन्धर्वो ददद्‌ग्नये ॥ रयिंश्चपुत्रांश्चा दादाग्निर्मह्य मथोऽइमां ॥ सानः पूषा शिवतमामेरयसान ऊ ऽउशती विहर ॥ यस्या मुशंतः प्रहराम शेफं यस्यामुकामाबहवो निविष्टौ ।**

---

* તમે પરસ્પર એક બીજાને જૂઓ.

એ મંત્રો ભણાઇ રહેતાં હોમવેદિકાસમીપ બેઠેલાં વરકન્યા પરસ્પર મુખાવલોકન કરે છે.

તે પછી આચાર્યે યજમાનની અનુજ્ઞામેળવી, વિવાહાંગહોમસારુ આગળથી મંડપના મધ્યે કરી રાખેલા ભૂમિથી ચાર આંગળ ઉંચા ને એક હથ સમચોરસ, સ્થંડિલ (વેદિકા) ઉપર પ્રથમ પંચભૂસંસ્કાર કરીને અગ્નિસ્થાપન કરવું:—

પંચભૂસંસ્કાર આ પ્રમાણે થાય છે:—

**दर्भैः परिसमुह्य ।**

સમૂળા ત્રણ દર્ભને મૂળઆગળથી જમણાહાથે ઝાલી, તે વેદિકા ઉપર પશ્ચિમથી આરંભી પૂર્વભણી જાય તેમ ત્રણ વાર સંજવારીની પેઠે ફેરવવા. દક્ષિણથી ઉત્તરભણી ફેરવતાં ફેરવતાં જવું, પણ ઉત્તરથી દક્ષિણમાં નહિ.

**गोमयोदकाभ्यामुपलिप्य ॥ २ ॥**

ગાયનું છાણ અને શુદ્ધ જલવડે સ્થંડિલ ઉપરલીંપવું.

**यज्ञकाष्ठेन खादिरेण कुशेनवा तिस्रो रेखा उल्लिख्य॥१॥**

તે લીંપેલામાં હોમવાનાં કાષ્ઠ—ખેરનું કાષ્ઠ—અથવા દર્ભથી પશ્ચિમથી આરંભી પૂર્વમાં જાય એવી ત્રણ રેખાઓ (લીટા) કરવા. તે પણ પ્રથમ દક્ષિણમાં ઉત્તરમાં જવું.

**अनामिकाङ्गुष्ठाभ्यांमुल्लिखितपांसून् प्राश्योद्धरेत्।**

તે ત્રણ રેખાઓ અનુક્રમે કાઢી હોય તેજ પ્રમાણે તેમાંથી થોડી થોડી રજ અનામિકા આંગળી અને અંગુઠાવડે લઇને પૂર્વદિશાભણી નાખવી.

**उदकेन त्रिरभ्युक्ष्य**

જમણા હાથમાં થોડું જળ લઈ, કનિષ્ઠિકાના મૂળપાસે થઈ નીચે પડે તેમ ત્રણવાર તે સ્થંડિલને અભ્યુક્ષણ કરવું (જળ છાંટવું)

તે પછી કન્યાદાન દેનાર યજમાન સાગ્નિક હોય તો તેના અગ્નિ હોત્રના કુંડમાંનો; નહિ તો તે ગૃહસ્થના ચુલામાંનો સારો પ્રજ્વલિત ધુમાડાવિનનો અગ્નિ યજમાનપત્નીપાસે કાંસાનાં કે ત્રાંબાનાં પાત્રોના સંપૂટમાં રાખીને મંગાવવો. પછી તે અગ્નિમાંથી આચાર્યે લગાર ક્રવ્યાદ અગ્નિના અંશરૂપ અગ્નિનો અલ્પ ભાગ કાઢી સ્થંડિલના નૈરુત્ય કોણમાં નાખવો. ને બાકીનો અગ્નિ આચાર્યે થાળીનું મુખ પોતાના સામું રાખી નીચેનો મંત્ર ભણી વેદિકા ઉપર સ્થાપન કરવો:—

**ॐ अग्निं दूतं पुरो दधे हव्यवाहमुपब्रुवे ।**

**देवां २॥ आसादयादिह ॥ २३**

તે પછી જે પાત્રોમાં અગ્નિ લવાયો હોય, તે પાત્રોમાં અક્ષત-વાળું જળ છાંટવું. તે પછી અગ્નિ પ્રજ્વલિત કરી, નીચેનો મંત્રભણી અગ્નિનું ધ્યાન કરવું.

**ॐ चत्वारि शृङ्गा त्रयो अस्य पादा द्वे शीर्षे सप्तहस्तासो अस्य ॥ त्रिधा बधो वृषभो रोरवीति महो देवो मर्त्यां आविवेश ॥ १७/६६ ॥**

તે પછી વેદીથી એકવેંત દૂર દક્ષિણ દિશામાં બ્રહ્માના આસન માટે થોડા દર્ભ પૂર્વ ભણી અગ્ર રહે એમ પાથરવા.

**तत्रब्रह्मोपवेशनम् ।**

તે ઉપર દર્ભના બ્રહ્માકરી બેસારવા, ને તેમનું **ब्रह्मणेनमः** એ નામમંત્રથી ચંદન, અક્ષત, પુષ્પ, ધુપ, દીપ, નૈવેદ્ય, મુખવાસ, અને દક્ષિણાથી પૂજન કરવું.

**उत्तरतः प्रणीतासनम् ।**

તે પછી વેદીથી એક વેંત દુર ઉત્તર દિશામાં પૂર્વ ભણી અગ્ર રહે એવી રીતે એક દર્ભ મૂકવો, ને તેનાથી એક વેંત દૂર તેથી ઉત્તરમાં બીજો એક દર્ભ મૂકવો.

**यथोक्तप्रकारेण प्रणीताप्रणयनम् ।**

એક મૃત્તિકાનું પાત્ર જમણા હાથે લઇ, ડાબા હાથમાં રાખવું. ને તેમાં શુદ્ધ જળપાત્રના મુખને પોતાના સામું રાખી, જળની ધારાથી

ભરી, દક્ષિણમાં દર્ભના બ્રહ્મા બેસાર્યા છે, તેમના સામું જોઇને વેદીથી ઉત્તરમાં જે પહેલા દર્ભ મૂકયા છે તેના ઉપર તે પ્રણીતા પાત્રને મૂકવું.

## यथोक्तरित्यग्नेर्दर्भैः प्रदक्षिणं परिस्तरणम् ।

તે પછી ત્રણ દર્ભ લઇ, પ્રથમ વેદીથી પૂર્વમાં એક વેંતના અંતરમાં ઉત્તરદિશામાં અગ્ર રહે અને દક્ષિણમાં મૂળ રહે એમ મૂકવા. તે પછી વેદીથી દક્ષિણ દિશામાં એક વેંતના અંતરમાં ત્રણ દર્ભ પૂર્વભણી અગ્ર રહે પશ્ચિમે મૂળ રહે એમ મૂકવા. પછી વેદીથી એક વેંત દૂરના અંતરમાં પશ્ચિમ દિશા ભણી પૂર્વમાં અગ્ર ને પશ્ચિમે મૂળ રહે અગ્ર રહે એમ ત્રણ દર્ભ મૂકવા. અને તે પછી વેદીથી ઉત્તરમાં એક વેંતના અંતરમાં—પ્રણીતાપાત્ર અને વેદીના મધ્યમાં ત્રણ દર્ભ પૂર્વભણી અગ્ર રહે પશ્ચિમે મૂળ રહે એમ મૂકવા.

## अर्थवत्पात्रासादनम् ।

હવે પછીના વિવાહ કર્મમાં અને હોમમાં અગત્યનાં સાધનો આગળ બતાવવામાં આવના ક્રમ પ્રમાણે વેદીથી પશ્ચિમમાં કે ઉત્તરમાં બબ્બે આંગળના અંતરે ગોઠવવાં.

## पवित्र छेदनदर्भास्त्रयः ॥ पवित्रे द्वे ॥

તે પછી સ્થંડિલથી ઉત્તરદિશામાં મૂકેલા પ્રણીતાપાત્રથી પશ્ચિમમાં, પૂર્વભણી અગ્ર રહે એમ ત્રણ દર્ભ મૂકવા; તેની સાથે તેનાથી ઉત્તરમાં ચાર આંગળનો અંતર રાખીને બીજા બે દર્ભ તેજ પ્રમાણે મૂકવા.

## प्रोक्षणीपात्रम्

વેદીથી ઉત્તરમાં એકવેંત દૂર દર્ભ ઉપર જે પ્રણીતાપાત્ર મૂકયું છે તેનાથી ઉત્તરમાં એકવેત દૂર જે પ્રથમ એક દર્ભ મૂકયો છે તેના ઉપર એક મૃત્તિકાનું પ્રોક્ષણી પાત્ર મૂકવું.

## आज्यस्थाली ।

તે પછી એક ત્રાંબાનું પાત્ર કે જેમાં ઘી લઇને અગ્નિમાં હોમ કરવાનો છે, તે આજ્યસ્થાલીનું પાત્ર પશ્ચિમમાં એક દર્ભ ભૂમિપર મૂકી તે પર મૂકવું.

## संमार्गकुशाः पंच ।

તે પછિ જેનાં મૂળ અને અગ્ર કાપી નાંખ્યાં છે, એવા પાંચ દર્ભને લાલ સૂત્રથી બાંધી, અગ્નિથી પશ્ચિમમાં આજ્યસ્થાલીથી ચાર આંગળના અંતરે ઉત્તરમાં, પૂર્વ ભણી અગ્ર રહે એમ મૂકવા.

## उपयमनकुशाः सप्त ।

ઉપર પ્રમાણે બીજા સાત દર્ભ તેવાજ લઈ, તેજ પ્રમાણે એ પાંચ મૂકયાછે તેનાથી ચાર આંગળના અંતરે પૂર્વ ભણી એજ રીતે મૂકવા.

## समिधास्तिस्रः ।

તે પછી ખાખરાનાં ત્રણ સમિધ પ્રાદેશમાત્ર ( અંગુઠો ને તર્જની આંગળી પહોળાં કરતાં જે અવકાશ થાય તેને પ્રાદેશ કહેવાય છે. ) લઇ તે સાત દર્ભથી ચાર આંગળના અંતરે પૂર્વમાં દર્ભ પ્રમાણેજ મૂકવાં. સમિધ ખાખરાનાં ન મળે તો તેજ માપના ત્રણ દર્ભ મૂકવા.

## स्रुवः

ઘી હોમવાનો સ્રુવો શુદ્ધ કરી ઉપરના સમિધથી ચાર આંગળ દૂર ઉત્તરમાં એક પૂર્વાગ્ર દર્ભ મૂકી તે પર મૂકવો; તેનું મુખ અગ્નિ ભણી રાખવું.

## आज्यं

પછી એક બીજા પાત્રમાં હોમ કરવાનું ઘી લાવી, તે ઘી, પાત્ર સગ્નિ સ્રુવાથી ઉત્તરમાં ચાર આંગળના અંતરે પૂર્વાગ્ર દર્ભ મૂકી, તે ઉપર મૂકવું.

## पूर्णपात्रम् ।

એક ત્રાંબાના કે મૃત્તિકાના પાત્રમાં કાચા ચોખા ભરી ઘૃત પાત્રથી ઉત્તરમાં, ચાર આંગળના અંતરે પૂર્વાગ્ર દર્ભ ઉપર મૂકવું.

## दक्षिणावरोवा ।

આચાર્યને આપવાનું ધન કે સોનું, એક પાત્રમાં મૂકી તે પૂર્ણ પાત્રથી ઉત્તરમાં, ચાર આંગળના અંતરે પૂર્વાગ્ર દર્ભઉપર મૂકવું.

## शमीपलाशमिश्रलाजाः शूर्पे ।

શમડી ( ખીજડી )નાં પાનડાંથી મિશ્ર કરેલી ડાંગેર એક વાંસના સૂપડામાં ભરી, તે ત્યાં તૈયાર કરીને મૂકવું.

## संस्रावकुंभम् ।

ત્રાંબાનો જળથી ભરેલો કળશ લાવીને ત્યાં મૂકવો.

**अश्मा ।**

ત્યાં આગળ એક પથરો લાવીને મૂકવો.

**लोहितमानडुहं चर्म । तदभावे बर्हिषः ।**

રાતા બળધનું ચામડું અને તેના અભાવમાં દર્ભ મૂકવા.

**कुमार्या भ्राता***

કન્યાના ભાઇને ત્યાં લાજા હોમ કરાવવા સારુ બોલાવવો.

**पवित्र छेदनैः पवित्र करणम् ।**

તે પછી નીચેની રીતે પવિત્રાં કરવાંઃ—

**द्वयोरुपरि त्रीणि निधाय । द्वयोर्मूलेन प्रदक्षिणीकृत्य त्रयाणां मूलाग्रे एकी कृत्य अनामिकाङ्गुष्ठाभ्यां द्वयोर्हस्तयोः प्रादेशमात्रे पवित्रे छित्वा द्वेग्राह्ये त्रीणी त्याज्यानि ॥**

આચાર્યે પ્રથમ જે પ્રણીતાપાત્રની પશ્ચિમે પહેલાં ત્રણ, ને પછી બે એમ જે દર્ભો મૂકયા છે તેમાંના બે દર્ભ જમણા હાથવડે લઈ ડાબા હાથમાં પૂર્વ ભણી અગ્ર રહે એમ રાખવા. તે પછી પહેલાં જે ત્રણ મૂકેલા છે, તે પણ તેજ રીતે લઈ, ડાબા હાથમાં પ્રથમ જે બે દર્ભ રાખ્યા છે તેના ઉપર આ ત્રણ દર્ભ ઉત્તરમાં અગ્ર રહે એમ

* જો કન્યાને સગો ભાઈ ન હોયતો કાકાનો, મામાનો, માશીનો, કે ફોઇનો દીકરો આ સ્થળે ઉપયોગમાં લેવો. એમ બહ્વૃચકારિકામાં કહ્યું છે.

રાખવા; પછી તે ઉપરના ત્રણુને જેમ દોરાથી બાંધતા હોઇએ, એમ તળેના બે દર્ભના મૂળના ભાગથી બે આંટા પ્રદક્ષિણાની રીતે ત્રણ દર્ભ ઉપર ફેરવવા. પછી તે ત્રણ દર્ભને બેવડા વાળી. મૂળનો ભાગ ને તેનાં અગ્ર ભેગાં કરી, રાખી જે તળે બે દર્ભ રહ્યા છે તેનો એક પ્રાદેશ માત્ર અગ્રભણીનો ભાગ જમણા હાથની અનામિકા આંગળી અને અંગુઠાવડે કાપવો. ને પછી બાકી રહેલા તે ત્રણે દર્ભ અને પ્રથમના બેનાં મૂળ એ બધું ઉત્તર દિશામાં નાખી દેવું. અને પ્રથમના બે દર્ભના આગ્રભાગના પ્રાદેશ જેટલા. કાપેલા કકડાને પવિત્રાંમાની, આગળ બતાવેલા પ્રોક્ષણુના કામમાં તેનો ઉપયોગ કરવો.

## प्रोक्षण्यां प्रणीतोदकग्रहणम् ।

પ્રથમ જે પ્રોક્ષણી પાત્રમાં જળ ભર્યું છે, તેમાંથી બીજા કોઇ પાત્રથી કે જમણા હાથવડે ત્રણવાર પ્રણીતા પાત્રમાં થોડું જળ લેવું.

## उद्दिंगनम् । उत्पवनम् ।

પ્રોક્ષણી પાત્રમાં જળ લીધા પછી, તેના આસનપર રાખીને જમણા હાથની મધ્યમા અને અનામિકાના મધ્યપર્વ ( વેઢા )થી તે જળને ઉછાળવું. પછી જે બે પવિત્રાંના દર્ભ છે તેના અગ્રનો ભાગ ડાબા હાથમાં ને મૂળનો ભાગ જમણા હાથમાં તર્પણની રીતે ઝાલી, પ્રોક્ષણીના જળમાં જેમ વેરાયેલા દાણા પોતાના ભણી વાળી લાવવામાં આવે તેમ તે પાત્રના જળમાં બન્ને હાથમાં ઝાલેલા દર્ભને સામેથી પોતાના ભણી બે ત્રણવાર ફેરવવા. પછી તે બે દર્ભનાં પવિત્રાં તે પ્રોક્ષણી પાત્રમાં મૂકીદેવાં.

## सव्यहस्ते करणम् ।

પછી તે જળ તથા દર્ભનાં પવિત્રાંસહિત પ્રોક્ષણીપાત્રને જમણા હાથે ઉપાડી ડાબા હાથમાં રાખવું.

## ताभिस्तासांप्रोक्षणम् ।

પછી હવે આગળ બતાવવામાં આવે તે ક્રમે તે પાત્રમાં રહેલાં બે દર્ભનાં પવિત્રાં જમણા હાથે ઝાલી તે પ્રાણીતીપાત્રના જળમાં બોળી બોળીને ત્યાં મૂકાયેલી વસ્તુઓને પ્રોક્ષણ કરવું. ( જળછાંટવું )

## आज्यस्थाल्याः प्रोक्षणम्

જેમાં ઘી લઇને હોમવા સારૂ ખાલી પાત્ર મૂકવામાં આવ્યું છે તેનું પ્રોક્ષણ કરવું.

## संमार्गकुशानां प्रोक्षणम् ।

પ્રથમ જે પાંચ દર્ભ ભેગા કરીને ત્યાં સંમાર્ગકુશ મૂકયા છે તેનુ પ્રોક્ષણ કરવું.

## उपयमनकुशानां प्रोक्षगम् ।

પછી ત્યાં તેની સાથે જે સાત દર્ભ ભેગા કરીને મૂકયા છે, તે ઉપયમન કુશોનું પ્રોક્ષણ કરવું.

## समिधांप्रोक्षणम् ।

તે પછી ત્યાં જે ત્રણ ખાખરાનાં વા દર્ભનાં સમિધ મૂકેલાં છે તેનું પ્રોક્ષણ કરવું.

## स्रुवस्यप्रोक्षणम् ।

ઘી હોમવાના સ્રુવાનું પ્રોક્ષણ કરવું.

आज्यस्यप्रोक्षणम् ।

ત્યાં હોમવા માટે જે ઘીનું પાત્ર લાવીને મૂકેલું છે તેનું પ્રોક્ષણ કરવું.

पूर्णपात्रप्रोक्षणम् ।

આચાર્યને દાન કરવા સારુ જે ચોખા ભરીને પૂર્ણપાત્ર મુક્યું છે તેનું પ્રોક્ષણ કરવું.

उपकल्पनीयानां प्रोक्षणम् ।

તે પછી ત્યાં બાકી જેજે ઉપયોગની વસ્તુઓ તૈયાર કરી મૂકી છે, તે સર્વેનું પ્રોક્ષણ કરવું.

असंचरे प्रोक्षणीनां निधानम् ।

એ પ્રમાણે પ્રોક્ષણ કરી રહ્યા પછી, તે પ્રોક્ષણી પાત્ર, પ્રણીતા પાત્ર અને વેદીકા, એ બેના મધ્યમાં મૂકી દેવું.

आज्यस्थाल्यामाज्यनिर्वापः ।

તે પછી જે પાત્રમાં હોમ કરવાનું ઘી છે તે, જેમાં ઘી લઇને હોમ કરવા સારુ પ્રથમ આજ્યસ્થાલી મૂકી છે, તેમાં હોમ કરવા સારુ ઘી લેવું.

दक्षिणतः आज्याधि श्रयणम् ।

પછી તે ઘી સહિત આજ્ય સ્થાળીને આચાર્યે અગ્નિ ઉપર દક્ષિણ દિશાભણી ઘી ઊનું થવા સારું મૂકવી.

ज्वलितोल्मुकेनोभयोःपर्यग्नि करणम् ।

એક દર્ભ લઇ વેદીમાંના અગ્નિથી સળગાવી તે સળગતો દર્ભ તે આજ્ય સ્થાળીના ફરતો બે વાર ફેરવવી, તેને ઉત્તરમાં નાખવો.

**स्रुवस्य प्रतपनम् ।**

પછી ત્યાં જે ઘી હોમવા સ્રુવો મૂકેલો છે, તેને અગ્નિ આગળ ધરી તપાવવો.

**संमार्गकुशैः स्रुवस्यसंमार्जनम् प्रोक्षणीजलैरग्रैरग्रं मूलैर्मूलम् ।**

તે પછી તે સ્રુવાને ડાબા હાથમાં રાખી, જે પાંચ દર્ભ ભેગા બાંધીને મૂક્યા છે તે સંમાર્ગકુશ જમણા હાથે લઇ તેનાં અગ્ર પ્રોક્ષણી પાત્રના જળમાં બોળી સ્રુવાના અગ્રને; અને તે દર્ભનાં મૂળ પ્રોક્ષણી પાત્રના જળમાં બોળી સ્રુવાના મૂળ ભાગને પ્રોક્ષણ કરવું તે પછી દર્ભ હતા ત્યાં મૂકવા.

**प्रणीतोदकेनाभ्युक्षणम् ॥**

પછી જે પ્રણીતા પાત્રમાં જળ રહ્યું છે તે જળવડે સ્રુવાનું અભ્યુક્ષણ કરવું—છાંટવું.

**पुनःप्रतपनं देशेनिधानम् ।**

સ્રુવાને ફરી અગ્નિમાં તપાવીને હતો ત્યાં મૂકવો.

**आज्योद्वासनं ।**

અગ્નિમાં જે ઘી ઊનું થવા મૂક્યું છે તેને સ્રુવાવડે હલાવવું.

**उत्पवनं ।**

તે ઘીને સુવાથી ઉછાળવું તથા તેની ધારા કરી જોવી; બરાબર ઊનું થયું છે કે કેમ તે જોવું.

**अवेक्षणं। अपद्रव्यानिरसनम्।**

પછી તે ઘીમાં જોવું; ને કાંઇ મક્ષિકા આદિ જંતુ કે કાંઈ તરખલું આદિ અપદ્રવ્ય પડયું હોય તો તે બહાર કાઢી નાંખવું.

**प्रोक्षण्याःप्रत्युत्पवनम्।**

પ્રોક્ષણીપાત્રના જળને પવિત્રાંના બે દર્ભથી હલાવવું.

**उपयमनकुशाग्रहणम्। समिधोभ्याधाय स्वाहा।**

જમણા હાથવડે ઉપયમનકુશ—જે સાત દર્ભો બાંધીને મૂકયા છે તે ડાબા હાથમાં લઈ હૃદયે અડકાડી રાખી, જમણા હાથમાં ત્રણ સમિધો અથવા દર્ભ જે મૂકેલા છે. તે લઇ, ઉભા થઇ અગ્નિમાં હોમવાં. પછી નીચે બેસવું. ઉપયમન કુશો હતા ત્યાં મૂકવા.

**प्रोक्षणीशेषोदकेनवह्नेपर्युक्षणम्।**

પછી જે બે પવિત્રાંના દર્ભ છે તે જમણા હાથના અંજલિ (ખોબા) માં રાખી તેમાં પ્રોક્ષણી પાત્રમાં વધેલું જળ લઈ, અગ્નિની બહાર ફરતી ઇશાન કોણથી આરંભી ઇશાનપર્યંત ધારા કરવી.

**पवित्रयोः प्रणीतासु निधानम्॥**

તે પછી જળની ધારા કરતાં હાથમાં રહેલા તે પવિત્રાંના બે દર્ભ પ્રણીતાપાત્રમાં મૂકવા.

તે પછી વરે જમણા પગનો ઢીંચણ આસનપર નીચો વાળી, ડાબા હાથની પાંચે આંગળીઓ છાતીએ અડકાડી રાખી, જમણા

હાથે સુવાવડે આજ્ય સ્થાલીમાંથી ઘી લઇ નીચેના ચાર મંત્રો મનમાં ભણીને ચાર વાર આહુતિઓ આપવી. ને પ્રત્યેક આહુતિએ અગ્નિમાં હોમતાં સુવામાં વધેલું ઘી પ્રોક્ષણીપાત્ર જે અગ્નિ અને પ્રણીતાની મધ્યે મૂકયું છે, તેમાં નાખતા જવું. જો આ હોમ વર પોતે ન કરી શકે તો આચાર્ય કે બ્રહ્માએ કરવોઃ—

ॐ प्रजापतये स्वाहा । इदं प्रजापतये न मम ॥ १ ॥

ॐ इन्द्रायस्वाहा । इदमिन्द्राय न मम ॥ २ ॥

ॐ अग्नयेस्वाहा । इदमग्नये न मम ॥ ३ ॥

ॐ सोमाय स्वाहा । इदं सोमाय न मम ॥ ४ ॥

તે પછી તેજ પ્રમાણે નીચેના મંત્રો ભણી ભૂર્ આદિ સર્વ પ્રાયશ્ચિત્તની આહુતિઓ આપવી.

ॐ भूःस्वाहा । इदमग्नये न मम ॥

ॐ भुवःस्वाहा । इदं वायवे न मम ॥

ॐ स्वः स्वाहा । इदं सूर्याय न मम ॥

ॐ त्वंनो अग्नेवरुणस्य विद्वान् देवस्य हेडो अवयासिसीष्ठाः यजिष्ठो वह्नितमः शोशुचानो विश्वा द्वेषांसि प्रमु मुग्ध्य स्मत् ॥ ५ ॥

स्वाहा ॥ इदमग्नीवरुणाभ्यां न मम ॥ ॐ अग्निवरुणेभ्योस्वाहा ॥ इदमग्निवरुणाभ्यां न मम ॥ ॐ वरुणायसावित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्योमरुद्भयः स्वर्केभ्यश्च स्वाहा ॥ इदं-वरुणाय सावित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यश्च न मम ॥ ॐ वरुण यादित्यायादितये स्वाहा ॥ इदं वरुणादित्यायादित्यादितये न मम ॥ अथराष्ट्रभृद्धोमः ॥

હવે નીચેના મંત્રો બોલીને રાષ્ટ્રભૃત્ હોમ કરવો.

ॐ अग्नये गंधर्वाय स्वाहा इदमग्नये गंधर्वाय न मम ॥ ॐ औषधिभ्योप्सरसेभ्योमुद्भ्यः स्वाहा इदमोषधीभ्योप्सरसेभ्योमुद्भ्यो न मम ॥ ॐ संहिताय विश्वनाम्नेसूर्यायगंधर्वाय स्वाहा इदं संहिताय विश्वनाम्ने सूर्याय गंधर्वाय न मम ॥ ॐ मरीचिभ्योप्सरोभ्यआयुभ्यः स्वाहा ॥इदं मरीचिभ्योप्सरोभ्य आयुभ्यो न मम ॥ ॐ सुषुम्णाय सूर्यरश्मये चन्द्रमसेगन्धर्वाय स्वाहा इदं सुषुम्णायसूर्यरश्मयेचन्द्रमसेगन्धर्वाय न मम ॥ ॐ नक्षत्रेभ्योप्सरोभ्योभेकुरिभ्यः स्वाहा इदं नक्षत्रेभ्योप्सरोभ्योभे-कुरिभ्यो न मम ॥ ॐ इद मिषिराय विश्वव्यचसेवातायगन्ध-र्वायस्वाहा इदं इद मिषिराय विश्वव्यचसेवातायगन्धर्वायन

मम ॥ ॐ अङ्ग्योप्सरोभ्यऽऊग्भ्य स्वाहा इदमङ्ग्योप्सरोभ्यऽ ऊर्ग्भ्यो न मम ॥ ॐ भुज्यवे सुपर्णाय यज्ञायगन्धर्वाय स्वाहा। इदं भुज्यवे सुपर्णाय यज्ञाय गन्धर्वाय न मम ॥ ॐ दक्षिणा भ्योप्सरोभ्यस्तावभ्यः स्वाहा ॥ इदं दक्षिणा भ्योप्सरोभ्य-स्तावभ्यो न मम ॥ ॐ प्रजापतये विश्वकर्मणे मनसे गन्धर्वाय स्वाहा इदं प्रजापतये विश्वकर्मणे मनसे गन्र्वाय न मम ॥ ॐ ऋक्सामेभ्योप्सरोभ्यऽएष्टिभ्यः स्वाहा इदमृक्सामेभ्योप्स-रोभ्यऽएष्टिभ्यो न मम ॥

તે પછી નીચેના મંત્રો બોલીને જયા હોમ કરવો:—

ॐ चित्तं[1] च स्वाहा ॥ इदं चित्ताय न मम ॥ ॐ चितिश्च स्वाहा इदं चित्यै न मम ॥ ॐ आकूतंच स्वाहा ॥ इदमाकूताय न मम ॥ ॐ आकूतिश्च स्वाहा इदमा कूत्यै ॥ ॐविज्ञातं च स्वाहा ॥ इदं विज्ञाताय ॥ ॐ विज्ञातिश्च

---

૧ આ દેવતાઓનાં નામો શાખાંતરમાં ઉપદેશાયેલાં છે. એ મંત્રોના પ્રયોગમાં **संप्रदाने चतुर्थी** એ વ્યાકરણના નિયમથી **चित्ताय स्वाहा** એમ થવું જોઇએ પણ શાખાંતરના ઉપદેશથી આ સ્થળે પ્રયોગમાં થતું નથી એમ ભર્તૃયજ્ઞમાં કહ્યું છે. સં ભા. પૃ ૨૫૪. તે પછીના મંત્રોમાં પણ તેજ રીતે સમજવું ચતુર્થ્યાંત પદના બોલતાં પ્રથમાંત પદોજ બોલવાં.

स्वाहा इदं विज्ञात्यै न ममः ॥ ॐ मनश्च स्वाहा ॥ इदं मनसे न मम ॥ ॐ शक्करीश्च स्वाहा ॥ इदंशक्करीभ्यो न मम ॥ ॐ दर्शश्च स्वाहा इदं दर्शाय न मम ॥ ॐ पौर्णमास च स्वाहा ॥ इदं पौर्णमासाय न मम ॥ ॐ बृहच्च स्वाहा इदं बृहते न मम ॥ ॐरथंतरं च स्वाहा इदं रथंतराय न मम ॥ ॐ प्रजापतये जयानिन्द्राय स्वाहा इदं प्रजापतये जयानिन्द्राय न मम ॥

તે પછી નીચેના મંત્રો વડે અભ્યાતાન હોમ કરવો:—

ॐ अग्नयेभूतानामधिपतये स्वाहा ॥ इदमग्नयेभूतानामधिपतये न मम ॥ ॐ इन्द्रायज्येष्ठानामधिपतये स्वाहा ॥ इदमिन्द्रायज्येष्ठानामधिपतये न ममः ॐ यमायपृथिव्या अधिपतये स्वाहा ॥ इदं यमाय पृथिव्या अधिपतये न मम ॥ ॐ वायवेन्तारिक्षस्याधिपतये स्वाहा इदं वायवेन्तारिक्षस्याधिपतये स्वाहा इदं वायवेन्तरिक्षस्याधिपतये न मम ॥ ॐ सूर्यायदिवोधिपतये स्वाहा ॥ इदं सूर्यायदिवोधिपतये न मम ॥ ॐ चन्द्रमसे नक्षत्राणामधिपतये स्वाहा ॥ इदं चन्द्रमसे नक्षत्राणामधिपतये न मम ॥ ॐ बृहस्पतये ब्रह्मणोधिपतये स्वाहा ॥ इदं बृहस्पतये ब्रह्मणोधिपतये न मम ॥ ॐ मित्रायसत्यानामधिपतये स्वाहा ॥ इदं मित्रायसत्यानामधिपतये न मम ॥ ॐ वरुणायापामधिपतये

स्वाहा ॥ इदं वरुणायापामधिपतये न मम ॥ ॐ समुद्रायस्रोत्यानामधिपतये स्वाहा ॥ इदं समुद्रायस्रोत्यानामधिपतये न मम ॥ ॐ अन्नायसाम्राज्यानामधिपतये स्वाहा ॥ इदमन्नायसाम्राज्यानामधिपतये न मम ॥ ॐ सोमायौषधीनामधिपतये स्वाहा ॥ इदं सोमायौषधीनाम धिपतये न मम ॥ ॐ सवित्रे प्रसवानामधिपतये स्वाहा इदं सवित्रे प्रसवानामधिपतये न मम ॥ ॐ रुद्रायपशूनामधिपतये स्वाहा इदं रुद्रायपशूनामधिपतये न मम ॥

એ પ્રમાણે હોમ કરીને બન્ને નેત્ર અને કાને જળને સ્પર્શ કરવો. ને તે પછી પાછો એજ પ્રમાણે નીચેના મંત્રોથી હોમ કરવો.

ॐ त्वष्ट्रेरूपाणामधिपतये स्वाहा इदं त्वष्ट्रे रूपाणामधिपतये न मम ॥ ॐ विष्णवे पर्वतानामधिपतये स्वाहा इदं विष्णवे पर्वताना मधिपतये न मम ॥ ॐ मरुद्भ्योगणानामधि पतिभ्यः स्वाहा ॥ इदं मरुद्भ्यो गणानामधि पतिभ्यो न मम ॥ ॐ ब्रह्मणे स्वाहा । इदं ब्रह्मणे न मम ॥ ॐ पितृभ्यः स्वाहा इदं पितृभ्यो न मम ॥

તે પછી પૂર્વવત્ ઉદકોપસ્પર્શ કરવો બન્ને નેત્ર અને કાને જળને સ્પર્શ કરવો.

તે પછી નીચેના મંત્રોવડે હોમ કરવો.

**ॐ अग्नये स्वाहा ॥ इदमग्नये न मम ॥ ॐ अग्नये स्वाहा ॥ इदमग्नये न मम ॥ ॐ अग्नये स्वाहा इदंमग्नये न मम ॐ वैवस्वताय स्वाहा इदं वैवस्वताय न मम ॥ ॐ मृत्यवे स्वाहा इदं मृत्यवे न मम ॥**

તે પછી ઉપર પ્રમાણે ઉદકોપસ્પર્શ કરવો.

## संस्रव[1] प्राशनम् ॥

આ સ્થળે આહુતિઓ આપ્યા પછી જે પ્રોક્ષણી પાત્રમાં પ્રત્યેક આહુતિ આપ્યા પછી લેવામાં વધેલું ઘી નાખવામાં આવેલું છે તે જમણા હાથની અનામિકાથી લઈને વરે પ્રાશન કરવું એમ પદ્ધતિકાર કહે છે, પણ ધર્મશાસ્ત્રમાં **आघ्राणमर्धभोजनम्** એ વચનથી તે ઘી સુંઘવાથી પ્રાશનતુલ્ય મનાય છે માટે જરા સુંઘવું. ને તે પછી લાજા હોમ કરવો.

## अथ लाजाहोमः ॥

**લાજાહોમની** રીત આ પ્રમાણે છેઃ—

પ્રથમ એક વાંસના સુપડામાં જીવજંતુ વિનાની સ્વચ્છ ડાંગેર મંગાવી કન્યાના ભાઈને પવિત્ર સ્થિતિમાં ત્યાં બોલાવી. વરકન્યાને ઉભાં રાખી કન્યાએ બે હાથના ખોબા ભેગા રાખવા, તેની તળે વરે

[1] આ સ્થળે સંસ્રવપ્રાશન કરવું નવો એક પક્ષે ગદાધરનો મત છે.

પોતાના બે હાથનો ખોબો ધરી રાખવો ને કન્યાના ભાઇએ વાંસના સુપડામાંથી ડાંગેર પોતાના બેહાથે લઇ કન્યાના ખોબામાં નાખવી ને તે ડાંગેર ક્રિયા કરાવનાર બ્રાહ્મણે પોતાના જમણા હાથમાં લઇ કન્યાના વતીનો નીચે પ્રમાણે મંત્ર બોલી વેદીપરના પ્રજ્વલિત અગ્નિમાં આહુતિ આપવી સાથેજ ધીની પણ આહુતિ આપવી જોઇએ.

**ॐ अर्यमणं देवं कन्याऽअग्निमयक्षत ॥ सनोऽ अर्यमादेवः प्रेतो मुंचंतु मापते स्वाहा ॥ इदं अर्यम्णे न मम ॥**

એ મંત્ર વડે પહેલી આહુતિ આપીને વર આગળ અને કન્યા પાછળ એ રીતે અગ્નિની પહેલી પ્રદક્ષિણા બન્નેનો જમણો હાથ અગ્નિભણી રહે એમ કરવી. ને પ્રથમ પ્રદક્ષિણા થઇ રહે બન્ને વર કન્યાએ આગળની પેઠે પોતાના આસન પાસે આવી ઉભું રહેવું; ને આગળની પેઠેજ પોતા ખોબા ધરી રાખવા તેમાં કન્યાના ભાઇએ એજ રીતે વાંસના સુપડામાંથી ડાંગેર કન્યાના ખોબામાં નાખવી ને તે આચાર્યે પૂર્વવત્ લઈ કન્યાના વતીનો નીચેનો મંત્ર બોલી આહુતિ આપવી.

**ॐ इयन्नार्जुपब्रूते लाजानावचंतिका । आयुष्मानस्तुमेपतिरेधंतांज्ञातयो मम स्वाहा ॥ इदमग्नये ॥**

એ મંત્રથી ડાંગેરની બીજી આહુતિ ધી સહિત આપી પ્રથમની પેઠે અગ્નિની પ્રદક્ષિણા કરવી. ને પ્રદક્ષિણા થઇ રહે આગળની પેઠે પોતાનાં આસનો આગળ આવી ઉભાં રહેવું. તે પછી કન્યાના ભાઇએ સુપડામાંથી ડાંગર કન્યાના ખોબામાં આપવી ને તે વરના ખોબામાં

નંખાવી આચાર્યે જમણા હાથે લઇ નીચેનો મંત્ર ભણી તે ત્રીજી આ હુતિ પણ આપવી.

ॐ इमान्लाजानावपाम्यग्नोसमृद्धि करणं तव ॥ मम तुभ्यच संवननं तदग्निरनुमन्यतानियंः स्वाहा ॥ इदमग्नये ॥

એ પ્રમાણે ત્રીજી પણ સવૃત આહુતિ આપ્યા પછી વર કન્યા અગ્નિની ત્રીજી પ્રદક્ષિણા કરે. પ્રદક્ષિણા થઇ રહ્યા પછી પોતાના આસનો આગળ આવી ઉભાં રહે તે પછી કન્યાનો ભાઈ આગળની પેઠે સુપડામાં રહેલી બધી ડાંગર પોતાના જમણા હાથવડે કન્યાના ખોબામાં નાખે અને તે ડાંગર આચાર્ય પોતાના જમણા હાથમાં લે. આ પ્રદક્ષિણામાં પ્રથમ કન્યા આગળ રહે ને વર તેનો જમણો હાથ ઝાલે. પછી પ્રદક્ષિણા ફરતાં ઉત્તર દિશામાં લાવી રાખેલા એક પથ્થરને કન્યા પોતાના જમણા પગનો સ્પર્શ કરે તે વખતે વરના વતીના અસ્મારોહણના નીચે બતાવેલા મંત્રો વર કિંવા આચાર્ય બોલેઃ—

ॐ आरोहेममश्मानश्मेवत्त्वंः स्थिराभव ॥ अभितिष्ठपृतन्यतोववाधस्त्वपृतनायतः ॥

ॐ सरस्वतिप्रेदमवसुभगेद्वाजीनवाति ॥ यान्त्वा धिश्वस्यभूतस्यप्रजायामस्याग्रतः ॥ यस्यांभूतं समभवद्यस्याम्विश्वमिदंजगत् ॥ तामद्य गाथां गास्यामि यास्त्रीणामुत्तमं यशः ॥

એ પ્રમાણે મંત્ર પઠન થયા પછી વર પાછળ ને કન્યા આગળ રહે એ રીતે પ્રદક્ષિણા ફરાતાં વરના વતીનો વરે કે આચાર્યે નીચેનો મંત્ર ભણવોઃ—

**ॐ तुभ्यमग्नेपर्यवहन्त्वसूर्यांवहतुनासह ॥ पुनः पतिभ्यो जायांदाग्नेप्रजयासह ॥**

પછી આચાર્યે પોતાની પાસે રહેલી ડાંગરનો નીચેના મંત્રવડે હોમ કરવો.

**ॐ भगाय स्वाहा ॥ इदं भगाय न मम ॥**

પછી વરકન્યાપાસે નીચે પ્રમાણે સપ્તાચળ ( સપ્તપદી )નું પૂજન કરાવવું:—

પ્રથમ વેદિકાથી એક હાથ દુર ઉત્તરદિશામાં ડાંગર કે ચોખા આદિની ઢગલીઓરૂપ સપ્તાચળ કરીને વરે આચમન પ્રાણાયામ કરી નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

**अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे० अमुक तिथौ अमुकवासरे मम गृहितकन्यापातित्वासिद्धयेसप्ताचल-पूजनं करिष्ये ॥**

એ પછી ॐ **सप्ताचलेभ्यो नमः** એ મંત્રથી ચંદન, અક્ષત, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્યાદિથી પૂજન કરવું.

તે પછી આચાર્યે કન્યાના જમણાપગનો તે સપ્તાચળની ઢગલીઓને સ્પર્શ કરાવવો પ્રત્યેક ઢગલીને કન્યા પોતાના ચરણનો સ્પર્શ કરે ત્યારે અનુક્રમે આ સાતે પ્રતિજ્ઞાવચનો કન્યાપાસે બોલાવવાં કન્યા બોલી ના શકે તો આચાર્યે બોલી જવાં પરતું ખરી રીતે તો તેવચનો નો સમગ્ર ભાવ આચાર્યે કન્યાને સમજાવવો જોઇએ. એટલા માટે તે સપ્તપદીનાં સાત પ્રતિજ્ઞાવચનોના શ્લોકોનો અત્ર ભાવાર્થ પણ લખાયો છે.

त्वत्तो मेऽखिल सौभाग्यं पुण्यैस्त्वं विविधैः कृतैः ।
देव ? संपादितो मह्यं वधुराद्ये पदे ब्रवीत् ॥ १ ॥

ભાવાર્થઃ—હે દેવ! મે જન્માંતરમાં વિવિધ પ્રકારે કરેલા પુણ્યના પ્રતાપથી તમરૂપ મારું સમગ્ર સૌભાગ્ય મેળવ્યું છે. એમ કન્યા વરને પહેલા પદથી કહે છે.

कुटुंबं पालयिष्यामि ह्यावृद्धबालकादिकम् ।
यथालब्धेन संतुष्टा ब्रूते कन्या द्वितीयके ॥२॥

ભાવાર્થઃ—હું તમારા બાલકથી તે વૃદ્ધાવસ્થા સુધીના કુટુંબનું પાલન કરીશ; ને મને નિર્વાહાર્થે જે મળશે તેમાં સંતોષ પામીશ; એમ કન્યા વરને બીજા પદે કહે છે.

मिष्टान्नव्यंजनादीनि काले संपादये तव ।
आज्ञा संपादिनी नित्यं तृतीये सा ब्रवीद्वरम् ॥३॥

ભાવાર્થઃ—હું પ્રતિદિન તમારી આજ્ઞાનું પાલન કરીશ; ને સમ- મસર મીઠાં અન્ન અને શાકાદિ તૈયાર કરી આપીશ; એમ વરપ્રતિ કન્યા ત્રીજે પગલે કહે છે.

शुचिः शृङ्गारभूषाहं वाङ्मनः कायकर्मभिः ।
क्रीडिष्यामि त्वयासार्द्धं तुरीयेसा वदेद्वरम् ॥४॥

ભાવાર્થઃ—હું પવિત્રને સ્વચ્છતા પૂર્વક સર્વ શણગાર ધારણ કરીને મન શરીર અને ક્રિયાવડે તમારી સાથે ક્રીડા કરીશ. એમ કન્યા વરને ચોથે પગલે કહે છે.

दुःखे धीरा सुखे हृष्टा सुखदुःखविभागिनी ।
नाहं परतरं गच्छे पंचमे साब्रवीद्वरम् ॥५॥

ભાવાર્થ:—દુ:ખમાં ધીરજ રાખનારી ને સુખમાં પ્રસન્ન થનારી હું તમારા સુખ દુ:ખની ભાગીયણ થઇશ ને હું કદાપી પણ પરપુરુષનો સંગ કરીશ નહિ. એ પ્રમાણે પાંચમે પગલે કન્યા વરને કહે છે.

सुखेन सर्व कर्माणि करिष्यामिगृहेतव ।
सेवां श्वशुरयोश्चापि बन्धूनां सत्कृतिं तथा ॥६॥
यत्र त्वं वा अहं तत्र नाहं वञ्चे प्रियं क्वचित् ।
नाहं प्रियेण वञ्च्याहि कन्याषष्ठे पदे ऽब्रवीत् ॥७॥

ભાવાર્થ:—હું તમારા ઘરનાં સર્વ કામો સુખ પૂર્વક કરીશ તથા સાસુ સસરાની સેવા અને બીજાં સંબંધિઓનો સત્કાર કરીશ. જ્યાં તમે હશો ત્યાંજ હું રહીશ હું મારા પ્રિયને ( સ્વામીને ) ક્યારે પણ છેતરીશ નહિ અને હું પણ સ્વામીથી નહી છેતરાઉં. એમ કન્યા છઠ્ઠે પગલે કહે છે.

होमयज्ञादिकार्येषु भवामि च सहायकृत् ॥
धर्मार्थ काम कार्येषु मनोवृत्तानुसारिणी ।
सर्वेऽत्र साक्षिणस्त्वं मे पतिर्भूतोसि सांप्रतम् ॥
देहोमयार्पितस्तुभ्यं सप्तमे सा ब्रवीद्वरम् ॥

ભાવાર્થ:—હે સ્વામી ! હોમ યજ્ઞાદિ કાર્યોમાં હું તમને સહાય્ય કરીશ, અને ધર્મ અર્થ તથા કામ સંબંધમાં તમારી ઇચ્છાને જ આ-

ધીન થઇશ. અહીં આ અગ્નિદેવ, બ્રાહ્મણ, અને મારાં માતા-પિતાદિ, સંબંધિવર્ગના સાક્ષીપણામાં તમે મારા સ્વામી થયાછો, ને મેં મારો દેહ તમને અર્પણ કર્યો છે. એમ કન્યા વરને સાતમી પ્રતિજ્ઞાએ કહેછે.

તે પછી વેદિકાથી ઇશાન કે ઉત્તર દિશામાં પ્રથમ જે કલશનું સ્થાપન કરેલું હોય કિંવા કોઇ દઢ પુરુષની પાસે રખાવેલો હોય તે કલશમાંથી વરે પોતાના હાથે એક જૂદા ત્રાંબાના તરભાણામાં થોડું જળ લઇ જમણા હાથે દૂર્વા (ધ્રો)વડે કન્યાના માથા ઉપર અભિષિંચન કરવું (છાંટવું) તે સમયે વરે કે આચાર્યે નીચેના મંત્રો ભણવા.

**ॐ आपः शिवाः शिवतमाः शांताः शांततमास्ता स्तेकृणवन्तु भेषजम् ॥ ॐ आपो हि ष्ठा मयो भुवस्तान ऊर्जे दधातन महे रणाय चक्षसे ॥ १ ॥ यो वः शिवतमो रसस्तस्य भाजयतेह नः उशतीरिव मातरः ॥ २ ॥ तस्मा अरंग माम वोयस्य क्षयाय जिन्वथ । आपो जन यथा चन॥३॥**

તે પછી જો આ વિવાહક્રિયા ( લગ્નવિધિ ) દિવસે થતી હોયતો વરે કન્યાને **સૂર્યમુદીક્ષસ્વ** ( સૂર્યનાં દર્શન કર. ) એમ કહી કન્યા જ્યારે સૂર્યનારાયણનું કર સંપૂટપૂર્વક વંદન કરે ત્યારે વરે કિંવા આચાર્યે નીચેના મંત્રો ભણવા:—

ॐ तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्र मुच्चरत् । पश्येम शरदः

**शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥ ३६/४ ॥**

તે પછી વર વહુના જમણા ખભાપર હાથ મૂકી નીચેના મંત્રથી તેના હૃદયે સ્પર્શ કરે છે.

**ॐ मम व्रते ते हृदयं दधामि मम चित्तमनुचित्तं ते अस्तु॥ मम वाचमेक मनाजुषस्व प्रजापतिष्ट्वानि युनक्तु मह्यं ॥**

તે પછી નીચેના મંત્રથી વર વહુનું અભિમંત્રણ કરે છે.

**ॐ सुमंगलीरियं वधूरिमां समेतपश्यत ॥ सौभाग्यमस्यै दत्वायाथा स्त्वं विपरेतन ॥**

તે પછી કુલાચાર પ્રમાણે ત્રણ, ચાર, પાંચ કે સાત, પતિ અને પુત્રવાળી સુંદર સૌભાગ્યવતી સ્ત્રિઓને ત્યાં વરકન્યાને વધાવવા તથા કન્યાને આશીર્વચનો સંભળાવવા બોલાવવી, ને તે પ્રત્યેક સૌભાગ્યવતીને બીજી સૌભાગ્યવતી સ્ત્રીપાસે ગંધાક્ષત કરાવી, તે સ્ત્રીપાસે કન્યાને ચંદન અક્ષત કરાવી કન્યાના જમણા કાનમાં " અખંડસૌભાગ્યવતી ભવ " એવો આશીર્વાદ દેવરાવવો. ને તે પ્રત્યેક આશીર્વાદ દેનાર સ્ત્રીને જ્ઞાતિસંપ્રદાય પ્રમાણે પાનસોપારી કે શ્રીફળ અપાવવાં.

પછી વર કન્યાને આસનબદલો કરાવવો, અર્થાત્ કન્યા વરના ડાબા પડખે બેસે.

પછી વર નીચેના મંત્રથી કન્યાના સેંથામાં સિંદુર લગાવે.

**ॐ वाममद्य सवितर्वाम मुश्वोदिवे दिवे वाममस्मभ्यं सावीः ॥ वामस्य हि क्षयस्यदेव भूरेरयाधियावाम भाजः स्याम ॥ ६/६ ॥**

તેપછી વરે પોતાના આસનપર જમણોપમ નીચોવાળી નીચેનો-મંત્ર ભણી સ્રુવાથી ધીની આહુતિ આપી સ્વિષ્ટકૃતહોમ કરવો. તેમાં પણ સ્રુવામાં હોમતાં વધેલું ઘી પ્રોક્ષણીપાત્રમાં નાંખવું.

**ॐ अग्नये स्विष्टकृते स्वाहा ॥ इदमग्नये स्विष्टकृते न मम ॥**

તે પછી નીચેપ્રમાણે બોલી પ્રોક્ષણીમાં પડેલું ઘી અનામિકા આંગળીથી જરા સુંઘવું.

**संस्रवप्राशनम् ॥**

પછી નીચે પ્રમાણે બોલી પ્રણિતાપાત્રમાં મૂકેલી ડાભની શળીઓથી (બે પવિત્રાં) વડે આચાર્યે વરકન્યાને માર્જન કરવું. (પ્રણિતોદક છાંટવું.)

**पवित्राभ्यां मार्जनम् ॥**

તે પછી તે પવિત્રાં તથા ઉપયમનકુશ (કુશકંડિકાવિધિમાં અગ્નિથી ઉત્તરમાં જે પાંચ સંમાર્ગકુશ મૂકેલા છે તે, અને ત્રણ સમિધો મૂકેલી છે તે એની વચમાં સાત ઉપયમન કુશો મૂકેલા છે તે), એ બધું નીચે પ્રમાણે બોલી અગ્નિમાં નાખવું.

**पवित्र प्रतिपत्तिः ॥**

તે પછી તે લગ્નક્રિયામાં જેને બ્રહ્મા ગણ્યો હોય તે બ્રાહ્મણને નીચેપ્રમાણે બોલી પૂર્ણપાત્રનું દાન આપવું. (ત્રાંબાનું પાત્ર ચોખા ભરી તેમાં દક્ષિણા મૂકી આપવું. તે વખતે દાન આપનારે લેનારને આ પ્રમાણે કહેવું:—

**अस्य होमस्य सांगतासिद्ध्यर्थं ब्रह्मन्निदं पूर्णपात्रं तुभ्यमहं संप्रददे ॥**

આપૂર્ણપાત્રનું દાન બ્રાહ્મણે નીચેપ્રમાણે બોલીને લેવું.

**स्वस्ति ॥**

તેપછી વરકન્યાને પરણાવનાર આચાર્યને દક્ષિણા આદિથી પ્રસન્ન કરવા.

તેપછી વરકન્યાને ધ્રુવના તારાનાં દર્શન કરાવવાં. કદી વિવાહ-દિવસે થયો હોય તો રાત્રીના સમયે સંભારી આચાર્યે તેમને ધ્રુવદર્શન નીચેના વિધિથી કરાવવાંઃ—

પ્રથમ વરકન્યા પાસે **ॐ विष्णुभक्ताया विचलाय ध्रुवाय नमः** એ મંત્રથી ચંદન, અક્ષત, પુષ્પ, ધુપ, દીપ અને નૈવેદ્યથી પૂજન કરાવવું, ને પછી નીચેનો મંત્ર ભણી વરકન્યાની પાસે ધ્રુવજીને પ્રણામ કરાવવાઃ—

**ॐ ध्रुवमसि ध्रुवं त्वा पश्यामि ध्रुवैधि पोष्ये मयि मह्यं त्वादाद् । बृहस्पतिर्मयापत्याप्रजावती संजीव शरदः शतम् ॥**

તે પછી વિવાહના અંગમાં સો બ્રાહ્મણોને ભોજન કરાવવાનો નીચેપ્રમાણે સંકલ્પ કરવો.

**कृतस्य विवाहाख्यस्य कर्मणः सांगतासिद्ध्यर्थं शतसंख्याकान् ब्राह्मणान्भोजयिष्ये ॥**

તે પછી બ્રાહ્મણોને ચંદન અક્ષતથી પૂજી આશીર્વાદ ગ્રહણ કરવા.

## ॥ चतुर्थीकर्मप्रयोगः ॥

આ વિવાહાંગ કર્મ ને ક્રમથી ચોથે દિવસે થતું હોવાથી ચતુર્થી-કર્મ કહેવાય છે, લોકભાષામાં ચૉરી કહે છે, અને ગ્રામ્યલોકોમાં

'વરકન્યા કંસાર જમવાનાં' એમ કહે છે. આ કર્મ પણ લગ્નવિધિના અંગભૂત કર્મજ ગણાય છે, આ કર્મમાં વર-કન્યારૂપ દંપતિ પ્રીતિભોજન અથવા સહભોજન કરે છે. વરરૂપ પતિ સ્વકીય પત્ની સાથે પ્રીતિભોજન અથવા સહભોજન કહે છે. વરરૂપ પતિ સ્વકીય પત્નીરૂપ થયેલી કન્યાના હાથેભોજ કરતો છતાં તે નિંદ્ય કે દોષરૂપ ગણાતો નથી. આ ચાતુર્થીકર્મ માટે શ્રીપારસ્કરાચાર્ય કહે છે કે '**चतुर्थ्यामपर रात्रेऽभ्यन्तरतोऽग्निमुप समाधाय०** ( વિવાહ-લગ્નથી ચોથે દિવસે અથવા બીજે દિવસે પોતાના ઘરની મધ્યે વિવાહાગ્નિનું સ્થાપન કરી આ પ્રયોગ કરવો.

આ પ્રયોગ જે દિવસે કરવાનો હોય તે દિવસે વર ભણીના કોઇ પૂજ્ય પુરુષે એટલે બનેવી કે ભાણેજે અથવા તેના અભાવે પુરોહિત કે આચાર્યે નહાઇ શુદ્ધ વસ્ત્ર કિંવા અબોટીયું પહેરી કુશાંડીની રીતે સ્થંડિલને પંચભૂસંસ્કાર કરી, વૈવાહાગ્નિનું સ્થાપન કરી, તે સ્થંડિલપર અગ્નિ પ્રબલ કરવા અડાયાં છાણાં ગોઠવી, તે પર સ્થાલીપાક કરવા સારુ-એક નવી તપેલી કિંવા નવા ધોઇને સ્વચ્છ કરેલા મૃત્તિકાના પાત્રમાં ચરુ કરવાના ચોખા ધોઇને જોઇતા પાણી સાથે તે અગ્નિમાં પૂરા રંધાઈ રહે, અપકવન રહે. તેમ ગોઠવી મૂકવું. પછી ચોખા ચઢી રહે ત્યારે મૂકનારે ઉતારી અગ્નિની ઉત્તરે મૂકવું.

તે પછી વર કન્યાને નહાઈ સ્વચ્છ મંગળ વસ્ત્રાભૂષણ ધારણ કરાવી બોલાવવાં આચાર્યે કન્યાને વરના જમણે પડખે બેસારવી. પછી આચમન પ્રાણાયામ થયા પછી તેમને મંગલ તિલક કરાવી, નીચે પ્રમાણે સંકલ્પ કરાવવો.

**अद्यायमहामाङ्गल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ**

**अमुकवासरे विवाहांगभूतं चतुर्थीकर्मकरिष्ये ॥**

પછી નીચેપ્રમાણે બોલી ફરી સંકલ્પ કરાવવો.

**तत्रादौ निर्विघ्नतासिद्ध्यर्थं गणपतिपूजनं करिष्ये ।**

પછી આચાર્યે બન્ને દંપતિપાસે ગણપતિપૂજન કરાવવું.

તે પછી કુશાંડીની રીતે બ્રહ્માસન મૂકી બ્રહ્માને યથોક્ત રીતે બેસારી અગ્નિની ઉત્તરે કલશ સ્થાપનની રીતે જળથી ભરેલા કળશનું સ્થાપન કરી. તેનું પૂજન કન્યા અને વરની પાસે કરાવવું. પછી પ્રણીતા સન મૂકી, તેમાં જળ પૂરવું. પછી અગ્નિ પ્રજ્વલિત કરી નીચેના મંત્રોથી અગ્નિમાં ઘીની આહુતિઓ આપવી:—

**ॐ अग्नये प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वानाथकामऽउपधावामि यास्यै पतिघ्नीतनूस्तामस्यै नाशय स्वाहा ॥ इदमग्नये न मम ॥ १ ॥**

એ પ્રમાણે આહુતિ આપતાં શ્રુવમાં વધેલું અવશેષ ઘી હોમની રીતે એક પાત્રમાં લેવું.

**ॐ वायो प्रायश्चित्ते त्वंदेवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वानाथकामऽउपधावामियास्यैप्रजाघ्नी तनूस्तामस्यै नाशय स्वाहा ॥ इदं वायवे न मम ॥ २ ॥**

શરવામાંથી હોમ કરતાં અવશેષ ઘી પહેલાંના ભેગું તે પાત્રમાં લેવું.

**ॐ सूर्यप्रायश्चित्तं त्वंदेवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वानाथकामऽउपधावामियास्यै पशुघ्नीतनूस्तामस्यै नाशय स्वा-**

हा ॥ इदं सूर्याय मम ॥३॥ ॐ चंद्रप्रायश्चित्ते त्वंदेवानां प्रायश्चित्तिरसिब्राह्मणस्त्वानाथकामऽउपधावामि यास्यै गृहघ्नी तनूस्तामस्यै नाशय स्वाहा ॥ इदं चन्द्रमसे न मम ॥ ४ ॥ ॐ गंधर्वप्रायश्चित्ते त्वंदेवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वानाथकामऽउपधावामि यास्यै यशोघ्नीतनूस्तामस्यैनाशाच स्वाहा ॥ इदं गंधर्वाय ॥ ५ ॥

એ પ્રમાણે પાંચ આહુતિઓ ઘીની આપી નીચેના મંત્રોથી તે સ્થાલીપાકમાંથી (ચરુમાંથી) ભાત લઇ, તેમાં જરા શરવા વડે ઘી નાંખી તે ઘીવાળા ભાતની આહુતિઓ આપવીઃ—

ॐ प्रजापतये स्वाहा ॥ इदं प्रजापतये न मम ॥ ६ ॥

ॐ अग्नये स्विष्टकृते स्वाहा ॥ इदमग्नये स्विष्टकृते न मम॥७

તે પછી નીચેપ્રમાણે ભુરાદિનવાહુતિઓ આગળની પેઠે ઘીથી આપવી, અને શરવામાંનું અવશેષ ઘી બીજા પાત્રમાં ભેગું લેવું.

ॐ भूःस्वाहा इदमग्नये न मम ॥ १ ॥

ॐ भुवःस्वाहा इदं वायवे न मम ॥ २ ॥

ॐ स्वः स्वाहा इदं सूर्याय न मम ॥ ३ ॥

ॐ अग्नीवरुणाभ्यां स्वाहा इदमग्नीवरुणाभ्यां न मम ॥४

ॐ अग्नीवरुणाभ्यां स्वाहा इदमग्नी वरुणाभ्यांन मम ॥५

ॐ अग्नये स्वाहा इदमग्नये न मम ॥ ६ ॥

ॐ वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यः श्च नस्वाहा इदं वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यश्च न मम ॥ ७ ॥

ॐ वरुणाया दित्यायादितये स्वाहा इदं वरुणायादित्यायादित्यायादितये च न मम ॥ ८ ॥

ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये न मम ॥ ९ ॥

**संस्रवप्राशनम् ॥**

એ રીતે હોમ કર્યા પછી જે સંસ્ત્રવ પાત્રમાં હોમ કરતાં અવશેષ ઘીનો જેમાં સંચય કરેલો છે તે અનામિકા આંગળીથી લઇ તે વરકન્યાએ પ્રાશન કરવું વા જરા સુંધી જોવું. પછી પવિત્રાંના દર્ભથી તે બન્ને વર વધૂપર જરા જળ વડે માર્જન કરવું

**पवित्रप्रतिपत्तिः ॥**

કુશાંડિમાં ઉપયોગ કરેલા દર્ભો અને પવિત્રાં અગ્નિમાં નાખી દેવાં.

**ब्रह्मणे पूर्णपात्रदानम् ॥**

આ કર્મમાં બ્રહ્મા થયેલા બ્રાહ્મણને પૂર્ણપાત્રનું દાન આપવું.

તે પછી આગળ જે અગ્નિની ઉત્તરે ઉદપાત્રરૂપ એક જળથી ભરેલા કલશનું સ્થાપન કરી કલશપૂજન કરેલું છે તેમાં થોડું જળ એક પાત્રમાં જૂદું લઇ તેનાથી વર પાસે દૂર્વા અથવા ફૂલ વડે કન્યાના મસ્તક ઉપર અભિષેક કરાવવો.—તે સમયે આચાર્યે નીચેનો મંત્ર ભણવો:—

ॐ याते पतिघ्नीप्रजाघ्नी पशुघ्नी गृहघ्नी

**निंदिता तनूजारघ्नी ततएनां करोमि साजिर्यं त्वं मयासहासौ ॥**

આ સ્થળે વરે કન્યાનું નામાંતે ' દેવી ' વિશષણ જોડી નામોચ્ચારણ કરે છે જેમકે '**अमुकादेवी**' '**नर्मदादेवी**' પછી અવશેષ રહેલા ચરુમાંથી હુતાવશેષ ચરુ **ॐ प्राणैस्ते०** એ મંત્ર ભણતાં વર, પ્રથમ વહુને—કન્યાને પ્રાશન કરાવે છે.

આ કર્મને બ્રાહ્મણોમાં ચરુભક્ષ કિંવા ચરભક્ષ કરાવ્યો એમ કહેવાય છે, ને અન્ય વૈશ્યાદિ જ્ઞાતિમાં વૈદિકક્રિયાનો અભાવ થવાથી તૈયાર કરેલો ઘઉંના લોટનો કંસાર વપરાય છે. આ સમયે ગામડાઓમાં ગ્રામ્ય ગોર ઉંચા સ્વરથી ભણે છે કે '**માથે મોડ ખોળે ગોળ, પહેરી કડકડતી સાડી; હાથમાં ઘીની વાઢી, કંસાર પીરસવા આવે કન્યાની માડી.**' એટલે કન્યા ની માતા કંસાર જમાડવા એક નવી કાંસાની થાળી તેમાં ઘી અને ગોળનાં પાત્રો લઇ ચૉરીમાં આવે છે તે પછી તે ગંધાક્ષતથી વરકન્યાનું પૂજન કરે છે. પછી તે કન્યાની માતા ચરુના પાત્રમાંથી ચાર-ચાર ચરુ, કાંસાની નવી થાળી વર અને કન્યાની મધ્યમાં રાખી શરવા કે ચમચાવડે પીરસે છે ને પછી વધારે પણ પીરસે છે તેમાં ચાર કે તેથી વધારે વાર બે હાથે ગોળ નાખે છે ને તે પછી તે ઘૃતપાત્ર બે હાથે ઝાલી ચાર વાર કે તેથી વધારે વાર પીરસે છે પછી તે ચોળી ભેગું કર્યા પછી વર પાંચ આંગળીઓથી કોળીઓ લઈ પ્રથમ કન્યાને એકવાર જમાડે છે આ સ્થળે પદ્ધતિકારે તો **सकृत्** શબ્દ કહી એક વાર કહ્યું છે પણ પ્રસંગ હર્ષાનંદનો-વિનોદનો હોવાથી ચાર પાંચ વાર કે એથી વધારે વાર જમે તો નિર્દોષ પ્રવૃતિ હોવાથી કંઈ અટકાવ

કરાતો નથી. તે પછી કન્યા પણ શુદ્ધિ માટે આચમન કરી વરને ઇચ્છાનુસાર જમાડે છે. આ સ્થળે વર પણ કન્યાને હાથે ભોજન કરે છે, છતાં તે દોષરૂપ ગણાતું નથી. કારણ કે 'હેમાદ્રીપ્રાયશ્ચિત્ત કાંડ નામના ગ્રંથમાં ગાલવમુનિએ કહ્યું છે કેઃ—

**एकयान समारोह एकपात्रे च भोजनम् ।**
**विवाहे पथि यात्रायां कृत्वा विप्रो नदोषभाक् ॥**

બ્રાહ્મણ પોતાની સ્ત્રીસાથે યાત્રાના પ્રવાસે જાય તે સમયે, સ્ત્રી સહિત એક વાહન રથ કિંવા ગાડીમાં બેસે તો, તથા વિવાહ સમયે બન્ને એક પાત્રમાં ભોજન કરે તો તે દોષભાગી ગણાતો નથી. એ બે પ્રસંગ વિના સ્ત્રી પુરુષ એક વાહનમાં બેસે કિંવા એક પાત્રમાં ભોજન કરે તો તે દોષનાં ભાગી થાય છે. એજ વાક્ય મિતાક્ષરામાં પણ કહ્યું છે.

એ થાળીમાં રહેલો સર્વ ચરુ વરકન્યા ભક્ષણ કરી જાય તો તે યોગ્ય છે. કારણ હુતાશેષ હોવાથી શુદ્ધાહારરૂપ છે, ને પવિત્ર છે. પછી યથા રુચિ તે પછી તેમને મુખ અને હાથનું પ્રક્ષાલન કરાવી પાન સોપારી આદિ મુખવાસ આપવો. તે પછી વર પોતાનો લાગો લેવા સાસુનો છેડો પકડે છે પણ તે સંપ્રદાય મહાદોષરૂપ છે. કારણ કે સાસુ પણ એક માતાતુલ્ય ગણાય છે, માટે મોટા વયના પુરુષે પરસ્ત્રીને સ્પર્શ કરવો અયોગ્ય છે તો આ તો માતારૂપ ગણાય છે માટે છેડો પકડાવ્યા પહેલાંજ તેણે લાગો ચૂકાવી આપવો.

તે પછી વર કન્યાને સાત કે પાંચ સૌભાગ્યવતીઓ પાસે આશિર્વાદ દેવરાવે છે સૌભાગ્યવતીઓએ આવી વર કન્યાનું ગંધાક્ષતથી પૂજન કરી કન્યાના જમણા કાનમાં '**अखंड सौभाग्यवती भव**' એવું વચન

કહેવરાવવું. પછી તે સૌભાગ્યવતીને સોપારી આદિ ફળો આપવાં. તે પછી પુરોહિત કે આચાર્ય નીચેનો શ્લોક ઊંચા સ્વરે ભણે છે.

**खले यज्ञे विवाहे च संक्रान्तौ ग्रहणे तथा ।**
**पुत्रजन्मे व्यतिपाते दत्तं भवति चाक्षयम् ॥**

ભાવાર્થઃ—ખેતરમાં નવા ધાન્યનો પાક થતાં તેને ખેડુત ખળવાડમાં લાવી, લણી–ઉપણી તેનો ઢગલો કરે તે સમયને ખળું કહે છે; તે ખળામાં, યજ્ઞપ્રયોગમાં, વરકન્યાના વિવાહમાં, મકરાદિ સંક્રાંતિના પુણ્યકાળોમાં, અને સૂર્ય કે ચંદ્રના પરાગ ( ગ્રહણ )મ, પુત્રના જન્મ સમયે અને વ્યતિપાતના યોગમાં, જે ગૃહસ્થથી અન્ન, વસ્ત્ર કે દ્રવ્યનું દાન અપાય છે તેનું ફળ અક્ષય્ય થાય છે.

આ સમયે વર અને કન્યાનાં મોસાળ પક્ષનાં સગાં અથવા મોસાળનાં માણસો પોત પોતાની શક્તિ પ્રમાણે રૂપીઆ આપે છે, તેને ચાંલ્લો, વધાવો અથવા હાથગરણું કહેવાય છે. તે પછી વરકન્યા ઉઠી ઘરમાં જાય છે, ને સ્થાપન કરેલા ગોત્રજ ( ગણપતિ )નું પૂજન કરી યથેચ્છા પ્રમાણે લ્હેરે ફરે છે.

પછી તે દિવસે અથવા તેના બીજા કે ત્રિજા દિવસે કન્યાના પિતા ભણીથી પૂરત, પહેરામણિ કે ચલામણિ કરવામાં આવે છે. તેમાં પ્રથમ કન્યાનો પિતા પોતાનાં કુળ–દેવી દેવતાનું શોડષો પચાર પૂજન ન કરી સર્વેની યોગ્યતા પ્રમાણે સર્વ જાનઇઆને શિખ આપે છે; અને રાજા રજવાડામાં સર્વને પોષાક આપ્યો કહેવાય છે. તે પછી કન્યાના પિતાની ઇચ્છાપ્રમાણે કાં જ્ઞાતિ સંપ્રદાયપ્રમાણે જાનને રોકી જ્યારે વરકન્યાને વિદાયગિરી આપવાની હોય છે ત્યારે વરકન્યાને બેસવાની ગાડી કે રથ લાવી તેમાં તૈયાર કરેલું માણમાટલું

મૂકે છે જો માણમાટલું ત્રાંબાનું હોય છે તો તો કાંઈ બાધજ નથી ને જો મૃત્તિકાનું હોય તો તે કોઇ સ્થળે અથડાય નહિ એમ સાચવવાની કાળજી રાખવી પડે છે.

વિદાયગિરિના દિવસે વાંસનું સૂપડું લાવી તેમાં ચોખા ભરી વર કન્યાની પાસે તેમાં બે પાન મૂકી બે સોપારીઓ મૂકી ઉમા-મહેશ્વરનું શોડશોપચારથી પૂજન કરાવવામાં આવે છે આ વિધિ વરકન્યાને લગ્નથી ચોથાદિવસે કરવા સૂચવ્યું છે જે ઐરિણી દાનના પ્રતિનિધિરૂપ ગણાય છે. માટે વરકન્યાને બે આસન મૂકી વરકન્યાને બેસારી આચમન પ્રાણાયામ કરાવી પછી ટુંકામાં ગણપતિ પૂજન કરાવવું પછી પોતાના સામું ચોખા ભરેલા સૂપડામાં પાન ઉપર સોપારીઓ મૂકી ઉમા મહેશ્વરરૂપ તે ઐરિણિ પાત્રમાં મુકેલાં ઉમામહેશ્વરની પ્રાર્થના કરવી.

**ऐरिणित्वमुमादेवी तवेशोगिरिजापतिः ॥**
**अतस्त्वां पूजयिष्यामि ऐरिणि सर्वकामदाम् ॥**

તે પછી ઉમા મહેશ્વરનું તેમાં શોડષોપચાર પૂજન કરવું.

તે પછી કન્યાના પિતાએ તે વરકન્યાનું ગંધાક્ષતથી પૂજન કરી, તે ઐરિણિ પાત્રનું બીજું ફળફળાદિ તથા સુકો લીલો મેવો ભરીને તે દાન વર-કન્યાને નીચે પ્રમાણે બોલીને આપવું.

**ऐरिणत्वमुमादेवी वंशपात्रस्वरूपिणी ।**
**कन्यादानस्य संपूर्ण फलंदेहि शिवप्रिये ॥**
**यावच्चंद्रश्चसूर्यश्च यावत्तिष्ठति मेदिनी ।**
**तावद्वंशविवृद्धिस्त्वं देहिमेशंकरप्रिये ॥**

• વરકન્યાએ તે વિધિ થયા પછી

**अनया पूजया उमामाहेश्वरौ प्रियेताम् न मम ॥**

પછી પૂરોહિત કે આચાર્ય કંકુનું પાત્ર લઇ જ્ઞાતિનાં પાંચ કે સાત પ્રતિષ્ઠિત ગ્રુહસ્થોને ઘેર વરકન્યા પાસે કંકુના થાપા દેવરાવે છે. તે ગૃહસ્થોના આશિર્વાદરૂપ છે. માટે જેજે ઘરોએ પોતાને ઘેર થાપા દેવા આવનારાં વરકન્યાને ગોળ સાકર મીઠાઈ કે કાંઈ વસ્તુ આપી આદર સત્કાર કરવો જોઇએ. પણ કેટલાક સ્તબ્ધ અને મદાંધ પુરુષોને તેનું કાંઇપણ મનમાં સમજાતું નથી.

પછી કન્યાનો પિતા પોતાની પરણેલી કન્યાને નીચેનો મંત્ર ભણી વરના પિતાના ખોળામાં બેસારે છે.

**अष्टवर्षा इयं कन्या पुत्रवत्पालितामया ।**

**इदानीं तवपुत्राय दत्तास्नेहनपाल्यताम् ॥**

ભાવાર્થઃ—આ આઠ વર્ષની મારી પુત્રીને મે પુત્રતુલ્ય માની ઉછેરીને મોટી કરેલી છે ને તે તમારા પુત્રને પરણાવવાથી તમને સોંપુ છું માટે તેનું ઘણા સ્નેહથી પાલન કરશો.

તે પછી કન્યાની માતા વરની માતાના ખોળામાં પોતાની પરણેલી કન્યાને નીચેનો મંત્ર ભણીને બેસારે છે.

**अस्मदादि सुहृद्बंधून् त्यक्त्वा यातिभवद्गृहं ।**

**अतिस्नेहेनमातेव कन्यांमे परिपालय ॥**

હે વરનાં માતુશ્રી ! તમે આ અમારી પુત્રીનાં સાસુ થયાં. તે અમારાં સગાં વહાલાંનો ત્યાગ કરી તમારે ઘેર આવે છે. માટે તે મારી દિકરીનું તમે તમારા પુત્રની તુલ્ય ગણી પાલન કરશો.

તે પછી કન્યાનાં માતા પિતા તે કન્યાનો હાથ ઝાલી વરના હાથમાં નીચેનો મંત્ર ભણી સોંપે છે—

**इयं कन्या मयादत्ता तव विप्रसहायिनी ।**
**स्वदेशे परदेशेवा विधिवत्परिपालय ॥**

ભાવાર્થઃ—હે વિપ્ર ! તમને સહાય કરનારી આ કન્યા તમને આપી માટે સ્વદેશમાં કિંવા પરદેશમાં તેનું વિધિવત્પરિપાલન કરજો.

પછી વરકન્યાને બેસવાનો રથ કિંવા ગાડીનું પૂજન કન્યાની માતા કરે છે તે કન્યાના પિતાના પુરોહિતે **रथस्थदेवतायैनमः** । એ મંત્રથી શોડષોપચાર પુજન કરાવી તેને શ્રીફળ વધેરી શ્રીફળનું પાણી તે પૈડા પર ચઢાવવું. આ ક્રિયાને પૈડું સિંચવું એમ કહેવાય છે.

## ॥ परिशिष्टम् ॥

કોઈ પણ **કર્મપ્રયોગમાં**–ગ્રહયજ્ઞઆદિમાં ગૃહસ્થાપન કર્યા પછી **મધ્યસ્થાપન** તે કર્મના અધિષ્ઠાતા દેવનું થાય છે, ને તે દેવ દેવી ભગવતી હોય, શંકરપાર્વતી હોય, કિંવા લક્ષ્મીના રાયણ હોય, પણ તે મધ્યસ્થાપનમાં કર્માધિષ્ઠાતા દેવનું કરાય છે. તેમાં સર્વતોભદ્રમંડળ પૂરી, તેનું પૂજન કર્યા પછી મધ્યે કલશસ્થાપન કરી તે પર મૂકેલા પૂર્ણપાત્રમાં થાય છે. માટે અત્રે સર્વતો ભદ્રમંડળ દેવતાની નામાવળિ લખાય છે.

પ્રથમ દેશકાળનું એટલે માસ, પક્ષ, તિથિ અને વાર આદિનું ઉચ્ચારણ આગળ પ્રમાણે કરી, જે કર્મના અંગે સર્વતોભદ્ર મંડળના દેવોનું આવાહન, પૂજન, અને હોમ કરવાનો હોય તેનો સંકલ્પ કરવો.

**अमुक कर्माङ्गत्वेन सर्वतोभद्रमंडलदेवानांपूजनहोमंचकरिष्ये ।**

પ્રત્યેક ગ્રહયજ્ઞમાં ગ્રહપીઠમાં ૨૪ આંગળ ઉપરના ભાગમાં સમચોરસ અને ભૂમિથી બાર આંગળ ઉંચો કરવાનો કહ્યો છે; પણ જેમ સુશોભિત લાગે તેમ કરવો. સર્વ પીઠ એક એક હાથ ઉંચા કરી શકાય છે.

મધ્યે મધ્ય પીઠ કરવામાં આવે છે તે ઉપર સમચોરસ ૨૪ ચોવિશ આંગળ લાંબો પહોળો ને ઉંચો એક હાથ થાય છે. અથવા સહેજ ઓછા કરતાં ઉંચાં થઇ શકે છે.

અગ્નિકોણમાં માતૃકા પિઠ તે ૨૪ આંગળ સમચોરસ અને એક હાથ ઉંચો કરાય છે.

ને તે સામો નૈઋતકોણમાં સમચોરસ ૨૪ આંગળ અને એક હાથ ઉંચો વાસ્તુપીઠ થાય છે. તથા તેના સામો વાયવ્યકોણે ૨૪ આંગળ ઉપર સમચોરસ અને ૧ હાથ ઉંચો ચતુઃષષ્ઠી યોગિનીનો પીઠ કરાય છે.

તે પછી જો કર્મપ્રયોગ વૈદિક હોય તો નીચે બતાવેલી નામાવળીમાંથી પ્રત્યેક નામ સપ્રણવ બોલવું ને પ્રયોગ પૈરાણિક હોય તો તે નામના આદિમાં માત્ર શ્રીનો ઉચ્ચાર કરીને પૂજન તથા હોમ કરાવવોઃ—

**ब्रह्मणे नमः ॥ १ ॥ सोमाय नमः ॥२॥ ईशानाय नमः ॥ ३ ॥ इन्द्राय नमः ॥ ४ ॥ अग्नये नमः ॥ ५ ॥ यमाय नमः ॥ ६ ॥ निर्ऋतये नमः ॥ ७ ॥ वरुणाय नमः ॥ ८ ॥ वायवे नमः ॥ ९ ॥ अष्टवसुभ्यो नमः ॥ १० ॥ एकादशरुद्रेभ्यो नमः ॥ ११ ॥ द्वादशादित्येभ्यो नमः ॥ १२ ॥ अश्विभ्यां नमः ॥**

१३ ॥ सपैतृकेभ्यो विश्वेभ्यो देवेभ्यो नमः ॥ १४ ॥ सप्तयक्षेभ्यो नमः ॥ १५ ॥ सर्वेभ्यो नमः ॥ १६ ॥ गंधर्वाप्सरोभ्यो नमः ॥ १७ ॥ स्कंदाय नमः ॥ १८ ॥ नंदिश्वराय नमः ॥१९॥ शूल महाकालाभ्यां नमः ॥ २० ॥ दक्षादि सप्तकेभ्यो नमः ॥ २१ ॥ दुर्गायै नमः ॥ २२ ॥ विष्णवे नमः ॥ २३ ॥ स्वधायै नमः ॥ २४ ॥ मृत्युरोगाभ्यां नमः ॥ २५ ॥ गणपतये नमः ॥ २६ ॥ अद्भ्यो नमः ॥ २७ ॥ मरुद्भ्यो नमः ॥ २८ ॥ पृथिव्यै नमः ॥ २९ ॥ गंगादिनदीभ्यो नमः ॥ ३० ॥ सप्तसागरेभ्यो नमः ॥ ३१ ॥ मेरवे नमः ॥ ३२ ॥ गदायै नमः ॥३३ त्रिशूलाय नमः ॥ ३४ ॥ वज्राय नम ॥ ३५ ॥ शक्तये नमः ॥ ३६ ॥ दंडायनमः ॥ ३७ ॥ खड्गाय नमः ॥ ३८ ॥ पाशाय नमः ॥ ३९ ॥ अंकुशाय नमः ॥ ४० ॥ गौतमाय नमः ॥ ४१ ॥ भरद्वाजाय नमः ॥ ४२ ॥ विश्वामित्राय नमः ॥ ४३ ॥ कश्यपाय नमः ॥ ४४ ॥ जमदग्नये नमः ॥ ४५ ॥ वसिष्ठाय नमः ॥ ४६ ॥ अत्रये नमः ॥ ४७ ॥ अरुंधत्यै नमः ॥ ४८ ॥ ऐन्द्र्यै नमः ॥ ४९ ॥ कौमार्यै नमः ॥ ५० ॥ ब्राह्मयै नमः ॥ ५१ ॥ वाराह्यै नमः ॥ ५२ ॥ चामुंडायै नमः ॥ ५३ ॥ वैष्णव्यै नमः ॥ ५४ ॥ माहेश्वर्यै नमः ॥ ५५ ॥ वैनायक्यै नमः ॥ ५६ ॥ इति सर्वतोभद्रमंडलम् ॥

તે પછી જો કર્મપ્રયોગમાં ચતુઃષષ્ઠીયોગિનીનું સ્થાપન, પૂજન અને હોમ કરવાનો હોય તો, તો તે ચતુઃષષ્ઠીયોગિનીની નામાવલિ નીચે આપવામાં આવી છે. પ્રથમ આ પ્રમાણે સંકલ્પ કરવોઃ—

**अमुक कर्माङ्गत्वेन चतुःषष्ठीयोगिनीनां पूजन होमं च करिष्ये ॥ विश्वदुर्गायै नमः ॥ १ ॥ उद्योतिन्यै नमः ॥ २ ॥ मालाधर्यै नमः ॥ ३ ॥ महामायायै नमः ॥ ४ ॥ मायावत्यै नमः ॥ ५ ॥ शुभायै नमः ॥ ६ ॥ यशस्विन्यै नमः ॥ ७ ॥ त्रिनेत्रायै नमः ॥ ८ ॥ लोलजिह्वायै नमः ॥ ९ ॥ शंखिन्यै नमः ॥१० यमघंटायै नमः ॥ ११ ॥ कालिकायै नमः ॥ १२ ॥ चर्चिकायै नमः ॥ १३ ॥ याक्षिण्यै नमः ॥ १४ ॥ सरस्वत्यै नमः ॥१५॥ चण्डिकायै नमः ॥ १६ ॥ चित्रघंटायै नमः ॥ १७ ॥ सुगंधायै नमः ॥ १८ ॥ कामाक्ष्यै नमः ॥ १९ ॥ भद्रकाल्यै नमः ।२०॥ परायै नमः ॥ २१ ॥ क्रान्ताक्ष्यै नमः ॥२२॥ कोटरायै नमः ॥ २३ ॥ नीलांकायै नमः ॥ २४ ॥ सर्वमंगलायै नमः ॥ २५॥ ललितायै नमः ॥ २६ ॥ त्वरितायै नमः ॥ २७ ॥ भुवनेश्वर्यै नमः ॥ २८ ॥ खड्गपाण्यै नमः ॥ २९ ॥ शूलिन्यै नमः ॥३० दण्डिन्यै नमः ॥ ३१ ॥ अम्बीकायै नमः ॥ ३२ ॥ शूलेश्वर्यै नमः ॥ ३३ ॥ बाणवत्यै नमः ॥ ३४ ॥ धनुर्धर्यै नमः ॥३५॥ महोल्लासायै नमः ॥ ३६ ॥ विशालाक्ष्यै नमः ॥ ३७॥ त्रिपु-**

रायै नमः ॥ ३८ ॥ भगमालिन्यै नमः ॥ ३९ ॥ दीर्घकेश्यै नमः ॥ ४० ॥ घोरघोरायै नमः ॥ ४१ ॥ वाराह्यै नमः ॥४२ महोदर्यै नमः ॥ ४३ ॥ कामेश्वर्यै नमः ॥ ४४ ॥ गुह्येश्वर्यै नमः ॥ ४५ ॥ भूतनाथायै नमः ॥ ४६ ॥ महामखायै नमः ॥ ४७ ॥ ज्योतिष्मत्यै नमः ॥ ४८ ॥ कृत्तिवासायै नमः ॥४९॥ मुंडिन्यै नमः ॥ ५० ॥ शववाहिन्यै नमः ॥ ५१ ॥ शिरांकायै नमः ॥ ५२ ॥ लिंगहस्तायै नमः ॥ ५३ ॥ भगवक्त्रायै नमः ॥ ५४ ॥ गगनायै नमः ॥ ५५ ॥ मेघवाहिन्यै नमः ॥ ५६ ॥ मेघघोषायै नमः ॥ ५७ ॥ नारसिंह्यै नमः ॥ ५८ ॥ कालिंद्यै नमः ॥ ५९ ॥ श्रीधर्यै नमः ॥ ६० ॥ तेजस्यै नमः ॥६१॥ श्यामायै नमः ॥६२॥ मातंग्यै नमः ॥६३॥ नरवाहनायै नमः ॥ ६४ ॥ इति चतुःषष्ठि योगिनीनामावलिः ॥

જો કર્મપ્રયોગ નવચંડિનો હોય તો આગળ ગૃહયજ્ઞ પૃષ્ટ ૨૫ ના તળેના ટિપ્પણુમાં લખેલો સંકલ્પ કરી, તથા ગૃહયજ્ઞ પૃષ્ટ ૨૭ માના પહેલા પેરાગ્રાફમાં બતાવેલો સંકલ્પ કરી તથા મધ્યમાં કરેલા મધ્ય-સ્થાપનમાં સર્વતોભદ્રની નામાવળી પ્રમાણે નામમંત્રો ભણી બ્રહ્માદિ દેવોનું વૈદિક પ્રયોગમાં પૂજન '**ॐ भुर्भुवः स्वः ब्रह्मादि देवेभ्यो नमः ॥** એ મંત્રથી સોળે ઉપચારોથી પૂજન કરી, તે બ્રહ્માદિ દેવોના મધ્યમાં એક મોટી ચોખાની ઢગલી કરી, તેમાં આગળ બતાવેલા **કલશ**પૂજનની રીતે ગંધ, અક્ષત, પુષ્પ, દ્રો, પંચપલ્લવ, આદિથી પૂજન

કરી કલશને સારું રક્તવસ્ત્ર વીંટી પૂજન કરીને તે પર પૂર્ણપાત્ર ઢાંકવું. પછી તેમાં સુવર્ણનો કે રૂપાનો કિંવા તાંબાનો મધ્યે ત્રિકોણ, તેની બહાર ષટ્કોણ, તેની બહાર અષ્ટદલ, અને તેની બહાર ચાર દ્વારવાળું મંડળ, ચંદનાદિથી ચિતરી–લખી તે યંત્રનું પૂર્ણ પાત્રમાં સ્થાપન કરી તે યંત્રમાં માતાજીની પ્રતિષ્ઠા ગૃહયજ્ઞ ૧૬૬ મા પૃષ્ટ પ્રમાણે કરવી. પછી બીજા સર્વે ષોડશોપચારોથી પૂજન કરવું. તે પછી નીચે પ્રમાણે બોલી દેવીની અંગપૂજા કરવીઃ—

**दुर्गायै नमः पादौ पूजयामि ॥ गिरिजायै गुल्फौ० ॥ अपर्णायै जानुनी०॥ हरिप्रियायै० ऊरू॥ पार्वत्यै० कटिं॥ आर्यायै० नाभिं ॥ जगन्मात्रे उदरं० ॥ मंगलायै० कुक्षिं ॥ शिवायै० हृदयं ॥ महेश्वर्यै कंठं ॥ विश्ववंद्यायै० स्कंधौ ॥ कालयै० बाहू॥ आद्यायै हस्तौ ॥ वरदायै० मुखं ॥ सुवाण्यै नासिकां ॥ कामाक्ष्यै नेत्रे॥ अम्बिकायै० शिरः ॥ देव्यै सर्वांगं० ॥**

એ પ્રમાણે અંગદેવોનું પણ માતાજીના સ્થાપનમાં યંત્રપર ગંધાક્ષત અર્પણ કરીને ષોડશોપચાર પૂજન કરવું. તે પછી તે માતાજીને માટે દશાંશ હોમ નીચે પ્રમાણે સંકલ્પ કરીને કરવોઃ—

દેશકાલાદિનું ઉચ્ચારણ કરીને બોલવું કેઃ—

**मया ब्राह्मणद्वाराकृतनवचंडिजपस्तस्य तत्संपूर्णतासिद्ध्यर्थं जपदशांशेन तिलादि मिश्रपायसद्रव्येण होमं करिष्ये ॥**

તે પછી જેટલા સપ્તશતિના ચંડીપાઠના પાઠ થયા હોય તેના દશાંશનો હોમ કરી, ગૃહયજ્ઞમાં બતાવ્યા પ્રમાણે પૂર્ણાહુતિથી શ્રેયોદાનપર્યંત સર્વ ક્રિયા પૂર્ણ કરવી.

## ॥ वास्तुप्रयोगः ॥

કર્મપ્રયોગ જો વાસ્તુનો કરવાનો હોય તો મંડપના તથા ઘરના નૈઋત ભાગમાં તે તેત્રિસ આંગળ અથવા બે હાથના વિસ્તારવાળો અને બાર આંગળ ઉંચો વાસ્તુદેવનું સ્થાપન કરવા મૃતિકાનો પીઠ (ઓટલો) કરવો. પછી યજમાન સ્ત્રી–પુરુષે સ્વસ્થ થઇ ખેરના કાષ્ઠની પાંચ શંકુઓ (ખિલિઓ) અને પૂજન સાહિત્ય પાસે લઇ પૂર્વે ગૃહયજ્ઞમાં પૃષ્ઠ ૩૬ માંના ટિપણના ત્રિજા પેરામાં બતાવ્યા પ્રમાણે સંકલ્પ કરી ગૃહયજ્ઞમાં બતાવેલો સર્વ વિધિ કર્યા પછી ગૃહહોમ પણ કર્યા પછી ચતુઃષષ્ઠી-યોગિનીનું સ્થાપન કર્યું હોય તો તે પણ કર્યા પછી આ પ્રયોગનો સંકલ્પ કરીને પ્રથમ અગ્નિકોણથી આરંભી ચારે કોણમાં ક્રમે શંકુ રોપવા. નીચેનો મંત્ર ભણી અગ્નિકોણમાં પહેલો શંકુ નીચેના મંત્રથી રોપવો.

**विशन्तु भूतले नागा लोकपालाश्च सर्वतः ॥**
**अस्मिन्गृहेऽवातिष्ठन्तु आयुर्बलकराः सदा ॥ १ ॥**

પ્રત્યેક કોણે શંકુરોપણમાં આજ મંત્ર બોલવો. પછી જેમ જેમ શંકુઓ રોપાતા જાય તેમ તેમ તે શંકુમાં રહેલા દેવને ભાત, અને અડ-દનું બલિદાન અર્પવું.

આ અગ્નિકોણના શંકુને નીચેનો મંત્ર ભણી બલિ મૂકવું.

**अग्निभ्योप्यथ सर्पेभ्यो ये चान्ये तत्समाश्रिताः ।**
**बलितेभ्यः प्रयच्छामि पुण्यमोदनमुत्तमम् ॥ २ ॥**

તે પછી ઉપર બતાવેલો મંત્ર ભણી નૈઋત કોણમાં શંકુ રોપવોઃ–

**विशन्तु भूतले नागा लोकपालाश्च सर्वतः ।**

आस्मिन्गृहेऽपतिष्ठंतु आयुर्बलकराः सदा ॥ ३ ॥

પછી તેને આગળ પ્રમાણે નૈઋતના શંકુને બલિદાન અર્પવું.

नैऋताधिपतिश्चैव नैऋत्यांयेच राक्षसाः ।

बलितभ्यो प्रय च्छामि पुण्यमोदनमुत्तम् ॥ ४ ॥

તે પછી વાયવ્ય કોણમાં નીચેના મંત્રથી શંકુ રોપવોઃ—

विशन्तु भूतले नागा लोकपालाश्च सर्वतः ।

अस्मिन्गृहेऽवतिष्ठेन्तु आयुर्बलकराःसदा ॥ ३ ॥

તે પછી તે વાયવ્યે, શંકુને ઉપર પ્રમાણે બલિ નિચેના મંત્રથી મૂકવું.

नमोवै वायुरक्षोभ्यो ये चान्ये तत्समाश्रिताः ॥

बलिं तेभ्यः प्रयच्छामि पुण्यमोदनमुन्तमम् ॥ ३ ॥

તે પછી ઇશાન કોણમાં નીચેના મંત્રથી શંકુરોપણ કરવું:—

विशन्तु भूतले नागा लोकपालाश्च सर्वतः ।

अस्मिन्गृहेऽवतिष्ठन्तु आयुर्बलकराःसदा ॥ ४ ॥

પછી તે ઇશાનના શંકુને પણ ઉપર પ્રમાણે બલિ નીચેના મંત્રથી અર્પવું:—

रूद्रेभ्यश्चैव सर्वेभ्यो येचान्ये तत्सनाश्रिताः ॥

बलिं तेभ्यः प्रयच्छामि पुण्यमोदनमुत्तम् ॥

પછી તે ચારે કોણના શંકુના દેવોની ' ॐ शंकुदेवताभ्यो नमः ॥ " એ નામ મંત્રોથી પંચોપચાર પૂજા કરવી.

તે પછી તે માટીના કરેલા વાસ્તુના પીઠ ઉપર સોનાની સળી

વડે નીચે બતાવેલા દશ મંત્રોથી દશ રેખાઓ પશ્ચિમથી આરંભી પૂર્વમાં અંતવાળી તથા દશ રેખાઓ આડી દક્ષિણથી આરંભી ઉત્તર દિશાભણીના અંતવાળી કરવી. એટલે નવે નવે એકાશી આસન (ખાનાં) થાય.

**ॐ शान्तायै नमः ॥ १ ॥ ॐ यशोवत्यै नमः ॥ २ ॥ ॐ कान्तायै नमः ॥ ३ ॥ ॐ विशालाक्ष्यै नमः ॥ ४ ॥ ॐ प्राणवाहिन्यै नमः ॥ ५ ॥ ॐ सत्यै नमः ॥ ६ ॥ ॐ सुमनायै नमः ॥ ७ ॥ ॐ नंदायै नमः ॥ ८ ॥ ॐ सुभद्रायै नमः ॥ ९ ॥ ॐ सुरथायै नमः ॥ १० ॥**

એ પ્રમાણે નામમંત્રોથી જેમ પશ્ચિમથી આરંભી પૂર્વમાં અંતવાળી દશ રેખાઓ કરી; તેમ હવે તે રેખાઓ ઉપર તેવીજ રીતે આડી પણ દશ રેખાઓ નીચે બતાવેલા નામ મંત્રો બોલી તેજ સુવર્ણ શલાકાવડે દક્ષિણથી આરંભી ઉત્તરમાં અંતવાળી કરવી. ઉપરની રેખાઓ પહેલી દક્ષિણમાંથી કરતાં કરતાં ઉત્તરમાં જવું અને આ રેખાઓ પશ્ચિમથી આરંભી પૂર્વમાં જવું.

**ॐ हिरण्यायै नमः ॥ १ ॥ ॐ सुव्रतायै नमः ॥ २ ॥ ॐ लक्ष्म्यै नमः ॥ ३ ॥ ॐ विभूत्यै नमः ॥ ४ ॥ ॐ विमलायै नमः ॐ प्रियायै नमः ॥ ६ ॥ ॐ जयायै नमः ॥ ७ ॥ ॐ ज्वालायै नमः ॥ ८ ॥ ॐ विशोकायै नमः ॥ ९ ॥ ॐ इडायै नमः ॥ १० ॥**
તે પછી **ॐ रेखादेवताभ्यो नमः ॥**

એ નામ મંત્રોથી એ રેખાઓનું શોડષોપચાર પૂજન કર્યા પછી તે રેખાઓ ઉપર ધોળા વસ્ત્રનું આચ્છાદન કરવું. તે રેખાઓને પૂજી ધોળું વસ્ત્ર તે ઉપર ઢાંકવું.

તે પછી તે ઉપર પંચરંગી ચોખાનું સ્વસ્તિક (સાથીઓ) કરવો. લાલ, લીલા, ધોળા અને કાળા, એ ચાર રંગના ચોખાથી સ્વસ્તિકની રંગિત ચોખાથી રેખાઓ કરવી અને તેના મૂળમાં એટલે મધ્યમાં પીળા ચોખા પૂરવા.

**पूर्वे चैव तुरक्ता च पश्चिमे नीलउच्यते ।**
**उत्तरे तंडुलाःश्वेता कृष्णा चैव तु दक्षिणे ॥ १ ॥**
**पितान्तः पंचवर्णाश्च शुभपीठो परिन्यसेत् ॥ २ ॥**

પૂર્વની રેખા લાલ રંગના ચોખાથી, પશ્ચિમે લીલા રંગના ચોખાથી, ઉત્તરે ધોળા ચોખાથી અને કાળા રંગના ચોખાથી દક્ષિણે રેખા કરવી. પછી મધ્યમાં પીળા રંગના ચોખા પૂરવા. પછી તે સ્વસ્તિકનું પૂજન કરી, તે ઉપર રાતું સુંદર રેશમી વસ્ત્ર પાથરી, તે ઉપર ધોળા વર્ણના ચોખાની ઢગલીએ કરી, તેમાં વાસ્તુ દેવતાનાં નીચે બતાવેલા નામમંત્રોથી પૂજન, હોમ તથા બલિપ્રદાન કરવાં.

તે પછી તે ઉપર નીચે બતાવેલી વાસ્તુ દેવતાની નામાવલિ પ્રમાણે દેવોનું સ્થાપન પ્રત્યેક મંત્ર સપ્રણવ બોલી તેમનું વૈદિક કર્મમાં શોડષોપચારથી પૂજન કરવું. તથા પૌરાણકર્મમાં નામના આદિમાં એકલા શ્રીનો ઉચ્ચાર કરવો એ પ્રમાણે પૂજન કરીને પ્રયોગાનુસાર નામોચારણ કરી ખીરનું બલિદાન કરવું: **अमुकाय नमः पायसबलिं समर्पयामि ॥** એ રીતે બલિ અર્પણ કરી વાસ્તુદેવોની પૂજા પૂર્ણ કરવી.

शिखिने नमः १ पर्जन्याय नमः २ जयन्ताय नमः ३ इन्द्राय नमः ४ सूर्याय नमः ५ सत्याय नमः ६ भृशाय नमः ७ अन्तरिक्षाय नमः ८ वायवे नमः पुष्णे नमः ९ वितथाय नमः १० ग्रहक्षताय नमः ११ यमाय नमः १२ गंधर्वाय नमः १३ भृंगराजाय नमः १४ मृगाय नमः १५ पितृभ्यो नमः १६ दौवारिकाय नमः १७ सुग्रीवाय नमः १८ पुष्पदन्ताय नमः १९ वरुणाय नमः २० असुराय नमः २१ शेषाय नमः २२ पापाय नमः २३ रोगाय नमः २४ नागाय नमः २५ मुख्याय नमः २६ भल्लाटाय नमः २७ सोमाय नमः २८ उरगाय नमः २९ अदितये नमः ३० दितये नमः ३१ अद्भयो नमः ३२ सवित्राय नमः ३३ जयाय नमः रुद्राय नमः ३४ अर्यम्णे नमः ३५ सवित्रे नमः ३६ विवस्वते नमः ३७ विबुधाधिपाय नमः ३८ मित्राय नमः ३९ राजयक्ष्मणे नमः ४० पृथ्वीधराय नमः ४१ आपवत्साय नमः ४२ ब्रह्मणे नमः ४३ चरक्यै नमः ४४ विदार्यै नमः ४५ पूतनायै नमः ४६ पापराक्षस्यै नमः ४७ स्कंदाय नमः ४८ अर्यम्णे नमः ४९ जृम्भकाय नमः ५० पिलिपिच्छाय नमः ५१ हेतुकेन्द्राभ्यां नमः ५२ त्रिपुरान्तकाभ्यां नमः ५३ त्रिपुरांतकाग्निभ्यां नमः

५४ अग्निवैतालाभ्यां नमः ५५ असितवैतालनैर्ऋतिभ्यां नमः ५६ महाकालवरुणाभ्यां नमः ५७ करालवायुभ्यां नमः ५८ एकपादकुबेराभ्यां नमः ५९ भीमरुपेशानाभ्यां नमः ६० खेचरब्रह्मभ्यां नमः ६१ तलवास्यनन्ताभ्यां नमः ६२ ध्रुववास्तुपुरुषाभ्यां नमः ६३ ॥

એ પ્રમાણે ૬૩ દેવોનું સ્થાપન કરી તેમનું શોડષોપચાર પૂજન કરીને ચંદન, અક્ષત, પુષ્પાદિ સોળે ઉપચારથી પૂજન કરી, નીચેના મંત્રથી પ્રાર્થનાપૂર્વક નમસ્કાર કરવોઃ—

नमस्ते वास्तुपुरुष भूशय्याभिरतःप्रभो ।
मद्गृहे धनधान्यादिसमृद्धिं कुरु सर्वदा ॥

જો ઉપરની નામાવલિથી હોમ કરવાનો હોય તો તે હોમ કરી, ચંદ્રારામાં ગૃહયજ્ઞના પૃષ્ઠ ૨૦૫ મામાં બતાવેલી નવ આહુતિઓ આપી હોમ પૂર્ણ કરવો.

## ॥ इति परिशिष्टम् ॥

# હોમોપયોગી પ્રકીર્ણ વિષયો.

## ॥ होमाहुति मुहूर्त्तः ॥

सैकातिथिर्वारयुताकृताप्ता
शेषे गुणे भ्रे भूमिवह्निवासः
सौख्याय होमो शशियुग्मशेषे
प्राणार्थ नाशो दिवि भूतले च ॥

**ભાવાર્થઃ**—જે દિવસે હોમ કરવાનું મુહૂર્ત જોવું હોય, તે દિવસની ચાલતી તિથિની સંખ્યામાં એક વધારાનો ઉમેરી, તેમાં વારની સંખ્યા ઉમેરવી; વારની સંખ્યામાં રવિવાર પહેલોને સોમવાર બીજો જાણવો; પછી તે સમગ્ર સંખ્યાને ચારનો ભાગ દેવો, પછી જે શેષ આવે તે ઉપરથી વહ્નિવાસ જાણવો. જો શેષમાં ત્રણ વધે અથવા પૂર્ણ–શૂન્ય–આવે તો પૃથ્વિપર અગ્નિનો વાસ છે, એમ જાણવું. ને કદાપી શેષમાં એક અથવા બેકીનો અંક આવે તો આકાશમાં અથવા પાતાલમાં વહ્નિવાસ જાણવો. જો પૃથ્વીપર વહ્નિવાસ હોય ને હોમ કરાય તો તે સુખરૂપ થાય છે. તથા આકાશ પાતાલમાં હોય, છતાં હોમ કરવામાં આવેતો તે કર્તાના પ્રાણ અને ધનનો નાશ કરનાર નીવડે છે.

મુહૂર્ત જોતાં શુક્લ પક્ષમાં જે ચાલતી તિથિ હોય તેમાં વધારાનો એક ઉમેરીને વારની સંખ્યા ઉમેરવી, પણ કદાપિ કૃષ્ણ પક્ષમાં વહ્નિવાસ

જોવાનો હોય તો પહેલા શુકલ પક્ષના પન્નર ઉમેરીને ચાલતી તિથિની સંખ્યા ઉમેરવી, પછી એક વધારાનો ઉમેરી ચાલતા વારની સંખ્યા ઉમેરીને ચારનો ભાગદેવો એમ મુહુર્તચિંતામણિની પિયુષધારાટિકામાં કહ્યું છે.

વળી હોમમાં વન્હિવાસ જોયા પછી ગ્રહમુખઆહુતિ, તથા વન્હિચક્ર, પણ જોવામાં આવે છે. માટે તેની રિતિ આ પ્રમાણે છેઃ—

**तरणिबिद्भृगु भास्करि चंद्रमा**
**कुजसुरेज्य विधुंतुद केतवः ॥**
**रविभतोदिनभंगणयेत्क्रमात्**
**प्रतिखगं तृतीयं तृतीयंन्यसेत् ॥**

**ભાવાર્થઃ**—જે દિવસે ગ્રહમુખઆહુતિ અથવા અગ્નિચક્ર જોવું હોય ત્યારે પ્રથમ તે સમયમાં ચાલતું સૂર્યનું મહાનક્ષત્ર જોવું; પછી તે સૂર્ય નક્ષત્રનો નિશ્ચય કરીને જે દિવસે મુહુર્ત ધરવું હોય તે દિવસનું દૈનિક (દિનીયું) નક્ષત્ર જોવું; પછી સૂર્યના મહાનક્ષત્રથી દૈનિક નક્ષત્ર સુધીની સંખ્યા ગણવી. પછી આ પ્રમાણે ગ્રહો ક્રમે જોવા. પ્રથમ સૂર્ય, પછી બુધ, શુક્ર, શનિ, ચંદ્રમા, મંગળ, ગુરુ, રાહુ અને કેતુ, એ પ્રમાણે ગ્રહોનાં ત્રણ ત્રણ નક્ષત્ર ધારવાં. અને તેમાં સોમ, બુધ, ગુરુ અને શુક્ર, એ શુભ ગ્રહોના મુખમાં આહુતિ આવે તો હોમ કરવો, ને રવિ, મંગળ, શનિ, રાહુ અને કેતુ, એ પાપગ્રહોના મુખમાં આહુતિ આવે તો તે દિવસે હોમ કરવો નહિ. એ વિશેષ સમજવા માટે તળેનું ચક્ર જોવું.

## ॥ वह्नि चक्र ॥

| ग्रहोना नाम. | सूर्य. | बुध. | शुक्र. | शनि. | चंद्र-मा. | मंगल. | गुरु. | राहु | केतु. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| नक्षत्रोनी संख्या. | ३ | ३ | ३ | ३ | ३ | ३ | ३ | ३ | ३ |
| शुभाशुभ लग्न. | अशुभ | शुभ. | शुभ. | अशुभ | शुभ. | अशुभ | शुभ. | अशुभ | अशुभ |

કદાચ મહામાયા ભગવતી ચિતિશક્તિ રૂપ મહાકાલી મહાલક્ષ્મી મહાસરસ્વતિરૂપ દેવી સંબંધી કોઈ હોમ હોય તો તેમાં દેવીમુખ આહુતિ જોવાય છે તે આ પ્રમાણે છે.

## अथ नवचंडयादौ देव्यामुखाहुतिनिर्णयः ॥

ब्राह्मी कुमारी त्वथवैष्णवीच ।
वाराही वज्रीखलुचंडिका च ॥
मेधा च माहेश्वरी नारसिंही
प्रकीर्तिता वै नवचंडिका च ॥ १ ॥
श्रीपुत्रदाभवति सर्वजनेषु ब्राह्मी
कौमारिका प्रचुरशोकभयं तनोति
श्रीवैष्णवीहुतमुखे सततं धनाढयो

वाराहीसर्वजगतां प्रददा चतुष्पात् ॥ २ ॥
ऐंद्रिसदा ददतु राज्यसुखं जनानां
सा चंडिका प्रबल रोगभयं करोति
विद्याविलासमतुलं प्रददाति मेधा
माहेश्वरी जनसुखं प्रकरोति पुंसाम् ॥ ३ ॥
श्रीनारसिंही तनुतोति नित्यं
महाभयं राजकुळोत्थं च ॥
सूर्यर्क्षतो वासरभं चयाव-
देव्यासुखे ऋक्षत्रयं त्रयं स्यात् ॥ ४ ॥

( શ્રી પરમાત્માની ચિતિશક્તિરૂપ શ્રીપરમેશ્વરી મહામાયા દેવી ભગવતીના ઉદ્દેશે જો નવચંડી, શતચંડી, સહસ્રચંડી કે લક્ષચંડી જેવો હોમ કરાતો હોય તો તેમાં દેવીમુખ આહુતિ જોવામાં આવે છે; માટે મે આ પ્રકાર મારા ઉપનેતા શુકલ કરુણાશંકર ગૌરીશંકરના ભાઇ, શુકલ હરિશંકર ગૌરીશંકરની પાસેથી મંગાવી મારા સંગ્રહમાં રાખેલો તે આ સ્થળે દાખલ કરું છું. એ બન્ને ભાઇઓ રૈકવ (રાયકવાળ બ્રાહ્મણની જ્ઞાતિના અમદાવાદમાં સારંગપુર રણછોડજીની પોળના રહીશ અને યાજ્ઞિક વિદ્યામાં અમદાવાદના બારે દરવાજામાં સુપ્રસિદ્ધ હતા, જેમનું કીર્તિરૂપ શરીર હજુ પણ અમદાવાદમાં આબાદ છે.)

શ્લોકાર્થઃ—પ્રથમ બ્રાહ્મી, કુમારી, વૈષ્ણવી, વારાહી, વજ્રી, ચંડિકા, મેધા, માહેશ્વરી અને નારસિંહી, એ નવે ચંડિકાઓ જાણવી. પછી જે દિવસે દેવી પ્રીત્યર્થ હોમનો નિશ્ચય કરવો હોય તે દિવસના સૂર્ય નક્ષત્રથી દૈનિક નક્ષત્ર સુધીની ગણના કરવી પછી તે ગણનાનાં ત્રણ ત્રણ નક્ષત્રો ઉપર બતાવેલી નવે ચંડિકાઓનો ક્રમ ગણતાં જે દેવીનું નામ આવે તે દેવીના મુખનું ફળ સમજવું. જેનું ફળ શુભ બતાવ્યું હોય તે દેવીના મુખનું મુહુર્ત ધારવું. ને બાકીની દેવીના મુખનું મુહૂર્ત રાખવું નહી, બ્રાહ્મીના મુખમાં હોમ કરવાથી પુત્ર અને ધનની પ્રાપ્તિ થાય છે, કુમારીકાના મુખમાં હોમ કરવાથી શોકના ભયનો વિસ્તાર થાય છે, વૈષ્ણવીના મુખમાં હોમ કરવાથી યજમાન નિત્ય ધનવાન્ બને છે. વારાહીના મુખમાં હોમ કરવાથી તે સર્વ જગતનાં માણસોને પશુઓનું સુખ આપે છે, ઐંદ્રીના મુખમાં હોમ કરવાથી હોમકર્તા ને રાજસુખ પ્રાપ્ત થાય છે, ચંડિકાના મુખમાં હોમ કરવાથી બલવાન રોગની વૃદ્ધિ થાય છે, મેધાના મુખમાં હોમવાથી અતુલ વિદ્યા અને ભોગ વિલાસનાં સુખો પ્રાપ્ત થાય છે, માહેશ્વરીના મુખમાં હોમ કરવાથી હોમ કરનાર માણસના સુખની વૃદ્ધિ થાય છે અને નારસિંહીના મુખમાં હોમ કરવાથી રાજકૂળના મહાભયની ઉત્પત્તિ થાય છે. એ પ્રમાણે સૂર્ય નક્ષત્રથી દૈનિક નક્ષત્ર સુધીની ગણના કરી, પ્રત્યેક દેવીના મુખે ત્રણ ત્રણ નક્ષત્રની ગણના કરી મુહૂર્તનો નિશ્ચય કરવો.

## ॥ देवी मुखाहुति निर्णयचक्र ॥

| ब्राह्मी | कुमारी | वैष्णवी | वाराही | वज्री. | चंडिका. | मेधा. | माहेश्वरी. | नारसिंही. |
|---|---|---|---|---|---|---|---|---|
| ३ | ३ | ३ | ३ | ३ | ३ | ३ | ३ | ३ |
| शुभ. | अशुभ | शुभ | शुभ. | शुभ. | अशुभ | शुभ. | शुभ. | अशुभ. |

હવે હોમાહુતિને। નિર્ણય લખતાં કદાપિ શ્રીસદાશિવભગવાન્ નિમિત્ત હોમ કરવાને। હોય જેમકે લઘુ, રુદ્ર, મહારુદ્ર, કે અતિરુદ્રને। પ્રસંગ હોય તે। તેમાં શંભુમુખાહુતિ નિર્ણય જોવામાં આવે છે, માટે તે પણ મારા જાણવામાં હોવાથી આ સ્થળે દાખલ કરું છું.

## ॥ अथ शंभुमुखाहुतिनिर्णयः ॥

॥ शार्दुलविक्रीडित वृत्ते ॥

शंभु पश्चिमवक्त्रगो बहु सुखं सौम्ये तु सौम्यं फलं
याम्ये हानिभयं रुजं प्रकुरुते प्राच्यां भयं राजतः ।
वक्त्रोर्द्धे च सुखं नृणां वितनुते सर्वार्थ लाभं जयं
सूर्यक्षादिन पंचकं षट् गणेत्साद्याभवे चंद्रभम् ॥ १ ॥

**ભાવાર્થઃ**—આ મુહુર્તમાં પણ જે દિવસે શંભુ મુખે આહુતિ જોવી હોય ત્યારે પણ સૂર્યના નક્ષત્રથી દૈનિક નક્ષત્ર સુધી ગણુના

ફરી, પાંચ છો, પાંચ, છો, અને પાંચ, એમ નક્ષત્રો પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને ઉર્દ્ધ, એમ શંભુનાં મુખો ધારી તેનું ફળ શ્લોકમાં બતાવ્યા પ્રમાણે સમજવું. પશ્ચિમ મુખમાં મુહુર્ત આવવાથી શુભફળ થાય છે, દક્ષિણ દિશામાં મુહુર્ત આવે તો હાનિ અને રોગ રૂપ અનિષ્ઠ ફલ થાય છે, પ્રાચી[1] પૂર્વમાં મુહુર્ત આવે તો રાજભય પ્રાપ્ત છે, ને ઉત્તર મુખમાં હોમ થવાથી સર્વ ધનનો લાભ અને જય પ્રાપ્ત થાય છે; એ પ્રમાણે ફલ સમજવું.

## ॥ अथ रूद्रमुखाहुति चक्रम् ॥

| पश्चिममुख. | उत्तरमुख. | दक्षिण. | पूर्व. | ऊर्द्धमुख. |
|---|---|---|---|---|
| ५ | ६ | ५ | ६ | ५ |
| शुभ. | शुभ. | अशुभ. | अशुभ. | शुभ. |

નૈમિત્તિકકર્મપ્રકાશના પૂર્વાર્ધ પૃષ્ટ ૧૩૫, ૧૩૬, ૧૩૭, ને ૧૩૮ માના ટિપ્પણમાં મંડપરચના પૂર્વક કુંડરચના વિષે કુંડાર્ક ગ્રંથના આધારે કેટલુંક લખાયું છે તથાપિ તેથી સંતોષ ના થવાથી અને આ ગ્રંથના આ લેખની પ્રતિકતિ મને મારા સ્નેહી દ્વારા પછી મળ.

---

१ यत्रैव भानुस्तु वियत्युदेति प्राची तां वेदविदो वदन्ति। જે દિશામાં સૂર્યનારાયણ આકાશ અજવાળે તેને વેદજ્ઞો પ્રાચી કહે છે.

વાથી આ સ્થળેજ તે લેખ દાખલ કર્યો છે. તે પૂર્વપ્રદર્શિત અંકોવાળાં પૃષ્ટોના લેખના વધારારૂપે ગણી તેનો સદુપયોગ કરવા વાચકવૃંદને તથા યજમાનપુરોહિતાદિને વિનંતી કરવામાં આવે છે.

પ્રથમ કોઈ પણ યજ્ઞયાગાદિ કરવા શ્રદ્ધાનો પ્રાદુર્ભાવ થતાં સન્માર્ગેથી મેળવેલા દ્રવ્યનો ઉત્સર્ગ કરવો. કિંવા કોઇ સજ્જન કે સુપાત્ર હૃદયના મિત્રને તે કર્મમાં વાપરવાનું દ્રવ્ય આપી રાખવું; જેથી ક્ષણિકવિચારવાળા હૃદયમાં અશ્રદ્ધાનો ઉદય થતાં સત્કર્મ કરવાની સુશ્રદ્ધા નિર્મૂલ થાય નહિ. પછી પવિત્ર અને વિદ્વાન્ બ્રાહ્મણોને બોલાવી તેમનું દાનમાનાદિથી સન્માન કરી પોતાનું કર્તવ્ય પ્રદર્શિત કરી સુમુહૂર્તનો નિશ્ચય કરી, સ્થંડિલ કે કુંડ તથા આવાહ્ય દેવોના આસનમાટે પીઠાદિ કરાવવા બ્રાહ્મણોને વિનંતિ કરવી.

પછી શુભમુહૂર્તના દિવસે પૂર્વાહ્નકાલમાં પોતાના નિત્યકર્મથી પરવારી પૂજનસામગ્રી આચાર્યને આપી, સુવાસિની સૌભાગ્યવતી સ્ત્રીઓસહિત વાદ્યગીતઆદિ મંગળ શબ્દોના ધ્વનિપૂર્વક જે સ્થળમાં મંડપ કરવાનો હોય ત્યાં જવું. પછી ત્યાં પોતપોતાનાં આસનો પર બન્ને સ્ત્રી-પુરુષે બેસી, આચમન-પ્રાણાયામ-પૂર્વક બદ્ધશિખ અને સ્વસ્થ થઇને શ્રીગણપતિજીનું ધ્યાન કરી, પૂર્વાભિમુખ બેસીને નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

**ममेह जन्मनि जन्मांतरे वा कृतसमस्तपापक्षयार्थं श्री परमेश्वर प्रीत्यर्थं अमुक कर्मोपयोगी करिष्यमाण मंडपादिना निर्विघ्नतासिद्धये गणपतिपूजनमाचार्यादि वरणं च करिष्ये ॥**

પછી ગણપતિ સ્મરણ પુજન પૂર્વક આચાર્યાદિ બ્રાહ્મણવરણ કરી ભૂમીપૂજન કરવું. તે પછી સારા પ્રવિણ શિલ્પીને બોલાવી તેનું પૂજનાદિથી તથા દક્ષિણાદિથી સન્માન કરી, પ્રથમ ભૂમિને સમાન કરી પ્રાચીસાધન કરાવવું. ભૂમિસમાન કરી પ્રાચીનું સંશોધન થયા પછી તે ભૂમિમાં મંડપરચના કરવી. મંડપના પ્રમાણ માટે કહ્યું છે કે યજ્ઞ કરનાર યજમાન અથવા આચાર્ય કોઇ સરખી ભૂમિમાં ઉભા રહી એક દોરીના છેડાપર ગાંઠવાળી તે ગાંઠ ઉપર જમણા પગનો અંગુઠો રાખી ઉભા રહી જમણો હાથ ઉંચો રાખવો. ને તેની સમસ્ત આંગળીઓ ઉભી રાખવી. પછી બીજા માણસ પાસે જમણો પગ અંગુઠાથી તે જમણા હાથની મધ્યમા ( વચલી ) આંગળીના અગ્ર સુધી ઉંચાઈ લઈ, તે સૂત્રના પંચમાંશ (પાંચગણું વાળી તેનો પંચમાંશ કાઢવો) અથવા કોઈ પક્ષે ચતુર્થાંશ લેવાનું પણ કહ્યું છે. એ જે સૂત્ર પરથી પંચમાંશ કિંવા ચતુર્થાંશ થયો હોય તે હાથ અથવા ગજ થયો જાણવો; એ હાથ કે ગજ પ્રમાણે કાષ્ટ લઇ તેને એક ગજના અંગુલ ) આંગળતસુ ચોવીશ માની તે પર ચોવીશ અંગુલનાં ચિન્હ (નિશાન) કરવાં. જે ઉપરથી કુંડની પરિધી અથવા યોનિ આદિનું માપ લેવું સુગમ પડે. પછી મંડપરચના કરવી. તેમાં એક ગ્રંથકાર કહે છે કે,—

**मण्डपपरिमाणं कथ्यते ॥ उत्तमः षोडश १६ हस्तात्मकः। मध्यमोद्वादश १२ हस्तात्मकः ॥ कनिष्ठो १० दश हस्तात्मकः ॥ कनिष्ठात्कनिष्ठो ऽष्ट ८ हस्तात्मकः कर्तव्यः ॥ हस्तात्मको यथावकाशं वा हस्ताद्वादशांगुलोच्चं ॥ अथवोच्छ्राय रहितं भूमिसमंकूर्यात् ॥**

**ભાવાર્થ:**—મંડપનું પરિમાણ કહેવાય છે. યજમાન વા આચાર્યના પંચમાંશ કે ચતુર્થાંશ ઉપરથી જે હસ્ત (હાથ) સિદ્ધ કરવામાં આવ્યો છે તેવા સોળ હાથનો મંડપ ઉત્તમ ગણાય છે; બાર હાથનો મંડપ મધ્યમ ગણાય છે, દશ હાથનો મંડપ કનિષ્ઠ પ્રકારનો ગણાય છે; ને અતિશય ગ્રહાંગણભૂમિનો સંકોચ હોય તો આઠ હાથનો પણ મંડપ થાય છે; પણ તે કનિષ્ઠમાં કનિષ્ઠ પ્રકારનો કહેવાય છે. જે માપની સંખ્યા બતાવી તે સમચોરસની સમજવી. સોળ હાથ લાંબો તેમ પહોળો પણ સોળ હાથજ સમજવો. એ પ્રમાણે બાર, દશ અને આઠમાં પણ સમજવું.

પૂર્વાર્ધે પૃષ્ટ ૧૩૫-૧૩૬ માં કાંઇક કુંડ મંડપની રચના માટે સંકેતમાં લખ્યું છે તેમ છતાં કોઇને સંતોષ ન થાય તે માટે શોધ કરતાં મને મારા સ્નેહી વે. શા.• સંપન્ન શુક્લ ડાહ્યાભાઈ ઉમીઆશંકર-દ્વારા કુંડમંડપસિદ્ધી નામનું પુસ્તક વિઠ્ઠલદિક્ષિતે કરેલી વ્યાખ્યાવાળું મળી આવવાથી તેમાંથી ઉપયોગપુરતા શ્લોકો મેં લઇને આ સ્થળે યોજ્યા છે. માટે જેને વિશેષ જિજ્ઞાસા થાય તેણે તેમાં જોવું.

**विप्रात् श्रुत्यस्रं च वृत्तं वृतार्द्धं**
**च त्र्यस्रि स्याद्वेद कोणानिवापि ।**
**सर्वाण्याहु वृत्त रूपाणि चान्ये**
**योन्याकाराण्यंगनानां तुतानि ॥ ३२ ॥**

**ભાવાર્થ:**—વિપ્રાત્ એટલે વિપ્રથી આરંભી બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણને ક્રમે ચતુષ્કોણ. વૃત્ત, અને અર્ધવૃત્ત તથા ત્રિકોણ કુંડ થાય છે. બ્રાહ્મણાદિ વર્ણોમાં ચતુષ્કોણ વર્તુલ ( ગોળ )

ઇત્યાદિ સર્વ કુંડો થાય છે. પણ જ્યારે યજમાન સ્ત્રી હોય છે ત્યારે યોનિના આકારનો કુંડ થાય છે, યોનિકુંડને યોનિ કરવામાં આવતી નથી. આ સ્થળે શારદાતિલકનું પ્રમાણ લખે છે કે—

**विप्राणां चतुरस्रंस्याद्राज्ञांवर्तुल मिष्यते । वैश्यानामर्द्धचंद्राभं शूद्राणां त्र्यस्रमीरितं ॥ चतुरस्रंतु सर्वेषां के चिदिच्छंति तांत्रिकः ॥**

( બ્રાહ્મણોને ચતુષ્કોણ ( ચોખંડો કુંડ ), રાજાઓને વર્તુલાકાર ( ગોળાકાર ) કુંડ, વૈશ્યોને અર્ધચંદ્રાકાર કુંડ અને શૂદ્રોને ત્રિકોણાકાર કુંડ કરવા. સર્વ વર્ણની સ્ત્રીઓને માટે તો તાંત્રિકો ચતુરસ્ત્રકુંડ પણ ઇચ્છે છે. ત્યાં સનત્કુમારનું વાક્ય પ્રમાણરૂપ મનાય છે કે ' **स्त्रीणां कुंडानि विप्रेंद्र योन्या काराणि कारयेत्** ॥ ( સર્વ વર્ણની સ્ત્રીઓને માટે તો હે વિપ્રેન્દ્ર ! યોન્યાકાર કુંડો કરવા. ૩૨ )

**सिद्धिः पुत्राः शुभं शत्रुनाशः शांतिमृतिच्छिदे ।**
**वृष्टि रारोग्यमुक्तं हि फलं प्राच्यादि कुंडके ॥ ३३ ॥**

**ભાવાર્થ**:—ચતુરસ્ત્ર ( ચતુષ્કોણ ) કુંડથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે, યોનિકુંડથી પુત્ર પ્રાપ્ત થાય છે, ચંદ્રકુંડથી શુભ થાય છે, ત્રિકોણાકાર કુંડથી શત્રુનો નાશ થાય છે, વર્તુલકુંડથી શાંતિ થાય છે, ષટ્કોણ કુંડથી કાળનો નાશ થાય છે, પદ્મકુંડથી વૃષ્ટિ થાય છે, અષ્ટકોણ કુંડથી આરોગ્ય પ્રાપ્ત થાય છે એપ્રમાણે પ્રાચ્યાદિ નવે કુંડનાં ફળ સૂચવ્યાં છે.

॥ शिखरिणी ॥

**शतार्द्धे रत्निस्याच्छतपरिमिते रत्निवितत्तं**
**सहस्रे हस्तंस्यादयुतहवने हस्तयुगलं ॥**

**चतुर्हस्तं लक्षे प्रयुतहवने हस्त षट्कं**
**ककुब्भिर्वाकोटौ नृपकरमपि प्राहुरपरे ॥ ३४ ॥**

**ભાવાર્થઃ**—પચાસ આહુતિઓના માપથી હોમ કરવાનો હોય તો રત્નિ એક વેંતના માપનો કુંડ કરવો. સો મુષ્ટિના માપમાં પણ રત્નિમીત એક વેંતના માપનો કુંડ કરવો. એમ ટીકાકારે કહ્યું છે. ને જ્યારે સહસ્ત્રના માપથી હોમ કરવો હોય તો એક હસ્તના માપનું સ્થંડિલવા કુંડ કરવો. દશ સહસ્ત્રના માપનો હોમ હોય તો બે હસ્તનો કુંડ કરવો લાખ સંખ્યાના માપની આહુતિ હોય તો ચાર હસ્તનો કુંડ જોઇએ. દશ લાખના માપના હોમમાં છ હાથ અને કોટી માપની આહુતિઓમાં આઠ હાથનો કુંડ અથવા દશ હાથના માપનો કુંડ પણ કેટલાક આચાર્યોએ કહ્યો છે. કોઇક તે એવા મોટી સંખ્યાના હોમમાં સોળ હાથનો કુંડ પણ કહ્યો છે. ટીકાકારે આ શ્લોકની વ્યાખ્યામાં ભાવિષ્યપુરાણનું પ્રમાણ આપ્યું છે કે '**मुष्टिमाने शतार्द्धं तु शतेत्रारत्नि मात्रकं ॥ सहस्त्रेत्वथ होतव्ये कुंडं कुर्यात्करात्मकं॥**

**ભાવાર્થઃ**—શતાર્ધ એટલે પચાસ આહુતિના માપનો હોમ કરવો હોય તો એક મુષ્ટિના માપની વેદી સો આહુતિના હોમમાં એક રત્ની (જમણા હાથની તર્જની ને અંગુઠો પહોળાં કરતાં જેટલો વિસ્તાર થાય તેને રત્ની કહેવાય છે. રત્નિનું માપ આ પ્રમાણે પણ કહેવાય છેઃ—**तत्रैव रत्निस्त्वंगुलपर्वाणि विज्ञेयस्त्वेक विंशतिः** ( તેજ ઠેકાણે રત્નિનું પ્રમાણ બતાવ્યું છે કે પ્રત્યેક અંગળીઓનાં એકવિશ પર્વને રત્નિ કહેવાય છે. એક હજાર આહુતિના માપમાં એક હાથનું સ્થંડિલ કરવું.

તે પછી તે કુંડને ત્રણ મેખલાઓ કરવી. પહેલી એટલે નીચેની મેખલા બે અંગુલ ભૂમિથી ઉંચી તથા બે અંગુલ પહોળી, મધ્ય મેખલા ત્રણ ઉંચી ને ત્રણ પહોળી તથા તે પછીની સૌથી ઉપરની મેખલા ચાર અંગુલ ઉંચી, તથા ચાર પહોળી કરવી. એ પ્રમાણે ભૂમિથી નવાંગુલ પણ ગણાય છે.

મેખલાવિનાનો કુંડ કરી શકાતો નથી. તે વિષે કહ્યું છે કે,

**अधमामे खलैकास्या न्मध्यमं मेखलाद्वयं ।**
**श्रेष्टास्तिस्रो थवा द्वित्रि पंच स्त्रधमतादिकं ॥ ४८ ॥**

**ભાવાર્થઃ**—એક મેખલાનો કુંડ અધમ ગણાય છે, બે મેખલાનો કુંડ મધ્યમ ગણાય છે ને ત્રણ મેખલાનો કુંડ સર્વથી શ્રેષ્ઠ ગણાય છે. કેટલાક પાંચ મેખવાળાને પણ શ્રેષ્ટ કહે છે.

**नाभियोनिसपायुक्तं कुंडंश्रेष्ठं त्रिमेखलं**
**मध्यं नीचंस्यादेकमेखलम् ॥**

**ભાવાર્થઃ**—નાભિ અને યોનિ યુક્ત ત્રણ મેખલાવાળો કુંડ શ્રેષ્ટ ગણાય છે. અને એક મેખલાવાળો કુંડ મધ્યમ તથા નીચ ગણાય છે.

**मुख्यास्तु पंचता प्रोक्ता गध्यमास्तिस्त्र एत्र च ॥**
**द्वेस्यात्तां मध्यमे पक्षे एकास्यात्र धमाधमः ॥**

પાંચ પરિધિવાળો કુંડ મુખ્ય ગણાય છે, ત્રણ પરિધિવાળો મધ્યમ ગણાય છે; બે પરિધિ મધ્યમ પક્ષમાં ગણાય છે. ને એક પરિધિવાળો કુંડ અધમમાં અધમ ગણાય છે.

॥ स्रग्धरावृत्तम् ॥

**योनिर्व्यासार्धदीर्घा वितातिगुणलवादायता बिंधद्धि भागा,**
**तुंगातावत्समंतात्परिधिरुपरिगातात्र दग्रेणरम्यं ।**
**निम्नंकुंडं विशंति वलयदलयुगे नान्विताधो विशाला**
**मूलान्तछिद्र नालांऽतरवट रुचिरा श्वत्थपत्राकृतिः सा ॥५३॥**

**ભાવાર્થ:**—કુંડનો જેટલો વ્યાસ હોય તેના અર્ધ જેટલી યોની વિસ્તારવાળી જાઇએ, એક હસ્ત (ગજ)ના માપનો કુંડ કર્યો હોય તો ગજનાં અંગુલ ચોવિશ ને ચોવિશનું અર્ધ બાર થાય માટે યોની બાર આંગળ લાંબીને આઠ આંગળ પહોળી પીંપળાના પાનડાના આકારવાળી કરવી. તે એક આંગળ ઉપરની મેખલાથી ચતુરસ્ત્ર ઉંચી ને નિતંબના ભાગમાં એક આંગળ ઉંચી ને અગ્ર ભાગમાં બરાબર થઇને જાય એવી એક આંગળ બહાર નીકળતી, બે ગોળાર્ધથી જોડેલી તથા તેના નીચેના ભાગમાં કાંઇક પહોળી, એટલે ઉપરના ભાગમાં સંકોચવાળી, મૂળથી માંડી વચમાં છિદ્રવાળી—નાળવાળી—મધ્યભાગમાં ખાડાવાળી, અને નાગરવેલના પાન તથા પીંપળાના પાનડાના આકારવાળી કુંડની યોનિ કરવી, યોનિ લાંબી બાર આંગળ ને પહોળી આઠ આંગળ કુંડની મધ્યે સમચોરસ ચાર આંગળ નાભી મૂકવી.

પ્રથમ મંડપ રચના કર્યા પછી મધ્યે હોમ કરવા માટે સ્થંડિલ અથવા કુંડ આહુતિઓના માપ પ્રમાણે કરાવવો. પછી ઇશાન કોણમાં ચોવિશ આંગળ સમચોરસ લાંબો પહોળો નવગ્રહોના સ્થાપન માટે પીઠ કરાવવો, તે ભૂમિથી બાર આંગળ ઉંચો રાખવો. અગ્નિકુંડથી

પૂર્વમાં મધ્યસ્થાપન અથવા પ્રધાન દેવના સ્થાપન માટે પીઠ કરવો અગ્નિકોણમાં માતૃકા તથા ગણપતિનું સ્થાપન ચોવિશ આંગળ સમચોરસ લાંબુ પહોળું ને બાર આંગળ ભૂમિથી ઉંચું કરવું. પછી નૈઋત્ય કોણમાં સમચોરસ લાંબો પહોળો ને બાર આંગળ ભૂમિથી ઉંચો વાસ્તુંપીઠ કરવો. તથા વાય્ય કોણમ એક હસ્ત માત્ર સમચોરસ લાંબો પહોળોને બાર આંગળ ભૂમિથી ઉંચો ચતુઃષ્ઠી યોગીનીનો પીઠ કરવો. કેટલાક પક્ષે સર્વે પીઠો લંબા પહોળા ભૂમિથી ઉંચાઇ વાળા યજમાનના હસ્તપ્રમાણે પણ કરે છે. માટે જ્યાં જેવી અનુકૂળતા.

## शार्दूलविक्रीडितवृत्तम् ॥

**वेदांक्षोणि युगाग्नयः शशियुगाः न्यष्टाश्वयस्त्रीषवो—**
**ष्टाक्षावह्नि रसारसांकगमितां नेत्रर्षयो क्षस्वराः ।**
**अंगुल्यो थयवाः खमभ्रमिषवः खंपंच षट् सागराः**
**सप्ताभ्रं मुनयस्त्वमी निगदिता वेदास्त्रके बाहवः ॥ ३६ ॥**

આ શ્લોકનો સમગ્રભાવાર્થ આ ગ્રંથના પૂર્વાર્ધ પૃષ્ઠ ૧૩૮ માના ટીપ્પણના પહેલા પેરેગ્રાફના કોઠકમાં આવી જાય છે માટે આ સ્થળે લખ્યો નથી.

**॥ समाप्तोऽयं नैमित्तिककर्मप्रकाशपूर्वार्धः ॥**

**॥ श्रीपरमेश्वरः प्रीयताम् न मम ॥**





# ॥ नैमित्तिककर्मप्रकाश–उत्तरार्ध ॥

## ॥ मंगलाचरणम् ॥

स्मरन्ति यं संयमिनः सदाहृदि
यजन्ति मज्ञा भुवि शुद्धमानसाः ।
यस्मिन्विदेहा विरमन्ति व्यापके
नमामि तं देशिकनाथमव्ययम् ॥

## ॥ आतुरकर्तव्यम् ॥

આસ્તિક જનોએ અસાધ્યવ્યાધિયુક્ત શરીર, શ્વાનો ધ્વનિ, અને ગ્રહોની પ્રતિકૂલતા આદિ અનિષ્ટ ચિહ્નો જણાતાં પોતાનો અવસાન કાલ સમીપ જાણી, 'जातस्य हि ध्रुवोर्मृत्यु' (જન્મેલાનું મરણ અવશ્ય છેજ) એ શ્રીભગવદ્વાક્ય તથા 'मृत्युर्जन्मवतां वीर देहेन सह जायते। अद्य वाब्दशतान्ते वा मृत्युर्वै प्राणिनां ध्रुवः ॥' (હે વીર ! જન્મ ધરનારાઓના દેહની સાથે જ મૃત્યુ ઉત્પન્ન થાય છે; માટે તે મૃત્યુ પ્રાણિઓને આજ અથવા સો વર્ષ પછી પણ અવશ્ય પ્રાપ્ત થવાનો.)

એ શાસ્ત્રવચન સ્મરણમાં લાવી ધૈર્ય રાખી, વ્યવહારભાર પોતાના વંશજ –પુત્ર–દાયાદાદિને સોંપી, તેમાં ગુંથાએલા પોતાના ચિત્તને નિશ્ચિત સ્વસ્થ કરી, 'પુણ્યવાનને કોઇ સ્થલે લેશ પણ દુઃખ નથી' એમ સમજી, મૃત્યુના ભયથી નહિ ડરતાં પરિણામે દુઃખ જ દેનાર આ અસાર સંસારમાંથી જીવવાની આશાનો ત્યાગ કરી, પોતાને પરલોકમાં અક્ષય્ય સુખ–સદ્‌ગતિ પ્રાપ્ત થવામાટે પોતાના વિદ્યમાન દેહથી થયેલાં કાયિક, વાચિક, માનસિક અને સાંસર્ગિક જ્ઞાતાજ્ઞાત પાપોની નિવૃત્તિને અર્થે અનુકૂલતા હોય તો સમીપના તીર્થસ્થાનમાં જઇને અથવા પોતાના ઘેર રહીને પ્રથમ સભ્ય બ્રાહ્મણના મુખથી વિધિપૂર્વક સાંભળીને પ્રાયશ્ચિત્ત કરવું.

બ્રાહ્મણાદિ પ્રત્યેક વર્ણ શાસ્ત્રનિર્દિષ્ટ ધર્મ–કર્મનો ત્યાગ કરવાથી અને શાસ્ત્રનિષિદ્ધનું સેવન કરવાથી પ્રાયશ્ચિત્તાધિકારી થાય છે, યાવત્‌જીવનપર્યંત ત્રણે અવસ્થાઓમાં કોઇ પણ મનુષ્યથી નિષિદ્ધનો ત્યાગ અને વિહિતનું જ સેવન થવું એ સર્વથા અશક્ય જેવું છે; જેથી આતુરસમયે થોડું ઘણું પણ પ્રાયશ્ચિત કરવાની સર્વ મનુષ્યોને અપેક્ષા છે. આ વર્તમાન દેહથી થયેલાં કાયિક, વાચિક, માનસિક અને સાંસર્ગિક પાપોનાં બીજ જો આ વર્તમાન દેહથી જ પ્રાયશ્ચિત્ત રૂપ સત્કર્મદ્વારા દગ્ધ કરવામાં નથી આવતાં, તો તે હૃદયમાં સંસ્કાર-રૂપે રહી જઇ, મૃત્યુ થયાપછી વિપાકરૂપે પરિણામ પામી ક્રમે રૌરવાદિ નરક, સ્થાવર, તિર્યક તથા શ્વાન–સૂકર વગેરેની જાતિમાં જન્મ આપી, દારુણ દુઃખનો અનુભવ કરાવી, અંતે મનુષ્યજન્મમાં પણ અંધત્વ, મૂકત્વ તથા ક્ષય કોડ અને ભગંદરાદિ રાજરોગના કારણરૂપ થાય છે. ને જે શ્રદ્ધાલુ મનુષ્યો પોતાના દેહથી થયેલાં ચતુર્વિધ ગુરુ–લઘુ

પાપોની નિવૃત્તિમાટે શાસ્ત્ર અને બ્રાહ્મણના વચન ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખી, શુદ્ધ ભાવથી પ્રાયશ્ચિતકર્મ કરી, નિષ્પાપ થઇ દેહ ત્યજે છે. તે ઇચ્છિત સ્વર્ગાદિ પુણ્યલોકનાં નાનાવિધ દિવ્ય સુખો ભોગવી, પુનઃ કર્મભૂમિરૂપ આ ભારતવર્ષમાં ઉચ્ચ જાતિ, પવિત્રકુલ અને વિદ્યા-વિત્તવાળા વિભોગી ગૃહસ્થકુટુંબમાં જન્મ ધારણ કરી, શાસ્ત્રસંસ્કારદ્વારા મુમુક્ષુબુદ્ધિ પામી, શ્રીસદ્‌ગુરુના શરણદ્વારા જ્ઞાન, સંયમ કે ભક્તિ એ મોક્ષસાધનો સાધ્ય કરી પરમપદ પામે છે.

પ્રાયશ્ચિત્ત કરવાની અગત્ય, તેથી થતા લાભ અને ન કરવાથી થતી હાનિવિષે ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**अकुर्वन्विहितं कर्म निन्दितं च समाचरन् ।**
**प्रसक्तश्चेन्द्रियार्थेषु प्रायश्चित्तियते नरः ॥ मनुस्मृति ॥**

**ભાવાર્થ:**—નિત્ય-નૈમિત્તિકાદિ વિહિત કર્મો ન કરવાથી, હિંસા-અસત્યભાષણ આદિ નિંદિત કર્મો આચરવાથી અને ઇંદ્રિયોના વિષયો-માં આસક્ત થવાથી મનુષ્યમાત્ર પ્રાયશ્ચિત્ત કરવાયોગ્ય થાય છે.

**विहितस्याननुष्ठानान्निन्दितस्य च सेवनात् ।**
**अनिग्रहाच्चेन्द्रियाणां नरः पतनमृच्छति ॥ याज्ञवल्क्यस्मृति ॥**
**तस्मात्तेनेह कर्तव्यं प्रायश्चित्तं विशुद्धये ।**
**एवमस्यान्तरात्मा च लोकश्चैव प्रसीदति ॥ याज्ञवल्क्यस्मृति ॥**

**ભાવાર્થ:**—આવશ્યક સ્નાન-સંધ્યોપાસનાદિ વિહિત કર્મોનું અનુષ્ઠાન ન કરવાથી પરસ્ત્રીગમન-મદ્યપાનાદિ નિંદિત કર્મોનું સેવન

કરવાથી અને ઇંદ્રિયોનો નિગ્રહ નહિ કરવાથી, માણસ પ્રત્યવાયી થાય છે. માટે તેણે આ લોક પરલોકના સુખને અર્થે પાપથી વિશુદ્ધ થવા સારું પ્રાયશ્ચિત્ત કરવું; કે જેથી પોતાનો અંતરાત્મા નિષ્પાપ થવાથી પ્રસન્ન થાય છે અને તેની સાથે વ્યવહાર કરનારા લોકો પણ આનંદ પામે છે.

**प्रायश्चित्तमकुर्वाणाः पापेषु निरता नराः ।**
**अपश्चात्तापिनः कष्टान्नरकान्याति दारुणान् ॥ याज्ञवल्क्यस्मृति ॥**

**ભાવાર્થ:**—પાપોને નિવારણ કરવા માટે શાસ્ત્ર નિર્દિષ્ટ કર્મરૂપ પ્રાયશ્ચિત્ત વિધિ નહિ કરનારા, થતા પાપનો પરતાવો પણ નહિ કરનારા તથા પાપ કરવામાં પ્રીતિવાળા પુરુષો અતિ કષ્ટવાળા નરકોમાં પડે છે.

માટે આતુરમનુષ્યે વર્તમાન જન્મમાં પોતાના શરીરથી થયેલાં જ્ઞાતાજ્ઞાત પાપોની નિવૃત્તિથી તન—મનની શુદ્ધિદ્વારા પોતાના આત્માને વિશુદ્ધ કરી, દેહ ત્યજાતાં પરલોકનાં પરમ દિવ્ય સુખોની પ્રાપ્તિ સારું દેશ, કાલ, શરીર અને દ્રવ્યશક્તિના પ્રમાણમાં કાંઇક થોડું ઘણું પણ પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ.

રોગીનું શરીર અત્યંત અશક્ત હોય તો તેના પુત્રાદિકે તેના નિમિત્ત તેના નામ—ગોત્રના ઉચ્ચારપૂર્વક સમીપમાં રહીને પોતે પ્રાયશ્ચિત્ત કરવું.

પ્રથમ ધર્મશાસ્ત્રમાં યથાર્થકુશલ, અધ્યાત્મવિદ્યામાં નિપુણ અને બ્રાહ્મણનાં લક્ષણો+ યુક્ત એવા શીલસંપન્ન સાત્વિક ચાર—ત્રણ

---

+ **शान्ताः सन्तः सुशीलाश्च सर्वभूतहिते रताः ।**
**क्रोधं कर्तुं न जानन्ति एतद्ब्राह्मणलक्षणम् ॥**

કે એક, બ્રાહ્મણને પવિત્રરૂપે બોલાવી, તેમને સન્માનપૂર્વક સારા આ-
સનપર બેસારવા. તેપછી ગોમયમંડલ કરી તેપર શ્રીવિષ્ણુભગવાનની
મૂર્તિરૂપ શાલિગ્રામનું સ્થાપન કરી, આતુરમનુષ્યનાથી બની શકે ને
તેના શરીરની શક્તિ હોય તો ગોમય, ગોમૂત્ર અને તીર્થોદકથી સ્નાન
કરાવીને અથવા તે ત્રણ ભેગાં કરી દર્ભવડે તેના શરીરપર પ્રોક્ષણ
કરી, કિંવા સંધ્યામાં દર્શાવેલો ॐ आपो हिष्ठा० એ મંત્ર ભણી
જલથી માર્જન કરવારૂપ ગાયત્ર્યસ્નાન, અથવા મંત્ર ભણી શરીરના
ભાગોએ વિભૂતિ લગાવવારૂપ આગ્નેયસ્નાન કરાવી, શુદ્ધ વસ્ત્ર પહેરા-
વી, પાસે એક ઉપવસ્ત્ર રખાવી, શિખાબંધન અને ભસ્મનાં ત્રિપુંડ
કરાવી હાથમાં દર્ભ રખાવી, દર્ભાસન ઉપર પૂર્વાભિમુખે બેસારી,
આચમન—પ્રાણાયામ કરાવી સંકલ્પ કરાવવો:—

## ॥ आतुरप्रायश्चित्तविधिः ॥

अत्राद्य महामाङ्गल्यप्रदे अमुकमासे अ०पक्षे अ०तिथौ
अ०वासरे मम शरीरजन्यचतुर्विधपापक्षयद्वारा श्रीपरमेश्वर-

---

सन्ध्योपासनशीलश्च सौम्यचित्तो दृढव्रतः ।
समः परेषु च स्वेषु एतद्ब्राह्मणलक्षणम् ॥ आह्निककाहिका ॥

ભાવાર્થ:—શાંત, સાધુપુરુષની ગણનામાં યોગ્ય, સુશીલ. સર્વ
પ્રાણિઓના હિતમાં તત્પર તથા ક્રોધ થવાના કારણરૂપ પ્રતિકૂલ
પ્રાણિપદાર્થ કે સમય પ્રાપ્ત થતાં પણ મનમાં વિષમ ભાવ નહિ પ્રક-
ટાવનારા એ બ્રાહ્મણનાં લક્ષણો કહેવાય છે. નિત્ય સંધ્યાવંદનપરાયણ
રહેનાર, શુદ્ધચિત્ત અને સદાચારમાં દૃઢ રહેનાર તથા સ્વજન કે પર-
જનમાં સમબુદ્ધિએ વર્તનાર એ બ્રાહ્મણનાં લક્ષણ કહેવાય છે.

**प्रीत्यर्थं प्रायश्चित्तश्रवणं करिष्ये तदंगभूतश्रीविष्णोः शोडषोपचारैः पूजनं करिष्ये ।**

એ પ્રમાણે સંકલ્પ કરી પ્રાયશ્ચિત્ત કરનારે ॐ ભૂર્ભુવસ્વઃ શ્રીવિષ્ણવે નમઃ એ મંત્રથી શ્રીવિષ્ણુનું શોડષોપચારપૂજન કરવું:—*

**ॐ भूर्भुवः स्वः श्रीविष्णवे नमः ध्यानं समर्पयामि । आवाहनं० ॥ आसनं० ॥ पाद्यं० ॥ अर्घ्यं० ॥ आचमनियं० ॥ स्नानं० ॥ वस्त्रोपवस्त्रे० ॥ यज्ञोपवीतं० ॥ चंदनं० ॥ पुष्पं० ॥ धूपं० ॥ दीपं० ॥ नैवेद्यं० ॥ फलताम्बूलदक्षिणां च० ॥ प्रदक्षिणां० ॥ मन्त्रपुष्पंनमस्कारं च० ॥**

એ રીતે પૂજન કરી, નીચેપ્રમાણે બોલી જલ મૂકી, કરેલું પૂજન શ્રીવિષ્ણુભગવાનને અર્પણ કરવું.

**अनेन यथाशक्त्या कृतेन शोडपोपचारपूजनाख्यकर्मणा श्रीमहाविष्णुः प्रीयतां न ममः ॥**

તે પછી પ્રાયશ્ચિત્ત કરનારે આવેલા બ્રાહ્મણોને પ્રદક્ષિણા કરી, સાષ્ટાંગપ્રણામ કરવા. પછી બ્રાહ્મણોએ તેને પૂછવું કેઃ—

---

*આ બધું જો આતુરથી ન બની શકે તો તેના નિમિત્ત તેના પુત્રાદિએ કરવું. ને સંકલ્પમાં મમ ને ઠેકાણે આતુરનું નામ દેવું. પ્રાયશ્ચિત્ત કરનાર જો સ્ત્રી તથા શૂદ્ર હોય તો ॐ ભૂર્ભુવઃસ્વઃ એ ત્રણ વ્યાહૃતિપૂર્વક પ્રણવનો ઉચ્ચાર ન કરતાં માત્ર श्रीविष्णवे नमः એ શ્રીવિષ્ણુના નામમંત્રથી પૂજન કરવું.

**किं ते कार्यं ? मिथ्या मा वादीः । सत्यमेव वदेत् ।**

(તમારે અમારું શું કામ છે? તે કહો; જૂઠું બોલવું નહિ.) પછી આતુરે બ્રાહ્મણો પાસે પ્રાયશ્ચિત્તની યાચના કરવી.

એ પ્રમાણે બ્રાહ્મણનું વચન સાંભળી પ્રાયશ્ચિત્ત કરનારે જેટલા બ્રાહ્મણો પર્ષત્ (સભા)માં હોય તે પ્રત્યેકને એક એક ગોદાન આપવા માટે તે ગોમૂલ્યને બદલે જે શિક્કા પોતાના દેશમાં ચાલતા હોય તે કલ્પી, અથવા તે નિમિત્ત ધારી, ચતુર્થાંશ, કિંવા શક્તિ અનુસાર દ્રવ્ય ધારી, તે બ્રાહ્મણોની પાસે મૂકવું. ને તેપછી બે હાથમાં કાંઈક દ્રવ્ય રાખી, કરસંપુટ કરી બ્રાહ્મણોને આ પ્રમાણે પાર્થના કરવીઃ—

**अमुक नाम्नः* मम† जन्मप्रभृति अद्यादिनं यावज्ज्ञाताज्ञातकामाकामसकृदसकृत्कायिकवाचिकमानसिकसांसर्गिकस्पृष्टास्पृष्टभुक्ताभुक्तपीतापीतसकलपातकोपपातकगुरुलघुपातकसंकलीकरणमलिनीकरणापात्रीकरणजातिभ्रंशकरणप्रकीर्णपातकानां निरासनार्थमनुग्रहं कृत्वा मां प्रायश्चित्तमुपदिशन्तु भवंतः।**

---

* अमुक नाम्नः ને ઠેકાણે જેના નિમિત્તનું પ્રાયશ્ચિત્ત હોય તેનું નામ દેવું.

† ममने સ્થલે પ્રાયશ્ચિત્ત કરનારે પ્રાયશ્ચિત્ત જો પોતાના બાપના નિમિત્ત હોય તો **मम** पितुः માના નિમિત્ત હોય તો **मम** मातुः ભાઇના નિમિત્ત હોય તો **मम** भ्रातुः અને બહેન, કાકા તથા મામાના નિમિત્ત હોય તો ક્રમે **मम** भगिन्याः, पितृव्यस्य, मातुलस्य ઇત્યાદિ બોલવું.

सर्वधर्मविवेक्तारो गोप्तारः सकलाद्विजाः ।
मम+ देहस्य संशुद्धिं कुर्वन्तु द्विजसत्तमाः ॥
मया§ कृतं महाघोरं ज्ञातमज्ञात किल्बिषम् ।
प्रसादः क्रियतां मह्यं शुभानुज्ञां प्रयच्छथ ॥

એ પ્રમાણે પ્રાર્થના કરી, 'भो भुदेवा मामनुगृह्णन्तु भवन्तः' એ વિનય વાક્ય ઉચ્ચારી નમસ્કાર કરવો.

તદનંતર તે સભ્ય બ્રાહ્મણોએ દેશ, કાલ, વય, * તેનું આયુષ્ય શરીર અને ધનની શક્તિ આદિ વિચારી, તેની શ્રદ્ધા—શક્તિ અને આરોગ્ય જળવાય તેવું પ્રાયશ્ચિત્ત તેના માટે કલ્પવું. નાના પાપમાં નાનું પ્રાયશ્ચિત્ત બનાવવાથી, સ્નેહ કે લોભને લીધે તેમાં પક્ષપાત કરવાથી, અથવા સ્વાર્થવૃત્તિથી, પ્રાયશ્ચિત્તિપાસેથી દ્રવ્ય કઢાવવાના નિમિત્તથી, જો પ્રાયશ્ચિત્તનો નિશ્ચય કરવામાં આવે છે તો તે પ્રાયશ્ચિત્તના ઉપદેશક વિપ્રો દોષભાગી થાય છે. દુર્બલ ઉપર દયા ન રાખવાથી,

+અહીં मम ને ઠેકાણે પ્રાયશ્ચિત્ત કરનાર બીજો હોય તો अस्य એમ બોલવું. § मया ને સ્થલે પ્રાયશ્ચિત્ત કરનાર અન્ય હોય તો एतन् એમ બોલવું.

* देशकालवयोऽवस्था बुद्धिशक्त्यनुसारतः ।
धर्मोपदेशो भैषज्यं वक्तव्यं धर्मपालकैः ॥

**ભાવાર્થ:**—ધર્મસંરક્ષક દ્વિજોએ ધર્મોપદેશરૂપ ઔષધ દેશ, કાલ, વય, અવસ્થા અને બુદ્ધિની શક્તિના પ્રમાણમાં દર્શાવવું.

ધન કે સત્તાવાળાની વગ રાખવાથી, દ્રવ્યલોભથી કોઇની શ્રદ્ધા ભંગ કરવાથી અથવા કોઇ પ્રકારનો ભય દર્શાવી શક્તિ ઉપરાંત ધનવ્યય કરાવવાથી, તેમજ બાલક, વૃદ્ધ, સ્ત્રી અને રોગીની શક્તિ જોયા વિના પ્રાયશ્ચિત્ત બતાવવાથી,* હેમંતઋતુ કિંવા શીતપ્રધાન ( હિમાલય સમીપના ) દેશોમાં અતિ સ્નાનોરૂપ અને ગ્રીષ્મઋતુ કિંવા ઉષ્ણપ્રધાન દેશોમાં અતિ સૂર્ય કે અગ્નિના તાપસેવનરૂપ પ્રાયશ્ચિત્ત ઠરાવવાથી તથા દેશ–ઋતુ અને પ્રકૃતિવિરુદ્ધ ભક્ષ્ય–પેયરૂપ પ્રાયશ્ચિત્તનો ઉપદેશ કરવાથી, અર્થાત્ દેશ, કાલ, વય અને શરીર તથા ધનની શક્તિ વિચાર્યા વિના પ્રાયશ્ચિત્ત બતાવવાથી, તે બ્રાહ્મણો પાપના ભાગી થાય છે. માટે પ્રાયશ્ચિત્ત કલ્પનાર સભ્ય બ્રાહ્મણોએ એટલું અવશ્ય સ્મરણમાં રાખવું કે કદાપિ પ્રાયશ્ચિત્ત કરનારનું આરોગ્ય, શ્રદ્ધા અને દ્રવ્યશક્તિ ન સચવાય તેવું પ્રાયશ્ચિત્ત પોતાનાથી બતાવાય નહિ.

---

* પ્રાયશ્ચિત્તેંદુશેખર. બાલ ( સોળ વર્ષથી ઓછા વય વાળાને બાળ ગણ્યો છે ), વૃદ્ધ, સ્ત્રી અને આતુરને અર્ધ પ્રાયશ્ચિત સૂચવ્યું છે. શાસ્ત્રમાં જે પાપની નિષ્કૃતિ માટે જે પ્રાયશ્ચિત્ત દર્શાવ્યું હોય તે સંપૂર્ણ પ્રાયશ્ચિત્ત બ્રાહ્મણને, પોણાભાગનું ક્ષત્રિયને, અર્ધ ભાગનું વૈશ્યને, અને પાભાગનું શૂદ્રને માટે સમજવું. જે જાતિને સારું જેટલું પ્રાયશ્ચિત્ત બતાવ્યું છે તે જાતિના બાલ, વૃદ્ધ, સ્ત્રી અને આતુરને માટે તે જાતિના પ્રમાણવાળા પ્રાયશ્ચિત્તનું અર્ધ સમજવું. પાંચ વર્ષથી ઓછા વયના બાળકને પાપ નથી. જેમ ઉત્તરોત્તર શ્રેષ્ઠ વર્ણને અધિક પ્રાયશ્ચિત કરવાનું છે, તેમ ઉત્તરોત્તર વિરક્તાશ્રમિઓનેસારુ પણ અધિકતા સૂચવી છે:–ગૃહસ્થ બ્રાહ્મણ કરતાં સોળવર્ષથી અધિક વયના બ્રહ્મચારીને બમણું, વાનપ્રસ્થને ત્રમણું, અને સંન્યાસીને પ્રાયશ્ચિત ચોગણું કરવાનું કહ્યું છે.

ધર્મશાસ્ત્રમાં પાપપરત્વે પ્રાયશ્ચિત્તો જૂદાં જૂદાં સૂચવ્યાં છે પરંતુ આ **પ્રસંગ** તો માત્ર આતુરનેમાટે હેવાથી અતુરને કરવાયોગ્ય **સર્વ પ્રાયશ્ચિત્ત** જ દર્શાવ્યું છે. પ્રાયશ્ચિત્તેંદુશેખરમાં સર્વ **પ્રાયશ્ચિત્ત**માટે **ષડબ્દ** ( છ વર્ષ ), **ત્ર્યબ્દ** ( ત્રણ વર્ષ ) તથા **સાર્ધાબ્દ** ( દોઢ વર્ષ )નાં કિંવા પ્રાયશ્ચિત્તોપદેશક બ્રાહ્મણોને પ્રાયશ્ચિત્ત કરનારની જે શક્તિ યોગ્ય લાગે તે સમયના પ્રમાણનાં **પ્રજાપત્યવ્રત** કલ્પવાં; અને તે **પ્રાજાપત્યવ્રતના આમ્નાયો** પ્રાયશ્ચિત્તવિધિના ગ્રંથમાં અથવા ધર્મસિંધુમાં જે દર્શાવ્યા છે તે આગળ લખાયા છે, તેમાંથી જે આમ્નાય પ્રાયશ્ચિત કરનારની શક્તિને અનુકૂલ લાગે ને જે સહજ રીતિએ સત્વર બનીશકે તે **આમ્નાયો** ગ્રહણ કરવા.

દશ સહસ્ર ગાયત્રીમંત્રનો જપ, ગાયત્રીમંત્રથી એક સહસ્ર તિલાહુતિનો હોમ, બસેં પ્રાણાયામ, બાર બ્રાહ્મણોને ભોજન, સ્નાન કરયાપછી શરીર કોરું કરયાવિના એની મેળે રુંવાડાં અને કેશ સુકાઈ જાય ત્યારપછી સ્નાન કરવું; એવાં એક દિવસે તીર્થમાં બાર વાર સ્નાન, વેદસંહિતાનું પારાયણ, એક યોજનસુધીની પગે ચાલીને તીર્થયાત્રા, એક ગોદાન, સૂર્યને બાર સહસ્ર નમસ્કાર, એકસોબત્રીશ પ્રાણાયામ કરી દિવસ રાત્રિ ઉપોષણનો નિયમ કરી પૂર્વાભિમુખે ઉભાં રહેવું, ગોમૂત્રમાં પકવ કરી એક દિવસ જવનું ભક્ષણ અને અગિઆર રુદ્રિનાં આવર્તન, એ પ્રાજાપત્યવ્રતના આમ્નાયો છે. અતિ અશક્તનેસારુ એક દિવસ એક બ્રાહ્મણને ભોજન, એક સહસ્ર ગાયત્રીમંત્રનો જપ તથા બાર પ્રાણાયામ, એ પણ પ્રાજાપત્યના આમ્નાયો દર્શાવ્યા છે. તે પ્રત્યેક આમ્નાયે એક પ્રાજાપત્યવ્રત ગણાય છે. પ્રાજાપત્યવ્રત બાર દિવસે થઈ

થઈ શકે છે,* તેના પ્રમાણમાં એક વર્ષનાં ૩૦, તથા દોઢ વર્ષનાં ૪૫ પ્રાજાપત્ય થાય, તે પ્રમાણે જેટલા વર્ષ અથવા સમયનાં પ્રાજાપ્રત્ય લેવાં હોય તે ગણી ઉપર દર્શાવેલામાંનો ગમે તે પ્રત્યામ્નાય પ્રાયશ્ચિત્ત કરનારને અનુકૂલ પડે તે પ્રાજાપત્યની સંખ્યાગુણો કરી બતાવવો. આની આ શક્તિ છે ને એનાથી આટલું જ બનશે, એમ મનમાં ધારી ઉપરના આમ્નાય પ્રથમ બ્રાહ્મણોએ મનમાં કલ્પી, પુસ્તક વાચનપૂર્વક પ્રાયશ્ચિત કરનારને અનુવાદકદ્વારા સંભળાવવા. સ્ત્રી–શૂદ્રને

* **त्र्यहं प्रातस्त्र्यहं सायं त्र्यहमद्यादयाचितम् ।**
**त्र्यहं परं च नाश्नियात्प्राजापत्यः स उच्यते ॥**
**प्रायश्चित्तेन्दुशेखर ॥**

શ્રીમનુસ્મૃતિમાં આજ શ્લોક ચતુર્થ પદમાં **प्राजापत्यं चरन्द्विजः ।** એવા પાઠથી છે.

**ભાવાર્થ:**—પ્રથમ ત્રણ દિવસ પ્રાતઃકાલમાં [ સૂર્યોદય થયાપછી ] ભોજન કરે, પછી ત્રણ દિવસ સાયંકાલે [ સંધ્યાસમય વિત્યાપછી ] ભોજન કરે, પછી ત્રણ દિવસ અયાચિત પદાર્થનું ભક્ષણ કરે ને તે પછીના ત્રણ દિવસ કાંઇ પણ અશન ન કરે અર્થાત્ ત્રણ દિવસ ઉપવાસ કરે તે પ્રાજાપત્યવ્રત કહેવાય છે. તેમાં વળી વિશેષમાં પ્રાયશ્ચિત્તેંદુશેખરમાં સાયંકાલે બાવીશ ગ્રાસ, પ્રાતઃકાલે છવિશ ગ્રાસ અને અયાચિતના ચોવિશ ગ્રાસ લેવાના કહ્યા છે. ગ્રાસપ્રમાણ પોતાના મુખમાં સુગમતાથી પ્રવેશ કરી શકે તે જાણવું. **उपवासस्तु फलादिद्वारा वा कार्यः ।** ( ઉપવાસ ફલાહાર કરીને પણ કરવા, એમ એ વ્રતમાં વિશેષતા સૂચવી છે.

કિંવા કોઈ મહાપાપીને પ્રાયશ્ચિત્ત બતાવવું હોય તો પ્રાયશ્ચિત્ત કલ્પનાર મુખ્ય બ્રાહ્મણે જે પોતાનું કથન યથાર્થ સાંભળી–સમજી પ્રાયશ્ચિત્તિને બરાબર વધઘટ કર્યાવિના સંભળાવી–સમજાવી શકે એવો કોઇ પુરોહિત અથવા સાક્ષર બ્રાહ્મણ પોતાના અને પ્રાયશ્ચિત્તિના મધ્યમાં અનુવાદકરૂપે રાખી તે દ્વારા પ્રાયશ્ચિત વિધિનો ઉપદેશ કરાવવો.

પ્રથમ પ્રાયશ્ચિત્ત કરનારે પ્રાયશ્ચિત્ત કલ્પનાર બ્રાહ્મણના [1]નિબંધ–પુસ્તકનું પૂજન કરવું: તેમાં આચમન–પ્રાણાયામ કરી નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य० मासे० पक्षे० तिथौ० वासरे प्रायश्चित्तश्रवणांगत्वेनादौ पुस्तकपूजनं करिष्ये ।** એમ સંકલ્પ કરી **ॐ भूर्भुवः स्वः श्रीसरस्वत्यै नमः ।** એ મંત્ર પ્રત્યેક ઉપચારે ભણી ચંદન, અક્ષત, પુષ્પ, ધૂપ નૈવેદ્ય, સોપારી, પાન અને આરતી વગેરે અર્પણ કરી

**ॐ पावका नः सरस्वती वाजे भिर्वाजिनीवती । यज्ञं वष्टु धिया वसुः ॥ $\frac{४}{२०}$ ॥**

આ મંત્ર અને ઉપરનો નામમંત્ર ભણી મંત્રપુષ્પાંજલિ અર્પી, ઉપરના મંત્રથી પ્રદક્ષિણા અને નમસ્કાર કરી, **अनेन पूजनाख्येन कर्मणा श्रीसरस्वती: प्रीयताम् ।** એમ બોલી જલ મૂકી પૂજન પૂર્ણ કરવું. તદનંતર પ્રાયશ્ચિત્ત શ્રવણ કરનારે પ્રાયશ્ચિત્તવક્તા તથા અનુવાદક વગેરે બ્રાહ્મણોનું ચંદન–અક્ષત ને પુષ્પહારથી પૂજન કરી, તેમને યથાશક્તિ અન્ન, ફલ, વસ્ત્ર અને દક્ષિણા વગેરેથી સંતુષ્ટ કરી, કરસં-

પૂજા કરી નમસ્કાર કરી, નમ્રભાવે બ્રાહ્મણસમીપ પૂર્વ કિંવા ઉત્તરમુખે બેસવું.

તે પછી પુસ્તકવાચનપૂર્વક સભ્ય બ્રાહ્મણે અથવા અનુવાદકે પૂર્વ કે ઉત્તરમુખે બેસી, આપ્રમાણે ત્રણ વાર તેને ઉપદેશરૂપે કહેવું.

**अमुक ते जन्मप्रभृत्यस्मिन् क्षणपर्यंतं ज्ञानाज्ञानकामाकामसकृदसकृतकायिकवाचिकमानासिकसांसर्गिक स्पृष्टास्पृष्टभुक्ताभुक्त पीतापीतसकलपातकातिपातकोपपातकगुरुलघुपातक संकलीकरणमलिनीकरणापात्रीकरणजाति भ्रंशकरप्रकीर्णकपातकनां मध्ये संभावितपापानां निरासार्थं पर्षदुपदिष्टं सर्वप्रायश्चित्तं अमुक* प्रत्याम्नायद्वारा प्राच्योदिच्यांगसहितं शक्त्यानुसारेण सुश्रद्धया शुद्धमनसा त्वयाऽऽचरितव्यं तेनाचिरेण कालेन तव शुद्धिर्भविष्यति तेनत्वं कृतार्थो* भविष्यसि ॥ इति त्रिवारमुपदिशेत् ॥** એ પ્રમાણે બોલી ત્રણ વાર ઉપદેશ કરવો. તથા તે ઉપદિષ્ટવાક્યોનો અર્થ પ્રાયશ્ચિત્તિને તેની સ્વદેશીય ભાષામાં સમજાવવો. પ્રાયશ્ચિત્ત કરનારે તે ઉપદેશવચનો સાંભળી? પ્રતિવચનમાં અંગીકારસૂચક ૐ † એવો પ્રતિ ઉચ્ચાર કરીને તે શ્રવણ કરેલાં દ્વિજવાક્યોને વેદ-

* જે પ્રત્યામ્નાય કલ્પ્યો હોય તેનો ઉચ્ચાર કરવો અને તે પ્રાયશ્ચિત્ત કરનારને તેની ભાષામાં સંભળાવવો.

* પ્રાયશ્ચિત્ત કરનાર સ્ત્રી હોય તો **कृतार्था** એમ બોલવું.

† પ્રાયશ્ચિત્તશ્રવણ કરનાર સ્ત્રી અથવા શૂદ્ર હોય તો તેણે ૐ એવો ઉચ્ચાર નહિ કરતાં માત્ર બ્રાહ્મણોને નમન કરવું.

વચન કિંવા ઇશ્વિરવાણીતુલ્ય માની, વિસ્મરણ ન થાય તેમ મનમાં ધરવાં. તેપછી તે સભ્ય બ્રાહ્મણોને પ્રણામ કરી દાન-માનપૂર્વક વિદાય કરવા.

પ્રાયશ્ચિત્ત કરનારે આ દિવસે શક્તિ હોય તો ઉપવાસ કરવો નહિ તો ફલાહારકરવો કે હવિષ્યાન્ન ‡ જમવું.

તદનંતર કોઈ રીક્તા તિથિ અથવા અનુકૂલતિથિ કિંવા પ્રાયશ્ચિત્ત શ્રવણ કરવું હોય તે જ દિવસે નિત્યના આવશ્યક માધ્યાહ્નકર્મથી પરવારી સાયાહ્નસમયે તીર્થાદિ અનુકૂલસ્થાનમાં જઇને આચમન-પ્રાણાયામ કરી આપ્રમાણે સંકલ્પ કરવો:

**अत्राद्य महामाङ्गल्यप्रदे ० मासे ० पक्षे ० तिथौ० वासरे अमुक शर्मणो* मम† जन्मदिनादारभ्यास्मिन् क्षणपर्यंतं ज्ञाना-**

---

‡ **अतैलपक्वं मुनयो हविष्यं प्रवदन्ति च**
**हविष्यभोजनं नृणामुपवाससमं विदुः ॥ बृहन्नारदीयपुराण ॥**

**ભાવાર્થ:**—તેલવિના પક્વ થયેલા પદાર્થોને મુનિઓ હવિષ્ય કહે છે, ને એ હવિષ્યાન્નનું ભોજન તે ઉપવાસમાન જાણવું.

***शर्मादेवश्च विप्रस्य वर्मात्राता च भूभुजः**
**भूतिर्दत्तश्च वैश्यस्य दासः शूद्रस्य कारयेत् ॥मन्वर्थमुक्तावलि॥**

**ભાવાર્થ:**—બ્રાહ્મણે પોતાના નામની અંતે શર્મા અથવા દેવ, ક્ષત્રિયે વર્મા અથવા ત્રાતા, વૈશ્યે ભૂતિ અથવા દત્ત અને શૂદ્રે દાસ શબ્દ જોડીને બોલવું જેમકે:—દિનકરશર્મા કે ભાનુદેવ, બલવર્મા કે ધર્મત્રાતા વસ ભૂતિ સુકે રવિદત્ત અને રામદાસ વગેરે.

† પ્રાયશ્ચિત કરનાર બીજો હોય તો **मम**ને બદલે **अस्य** બોલવું.

**ज्ञानकामाकामसकृदसकृत्कायिकवाचिकमानसिकसांसर्गिकस्पृष्टास्पृष्टभुक्ताभुक्तपीतापीतसकलपातकातिपातकोपपातकगुरुलघुपातकसंकलीकरणमलिनीकरणापात्रीकरणजातिभ्रंशकरप्रकीर्णपातकानां निरासेन मरणकाले शुद्ध्यर्थं श्रीपरमेश्वरप्रीत्यर्थं पर्षदुपदिष्टं सर्वप्रायश्चित्तं अमुक प्रत्याम्नायेन‡ प्राच्योदिच्यांगसहितं यथा शक्त्याहमाचरिष्ये ।**

એપ્રમાણે પ્રાયશ્ચિત કરવાનો સંકલ્પ કરીને '**यानि कानि च पापानि ब्रह्महत्यासमानि च । केशानाश्रित्य तिष्ठन्ति तस्मात्केशान्वपाम्यहम् ॥**' એ મંત્ર ભણીને શિખા, કક્ષા અને ઉપસ્થરહિત નખ કેશ સહિત મુંડન કરાવવું. ક્ષૌરના અભાવે પ્રાયશ્ચિત અધિક દર્શાવ્યું છે. સંધવાને મુંડનનું વિધાન નથી. પણ મુંડન કરાવવાથી પ્રાયશ્ચિત છે+ અને વિધવાને ક્ષૌર કહેલું છે.

ક્ષૌર કરાવ્યાપછી બાર આંગળનું દાતણ લઇ **आयुर्बलं यशो वर्चः प्रजाः पशु वसुनि च । ब्रह्मप्रज्ञां च मेधां च त्वन्नो देहि वनस्पते ॥** એ મંત્રથી વનસ્પતિની પ્રાર્થના કરી,

**ॐ अन्नाद्याय व्यूहध्वं सोमो राजाय मागमत् । समे मुखं प्रमार्क्ष्यते यशसा च भगेन च ॥**

---

‡ અહિં જે પ્રત્યામ્નાય પોતાને આચરવાના હોય તે બોલવા.

+ **भर्तॄणां वपनं कुर्यात्** ( સૌભાગ્યવતી સ્ત્રીએ ક્ષૌર ન કરાવવું. ) એ વચનથી શ્રીયમે સુવાસિની સ્ત્રીનેમાટે ક્ષૌરની મના કરી છે.

એ મંત્ર ભણી દાતણુ ચાવી, દાંત ઘસી, જીભ શુદ્ધ કરી, પાણીના બાર કોગળા કરી, મૌનપણે સ્નાન કરી આચમન–પ્રાણાયામ કરી, ભસ્મ ( વિભૂતિ ), મૃત્તિકા, ગોમય, પંચગવ્ય ( ગોમય, ગોમૂત્ર, દૂધ, દહીં અને ઘી એ એકત્ર કરેલાં ), ગોરજ, ધાન્ય ( જવ કિંવા ( સોપારી, ) ઔષધિ ( અપામાર્ગ દૂર્વા વગેરે ), કુશોદક ( દર્ભવાળું પાણી ), હિરણ્ય ( સોનાવાળુ પાણી ) અને ગંગાજળ આદિ દ્રવ્યોમાં શુદ્ધ જળ મિશ્ર કરીને આ નૈમિત્તિકકર્મપ્રકાશના પૂર્વાર્ધના પૃષ્ટ નવમાની પંક્તિ અઢાડમીથી પૃષ્ટ ચઉદમાના અંત સુધીમાં બતાવેલા મંત્રો ભણી દશ વિધસ્નાનકરવું. કર્તા, બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈસ્ય હોયતો વેદમંત્રો બોલવા ને અન્ય હોયતો પૌરાણમંત્રો ભણવા. એ મંત્રોની વ્યવસ્થા રાખવાની છે.

તે પછી આ પ્રમાણે સ્નાનવિધિથી સ્નાન કરવું. પ્રથમ આચમન–પ્રાણાયામ કરીને નીચેપ્રમાણે તીર્થોની પ્રાર્થના કરવીઃ—– *

## तीर्थप्रार्थनाः–

**नमामिगङ्गे तव पादपंकजं सुरासुरैर्वन्दितदिव्यरूपम् ।**
**भूक्तिं च मुक्तिं च ददासि नित्यं भावानुसारेण सदा नराणाम्॥**

* જો ઘેર રહિને પ્રાયશ્ચિત્ત કરવાનું હોય તો મોટી તાંબાકુંડી અથવા કોઇ મોટા તાંબાના પાત્રમાં શુદ્ધ શીતોદક પૂરી, તેમાં ગંગાજલ વગેરે તીર્થોદક નાંખી તેમાં તીર્થપ્રાર્થના કરવી; ને આગળ દર્શાવવામાં આવતો સકલ વિધિ તેજ જલથી કરી, પછી ટાઢા જલથી નહાવાની શક્તિ નહોય તો તેમાં જોઇએ તેટલું ઊનું પાણી લઇને નહાવું.

या गतिर्योगयुक्तानां मुनीनामूर्ध्वरेतसाम् ।
सा गतिःसर्वजन्तुनां गौतमीतीरवासिनाम् ॥
पुष्कराद्यानि तीर्थानि गङ्गाद्याः सरितस्तथा ।
आगच्छन्तु पवित्राणि स्नानकाले सदा मम ॥
त्वं राजा सर्वतीर्थानां त्वमेव जगतःपिता ।
याचितं देहि मे तीर्थं सर्वपापैः प्रमुच्यते ॥
अपामधिपतिस्त्वं च तीर्थेषु वसतिस्तव ।
वरुणाय नमस्तुभ्यं स्नानानुज्ञां प्रयच्छमे ॥
अधिष्ठाभ्यश्च तीर्थानां तीर्थेषु विचरन्ति याः ।
देवतास्ताः प्रयच्छन्तु स्नानाज्ञां मम सर्वदा ॥
गङ्गे चँ यमुने चैव गोदावरि सरस्वति ।
नर्मदे सिन्धो कावेरि जलेऽस्मिन् सन्निधिं कुरु ॥

તે પછી નીચેના મંત્રો ભણી, તીર્થદેવતાના ઉદ્દેશે જલના અંજલી (ખોબા) ભરી અર્ઘ્ય આપવા+:—

ॐ उत्तिष्ठन्तु महद्भूता ये भूता भूमिपालकाः ।

---

+ પ્રાયશ્ચિત્ત જો ઘેર રહીને કરવાનું હોય તો જે તાંબાના પાત્રમાં તીર્થભાવનાએ જલ અભિમંત્રિત કરયું હોય તેમાંથી એક બીજા પાત્રમાં અર્ઘ્ય તે તે તીર્થદેવતાના નિમિત્ત આપવા.

भूतानामाविरोधेन स्नानकर्मसमार भेत् ।

॥ ॐ श्रीतीर्थदेवतायैषतेऽर्घः ॥

ॐ पुष्करायानि तीर्थानि गङ्गाद्याः सरितस्तथा ।
आगच्छन्तु पवित्राणि स्नानकाले सदा मम

॥ ॐ श्रीपुष्करदेवताएषतेऽर्घः ॥

ॐ गङ्गा गङ्गेति यो ब्रूयात् योजनानां शतैरपि ।
मुच्यते सर्वपापेभ्यो विष्णुलोकेसगच्छाति

॥ गङ्गायै एषतेऽर्घः ॥

ॐकारेच भृगुक्षेत्रे नर्मदाऔरसङ्गमे ।
सर्वत्र दुर्लभा रेवा त्रिषु स्थाने विशेषतः

॥ रेवायै एषतेऽर्घः ॥

**ॐ पावका नः सरस्वती वाजे भिर्वाजिनी वति । यज्ञं वष्टुधियावसुः ॥ सरस्वत्यैषतेऽर्घः ॥**

એ પ્રમાણે અર્ધ્યાંજલિઓ આપી ॐ **विष्णुर्विष्णुर्विष्णुः ।** એમ ઉચ્ચાર કરી નીચેપ્રમાણે તીર્થકિંવા નદીઆદિમાં નિત્યસ્નાનની રીતિએ સંકલ્પ કરવો.

**अत्राद्य महामाङ्गल्यप्रदे ० मासे ० पक्षे ० तिथौ ० वासरे मम आत्मनः श्रुति स्मृतिपुराणोक्तफलप्राप्त्यर्थं मम इह जन्म-**

नि अन्यजन्मान्तरे वा कायिकवाचिकमानसिकसांसर्गिकज्ञाता-ज्ञातस्पर्शास्पर्श भुक्ताभुक्तपीतापीतादिसकलपातक निरासपूर्वक-मासनभोजनशयनगमनादिष्वनृतभाषणादिदोष निरासद्वारा देह-शुद्ध्यर्थं अमुक* तीर्थे सुत्रोक्त विधिना स्नानमहं करिष्ये ॥

તે પછી શુદ્ધ મૃત્તિકા, ગોમય, દર્ભ અને તલ વગેરે લઇ જલ-સમીપ શુદ્ધ ભૂમિપર મૂકવાં; ને પોતે જલમાં ઉતરી હાથ-પગ ધોઇ શિખા બાંધી નીચેનો મંત્ર ભણી, જમણા હાથની અનામિકાએ દર્ભની પવિત્રી ધારણ કરવી.

ॐ पवित्रे स्थो वैष्णव्यौ सवितुर्वः प्रसवऽ उत्पुनाम्यच्छिद्रेण पवित्रेण सूर्यस्व रश्मिभिः । तस्य ते पवित्रपते पवित्रपूतस्य यत्कामः पुनेत-च्छकेयम् ॥ ९२ ॥

પછી આચમન કરી, નીચેના મંત્રથી તીર્થજલનું અભિમંત્રણ કરવું:-

ॐ उरुं हि राजा वरुणश्चकार सूर्याय प-न्थामन्वे तवाऽउ । अपदे पादाप्रति धातवे करु-तापवक्ता हृदया विधश्चित् । नमो वरुणा या भिष्ठितो वरुणस्य पाशः ॥

* अमुक ને સ્થલે જે તીર્થ હોય તેનું નામ દેવું.

પછી નીચેનો મંત્ર ભણી જમણા હાથની આંગળીઓવડે પ્રથમ હાથ દક્ષિણ ભણી થઇ પશ્ચિમ ઉત્તરથી પૂર્વમાં આવે એવી રીતે જલને ત્રણ વાર ઘુમરી ખવરાવવી–ફેરવવું.

**ॐ ये ते शतं वरुणं ये सहस्त्रं यज्ञियाः पाशा वितता महान्तः। तेभिर्नो अद्य सवितोत विष्णुर्विश्वे मुञ्चन्तु मरुतः स्वर्काः ॥**

તેપછી નીચેનો મંત્ર ભણી હાથમાં પાણી લઇ પોતાના અંતરૂમાં રહેલા કામ ક્રોધ લોભ મોહ મદ અને મત્સર એ ૭ શત્રુઓના તિરસ્કારપૂર્વક ત્યાગમાટે તીર્થના તટ ઉપર ઉત્તર દિશાભણી ફેંકવું.

**ॐ सुमित्रिया न आप ओषधयः सन्तु दुर्मित्रिया स्तस्मै सन्तु योऽस्मान्द्वेष्टि यञ्च वयं द्विष्मः ॥ २२ ॥**

પછી ॐ कटिं प्रक्षालयामि એમ બોલી ત્રણ વાર કરી ભાગ ॐ बस्तीं प्रक्षालयामि એમ બોલી ત્રણવાર અધસ્થાનનો ભાગ ॐ ऊरू प्रक्षालयामि એમ બોલી ત્રણ વાર બંને સાથળ ॐ जंघे प्रक्षालयामि એમ બોલી ત્રણ વાર બન્ને ઢીંચણ અને ॐ चरणौ प्रक्षालयामि એમ બોલીને ત્રણ વાર બે પગ ઇત્યાદિ અંગો બંને હાથ ફેરવીને ધોવા.

પછી બંને હાથમાં મૃત્તિકા લઇ જલમિશ્ર કરી,

ॐ इदं विष्णुर्विचक्रमे त्रेधा निदधे पदम् ।
समूढमस्य पांसुरे स्वाहा ॥ २५ ॥
मृत्तिके ब्रह्मपुतासि काश्यपेनाभिमंत्रिता ।
मृत्तिकेहरमेपापंयन्मयापूर्वसंश्चितम् ॥

એ મંત્રો ભણી જમણા હાથથી મૃત્તિકા મુખેથી નાભીપર્યંત ઉત્તમમંગે લગાવવી ને ડાબા હાથથી મૃત્તિકા નાભીથી પગસુધીના અધમાંગે લગાવવી અને તે પછી સૂર્યસંમુખ રહીને નીચેનો મંત્ર ભણી જલમાં ડુબકી મારવી.

ॐ आपो अस्मान्मातरः शुन्धयन्तु घृतेन नो घृतप्वः पुनंतु । विश्वं हिरिप्रंवहन्ति देवीः॥ ६ ॥

એ મંત્ર ભણી મૌનપણે જલમાં ડુબકી મારી સ્નાન કરી બહાર નિકળી આચમન કરીને નીચેનો મંત્ર ભણતાં ગોમય લઇ જલમિશ્ર કરી સૂર્યને દર્શાવવું.

ॐ मानस्तोके तनये मान आयु षि मानो गोषु मा नो अश्वेषु रीरिषः । मा नो वीरान्रुद्र-भामिनोबधिर्धीर्हविष्मन्तः सदामित्वा हवामहे ॥

अग्र्यमग्र्य चरन्तिनामौष धीनांवने वने ।
तासां वृषभपत्नीनां पवित्रं कायशोधनम् ॥

तन्मे रोगाँश्च शोकाँश्च पापंमे हर गोमय ॥

એ મંત્રો ભણી ગોમય મંત્રી જમણા હાથનું ગોમય મસ્તકથી નાભીસુધીના ઉત્તમાંગે ને ડાબા હાથનું ગોમય નાભીથી પગપર્યંત અધમાંગે લગાવવું.

ॐ उदिदाभ्यः शुचिरा पूतऽएमि ॥

પછી એ મંત્ર ભણી જલમાં ડુબકી મારી સ્નાન કરવું પછી બહાર નીકળી ભસ્મ જલમિશ્ર કરી નીચેના મંત્રોથી મંત્રી લલાટાદિ અંગોએ લગાવી નીચેના મંત્રો ભણી દર્ભવડે જલનું શરીરપર માર્જન કરવું.

ॐ इमं मे वरुण श्रुधी हवमद्या च मृडय। त्वामवस्यु राचके ॥ २१/१ ॥ ॐ तत्वा यामि ब्रह्मणा वन्दमानस्तदाशास्ते यजमानो। हविर्भिः। अहेडमानो वरुणेह बोध्युरुशंस मा न। आयुः प्रमोषीः ॥ २१/२ ॥ त्वं नो अग्ने वरुणस्य विद्वान् देवस्य हेडो अवयासि सीष्टाः। यजिष्टो वन्हितमः शोशुचानो विश्वा द्वेषांसि प्रमुमुग्ध्यस्मत् ॥ २१/३ ॥ सत्वं नो अग्ने वमोभवोती नेदिष्टो अस्या उषसो व्युष्टौ। अवयक्ष्व नो वरुणं रराणो वीहि मृडीकं सुहवो

न एधि ॥ मापो मौषधीर्हिंसीधाम्ने धाम्नो राजं स्ततो वरुण नो मुञ्च । यदाहुरघ्न्या इति वरुणेति शपामहे ततो वरुण नो मुञ्च ॥६/२२॥ उदुत्तमं वरुणपाशमस्मदवाधमं विमध्यमं श्रथाय । अथाव-यमादित्यव्रतेतवानागसो अदितये स्याम ॥ मुञ्च-न्तु मा शपथ्या दथोवरुण्यादुत । अथो यमस्प पड्विशात्सर्वस्मा देवाकिल्बिषात् ॥१२/९०॥ अवभृथं निचुम्पुण निचेरुरासि निचुम्पुणः । अव देवैर्देव-कृतमेनो ऽयासि षमवमर्त्यैं मर्त्यकृतम्पुरुराव्णो देव रिषस्पा हि ॥३/४८॥

એ મંત્રો ભણી દર્ભથી માર્જન કરી જલમાં મૌનપણે ડુબકી મારી સ્નાનકરી આચમન કરીને પુનઃ નીચેના મંત્રો ભણીને દર્ભવડે શરીર પર જલથી માર્જન કરવું:—

ॐ भूःपुनातु ॥ ॐ भुवः पुनातु ॥ ॐ स्वः पुनातु ॥ ॐ महः पुनातु ॥ ॐ जनः पुनातु ॥ ॐ तपः पुनातु ॥ ॐ सत्यं पुना तु ॥ ॐ भूर्भुवः स्वः

ॐ तत्सवितुर्वरेण्यं भर्गोदेवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॥ ३/३५ ॥ ॐ सर्वं पुनातु ॥ आपो हि ष्ठामयोभुवस्ता न ऊर्जे दधा तन । महे रणाय चक्षसे ॥ ३/५० ॥ यो वः शिवतमो रसस्तस्य भाजयते ह नः । उशतीरिव मातरः ॥ ३/५१ ॥ तस्मा अरं गमाम वो यस्य क्षयाय जिन्वथ । आपो जनयथा च नः ॥ ३/५२ ॥ ॐ प्रवहता वद्यश्च मलश्चयत् । तच्चालिदुद्रोहातनृं यच्च शेपे अभीरुणम् आपो मा तस्मादेनसः पवमानश्च मुञ्चन्तु ॥ हविष्मातीरिमा आपो हविष्मान् आविवासति । हविष्मान् देवो । अध्वरो हविष्मान् अस्तु सूर्यः ॥ ६/२३ ॥ देवीरापो अपां नपादवऊर्मिर्हविष्य इन्द्रिया वान्मदिन्तमः । तंदेवेभ्यो देवत्रा दत्त शुक्रपेभ्या येषां भागस्थ स्वाहा ॥ ६/२७ ॥ कार्षिरासि । समुद्रस्य त्वाक्षित्याऽउन्नयामि ।

समापो अद्भिरग्मत समोषधीभिरोषधीः ॥ ६/२८ ॥ अपो देवा मधुमतीरगृभ्णन्नूर्जस्वतीराज स्वश्चितानाः। याभिर्मित्रावरुणावभ्यषिञ्चन्याभिरिन्द्रमनयन्नत्य रातीः ॥ १०/१ ॥ द्रुपदादिव मुमुचानः स्विन्नः स्नातो मलादिव । पूतं पवित्रेणे वाज्यमापः शुन्धन्तु मैनसः ॥ २०/२० ॥ शं नो देवीरभिष्टय आपो भवन्तु पीतये । शं योरभिस्रवन्तु नः ॥ ३६/१२ ॥

अपां रसमुद्वयसं सूर्ये सन्तं समाहितम् । अपां रसस्य यो रसस्तं वो गृह्णाम्यु त्तमम् ॥ उपयाम गृहीतोऽसीन्द्राय त्वा जुष्टं गृहागामिएषते योनिरिन्द्राय त्वा जुष्टतमम् ॥ ९/३ ॥ अपा देवीरुप सृज मधुमतीरयक्ष्माय प्रजाभ्यः । तासामास्थान दुज्जिहतामोषधयः सुपिप्पलाः ॥ ११/३८ ॥ पुनन्तु मा पितरः सोम्यासः पुनन्तु मा पितामहाः । पुनन्तु प्रपितामहाः । पवित्रेण शतायुषा ॥ पुन-

न्तु मा पितामहाः पुनन्तु प्रपितामहाः । पवित्रेण शतायुषा विश्वमायु र्व्यश्नवै ॥ १९/३७ ॥ अग्न आयूषि । पवसऽआसुवोर्जमिषं चनः आरेबाधस्वदुच्छुनाम् ॥ १९/३८ ॥ पुनन्तु मा देवजनाः पुनन्तु मनसा धियः पुनन्तु विश्वा भूतानि जातवेदः पुनीहि मा ॥ १९/३९ ॥ पवित्रेण पुनीहि मा शुक्रेण देव दीद्यत् । अग्ने क्रत्वा क्रतूँ रनु ॥ १९/४० ॥ यत् ते पवित्र मर्चिष्यग्ने विततमन्तरा । ब्रह्मतेन पुनातु मा ॥ १९/४१ ॥ पवमानः सो अद्यनः पवित्रेण विचर्षणिः । यः पोता स पुनातु मा ॥ १९/४२ ॥ उभाभ्यां देव सवितः पवित्रेण । सवेन च ॥ १९/४३ ॥ माम्पुनीहि विश्वतः वैश्वदेवी पुनती देव्यागाद्यस्यामिमा बह्व्यस्तन्वो वीतपृष्ठाः । तया मदन्तः सधमादेषु वयं स्याम पतयो रयीणाम् ॥ १९/४४ ॥ चित्पतिर्मा पुनातु वाक्पतिर्मा पुनातु देवो मा सविता पुनात्वच्छिद्रेण

पवित्रेण सूर्यस्य रश्मिभिः । तस्य ते पवित्रपते पवित्रपूतस्य यत्कामः पुने तच्छकेयम् ॥ ४ ॥

ॐ भूः पुनातु ॥ ॐ भुवः पुनातु ॥ ॐ स्वः पुनातु ॥ ॐ महः पुनातु ॥ ॐ जनः पुनातु ॥ ॐ

तपः पुनातु ॥ ॐ सत्यं पुनातु ॥ ॐ भूर्भुवः स्व ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॐ सर्वं पुनातु ॥

તે પછી સ્નાન કરી જલમાં ડુબકી મારી નીચેનો અઘમર્ષણ મંત્ર મનમાં ત્રણ કિંવા એક વાર બોલી જવો.

ॐ द्रुपदादिव मुमुचानः स्विन्नः स्नातो मलादिव । पूतंपवित्रेणेवाज्यमापः शुन्धन्तु मैनसः ॥ २० ॥

પછી ત્રણ પ્રાણાયામ કરી યથાશક્તિ પ્રણવનો જપ તથા શ્રીવિષ્ણુ ભગવાનનું સ્મરણ કરી નીચેપ્રમાણે જલમાં રહીને સ્નાનાંગતર્પણ કરવું.

પ્રથમ આચમન પ્રાણાયામ કરીને પૂર્વાભિમુખે ઊભા રહી જનોઇ સવ્ય ( ડાબા ખભાપર ) રાખી ત્રણ દર્ભ અગ્રભાગ પૂર્વભણી રહે તેમ રાખી, દેવતીર્થથી હાથના અગ્રભાગ ઉપર થઇને જલ નીચે જાય તેમ દેવોના ઉદ્દેશે એક એક અંજલિ આપવે.

ॐ ब्रह्मादयो देवास्तृप्यन्ताम् ॥ १ ॥ ॐ भूर्देवास्तृप्यन्ताम् १ ॥ ॐ भुवर्देवा स्तृप्यन्ताम् १ ॥ ॐ स्वर्देवास्तृप्यन्ताम् १ ॥ ॐ भूर्भुवः स्वर्देवास्तृप्यन्ताम् ॥ १ ॥

તે પછી જનોઇ કંઠલંબિત કરી બેવડા કરેલા દર્ભનો મધ્યભાગ ઉત્તરભણી રાખી પ્રજાપતિ તીર્થથી ( ટચલી આંગળીના મૂળ આગળ થઇને જલ નીચે જાય તેમ ) નીચે પ્રમાણે ઋષિઓના ઉદ્દેશે બબે અંજલિ આપવા.

ॐ सनकादिर्द्वैपायनादयो ऋषयस्तृप्यन्ताम् २ ॥ ॐ भूर्ऋषयः स्तृप्यन्ताम् २ ॥ ॐ भुवर्ऋषयस्तृप्यन्ताम् २ ॥ ॐ स्वर्ऋषयस्तृप्यन्ताम् २ ॥ ॐ भूर्भुवः स्वर्ऋषयस्तृप्यन्ताम् २ ॥

તેપછી જનોઈ અપસવ્ય ( જમણે ખભે ) કરી બેવડા દર્ભનો અગ્ર અને મૂલભાગ દક્ષિણભણી રાખી પિતૃતીર્થથી ( તર્જની તથા અંગુઠાના મધ્યે થઇને જલ જાય તેમ નીચે પ્રમાણે પિતૃદેવોના ઉદ્દેશે ત્રણ ત્રણ અંજલિઓ આપવાઃ—

ॐ कव्यवाडनलादयः पितरस्तृप्यन्ताम् ३ ॥ ॐ भूः पितरस्तृप्यन्ताम् ३ ॥ ॐ भुवः पितरस्तृप्यन्ताम् ३ ॥ ॐ स्वः पितरस्तृप्यन्ताम् ३ ॥ ॐ भूर्भुवः स्वः पितरस्तृप्यन्ताम् ३ ॥

તેપછી આચમન કરી, સવ્ય કરી, નીચેનો મંત્ર ભણી, એક અંજલિ તીર્થના તટ ઉપર ફેંકી યક્ષ્માનું તર્પણ કરવું.

**यन्मया दूषितं तोयं शरीरमलसंभवात् ।**
**तस्य पापस्य शुद्ध्यर्थं यक्ष्माणं स्तर्पयाम्यहम् ॥**

તદનંતર આચમન કરી, જલથી બહાર નીકળી, ધોયેલાં શુભ્ર વસ્ત્ર ઉપવસ્ત્ર ધારણ કરી, પૂર્વાભિમુખે દર્ભાસનપર બેસી, ભસ્મત્રિપૂંડ્ર કરી, આચમન પ્રાણાયામ કરી. નિચેના મંત્રથી હાથે પવિત્રી પહેરવી.

**ॐ पवित्रे स्थो वैष्णव्यौ सवितुर्वः प्रसवऽ उत्पुनाम्यछिद्रेण पवित्रेण सूर्यस्य रश्मिभिः ॥ १ ॥ तस्य ते पवित्रपते पवित्रपुतस्य यत्कामः पुने तच्छकेयम् ॥**

ॐ **भूर्भुवः स्वः श्रीविष्णवेनमः** એ મંત્રથી પ્રાયશ્ચિત્તાંગ વિષ્ણુ પૂજન કરીને નીચે પ્રમાણે પ્રાયશ્ચિત્તાંગ વૈષ્ણવશ્રાદ્ધ કરવું:—

ॐ **विष्णो एतत्ते पाद्यं सुपाद्यं** એમ બોલી શ્રીવિષ્ણુને જલ અર્પણ કરવું.

ॐ **विष्णुपादयो आपः सुआपः** એમ કહી જલ અર્પણ કરવું.

ॐ **विष्णुपादयो गंधः सुगन्धः** એમ ભણી ચંદન ચર્ચવું.

ॐ **विष्णुपादयोः पुष्पं सुपुष्पं** એમ ઉચ્ચાર કરી પુષ્પ અર્પણ કરવું.

ॐ **विष्णुपादयोः पादार्घ्यं सम्पद्यताम् अस्तु पादार्घ्यः** એમ કહી ચંદન પુષ્પમિશ્રજલ અર્ઘ્યમાટે અર્પવું.

તેપછી ॐ **विष्णवे नमः** એ મંત્ર ભણી દશે દિશામાં શ્રીવિષ્ણુભગવાનને વ્યાપક જાણી નમસ્કાર કરી **विष्णुश्राद्धोपचाराणां पवित्रास्तु** એમ કહી ચંદન, પુષ્પ, ધુપ, દીપ અને નૈવેદ્યાદિ શ્રાધ્ધોપચારોને જલથી પ્રોક્ષણ કરી નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

**अत्राद्य ० मासे ० पक्षे ० तिथौ ० वासरे प्रायश्चितांङ्ग वैष्णवश्राद्ध महं करिष्ये ।**

ॐ **विष्णवे इदमासनम्** એમ કહી એક પુષ્પ શ્રીવિષ્ણુને આસન માટે અર્પણ કરવું.

ॐ **विष्णवे इदमत्र चन्दनंच पुष्पम्** એમ બોલી ચંદન અને પુષ્પ અર્પણ કરવાં.

**धूपं दीपं नैवेद्यश्च यथा दत्तं गन्धाद्यर्चनं विष्णवे स्वाहा॥** એમ ભણી ધુપ, દીપ, અને નૈવેદ્ય અર્પણ કરી નમસ્કાર કરવો.

તેપછી શ્રીવિષ્ણુભગવાનની પ્રીતિ અર્થે ત્રણથી અધિક યથાશક્તિ બ્રાહ્મણોને ગંધાક્ષતથી પૂજન કરી ભોજન કરાવવું; ભોજન કરાવવાની અનુકૂલતા ન હોય તો અપક્વ અન્ન આપવું. ને તે પછી તે વૈષ્ણવ શ્રાદ્ધની એમને દક્ષિણા આપી, નીચે પ્રમાણે બોલી કૃત વૈષ્ણવશ્રાદ્ધ શ્રીવિષ્ણુને અર્પણ કરવું.

**अनेन वैष्णवश्राद्धकर्मणा कृतेन श्रीमहाविष्णुः प्रियताम्**

તેપછી પ્રાયશ્ચિત્તકર્મની સિદ્ધિમાટે એક પ્રાયશ્ચિત્ત ધેનુનું દાન કરવું. ગોદાનની અશક્તિ હોય તો યથાશક્તિ તેનો નિષ્ક્રય નીચેપ્રમાણે સંકલ્પ કરી બ્રાહ્મણને આપવો.

**अत्राद्य ० मासे ० पक्षे ० तिथौ ० वासरे विष्णुस्वरूपिणे ब्राह्मणाय प्रायश्चित्तधेनुदानं करिष्ये**

એ રીતે સંકલ્પ કરી બ્રાહ્મણનું ચંદન અક્ષતથી પૂજન કરી પ્રત્યક્ષ ગાયનું દાન કરવાનું હોય તો તેનું પૂજન કરી નીચેપ્રમાણે પ્રાર્થના કરવીઃ—

प्रायश्चित्तहरो ब्रह्मा प्रायश्चित्तहरो हरिः ।
प्रायश्चित्तहरोरुद्र गामेकां च ददाम्यहम् ॥
पूर्वजन्मसहस्राणि पूर्वजन्मशतानि च ।
तत्सर्वं नाशमायान्तु गामेकां ददतो मम ॥
धेनुके सर्व भूतानामसि त्वं पापनाशिनी ।
पापार्णवनिमग्नं मां समुद्धर नमोऽस्तुते ॥
या लक्ष्मीः सर्व भूतानां याच देवि व्यवस्थिता ।
धेनुरूपेण सा देवी मम पापं व्यपोहतु ॥

એ પ્રમાણે પ્રાર્થના કરી પ્રાયશ્ચિત્તધેનું કિંવા તેનો નિષ્કય ( દ્રવ્ય ) બ્રાહ્મણને આપવો. ને તે પછી નીચે બતાવેલા વિધિપ્રમાણે પ્રાયશ્ચિત્તાંગહોમ કરવો.

પ્રથમ આચમન પ્રાણાયામ કરી નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

**अत्राद्य ० मासे ० पक्षे ० तिथौ ० वासरे आरब्धप्रायश्चित्तस्य प्राच्याङ्ग व्याहृति होममहं करिष्ये ।**

એ રીતે સંકલ્પ કરી જીવ જંતુવિનાની શુદ્ધ ભૂમિમાં **ॐ दर्भैः परिसमुह्य** એમ બોલી સમચોરસ એક હાથ જેટલા સ્થાનમાં થોડાક દર્ભ સાવરણીની પેઠે ફેરવવી થોડુંક પાણી છાંટી એક વેતના પ્રમાણનું સમચોરસ સ્થંડિલ ( વેદી–ઓટલી ) કરી, તેને આ ગ્રંથના પૂર્વાદ્ધના પૃષ્ટ ૧૦૭ની બીજી પંક્તિથી ૧૪૦ માની નવમી પંક્તિસુધીમાં બતાવેલા પંચભૂસંસ્કાર કરી, તેમાં અડાયાં છાણાં કે સૂકાંકાષ્ઠ મૂકી અગ્નિ પ્રજ્વલિત કરી **ॐ अग्नये नमः सर्वोपचारार्थे गंधाक्षतपुष्पं च समर्पयामि** એમ બોલી, ચંદન અક્ષત ને પુષ્પથી પૂજન કરી નમસ્કાર કરવો. ને તે પછી નીચેનો મંત્ર ભણી અગ્નિનું ધ્યાન કરી શ્રીઅગ્નિનારાયણ પોતાના સંમુખ વિરાજ્યા એવી ભાવના કરવી.

**ॐ अग्निं दूतं पुरो दधे हव्यवाहमुपब्रुवे। देवाँ २ ॥ आसादया दिह ॥ २२/१७ ॥**

તેપછી એક પાત્રમાં હોમવાનું ઘી લઇ તેને ગાયત્રીમંત્રથી પ્રોક્ષણ કરી નીચેપ્રમાણે મંત્રો ભણી ઘીની અઠ્ઠાવિસ આહુતિઓ આપવીઃ–

**ॐ भूःस्वाहा इदमग्नये न मम ॥ १ ॥ ॐ भुवः स्वाहा इदं वायवे न मम ॥२॥ ॐ स्वः स्वाहा इदं सूर्याय न मम ॥३॥ ॐ भूर्भुवः स्वः स्वाहा इदं प्रजापतये न मम ॥ ४ ॥**

એ ચાર મંત્રોની ૭ સાતવાર એટલે અઠ્ઠાવિશ આહુતિઓ આપી પ્રકીર્ણપાપોની નિવૃત્તિમાટે ઉપરના ચાર મંત્રો ભણી યથાશક્તિ તલની આહુતિઓ આપવી. પછી એ પ્રાચ્યાંગ હોમ કરી આચમન–પ્રાણાયામ કરી નીચે પ્રમાણે સંકલ્પ કરી ઉદિચ્યાંગ હોમ કરવો.

**अत्राद्य ० मासे ० पक्षे ० तिथौ ० वासरे आरब्धप्रायश्चितस्य उदिच्यांगं व्याहृतिहोममहं करिष्ये ॥**

એ પ્રમાણે સંકલ્પ કરી ઉપર દર્શાવેલા ચાર મંત્રોનીજ ૭ વાર ચારે મંત્રો ભણી ચાર વાર ઘીની આહુતિઓ આપી તે જ પ્રમાણે તલની આહુતિઓ આપી એ પ્રાચ્યાંગ હોમ સમાપ્ત કરવો.

આ ગ્રંથમાં આગળ બતાવેલા **પંચગવ્યકરણની** રિતિ પ્રમાણે બનાવેલું પંચગવ્ય હોમ કરવા લેવું.

પછી તે બનાવેલા પંચગવ્યને એક શળીથી હલાવી પુનઃ પ્રણવથી ( ઓંકારથી ) અભિમંત્રણ કરી નીચેના મંત્રો ભણી દશ આહુતિઓ એ પંચગવ્યની અગ્નિમાં અપવી.

**ॐ पृथिव्यै स्वाहा इदं पृथिव्यै न मम १ ॥ ॐ त्रिष्णवे स्वाहा इदं त्रिष्णवे न मम २ ॥ ॐ रुद्राय स्वाहा इदं रुद्राय मम ३ ॥ ॐ ब्रह्मणे स्वाहा इदं ब्रह्मणे न मम ४ ॥ अग्नये स्वाहा इदं अग्नये न मम ५ ॥ ॐ सोमाय स्वाहा इदं सोमाय न मम ६ ॥ ॐ सूर्याय स्वाहा इदं सूर्याय न मम ७ ॥ ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये न मम ८ ॥ ॐ अंतरिक्षाय स्वाहा इदं अन्तरिक्षाय न मम ९ ॥ ॐ स्विष्टकृते स्वाहा इदं स्विष्टकृते न मय १० ॥**

એ પ્રમાણે દશ મંત્રો ભણી દશવાર પંચગવ્યનો અગ્નિમાં હોમ કરી તે અવશિષ્ટ બધું ( અથવા રુચિ પ્રમાણે ) પંચગવ્ય નીચેનો મંત્ર

ભણી પ્રણવનો મનમાં ઉચ્ચાર કરતાં પીજવું. આતુરને બદલે અન્ય કોઇ પ્રાયશ્ચિત્ત કરનાર હોય તો આતુરની ઇચ્છા અને શક્તિ જોઈ એકથી ત્રણ આચમનીઓસુધી આતુરને પાવું ને બીજું પ્રાયશ્ચિત્ત કરનાર પ્રતિનિધિએ પીવું પ્રાયશ્ચિત્ત કરનારને પણ જો બધું પીવા અડચણ હોય તો ત્રણ આચમનીઓ નિચેનો મંત્ર ભણી કે ભણાવી પાવું.

**यत्त्वगास्थिगतं पापं देहे तिष्ठंति मामके ।**
**प्राशनात्पंचगव्यस्य हनन्तु मां पुनातु वै ॥**

એ મંત્ર બોલી, મનમાં ૐ કારનો ઉચ્ચાર કરતાં કરતાં પીજવું. ને તે પછી પ્રાયશ્ચિત્તના કોઇ વ્રત ગ્રહણ મંત્રજપ ઉપવાસ બ્રાહ્મણ-ભોજન પ્રાણાયામ. અને દાન આદિના આમ્નાયો કરવા; કિંવા યથાશક્તિ પ્રણાયામ અને શ્રીઇશ્વરનું સ્મરણ ધ્યાન કરવું, તથા શક્તિ નમસ્કાર કરવા.

એ પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરીને પોતાની સંપતશક્તિ હોય તો દર્શાવેલાં દશ મહાદાનો યથાશક્તિ આપ્રમાણે વિધિથી કરવાં:-

તેમાં પ્રથમ આપ્રમાણે પ્રાયશ્ચિત્તાંગ ગોપ્રદાન કરવું:—પ્રત્યક્ષ ગાયની અનુકૂલતા ના હોય તો યથાશક્તિ નિષ્ક્રય (દ્રવ્ય) આપવું. તેમાં પ્રથમ આ પ્રમાણે સંકલ કરવો:—

**अत्राद्य ० मासे ० पक्षे ० तिथौ ० वासरे विष्णुस्वरूपिणे ब्राह्मणाय प्रायश्चितांगभूतं गोप्रदानं करिष्ये ।**

એ રીતે સંકલ્પ કરી પ્રત્યક્ષ ગાય હોય તો તેનું ચંદન અક્ષત ને પુષ્પથી પૂજન કરીને તથા પ્રત્યક્ષ ન હોય તો તે ગોદાનને બદલે જે

દ્રવ્ય આપવાનું હોય તો તેનું ગંધાક્ષતથી પૂજન કરી નીચેપ્રમાણે ગાયની પ્રાર્થના કરવીઃ—

**गवामंगेषु तिष्ठंन्ति भूवनानि चतुर्दश ।**
**यस्मात्तस्माच्छिवं मे स्यादिह लोके परत्रच ॥**

તેપછી નીચે પ્રમાણે બોલી તે ગાય બ્રાહ્મણને આપવીઃ—

**इमां गां यथोपस्करसहितां गंधपुष्पाद्यर्चितां विष्णुरुपाय ब्राह्मणाय तुभ्यमहं संप्रददे ॥**

એમ બોલી બ્રાહ્મણને ગોદાન આપી, તે દાનપ્રતિષ્ઠાની સિદ્ધિઅર્થે યથાશક્તિ દક્ષિણા આપવી.

તેપછી તે દાનનું ફલ શ્રીપરમેશ્વરને અર્પણ કરવું.

**अनेन गोप्रदानाख्येन कर्मणा भगवान् श्रीपरमेश्वरः प्रीयतां न मम ॥**

તદનંતર બીજાં જે દાનો કરવનાં હોય તે પણ આગળ દર્શાવેલા મંત્રો ભણી નીચેના વિધિપ્રમાણે કરવાં. તેમાં પ્રથમ આપ્રમાણે સંકલ્પ કરવોઃ—

**अत्राद्य ० मासे ० पक्षे ० तिथौ ० वासरे अमुक *ब्राह्म-**

* **अमुक ब्राह्मणाय** ત્યાં જે દાન લેનાર બ્રાહ્મણ હોય તેનું નામ બોલવું.

+ **अमुकदानं** ત્યાં જે વસ્તુનું દાન કરવાનું હોય તેનું નામ દેવુંઃ—

णाय अमुक+ दानमहं करिष्ये ॥

એપ્રમાણે સંકલ્પ કરી દાનપાત્ર બ્રાહ્મણનું તથા દેય (આપવાની) વસ્તુઓનું ચંદન પુષ્પથી પૂજન કરી તે તે દાનવસ્તુના નીચે દર્શાવેલા મંત્રોમાંનો મંત્ર બોલીને દાન આપવું.

ભૂમિદાનનો મંત્રઃ—

सर्वे भूता श्रया भूमिर्वराहेण समुद्धृता ।
अनन्त पुण्य फलदा अतःशांति प्रयच्छमे ॥

તિલદાનનો મંત્રઃ—

महर्षेगोत्र संभूताः काश्यपस्य तिलः स्मृताः ।
तस्मादेषां प्रदानेन मम पापं व्यपोहतु ॥

સુવર્ણદાનનો મંત્રઃ—

हिरण्यगर्भगर्भस्थं हेमबीजं विभावसोः ।
अनन्त पुण्य फलदमतः शांति प्रयच्छमे ॥

ઘૃતદાનનો મંત્રઃ—

कामधेनोः समुद्भूतं सर्वक्रतुषु संस्थितं ।
देवानामाज्यमाहार मतः शांति प्रयच्छमे ॥

વસ્ત્રદાનનો મંત્રઃ—

शरण्यं सर्वलोकानां लज्जाया रक्षणं परं ।
सुवेषधारि वस्त्रत्वमतः शांति प्रयच्छमे ॥

ધાન્યદાનનો મંત્રઃ—

सर्वदेवमयं धान्यं सर्वोत्पत्तिकरं महत् ।
प्राणिनां जीवनोपायमतः शांतिं प्रयच्छमे ॥

ગોળના દાનનો મંત્રઃ—

सर्वरसानां प्रवरः सदैवे क्षुरसो मतः ।
मम तस्मात्परां लक्ष्मीं ददस्व गुड सर्वदा ॥

રૂપાના દાનનો મંત્રઃ—

प्राप्तिर्यतः पितॄणां च विष्णुः शङ्करयोस्तथा ।
शिवनेत्रोद्भवं रूप्यमतः शांति प्रयच्छमे ॥

મીઠાના દાનનો મંત્રઃ—

तस्मादन्नरसाः सर्वेनोत्कृष्टा लवणं विना ।
पितॄणां च परं नित्यं तस्मात्सर्वप्रदं भवेत् ॥

એ રીતે પ્રાયશ્ચિત્તના અંગનાં ગાય, ભૂમિ, તથા સુવર્ણ, ઘી, વસ્ત્ર, ધાન્ય, ગોળ, રૂપું અને લવણ, એ દશ દાનો, યથાશક્તિ કરી નીચે પ્રમાણે પ્રાયશ્ચિત્તની સમાપ્તિનો સંકલ્પ કરી, કરેલા પ્રાયશ્ચિત્તનું ફલ શ્રી-પરમેશ્વરને અર્પણ કરવું.

**अनेन यथाशक्त्या प्रायश्चित्ताख्यकर्मणा कृतेन श्रीपरमेश्वरः प्रीयताम् न मम ॥**

એપ્રમાણે સંકલ્પ મૂકી નીચે પ્રમાણે મંત્ર બોલી શ્રીવિષ્ણુભગવાનને નમસ્કાર કરવા.

यस्य स्मृत्या च नामोक्त्या तपो यज्ञक्रियादिषु ।
न्यूनं संपूर्णतां याति सद्यो वन्दे तमच्युतम् ॥

એપ્રમાણે પ્રાયશ્ચિત્ત કરયા વિના માતા પિતા કે કોઈ ગૃહકુટુંબના મનુષ્યનું મરણ થઇ જાય છે તો તે મરનારના અંતઃકરણમાં પાપસંસ્કારોનો સદ્‌ભાવ રહી જઈ, વિપાકરૂપે થઈ તેને ફળ ભોગવરાવે છે. અને તેનો પુત્રાદિ પ્રાયશ્ચિત્તી થાય છે, માટે ઘરના કેઇ પણ મનુષ્યને આતુરકાલપ્રાપ્ત થતાં તેના પુત્રાદિએ દેશ, કાલ, શરીર અને ધનની શક્તિ, તથા સમયની અનુકૂલતા પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરી આતુરના મનમાં દઢ કરાવવું કે તમારા નિમિત્ત પ્રાયશ્ચિત્ત થયું, ને તમે નિષ્પાપ થયા.

अन्ते जनो यद्ददाति स्वल्पं वा यदि वा बहु ।
तदक्षयं भवेत्तार्क्ष्य यत्पुत्र श्चानुमोदते ।
अन्तकाले तु सत्पुत्रः सर्वदानानि दापयेत् ।
एतदर्थं सुतो लोके प्रार्थ्यते धर्मकोविदैः ॥
आतुरे चोपरागे च द्वयं दानं विशिष्यते ।
अतोऽवश्यं प्रदातव्यमष्टदानं तिलादिकम् ॥
भूमिस्थं पितरं दृष्ट्वा अर्धोन्मीलित लोचनम् ।
पुत्रैस्तृष्णा न कर्तव्या तद्धने पूर्वसञ्चिते ॥गरुडपुराण॥

**ભાવાર્થઃ**—હે ગરુડ ! જે માણસ, અંતકાલના સમયે જે થોડું અથવા ઘણું દાન કરે છે તથા તેના પુત્રાદિ સંબંધિઓ તેને જે કાંઇ વ્રત, દાન, આદિનું પુણ્ય કહે છે, તેનું ફળ અક્ષય થાય છે. સુપુત્રે,

પોતાનાં માતાપિતા આદિ સંબંધિનો અવસાનકાલ પ્રાપ્ત થતાં સર્વ દાનો કરવાં જોઇએ; ધર્મજ્ઞ પુરુષોથી આ સંસારમાં પુત્રની અપેક્ષા એટલા જ માટે કરાય છે. અવસાન કાલે અને ચંદ્ર કે સૂર્યના ગ્રહણસમયે જે દાન કરવામાંઆવે છે, તેનું પુણ્ય બીજાં સર્વ દાનો કરતાં વધે છે; માટે અવસ્ય આતુરકાળનાં તિલાદિ દશ મહાદાનો કરવાં. અર્ધી જેની આંખો ઉઘાડી છે એવા મરવામાટે ભૂમિપર પડેલા પોતાના પિતા અથવા કોઇ સંબંધીને જોઇને તેના પુત્રદાયાદિએ તેણે આગળ સંચય કરી રાખેલા ધનની તૃષ્ણા ન કરવી પણ તેના નિમિત્ત તે ધનથી દાનાદિ ક્રિયાઓ કરવી.

## આતુરકાલીય દાનો.

આતુર પોત્તાની જાતે સાધ્ય હોયતે નીચે દર્શાવેલાં દાનો કરવવાની પોતાની શક્તિ હોય તો તેણે દાન કરતાં મારું દ્રવ્ય ઓછું થશે, ને મારાં પુત્રકલત્રાદિ શું કરશે ? એવી ચિંતા કરી દાન કરવા ચૂકવું નહિ. તથા મારી પાછળ પુત્રાદિ દાનો કરશે; એવી દુરાશામાં બંધાઈ સ્વહસ્તે દાન કરવાનો ઉત્તમ લાભ ખોવો નહિ. એટલાજમાટે ગરુડપુરાણમાં સૂચવ્યું છે કેઃ—

**कस्य पुत्राश्च पौत्राश्च कस्य भार्या धनञ्च वा । संसारे नास्ति कः कस्य स्वयं तस्मात्प्रदीयताम् ॥ अल्पेनापि हि वित्तेन स्वहस्ते नात्मनाकृतम् । तदक्षयं भवेद्दानं तत्कालं चोपतिष्ठति॥**

**ભાવાર્થઃ**—કોના પુત્રો ? કોના પૌત્રો ? કોની સ્ત્રી ? અને કોનું ધન ? આ સંસારમાં કેઈ કોઇનું નથી; માટે પોતાની જાતે દાન કર. થોડા દ્રવ્યથી પણ જે પોતાના હાથે દાન કરવામાં આવે છે,

તેનું ફલ અક્ષય થાય છે. થોડું ઘણું પાથેય (ભાતું) પણ સાથે લઈ ગયેલાને ક્ષુધા સમયે કામમાં આવે છે પણ તૈયાર કરી તે ઘેર મૂકી ગયેલાને ક્ષુધા વખતે કાંઇ કામ આવતું નથી. માટે હાથે કરેલું આગળ આવી મળે છે. તથા મૃત્યુ પછી તત્કાલ પ્રાપ્ત થાય છે.

અવસાનકાલે જો આતુરનું ચિત્ત સ્વસ્થ ન હોય તો તેના પુત્રાદિએ બનતા સુધી અવશ્ય આ નીચે દર્શાવેલાં આતુરકાલીયદાનો તેના સમક્ષ જ કરવાં જોઇએ. ને તેમ કરવા ઘણી પ્રતિકૂલતા હોય તો તેને તે દાનોનું પુણ્ય કહી સંભળાવવું.

વૈતરણીધેનુ, ઋણધેનુ, પાપધેનુ, મોક્ષધેનુ, અને ઉત્ક્રાંતિધેનુ, એ પાંચ ગોદાનો તથા તલ, લોહ, સુવર્ણ, કપાસ, મીઠું, સપ્તધાન્ય *(ડાંગેર, જવ, ઘઉં, મગ, અડદ, કાંગ અને ચણા,) ભૂમિ અને ગાય, એ અષ્ટ મહાદાનો +કહેવાય છે અને આતુરને જે અત્યંત પ્રિય-

---

*** व्रीहयो यत्र गोधुमा मुग्दा माषाः प्रियंगवः। चणकाः सप्तमाज्ञेया सप्तधान्यमुदाहृतम् ॥ गरुडपुराण ॥**

**અર્થઃ**—ડાંગર, જવ, ઘઉં, મગ, અડદ, કાંગ એ છ અને સાતમા ચણા, એ સપ્તધાન્ય કહ્યાં છે.

**× तिलालोहं हिरण्यञ्च कार्पासो लवणं तथा ।**
**सप्तधान्यं क्षितिर्गाव एकैक पावनं स्मृतम् ॥**
**एतदष्टमहादानं महापातकनाशनम् ॥ गरुडपु० ॥**

**અર્થઃ**—તલ, લોઢું, સોનું, કપાસ, મીઠું, સપ્તધાન્ય, ભૂમિ અને ગાય એ એકે એક પવિત્ર કરનારાં આઠ એ મહાદાનો મોટામાં મોટા પાપનો પણ નાશ કરનારાં કહ્યાં છે.

વસ્તુ હોય ‡ તે તથા તિલપાત્ર, એટલાં દાનો આતુરકાલીય દાનો કહેવાય છે. ને તે આતુરે સ્વહસ્તે કિંવા પોતાના ઘરના કોઇ પણ મનુષ્યનો આ સમય જોવામાં આવે ત્યારે ઘરના મુખ્યમાણસે તેના નિમિત્તે નિચેના વિધિપ્રમાણે આતુરકાલીયદાનો કરવાં.

પ્રથમ આચમન પ્રાણાયામ કરી નીચેપ્રમાણે વૈતરણીધેનુનું દાન કરવું.

**अत्राद्य ० मासे ० पक्षे ० तिथौ ० वासरे मम* यमद्वार स्थिता वैतरण्याख्यनद्युत्तरणार्थं गोदानं करिष्ये ।**

એપ્રમાણે સંકલ્પ કરી, દાનમાં આપવાની ગાયનું કિંવા તેના અભાવે તેના નિષ્ક્રયનું તથા દાનપાત્ર બ્રાહ્મણનું ચંદન, અક્ષત ને પુષ્પથી પૂજન કરી નીચેપ્રમાણે પ્રાર્થના કરી તે ગાય બ્રાહ્મણને આપવી.

---

**प्रियाणि लभते नित्यं प्रियदः प्रियकृत्तथा ।**
**प्रियो भवति भूतानामिह चैव परत्र च ॥**
**श्रीमन्महाभारते आनुशासनिकेपर्वणि ॥**

**ભાવાર્થ:**—દાનપાત્રને જે પ્રિય હોય એવી વસ્તુનું દાન કરનાર તથા કોઈ પણ મનુષ્યનું નિત્ય પ્રિય કરનાર નિરંતર પ્રિય પદાર્થો પામે છે; તથા તે આ લોકમાં મનુષ્યાદિ પ્રાણિઓને તથા પરલોકમાં દેવોને પણ પ્રિય થાય છે.

* આતુરને બદલે જો કોઇ અન્ય દાન કરનાર હોય તો તેણે મમને બદલે अस्य બોલવું.

यमद्वारे पथे घोरे घोरा वैतरणी नदी । तां तर्तुकामो यच्छामि कृष्णां वैतरणी तुगां ॥ वैतरणीसंतारणार्थं इमां गां कृष्णवस्त्ररक्तमाल्याद्यलंकृतां यथाशक्ति दक्षिणायुतां विष्णुरूपाय ब्राह्मणाय तुभ्यमहं संप्रददे ॥

એ પ્રમાણે બોલી પ્રત્યક્ષગોદાન કિંવા તેનો નિષ્ક્રય આપી તે ઉપર યથાશક્તિ દક્ષિણા આપી બ્રાહ્મણને નમસ્કાર કરવો.

તેપછી નીચેપ્રમાણે સંકલ્પ કરી ઋણધેનુનું દાન કરવું.

अत्राद्य ० मासे ० पक्षे ० तिथौ ० वासरे मम ऋणत्रय विमुक्त्यर्थं ऋणधेनुदानं करिष्ये ।

એ પ્રમાણે સંકલ્પ કરી પ્રત્યક્ષ ગાય કિંવા તેના નિષ્ક્રયનું તથા દાનલેનાર બ્રાહ્મણનું પૂજન કરી નીચે પ્રમાણે બોલી તે ઋણધેનુનું દાન કરવું.

ऐहिकामुष्मिकं यच्च सप्तजन्मार्जितं ऋणं। तत्सर्वं मुक्तिमायांतु गामेकां ददतो मम ॥ इमां ऋणधेनुमांज्ञिकां सदक्षिणां रुद्रदैवत्यां गां मम देवमनुष्यपितॄणां ऋणत्रयस्याप कर्षणार्थं विष्णुरूपाय ब्राह्मणाय तुभ्यमहं संप्रददे ॥

એ પ્રમાણે ઋણધેનુનું દાન કરી તે ઉપર યથાશક્તિ દક્ષિણા આપી બ્રાહ્મણને નમસ્કાર કરવો.

તેપછી નીચેપ્રમાણે સંકલ્પ કરી પાપધેનુનું દાન કરવું.

**अत्राद्य ० मासे ० पक्षे ० तिथौ ० वासरे मम जन्मप्रभृत्यामरणांतंकृतं नाना पाप प्रणाशार्थं पापधेनुदानं करिष्ये ॥**

એમ સંકલ્પ કરી ગાય અથવા નિષ્ક્રયનું તથા બ્રાહ્મણનું પૂજન કરી નીચેપ્રમાણે તે પાપધેનુનું દાન કરવું.

**आजन्मोपार्जितं पापं मनो वाक्कायकर्मजं ।**
**तत्सर्वं नाशमायांतु गोप्रदानेन केशव ॥**

**मम जन्मजन्मान्तरार्जित नानाविधपापानामशेषक्षयार्थमिमां पापधेनुसञ्ज्ञिकां सदक्षिणां गन्धपुष्पाद्यर्चितां गां विष्णुरूपाय ब्राह्मणाय तुभ्यमहं संप्रददे ॥**

એ રીતે પાપધેનુનું દાન કરી દાનાંત દક્ષિણા આપી બ્રાહ્મણને નમસ્કાર કરવો.

તદનંતર નીચેપ્રમાણે સંકલ્પ કરી મોક્ષધેનુનું દાન કરવું:—

**अत्राद्य ० मासे ० पक्षे ० तिथौ ० वासरे मम अविच्छिन्नमोक्षफलावाप्त्यर्थं मोक्षधेनुदानं करिष्ये ।**

એરીતે સંકલ્પ કરી ગાય કે નિષ્ક્રયનું તથા બ્રાહ્મણનું પૂજન કરી નીચે પ્રમાણે બોલી તે મોક્ષધેનુનું દાન આપવુ.

**मोक्षं देहि हृषीकेश मोक्षं देहि जनार्दन ।**
**मोक्षधेनुप्रदानेन मुकुंद प्रीयतां मम ॥**

मम आध्यात्मिकादि त्रिविधदुःखानामशेषनिवृत्तिपूर्वक मविच्छिन्नमोक्षफलावाप्त्यर्थमिमांमोक्षधेनु संज्ञिकां सदक्षिणां गन्धमाल्याद्यर्चितां गां विष्णुरूपायब्राह्मणाय तुभ्यमहं संप्रददे।

એપ્રમાણે મોક્ષધેનુનું દાન કરી દક્ષિણા આપી બ્રાહ્મણને નમસ્કાર કરવો.

તેપછી નીચેપ્રમાણે સંકલ્પ કરી ઉત્ક્રાંતિધેનુનું દાન કરવું.

अत्राद्य ० मासे ० पक्षे तिथौ ० वासरे मम प्राणोत्क्रमण प्रतिबन्धकसकल पापक्षयद्वारा सिद्धसंयमीवत् सुखेन प्राणोत्क्रमणार्थं उत्क्रांतिधेनुदानं करिष्ये

એમ સંકલ્પ કરી ગાય અથવા નિષ્ક્રયનું અને બ્રાહ્મણનું પૂજન કરી, નીચે પ્રમાણે બોલી તે ઉત્ક્રાંતિધેનુનું દાન કરવું.

गवामङ्गेषु तिष्ठन्ति भुवनानि चतुर्दश ।
यस्मात्तस्माच्छिवं मेस्यादिह लोके परत्र च ॥

अमुकस्य सुखेन प्राणोत्क्रमणप्रतिबंधकपातकक्षयपूर्वक सुखेन प्राणोत्क्रमणार्थं यथाशक्त्यालंकृतां इमामुत्क्रांतिधेनुं रुद्रदैवत्यां विष्णुरूपायब्राह्मणाय तुभ्यमहं संप्रददे ॥

એપ્રમાણે બોલી, બ્રાહ્મણને એ ઉત્ક્રાંતિધેનુનું દાન આપી તે

ઉપર દક્ષિણા આપી નમસ્કાર કરવો.×

એરીતે પાંચ ગોપ્રદાનો આપવાં. જૂદા જૂદા બ્રાહ્મણોને પ્રત્યેક ગાય આપવી; પણ બધાં ગોદાનો એકને જ આપવાં નહિ. તેમજ કોઇ પણ એક ગોદાન એકથી વધારે બ્રાહ્મણ વચ્ચે વહેંચાય તેમ પણ આપવું નહિ. ‡ પ્રત્યક્ષ ગોપ્રદાનો આપવાની પોતાની શક્તિ ન હોય તો પોતાની શ્રદ્ધા અને સંપતશક્તિ જળવાય તેવી રીતે ગોદાનને બદલે તેનો નિષ્ક્રય કલ્પી તે જૂદા જૂદા બ્રાહ્મણને ઉપરના વિધિથી તે દાનો આપવાં.

તેપછી નીચેપ્રમાણે અષ્ટમહાદાનો પણ જૂદા જૂદા બ્રાહ્મણને આપવાં; તેમાં પ્રથમ આચમન પ્રાણાયામ કરી આ પ્રમાણે સંકલ્પ કરવો:—

× આ ઉત્ક્રાંતિધેનુનું દાન અત્યંત કષ્ટસમયે કરાય છે માટે જ્યાંસુધી આતુરની સ્થિતિ સાધ્ય હોય ત્યાંસુધી આ દાન કરવું નહિ, પણ છેવટે અંત સમય જણાય ને જરાપણ જીવવાની આશા ન હોય તો જ આપવું. તેમજ તે કોઇ દરિદ્રીજીવાને આપવું.

‡एकाह्येकस्य दातव्या बहुनां न कदाचन ।
साविक्रीता विभक्तावा दहत्यासप्तमं कुलम् ॥ ग. पु.

**અર્થ:—**એક ગાય એકને જ આપવી; પરંતુ ક્યારે પણ એક ગાય બહુબ્રાહ્મણવચ્ચે આપવી નહી, કારણ કે દાન કરેલી ગાય જો વહેંચાય કે વેચાય તો સાત ગોત્ર સુધીના પુરુષોને બાળે છે.

**अत्राद्य ० मासे ० पक्षे ० तिथौ ० वासरे मम पुण्यलोक फलावाप्त्यर्थं तिलाद्यष्टमहादानानिं करिष्ये ।**

એપ્રમાણે સંકલ્પ કરી એ આઠ મહાદાન કરવાના દેયપદાર્થોનું ( આપવાના પદાર્થોનું ) અને બ્રાહ્મણોનું ચંદન પુષ્પથી પૂજન કરી નીચેપ્રમાણે ભણી ભણીને આપવાં.

## અષ્ટમહા દાનો.

તેમાં પ્રથમ આરીતે બોલી તિલદાન આપવું:—

**तिलाः श्वेतास्तिलाः कृष्णास्तिला गोमूत्रसान्निभाः ॥**
**ते मे दहन्तु पापानि शरीरेण कृतानि च ॥**

તેપછી નીચે પ્રમાણે ભણી દક્ષિણા સહિત લોહદાન આપવું:-

**यस्मादायसकर्माणि तत्राधीनानि नित्यशः ।**
**लांगलाद्यायुधादीनि अतः शांतिं प्रयच्छमे ॥**

તેપછી નીચે પ્રમાણે બોલી દક્ષિણાયુક્ત સુવર્ણનું દાન આપવું:-

**हिरण्यगर्भगर्भस्थं हेमबीजं विभावसोः ।**
**अनन्तपुण्यफलदमतः शांति प्रयच्छमे ॥**

તદનંતર આપ્રમાણે બોલી દક્ષિણા સહિત કપાસનું દાન કરવું:-

**येन दत्तेन प्रीयेत भूर्भुवः स्वरितिक्रमात् ।**
**ब्रह्माद्या देवताः सर्वे कार्पासेन तु तोषिताः ॥**

તેપછી આમ બોલી દક્ષિણાસાથે મીઠાનું દાન આપવું:—

यस्मादन्नरसाः सर्वेनोत्कृष्टा लवणं विना ।
पितृणां च प्रियं नित्यं तस्मात्स्वर्गप्रदं भवेत् ॥

તેપછી નીચે પ્રમાણે બોલી દક્ષિણાસહિત ડાંગર, જવ, ઘઉં, મગ, અડદ, કાંગ, અને ચણા, એ સાત ધાન્યોનાં દાનો આપવાં.

अन्नं प्रजापतिः साक्षादन्नमेवजनार्दनः ।
अन्नाद्भवन्ति भुतानि जगदेतेन वर्द्धते ॥

તેપછી નીચેપ્રમાણે બોલી દક્ષિણાસહિત યથાશક્તિ ભૂમિનું દાન કરવું. *

समुद्रवसनेदेवी भुतधात्री च वैष्णवी ।
सा मे दहतु पापानि जन्मांतरकृतानि च ॥

તેપછી નીચેપ્રમાણે બોલી દક્ષિણાયુક્ત આ મહાદાનના અંગનું એક ગોદાન આપવું:—

---

* गोचर्ममात्रवसुधा दत्तापात्रे विधानतः ।
पुनाति ब्रह्महत्यायाः दृष्टमेतन्मुनीश्वरैः ॥

**ભાવાર્થ:**—ગોચર્મપ્રમાણુ જેટલી ( સો ગાયો વાછડાં સહિત જેટલી ભૂમિમાં બેસી શકે તેટલી ) પણ ભૂમિનું જે વિધિપૂર્વક પાત્ર બ્રાહ્મણ ને દાન કરવામાં આવે છે તો તે બ્રહ્મહત્યાથી પણ પવિત્ર કરેછે એનું ફળ મુનિશ્વરોએ પ્રત્યક્ષ જોયું છે.

**गावो ममाग्रतः सन्तु गावो मे सन्तु पृष्ठतः ।**
**गावो मे हृदये सन्तु गवां मध्ये वसाम्यहम् ॥**

તેપછી આતુરને જે જે અન્ન, ફલ, વસ્ત્રાદિ, પદાર્થો પર વધારે પ્રીતિ હોય તેવા પદાર્થોનું યથાશક્તિ દાન કરવું.

તેપછી એક તાંબાના પાત્રમાં તલ ભરી તેમાં યથાશક્તિ સુવર્ણ નાંખી તેનું તથા બ્રાહ્મણનું ચંદન પુષ્પથી પૂજન કરી નીચેપ્રમાણે સંકલ્પ અને પ્રાર્થના કરીને દાન આપવું.

**अत्राद्य ० मासे ० पक्षे ० तिथौ ० वासरे मम जन्म प्रभृतिमरणांतं कृत नानाविधपापप्रशमनार्थं तिलपात्रदानं करिष्ये ।**

**यानि कानि च पापानि ब्रह्महत्यसमानि च ।**
**तिलपात्रप्रदानेन मम पापं व्यपोहतु ॥**

એ પ્રમાણે શાસ્ત્રમાં અવસાનકાલે આતુરદાનો કરવાનાં કહ્યાં છે. માટે ઘરના મુખ્યમાણસે દૈવવશાત્ પોતાના ગૃહકુટુંબના કોઇપણ મનુષ્યનો આતુરસમય સમજાતાં તુરત પોતે ધૈર્ય રાખી, ઘરનાં બીજાં મનુષ્યોને પણ સારી રીતે ધીરજ આપી, પોતાની સંપતશક્તિ અનુસાર પૂર્ણ શ્રદ્ધાથી ઉક્ત આતુરકાલીયદાનો કરાવવાં.

આતુરકાલે અત્ર ઉપર દર્શાવેલાં અથવા અન્યત્ર દર્શાવેલાં જ કરવાં, ને બીજાં પુણ્યદાનાદિ ન કરવાં એમ કાંઇ નથી. આ પુણ્યકાલના સમયે તો ઉક્ત દાનો વિના પણ દીનજનોને અન્ન–વસ્ત્ર

આપવાં, ગાયોને ચાર નંખાવવી, પક્ષિઓને દાણા નંખવવા, નિશાળોમાં છુટીઓ અપાવવી. બાલકોને પ્રસન્ન કરવાં, ઇત્યાદિ આતુરસમયે બીજાં પણ ઘણા પ્રકારનાં પુણ્યદાનો કરવાનો સંપ્રદાય ચાલે છે, તે સર્વ પોતાની શક્તિ અનુસાર કરવાં.

જેમ પુણ્યદાનાદિ સત્ક્રિયાઓ કરવાનેમાટે મહોદય, અર્ધોદય, યુગાદિ, સંક્રાંતિ, વ્યતિપાત, સોમવતી, અમાવાસ્યા અને ગ્રહણકાલ, વગેરે પર્વો અધિક ફલપ્રદ સૂચવ્યાં છે તેમ સંબંધીનો આતુરકાલ એ પણ સર્વપર્વોથી વિશેષ પુણ્યકાલનો સમય છે. ને તેમાં જે જે પુણ્યદાનાદિ કરાયછે તેનું ફલ ગયાશ્રાદ્ધાદિ સત્ક્રિયા તથા અશ્વમેધાદિ યજ્ઞો કરતાં પણ વિશેષ કહ્યું છે.

**मुमुर्षुं पितरं पुत्रो यदि दानप्रदापयेत् ।**
**तद्विशिष्टं गयाश्राद्धादश्वमेधशतादपि ॥**
**व्यतीपातोऽथ संक्रान्तिस्तथैव ग्रहणं रवेः ।**
**पुण्यकालास्तदा सर्वे यदा मृत्युरुपस्थितः ॥ धर्मसिंधु ॥**

**ભાવાર્થ:**—આતુરસ્થિતિપ્રાપ્ત પિતા [ કિંવા કોઇ સંબંધીજન ] પાસે જે સજ્જન દાન કરાવે છે, તેનું ફલ ગયાશ્રાદ્ધ તથા સો અશ્વમેધ યજ્ઞથી પણ વધે છે. જ્યારે મૃત્યુ સમીપવર્તી થયો હોય તે સમયે વ્યતિપાત, સંક્રાંતિ અને સૂર્યગ્રહણ, એ સર્વ પુણ્યફલો પ્રાપ્ત જાણવાં.

સ્નેહી સંબંધીનું મુખ્ય તથા આવશ્યકકર્તવ્ય “ એ છે કે, જો આતુર સાથેનો પોતાનો સ્નેહ-સંબંધ જો નિષ્કપટભાવે સાચો મનાતો હોય, તો તેના આ અત્યંત આપત્કાલસમયે તેની પાસે પુણ્ય દાનો કરાવવાં, કિંવા તેના નિમિત્ત પોતે કરવાં; એકાદશી,

શિવરાત્રિઆદિ વ્રતોનું ફલ કહેવું, ભગવત્સ્મરણ કરવું-કરાવવું, તથા તેને સંસારવ્યવહારની સમગ્ર બાહ્યચિંતાથી મુક્ત કરી, તેનો લક્ષ્ય પરમાત્મસ્વરૂપમાં રખાવવા બનતો યત્ન કરવો. એ જ એને આ માયિક સ્વાર્થમય સ્નેહ સંબંધ કરતાં પરમ ઉપકારક થાય છે.

દયાળુ પુરુષો માર્ગે જતા વટેમાર્ગુનો અવસાન જોવામાં આવતાં અથવા મૃત્યુ પામતા પશુ પક્ષીને જોતાં પણ પોતાની દયાર્દ્રબુદ્ધિથી કેટલુંક પુણ્ય અર્પે છે. તો આતો અત્યંત પ્રેમભાવથી લાલન પાલનસાથે નિરંતર હિત ઇચ્છનાર પિતા, અતીશય દુઃખ વેઠી વાત્સલ્યભાવથી પોષણ કરી ઉછેરનાર માતા, ભાઈ ની નિરંતર ઉન્નતિ જોવામાં જ ઉત્સુક કેવલ દયાનીજ મૂર્તિરૂપ બ્હેન, એક ઉદરમાં ઉત્પન્ન થનાર પોતાનો જ્યેષ્ઠ વા કનિષ્ટ સહોદર (ભાઈ), પોતાનો દેહ અર્પી સુખે સુખ અને દુઃખે દુઃખ માની દાસીરૂપે વર્તી નિરંતર સુખ આપનાર પોતાની અર્ધાંગના સ્ત્રી, તથા પોતાના અંગથી જ ઉત્પન્ન થયેલાં અને તેમનું પ્રતિદિન હિતચિંતનપૂર્વક પોષણ કરવું એ જ કર્તવ્ય છે એવાં માતા વા પિતા તથા કોઇ પણ સંબંધીજનપ્રતિ આ લાગણી કેટલે અંશે અધિક જોઇએ ? તે સહૃદય વિચારવાન્ પુરુષો તુરત જ સમજી લેશે.

સંબંધીના આતુરકાલે દાન કરવા આગ્રહ સૂચવતાં ટુંકામાં તેનું ફલ દર્શાવતાં શ્રીગરુડપુરાણમાં કહ્યું છે કેઃ—

**पितुः शतगुणं पुण्यं सहस्रं मातुरेव च ।**
**भगिनीदशसाहस्रं सोदरे दत्तमक्षयम् ॥**

**ભાવાર્થઃ**—પિતાના આતુરકાલે દાન કરવાથી સોગણું માતાના

અવસાન સમયે દાન કરવાથી સહસ્ત્રગણું, બહેનના અંતકાલે દાન કરવાથી દશ સહસ્ત્રગણું અને ભાઇના અવસાનકાલે દાન કરવાથી અક્ષય ફલ થાય છે.

મનુષ્યના શરીરમાં પ્રથમ સ્વાભાવિક (ક્ષુધા, તૃષા અને જરા આદિ શારીરધર્મથી થનારા ), આગંતુક ( શસ્ત્રઘાત અગ્નિદાહ તથા વિષ પ્રયોગાદિથી થનારા ), માનસ્ ( કામ, ક્રોધ, લોભ, મોહ, ભય, શોક, વિષાદ અને ઉન્માદ વિગેરેથી થનારા ) અને કાયિક ( જ્વર ઉર્ધ્વ:સ શૂલ તથા પાંડુરોગાદિ ) એ ચાર પ્રકારના રોગોમાંથી કોઇ એક રોગનું નિમિત્ત* ધારણ કરી આતુરાવસ્થાએ પહોંચાડી અંતે પ્રાણવિયુક્ત કરે છે. તેમાં એ રોગોનો શરીર સાથે સંબંધ થવામાં મુખ્ય ત્રણ કારણો આયુર્વેદમાં દર્શાવ્યાં છે. વાત, પિત્ત અને કફ એ દોષત્રયની વિષમતા, પૂર્વજન્મના પાપકર્મોનો ફલોદય, અને દોષ-વૈષમ્ય તથા પૂર્વની દુષ્કૃતિમિશ્રકર્મ, તેમાં દોષોની વિષમતાથી ઉપજેલા રોગો દોષજન્ય કહેવાય છે ને તે ગુરુ પાસેથી અનુભવ પૂર્વક સારી રીતે સાંગ આયુર્વેદાદિનું અધ્યયન કરેલો નિદાન સાથે દોષોની પરિક્ષા કરવામાં તર્કશીલ ઔષધોપચાર કરવાની ક્રિયામાં કરવામાં કુશલ, નિર્લોભી, ધૈર્યવાન્, રોગીને આત્મસમ જાણનાર શુદ્ધાંતર્વાળો અર્થાત્

---

*जलमग्निं विषं शस्त्रं क्षुद्व्याधिपतनं तथा
निमित्तं किंचिदासाद्य देही प्राणैर्विमुच्यते ॥

**અર્થ:**—જલ, અગ્નિ, વિષ, શસ્ત્ર, ક્ષુધા, વ્યાધિ તથા પડવું, એમાંના કોઇપણ એક નિમિત્તને પામી, દેહધારી પ્રાણથી મુક્ત થાય છે.

સંપૂર્ણ રીતે ચિકિત્સકાધિકારસંપન્ન *કુશલ વૈદ્યના પ્રકુપ્તરોગશામક ઔષધના પથ્યસાથે સેવનથી નિવૃત્ત થાય છે. પૂર્વજન્મના પાપકર્મના ફલોદયથી ઉપજેલા રોગો કર્મજન્ય કહેવાય છે, કર્મજન્ય રોગ પ્રથમ સ્વલ્પરૂપમાં દેખાઇ, અકસ્માત્ ભયંકર રૂપ ધારણ કરે છે, એ રોગ ઉપર યથાર્થ પથ્યસહિત બુદ્ધિમાન્ વૈદ્યનું અમૃતસમ ઓષધ પણ ગુણકારક ન નિવડતાં નિરર્થક જાય છે. એ કર્મજન્યરોગ તો ભોગ દેવા તત્પર થયેલા પાપકર્મના ફલનો અંત આવે, કિંવા કર્મવિપાકના ગ્રંથોમાં દર્શાવેલાં પ્રાયશ્ચિત રુદ્રાભિષેક મંત્રજપ અને વિશેષ દાનપુણ્યાદિ સત્કર્મોના પ્રાબલ્યથી નિવૃત થાય છે. તથા જે રોગો દોષનીવિષમતા અને દુષ્કૃતિ એ બન્નેના મિશ્રપણાથી ઉત્પન્ન થયેલા હોય છે તે કુશલ વૈદ્યના ઔષધોપચાર અને દાનપુણ્યાદિ સત્કર્મોના અનુષ્ઠાનથી નિવૃત થાય છે.

પ્રત્યેક ગૃહસ્થે પોતાના ગૃહકુટુંબનું કોઇ પણ મનુષ્ય વ્યાધિગ્રસ્ત થાય ત્યારે તે ગૃહસ્થે અવશ્ય જાણવું કે પ્રાણિઓને દુઃખાનુભવ કરાવવામાં તેમનાં પૂર્વજન્મનાં પાપકર્મોજ કારણરૂપ હોય છે. ઘરમાં મનુષ્ય રોગી થતાં તે રોગી મુખ્યભાગે દુઃખ ભોગવે છે, ને તેને પીડા

---

* **गुरोरधिताखिलवैद्यविद्यः पीयुषपाणिः कुशलः क्रियासु ।**
**गतस्पृहो धैर्य धरः कृपालु शुद्धोधिकारी भिषगीदृशः स्यात्**
**॥ वैद्यजीवन ॥**

**અર્થઃ**—જે ગુરુપાસેથી સમગ્ર વૈદ્યવિદ્યા શિખેલો હોય, યશસ્વી, ઔષધોના ગુણદોષ જાણી ઉપચાર કરવામાં કુશલ, નિર્લોભી, ધૈર્યવાન્, દયાલુ તથા શુદ્ધ હૃદયવાળો, એવો વૈદ્ય ઔષધ આપવામાં અધિકારી છે.

પામતાં જોઇ ઘરનાં અન્ય સર્વ મનુષ્યો સંબંધના પ્રમાણમાંતેના સ્નેહ વાત્સલ્ય અને પ્રિતિથી ન્યૂનાધિકપણે ખેદ, ઉદ્વિગ્નતા, ચિંતાઆદિથી દુ:ખાનુભવ કરે છે. એમાં મુખ્યભાગે રોગીના અને ગૌણભાગે સર્વ ઘરનાં મનુષ્યોના અનિષ્ટકર્મનો યોગ એ જ હેતુ છે, માટે અંધકારનો નાશ કરવામાં જેમ તેનો વિરોધી પ્રકાશજ શક્ત છે તેમ તે અનિષ્ટ કર્મના નાશમાં ઇષ્ટ (પુણ્ય) કર્મજ સમર્થ છે. એવો નિશ્ચય કરી અતિ આગ્રહપૂર્વક તન્નિમિત્ત પોતાની શકિત અનુસાર દીન જનોને અન્ન વસ્ત્ર તથા સુપાત્રને ગૃહ, ભૂમિ, સુવર્ણ, ધન, ધાન્ય વગેરે દાનો આપવાં. પ્રાયશ્ચિતકર્મ કરવું, રુદ્રાભિષેક મંત્રજપ, ઇશ્વિરપ્રાર્થના, અને અને વારંવાર ઇષ્ટચિંતન કરવું. ઇત્યાદિ પૂણ્યકર્મના અનુષ્ઠાનસાથે શાસ્ત્રજ્ઞ અનુભવશીલ અને ક્રિયાકુશલ વૈદ્યનું ઔષધસેવન સતત ચાલુ રાખવું. એ ઘરના આગેવાનનું મુખ્ય અવિલંબ કર્તવ્ય છે. મનુષ્ય શરીરથી સંપાદન કરી શકાતું ધન જો કોઇ માણસને દ્રવ્ય ધીરવું હોય છે. તો પૂર્ણ રીતે તેની યોગ્યતા આદિની પરીક્ષા કરીને ધીરવામાં આવે છે તો અસંખ્ય ધનનો વ્યય કરતાં પણ અપ્રાપ્ય એવું આ અમૂલ્ય મનુષ્યશરીર કોઈ અનધિકારી ઊંટવૈદ્યને ધીરવામાં સાહસ ન થાય એ અવશ્ય સ્મરણમાં રાખવું જોઇએ. એપ્રમાણે સત્ક્રિયા અને સદૌષધનું સેવન થવાથી થોડા સમયમાં પાપકર્મનો ક્ષય તથા પ્રકુપ્ત દોષનું શમન થઈ, રોગી આરોગ્યવાન્ થાય છે. અવસાનસમય થતાં સુધી પણ બુદ્ધિમાન્ વૈદ્યના પ્રકૃતિ સ્થિતિને યોગ્ય ઉપચાર તથા દાન પ્રાયશ્ચિત અને ઇષ્ટસ્મરણ આદિ પુણ્યકર્મથી અટકવું નહિ. ને કદાપિ પણ એમ ન સમજવું કે આતુરદાનો અંતકાલે જ અપાય અને એ અપાયા પછી રોગી ન જ જીવે, પૂર્વનાં તીવ્રતમ પાપકર્મનો ભોગ એવો પણ

હોય છે કે છેવટ મરણચિન્હસુધી દેખાડીને પણ નિવૃત્ત થાય છે, ને રોગી પુનઃ જીવન ભોગવે છે. માટે મરણચિહ્ન દેખાય અર્થાત્ છેવટે કંઠમાં પ્રાણ હોય ત્યાંસુધી પણ તેની જીવવાની આશા નહિ છોડતાં યોગ્ય ઉપચાર અને પુણ્યકર્મ કર્યા જ કરવાં. જે જે+ પૂર્વનું અત્યંત પ્રબલ પાપકર્મ ફલ દેવા તત્પર થયેલું હોય છે તે તે પાપકર્મના પ્રાબલ્યને દબાવે એવાં તીવ્રતમ પુણ્યકર્મ જો થાય તો જ રોગી એવા અસાધ્ય રોગથી મુક્ત થઇ આરોગ્યવાન્ થાય છે. માટે જેમ બને તેમ પુણ્યકર્મ વિશેષ આગ્રહથી સેવવું જોઇએ. આ સ્થળે એમ ન સમજવું કે પૂર્વના પ્રબલ પ્રારબ્ધ ને આ જન્મનું પુણ્ય શું કરી શકે? કારણ કે પ્રથમ પુષ્ટ કરી રાખેલા ઘેટાને પાછળથી રાખી પુષ્ટ કરવામાં આવેલો ઘેટો જીતે છે, તેમ પૂર્વજન્મમાં પોષેલા પ્રારબ્ધકર્મરૂપ ઘેટાને વર્તમાન જન્મમાં અતિશય સત્કર્મવડે પોષેલો ક્રિયમાણકર્મરૂપ ઘેટો જીતે છે. એવો સત્પુરુષોનો સિદ્ધાંત છે, તેથી એવા આપત્કાલમાં પતિત દુઃખથી નહિ મુઝાતાં જેમ બને તેમ ઇષ્ટસ્મરણ અને પુણ્યકર્મ જ વિશેષ આગ્રહથી સેવવાં જોઇએ.

કોઇવાર એવાં પણ ઉદાહરણ મળી આવે છે કે શૂલીનું દુઃખ સોયથી કાંટાથી સરેછે, માટે પુણ્યકર્મ કરવું.

દુઃસ્વપ્ન ભૂકંપાદિમહોત્પાત, ભયદર્શન. મહારોગપ્રચાર, યુદ્ધ અને અગ્નિપ્રજ્વલન, તથા રોગ શસ્ત્રાભિઘાત પતન, જલનિમજ્જન,

---

+ तावत्प्रतिक्रिया कार्या यावच्छ्वसिति मानवः ।
कदाचिद्दैवयोगेन दृष्टारिष्टोऽपि जीवति ॥ अष्टविधपरीक्षा ॥

ભાવાર્થઃ—જ્યાંસુધી મનુષ્ય શ્વાસ લેતો હોય ત્યાંસુધી ઉપચાર ચાલુ રાખવા, કેમકે કોઇ સમયે દીઠેલા મરણચિહ્નવાળો પણ ઇશ્વરેચ્છાથી જીવે છે.

ઇત્યાદિ ઘાતપ્રસંગોનું દર્શન થતાં આપણા શાસ્ત્રકારોએ પુણ્યકર્મ અને ઇષ્ટસ્મરણ કરવાજ સૂચવ્યું છે એનો આશય પણ એવો છે કે તે પ્રસંગો પૂર્વના અનિષ્ટકર્મયોગે દેખાય છે માટે તે પ્રસંગોથી પોતાનું સંરક્ષણ થવા સારું અથવા તે પ્રસંગોથી પોતાનું સંરક્ષણ થયું હોય છે તો તે પ્રસંગો દેખાડનાર અનિષ્ટકર્મનો કાંઇ વિશેષ હાનિકારક અવશિષ્ટ પરિણામ હોય છે તો તેનો અટકાવ થાય છે. માટે આવા પ્રસંગોમાં આસ્તિકોએ દાન, પુણ્ય, પ્રાયશ્ચિત અને ઇષ્ટ સ્મરણ ×આદિ ધર્મ સેવવાનો જ મુખ્ય આધાર માનવો.

આતુરસ્થિતિ પામેલો સંસારના સુખમોહની જાળમાં ગુંથાયેલો યુવાન્ અથવા દીર્ઘજીવનની આશાવાળો બાલક હોય તો તેને આ સ્થિતિથી 'હવે તને નહિ મટે' એમ ન જણાવતાં અત્યંત ધૈર્ય આપી, તને સારું થશે, શિઘ્ર આરામ થશે, ઇત્યાદિ પ્રિય વચનોથી આશ્વાસન કરતાં તેની બુદ્ધિમાં ઉતરી શકે તેવી રીતે યુક્તિપૂર્વક તેને દાનાદિ પુણ્યકર્મ અને ભગવત્સ્મરણનું મહાત્મ્ય+ સમજાવી, તેની પાસે તે

---

+आर्ता विषण्णा शिथिलाश्च भीता घोरेषु व्याघ्रादिषु वर्तमानाः ।
संकीर्त्य नारायणशब्दमात्रं विमुक्तदुःखा सुखिनो भवन्ति ॥
अच्युतानंत गोविंद नामोच्चारणभेषजात् ।
नश्यन्ति सकला रोगा सत्यं सत्यं वदाम्यहम् ॥ पाण्डवगीता॥

**ભાવાર્થઃ**—દુઃખિઆ, કંટાળેલા, શિથિલ થએલ ભય પામેલ ભ અને ભયંકર સર્પ વ્યાઘ્ર કે અગ્નિઆદીના ભયમાં પડેલાં પણ જો પ્રભુનું સ્મરણ કરે તો દુઃખ મુક્તતત્કાલ થઇ સુખીઆ થાય છે. અચ્યુત અને ગોવિંદ એ પ્રભુના નામરૂપ ઔષધથી સર્વ રોગોનું શમન થાય છે.

કરાવવાં કિંવા તેની અસ્વસ્થતાએ તેના નિમિત્ત અન્ય મનુષ્યે કરવાં. એપ્રમાણે યોગ્ય ઔષધોપચાર અને અતિશય દાનપુણ્યાદિ સત્કર્મો થતાં પણ તે કાલચક્રથી ન બચે તો સર્વાંતર્યામી શ્રીપ્રભુની ઇચ્છા જ બલવતી માનવી. આતુરે હાથે કરેલાં, તેના નિમિત્તે અન્યે કરેલાં કરવા કહેલાં. કે પછીથી કરવામાં આવતાં કોઇ પણ પુણ્યકર્મોનું ફલ નિરર્થક નહિ જતાં તે તેને નવા જન્મમાં તત્કાલ અત્યંત સુખદાતા થાય છે.

યોગ્ય રીતે ઔષધોપચાર અને પુણ્યકર્મનું સેવન થતાં પણ જ્યારે આતુરની સ્થિતિ વિપરીત દેખાતી જાય ત્યારે જાણવું કે એના પ્રતીત થતા વર્તમાન શરીરનું આરંભક-નિર્વાહક પ્રારબ્ધકર્મ જ અશેષ થયેલું છે, જેથી તેની સ્થિતિ મૃત્યુના પરિણામ ઉપર જતી લાગે છે. પ્રારબ્ધથીજ નિર્માણ થયેલા શરીર–જીવના સંયોગકાલરૂપ આયુષ્ય ક્ષય થવાથી દેહધારી દેહમુક્ત થાય છે. તથા તેના આ જન્મના અને પૂર્વજન્મના શુભાશુભ સંચિતમાંથી શ્રીપરમેશ્વરની ઇચ્છાથી નવું પ્રારબ્ધ ઉપજી તેને નવા દેહની પ્રાપ્તિ કરાવે છે. મનુષ્ય શરીરના નિર્વાહક પ્રારબ્ધનો અંત આવતાં આ જન્મનું પુણ્યાતિશય અથવા અન્ય જન્મનું શુભસંચિત જો તે જીવને દૈવી સુખોનો ભોગ દેવા તત્પર થયેલું હોય છે તો જેમ રાજસુખ ભોગવવાનેયોગ્ય પર્ણકુટી નહિ પણ રાજમહાલયજ અપેક્ષ્ય છે તેમ ષડવિકારયુક્ત મનુષ્યશરીર ચિરાયુષી નહિ હોવાથી સ્વર્ગનાં દિવ્ય સુખો ભોગવવા સર્વથા અયોગ્ય છે, જેથી ધનપ્રાપ્ત ભીખારી જેમ પૂર્વનું પોતાની દારિદ્રદશા સૂચવનારૂં મલીનાંબર ઉત્સાહથી ત્યજે છે તેમ તે પુણ્યશાળી જીવાત્મા દુઃખ શોક તથા જરા–મરણરહિત દેવતનુ ધારણ કરવા મનુષ્ય શરીર-

નો ત્યાગ કરે છે. તેમજ આ જન્મના પાપાતિશયે કિંવા પૂર્વજન્મના અનિષ્ટ સંચિતે વિપાક પામી) નરકવાસ અને નરક કે તૃણ પત્ર ભક્ષણ આદિ દુઃખાતિશયરૂપ ફલ તૈયાર કર્યું હોય છે તો તે અવર્ણ્ય દુઃખો ભોગવી છુટવા પણ મનુષ્ય શરીરની યોગ્યતા ન હોવાથી તે પાપ ત્મા કીટપતંગ શ્વાનસૂકર કિંવા પશુ પક્ષી આદિનાં શરીરો ધરવા પણ મનુષ્ય શરીર છોડે છે, તથા કૃતાર્થ થયેલા જીવન્મુક્ત પુરુષો દેહો-ત્પાદક પ્રારબ્ધના અવધિએ સ્વરૂપમાં સ્થિતિ કરી વિદેહમુક્તિનું અવિચ્છિન્ન સુખ ભોગવવા પણ આ ભૌતિક માનવશરીરનો ત્યાગ સ્વીકારે છે એ પ્રમાણે પુણ્યવાન્, પાપી, તથા જ્ઞાની, મનુષ્યોના મૃત્યુનાં કારણો છે. માટે આતુરના સંબંધીઓએ એના મરણમાં એણે આ અથવા અન્યજન્મમાં કરેલા શુભાશુભ કર્મનો ફલભોગ અપાવ-નારી શ્રીઈશ્વરેચ્છાને જ બલવતી માની, પોતે ધૈર્ય રાખી, રખાવી, પરિણામપર જતા આતુરને જે તે પ્રકારે પરલોકમાં સુખથાય એવા ઉપાયો શીઘ્રતાથી કરવા.

આગળ દર્શાવ્યા પ્રમાણે પ્રાયશ્ચિત્ત અને આતુરદાનાદિ થયા પછી આતુરનો અંતસમય સમીપ જણાતાં તેને માળ કે મેઢાપર હોય તો જરા પણ દુઃખ ન થાય તેમ નીચેના સ્થલે ઉતારી તથા ખાટ-લામાં હોય તો નીચે ઉતારી* પવિત્ર ભૂમિપર ખુંચે નહિ એવા કોમલ

---

* **गोमयेनोपलिप्ते तु दर्भास्तरण संस्कृते ।**
**भूतले ह्यातुरं कुर्यादंतरिक्षं विवर्जयेत् ॥ गरुडपुराण ॥**

**ભાવાર્થ:**—ગાયના છાણથી લીંપી, દર્ભ પાથરી, પવિત્ર કરેલા ભૂમિતલ ઉપરજ દેહોત્સર્ગ કરાવવો ને અંતરિક્ષ એટલે મેઢા માળ કે ખાટલાનો ત્યાગ કરવો.

શયન ( પથારી )પર ઊનના વસ્ત્રપર સુવારી, કિંવા આતુર કાંઇક શાતા અને સાવચેત હોય તથા તેને અનુકૂલ પડે તેમ હોય તો પવિત્ર કોમળ આસનપર બેસારી ગંગાજલ શ્રીવિષ્ણુ અને શ્રીસદાશિવનું દર્શન તથા પોતાના શ્રીસદ્ગુરુનું કે વિષ્ણુનું પવિત્રતમ પાદોદક થોડું તેને પાન કરાવી બીજું તેના અંગોએ ચોપડવં. તે પછી તેને વિભૂતિ કરી સંમુખ તુલસીવૃક્ષ ધૃતદીપક શાલીગ્રામ નર્મદેશ્વર તથા પોતાના ઇષ્ટ શ્રીસદ્ગુરુદેવની છબી આતુરની દૃષ્ટિ તેપર રહે તેમ મૂકાવી. સ્વરૂપાનુસંધાનકારક બોધ વાક્યો તથા તથા સંસારની અસારતા સૂચવનારાં વચનો, શ્રીવિષ્ણુ શ્રીસદાશિવ અને પોતાના શ્રીસદ્ગુરુદેવના, નામોચ્ચારણ, તથા શ્રીમાણ્ડુક્યોપનિષત્, શ્રીઇશાવાસ્યોપનિષદ્ અથવા બીજા કોઇ ઉપનિષદો, તથા શ્રીપુરુષસુક્ત, શ્રીમદ્ભગવદ્ગીતા, શ્રીરામરક્ષા,–નારાયણકવચ શ્રીવિષ્ણુસહસ્રનામ, અથવા બીજાં કોઇ શ્રીવિષ્ણુશંકરાદિનાં સ્તવનોનો પાઠ તેને શ્રવણ કરાવવો.

આતુરના પિતા–માતા, પુત્ર, સ્ત્રી, ભાઇ. મિત્ર અથવા તેના કોઇ પણ પ્રિય મનુષ્યે, તથા આતુરાવસ્થા પામેલી સ્ત્રી હોય તો તેના પતિએ તે આતુર મનુષ્યને હવે પછી કરોડો ગાઉનું અંતર પડવાનું છે, તથા છેલ્લો મેલાપ છે, એમ સમજી અત્યંત ધૈર્ય રાખી, તેનાથી ક્ષણવાર પણ દૂર ખસવું નહિ; અને તેને તેના સ્મરણીય સ્નેહના બદલામાં આ સમયે પોતપોતાનાથી તેની પાછળ જે જે વ્રત–દાનાદિ પુણ્યકર્મો બની શકે તે તે કહેવાં, એ જ સાચા સ્નેહની સાર્થક્તા છે.

પાઠ શ્રવણ કરાવનારે આચમન પ્રાણાયામ કરી, નીચેપ્રમાણે સંકલ્પ કરી, તેના શ્રવણે પડે તેમ મધ્યમ સ્વરે તે સંકલ્પિત

પાઠ કરવો :—

**अत्राद्य मासे पक्षे तिथौ वासरे अमुकस्य* अमृतत्व-प्राप्तये अमुकं+ श्रावयिष्ये**

જ્યાંસુધી આતુરનો પ્રાણ કંઠમાં પણ હોય ત્યાંસુધીમાં તેને જો સ્થાનાંતર કરાવવાની અગત્ય જણાય તો તેની પાસેનાં સંબંધીઓ એ બહુજ સાવચેતી પૂર્વક લક્ષ્ય રાખવું જોઇએ, કે એને આ સમયનું તો અસહ્ય—અકથ્ય—કષ્ટ થતું હોયછે તેમાં તેને સ્થાનબદલો કરાવતાં થતા શરીરના હલન ચલનથી તેને અંતરની પીડામાં બહારની પીડાથી ઉમેરો થાય નહિ.

મરણસમયે પ્રાણીના શરીરમાં, પ્રલયકાલે જેવા બ્રહ્માંડમાં ઉત્પાતો થાયછે તેવા જ થતા હોયછે. પ્રલયારંભમાં પ્રથમ સૃષ્ટિના અંતસૂચક જ્યોતિર્મંડલના ગ્રહગણોની વિપરીત ગતિ, હેમંત, ગ્રીષ્મ અને વર્ષા એ ઋતુત્રયનો વિપરીત પ્રભાવ, અનાવૃષ્ટિદ્વારા દુષ્કાલ અને ભૂકંપ ઇત્યાદિ અનિષ્ટ દેખાવો દેખાયછે. તેમ મરણકાલે પણ ક્રૂર ગ્રહોથી બનેલો રિષ્ટયોગ, વાત—કફ અને પિત્ત એ દોષત્રયની વિષમતાથી જઠરાગ્નિ મંદ પડી અરુચિ ઉપજવી, અગ્નિ સ્વસ્થાન છોડવાથી તેની ઉષ્ણતા બહાર વ્યાપતાં જ્વરનું દેખાવું, તથા તેમાં અપથ્યસેવન અને વિરુદ્ધોપચાર થતાં તે જ્વરનું વિષમરૂપ અને તેથી કંપ, મૂર્છા અને અત્યંત શિથિલતા વગેરે શરીરના સમીપમૃત્યુસૂચક ચિન્હો

---

* **अमुकस्य** ત્યાં આતુરનું નામ દેવું.

\+ **अमुकं** ત્યાં જે ઉપનિષત્ કે સ્તોત્રનો પાઠ કરવાનો હોય તેનું નામ દેવું.

દેખાય છે. પ્રલયમાં નદી નદ આદિ જલાશયો સૂકાઇ જાય છે, મોટા મોટા પર્વતો વિખરાય છે, બારે સૂર્ય એક જ કાલે ઉદય પામવાથી તથા ભૂતોની વિકૃતિ થતાં કંપિત થતા શેષના મુખમાંથી તીવ્ર અગ્નિજ્વાલા નિકળવાથી પૃથ્વીના રસો, વૃક્ષો અને પર્વતો સહિત અશેષ જગત બળી કૃષ્ણ વર્ણનું શૂન્યરૂપ થાયછે તેમ મૃત્યુ સમીપ આવતાં ઉપજેલા વિષમજ્વરથી રુધિર બળી જાયછે જેથી રક્તપ્રવાહિકા નાડીઓ પોચી પડવાથી અસ્થિબંધ શિથિલ પડતાં હાથ પગના સાંધાઓમાં, પૃષ્ટમાં, તથા પાસાંવગેરેમાં દુઃખાવો અશક્તિ કંપ વગેરે જણાતાં અતિશય પીડા થાયછે. ત્રિદોષની વિષમતાએ જાઠરાગ્નિ મંદ પડતાં ઉપજેલી અરુચિથી આહાર ન લેવાતાં તથા વિષમજ્વર નિરંતર તપવાથી શરીરની અસ્થિઓથી ઓજસપર્યંતની સાતે ધાતુ*ઓ બળી જાયછે, નખશિખપર્યંત રોમ રોમ દાહ થાયછે, જેથી શરીર શ્યામ વર્ણનું નિર્વિત્ત થાયછે. પ્રલયકાલે સમુદ્રો ક્ષોભ પામવાથી પ્રચંડ વાયુ વાવાથી અને પર્વતોનાં શિખરો તૂટવાથી ભયંકર ગર્જના થાયછે તેમ ઉદરાદિ સ્થાનોમાં સમાન વ્યાન ઉદાન વગેરે વાયુઓનું વૈપરિત્ય થવાથી નાડીઓ તૂટવાથી અતિ કઠોર શબ્દ થાયછે, જેથી આતુરને થતી પીડા કથનમાં આવી શકે તેમ નથી. પ્રલયમાં સમુદ્રો મર્યાદા મૂકી સર્વ જગતને બોળી દેછે તેમ મૃત્યુ થતાં કફ સર્વાંગે ફરી વળવાથી શરીર શીથિલ પડી જાયછે. કલ્પાંતમાં ભૂલોકવાસી દેવો સ્વર્ગાદિ ઉચ્ચ લોકમાં ચાલ્યા જાયછે તેમ મૃત્યુ થતાં ઇંદ્રિય દેવતાઓ પોતપોતાના કારણમાં તીરોભાવ પામેછે. પ્રલયમાં પ્રથિવ્યાદિ ભૂતો ક્રમે પોતપોતાના ગુણસહિત-ઉત્પત્તિસ્થાનમાં લય પામેછે તેમ મરણ-

* રસ રૂધિર માંસ મજ્જા મેદ અસ્થિ અને વીર્ય.

સમયે પણ પ્રથમ પગથી ઢીચણસુધીમાં રહેલું પૃથ્વી તત્વ, ઢીચણથી નાભિસ્થાનસુધીના જલ તત્વમાં તે જલતત્વ નાભિથી ઋદયપર્યંતના અગ્નિતત્વમાં, તે અગ્નિતત્વ ઋદયથી ભ્રકૂટીપર્યંતના વાયુતત્વમાં અને તે વાયુતત્વ ભ્રકૂટીથી બ્રહ્મરંધ્રસુધીના આકાશ તત્વમાં લય પામે છે. જેથી મરનારનાં પણ ક્રમે તે તે અંગો જ પ્રથમ નિશ્ચેષ્ટિત, શિતલ અને જડ થતાં જાયછે. આ રીતે પંચ ભૂતો લય પામતાં મરનારને ક્રમે પીળા ધોળા રાતા લીલા અને કાળા રંગના અતિ વિચિત્ર દેખાવો દેખાવા લાગતાં તે સમીપમાં રહેલાં પ્રિય સંબંધીઓને પણ ઓળખી શકતો નથી. સર્વ અંગોનો વ્યાન, કંઠનો ઉદાન, ગુદસ્થાનનો અપાન નાભિસ્થાનનો સમાન અને હૃદયનો પ્રાણ એ એ પાંચે પ્રાણુ-વાયુઓ એકરૂપ થઇ નાભિસ્થાનમાંથી જ્યારે કુંડલીને સ્થાનભ્રંશ કરેછે ત્યારે સર્વ અંગ ખેંચાયછે ને તેજ સમયે શ્વાસ પોતાના સ્થા-નમાંથી ચલિત થતાં શ્વાસનળીઓમાં કફ ભરાઇ જવાથી પૂરે પૂરો શ્વાસ ન લેવાતાં મરનારનો એક ક્ષણુ એક કલ્પ જેવો થઇ પડેછે. એ સમયની પીડાનું અનુમાન કરતાં પણ શાસ્ત્રકારે કહ્યું છે કે સો સો વિંછીના દંશથી જે પીડા થાય તે પીડા પોતાના સ્થાનમાંથી શ્વાસ ચલિત થતાં મરનારથી અનુભવાયછે.× શુદ્ધસ્થિતિમાં જે અંતઃકરણ ઇંદ્રિયદ્વારોમાં વિખરાયેલું હોયછે તે આસમયે એક હૃદયપ્રદેશમાં જ નિરૂદ્ધ થાયછે, નેતેથી તેને આ જન્મનાં અને અન્ય જન્માંતરોનાં શુભાશુભ કર્મો કે જે ભાવી જન્મમાં ફલભોગ આપવાનાં છે તેનો

× स्वस्थानाच्चालित श्वासे कल्पाख्यो ह्यातुर क्षणः ।
शतद्वश्चिकदंष्टस्य या पीडा सानु भूयते ॥ ग० पु० ॥

સાક્ષાત્કાર થાયછે. આ સમયે મરનાર સર્વ જગતને એકરૂપ દેખેછે+ મરનારને થતી પીડા તેના હાથ પગ પાસાં પૃષ્ઠ કટી હૃદય કંઠ ગાલ નાક આંખો અને મુખ વગેરે અવયવોની થતી વિકૃતિ ઉપરથી સાધ્ય વિચક્ષણ મનુષ્યો સહજ સમજી શકે છે. કે તેની એ અસહ્ય પીડા અકથ્ય જ છે.

મરનાર છેવટના શ્વાસ ભરવાલાગતાં પ્રથમથી કરી રાખેલા ગોમયમંડલપર* યવતિલ વેરી તે ઉપર પૂર્વ ભણી અગ્ર રહે એમ દર્ભો પાથરી તેનું મસ્તક ઉત્તરદિશાભણી રહે એમ તેને સુવારવો ને તેના જમણા કાનમાં પુત્રાદિકે પ્રણવરૂપ મહામંત્ર (ૐ)નો ઉચ્ચાર કરવો અને તે નિઃશ્વાસ થતાં આ જ તેની સાથેના સંબંધનો છેલ્લો અવધિ તથા આ જ સંસારનું સારરહિત સ્વરૂપ દુઃખરૂપ એમ જાણી તેના સ્નેહથી ભરાઇ આવતા હૃદયને સદ્વિચારપૂર્વક ધૈર્યથી રોકી શોકનો પરિત્યાગ કરી, આગળ બતાવ્યાપ્રમાણે હવે તેનું ઔર્ધ્વદેહિક કરવું.

---

+एकीभूतं जगत्सर्वं न किंचिद्वक्तु मीहते ॥ ग० पु० ॥

*ब्रह्माविष्णुश्च रुद्रश्च सर्वे देवा हुताशनः

मण्डलोपरि तिष्ठन्ति तस्मात्कुर्वीत मण्डलम् ॥
राक्षसाश्च पिशाचाश्च भुताः प्रेता यमानुगाः ।
अलिप्तदेशे खट्वायांमन्तरिक्षे विशन्ति च ॥
मण्डलेन विना भुम्यामातुरं नैव कारयेत् ॥ ग० पु० ॥

ભાવાર્થ:—બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, અને અગ્નિ, આદિ સર્વ દેવો મંડલપર બેસે છે, માટે ગોમયથી મંડલ કરવું. લિંપ્યાવિનાના સ્થલમાં,

શ્રીઇષ્ટના સ્મરણ–ધ્યાનપૂર્વક આવી રીતના દેશકાલયોગે થયેલું મૃત્યુ શાસ્ત્રકારે પણ વખણાયું છે.

**शुक्लपक्षे दिवा भूमौ गंयायां चोतरायणे ।**
**धन्यास्तात मरिष्यन्ति हृदयस्थे जनार्दने ॥ धर्म सिंधु ॥**

**ભાવાર્થ:**—હેતાત ! શુક્લપક્ષમાં દિવસે ગયાભૂમિવિષે ઉત્તરાયણના સૂર્યમાં અને હૃદયમાં શ્રીપરમાત્માનું સ્મરણ–ધ્યાન કરતાં જે મનુષ્યો મૃત્યુ પામશે તેઓને ધન્ય છે.

## ષટ્પિંડીવિધિ.

પ્રથમ ક્રિયા કરનાર જ્યેષ્ઠ અથવા કનિષ્ઠ પુત્રે મંત્રરહિત આચમન પ્રાણાયામ કરી નીચેપ્રમાણે ક્ષૌર કરાવવાનો સંકલ્પ કરવો:-

**अत्राद्य मासे पक्षे तिथौ वासरे अमुकगोत्रस्य* अमुकस्य प्रेतस्य प्रेतत्व निवृत्त्या उत्तम लोकमाप्त्यर्थे और्ध्वदेहिक कर्म कर्तृत्वधिकारासिद्ध्यर्थं वपनं करिष्ये ।**

---

ખાટલામાં અને મેઢા માળવગેરે અંતરિક્ષમાં યમરાજની આજ્ઞાને અનુસરનારા રાક્ષસો પિશાચો ભૂતો અને અસદ્ગતિ પામેલા પ્રાણિઓ બેસેછે માટે મંડલવિનાની ભૂમિમાં અવસાન થવા દેવું નહિ.

* **अमुक गोत्रस्य** ત્યાં મરનારના ગોત્રનું નામ દેવું.–**शाण्डिल्लगोत्रस्य** અને મરનાર સ્ત્રી હોય તો ગોત્રના નામ સાથે **गोत्रायाः** બોલવું.–**शाण्डिलगोत्रायाः**

+ **अमुकस्य प्रेतस्य** ત્યાં મરનાર પુરુષના નામસાથે પ્રેત શબ્દ જોડીને બોલવું.–**हरिदत्तशर्मणः प्रेतस्य** અને સ્ત્રી હોય તો નામ સાથે **प्रेतायाः** બોલવું.–**भागिरथीदेव्याः प्रेतायाः** એ રીતે બોલવું.

એમ સંકલ્પ કરી, દક્ષિણાભિમુખે બેસી નીચેનો મંત્ર ભણી નખકક્ષવર્જિત ક્ષૌર કરાવવું.

**यानि कानि च पापानि ब्रह्महत्यासमानि च ।**
**केशानाश्रित्य तिष्ठन्ति तस्मात्केशान्वपाम्यहम् ॥**

એ રીતે ક્ષૌર કરાવી સ્નાન કરી શુદ્ધ અખંડ વસ્ત્ર કિંવા અબોટીયું પહેરવું. બીજા પુત્રોએ અને અન્ય સર્વ કુટુંબિઓએ પણ સ્નાન કરી શુદ્ધ વસ્ત્ર કે અબોટીયાં પહેરવાં. તે પછી મૃત્યુપામેલા શરીરને મળી આવે તો પવિત્ર તીર્થોદકથી નહિતો શુદ્ધ જલથી સ્નાન કરાવી નવું અખંડ વસ્ત્ર પહેરાવી વિભૂતિ તથા ગંગા, યમુના, નર્મદા વગેરે પુણ્યભૂમિની મૃત્તિકા લેપન કરી ચંદન પુષ્પ ચઢાવી, એક નવું વસ્ત્ર મરનારના પગનાં તળિયાંથી તે માથાપર્યંત ઢંકાય તેવું લઈ તે શબદને ઓઢાઢવું. તે પછી મરનારનું જો વિરુદ્ધ રીતે દુર્મરણ થયું હોય તો તેના પ્રાયશ્ચિત્તનો સંકલ્પ કરીને તે શબના દાહથી આરંભી સર્વ ઔર્ધ્વદેહિક કરવું.

---

મરનાર સ્ત્રી કે પુરુષના નામના અંતે પ્રેત શબ્દ શામાટે જોડવો તેનું નિરાકરણ કરતાં શ્રીગરુડપુરાણમાં કહ્યું છે કેઃ—

**अन्नं वस्त्र जलं द्रव्यमन्यद्वादियते च यत् ।**
**प्रेत शब्देन यद्दत्तं मृतस्यानंत्यदायकम् ॥**
**तस्माद्दादिदिनादुर्ध्वं प्राक्सपिंडी विधानतः ।**
**योषितः पुरुषस्यापि प्रेतशब्दं समाचरेत् ॥ ग० पु० ॥**

**ભાવાર્થ:**—અન્ન, વસ્ત્ર, જલ, દ્રવ્ય અને બીજું પણ જે કાંઇ મરનારના નિમિત્ત તેના નામની અંતે **પ્રેતશબ્દ** જોડીને આપવામાં

પ્રથમ ક્રિયાધિકારીએ મરનારના જમણા પડખે દક્ષિણાભિમુખે બેસી મંત્રરહિત આચમન પ્રાણાયામ કરી નીચેપ્રમાણે સંકલ્પ કરવોઃ—

---

આવેછે તો તે તેને અનંત ગણું થાયછે માટે પહેલા દિવસથી તે સપિંડી થતાં પહેલા મરનાર સ્ત્રી અથવા પુરુષના નામના અંતે **પ્રેત** શબ્દ જોડવો.

* મરનારનું શિંગડાંવાળાં પશુઓથી, નખવાળાં વ્યાઘ્રાદિ પ્રાણિઓથી, દંશ કરનારાં સર્પ વીંછી કે હડકાયા શિયાળ કિંવા શ્વાનથી, શસ્ત્રઘાતથી, જલમાં ડુબવાથી, મધરે ગળવાથી, વિષભક્ષણથી, અગ્નિલાગવાથી, વિષથી, આત્મઘાતથી, ચંડાલ, ચોર કે મ્લેચ્છના હાથે, શત્રુથી, ખાટલો મેઢો કે માળ વગેરે અંતરાળે, વૃક્ષ ઉપરથી પડવાથી, બંદિગ્રહ (કેદખાનું)માં કંઠપાશ (ફાંસા)થી વિષૂચિકા (કોલેરા)થી, ગાડા નળે આવવાથી હાથી, કે પર્વત ઉપરથી વિજળી પડવાથી, પથ્થરશિલા ભીંત કે માળ તૂટી પડવાથી કુષ્ટ, ભગંદર, અપસ્માર જલોદર, કંઠમાળ, આદિ મહા રોગોથી ઇત્યાદિ પ્રકારે દુર્મરણ થયું હોય તો કિંવા મૃત્યુ પામ્યા પછી અસ્પૃશ્ય જાતિનો સ્પર્શ થયો હોય તો કૃચ્છ કે બે ચાંદ્રાયણ અથવા પંદર બાર કે ત્રણ યથાશક્તિ પ્રાજાપત્ય વ્રતોના આગળ બતાવેલા આમ્નાયોમાંથી જે પોતાને અનુકૂલ હોય ને બની શકે તે આમ્નાયોનો સંકલ્પ કરી તે શબનો દાહ કરવો. જે ક્રિયાધિકારી લોભ કે પ્રમાદને લીધે મરનારનું દુર્મરણ થયા છતાં યથાશક્તિ પણ પ્રાયશ્ચિત કરયાવિના તેનું ઔર્ધ્વદેહિક કરેછે તો તે મરનારને પ્રાપ્ત થતું નથી, ને તે ક્રિયાકારક પોતે પાપભાગી થાયછે.

ક્રિયા કરનારે મરનારનું દુર્મરણ થયું હોય તો આપ્રમાણે પ્રાયશ્ચિત્તનો સંકલ્પ કરવોઃ—

**अत्राद्य मासे पक्षे तिथौ वासरे अमुक* गोत्रस्य अमुक × प्रेतस्य दाहार्थे उत्क्रान्त्यादि पिंडप्रदानमहं करिष्ये ।**

તેપછી શબના જમણે પડખે એક ચાર આંગળનું જલથી મંડલ કરી તે ઉપર અપસવ્ય કરી અનામિકા અને અંગુષ્ઠના મૂલમાં થઇને જળ જાય એમ અવનેજન નિમિત્ત જલ નીચે પ્રમાણે ભણીને મૂકવું.

**अमुक* गोत्रस्य अमुक× प्रेतशवनिमित्तं पिंडस्थाने अवनेजनं मदत्तं तवोपतिष्ठताम् ।**

---

**अमुक** ( મરનારના ગોત્રનું નામ ) **गोत्रस्य अमुकस्य** ( મરનારનું નામ ) **दुर्मरणजनितपापनिवृत्त्यर्थं दाहाद्यौर्ध्वदेहिककर्मयोग्यता प्राप्त्यर्थं च अमुक** ( જેટલાં પ્રાજાપત્ય કરવાનાં હોય તેની સંખ્યાનું નામ દેવું. ) **प्राजत्पत्यानां अमुक** ( જે આમ્નાયો કરવાના હોય તે બોલવા ) **आम्नायेन सद्यः सूतकान्ते प्रायश्चित्ताहमाचरिष्ये ।**

એપ્રમાણે સંકલ્પ કર્યાપછી તે મરનારનું દાહાદિ સર્વ ઔર્ધ્વદેહિકકર્મ કરવું.

* મરનારના ગોત્રનું નામ દેવું.

\+ મરનારનું નામ દેવું.

* મરનારના ગોત્રનું નામ દેવું.

† મરનારનું નામ દેવું. એ પ્રમાણે સર્વત્ર બોલવું.

તેપછી તે જ સ્થલમાં દક્ષિણમાં અગ્ર રહે એમ એક દર્ભ મૂકી તે ઉપર નીચે પ્રમાણે ભણી એક જવ અથવા ઘઊંના લોટનો પિંડ મૂકવો.

**अमुक गोत्रस्य अमुक प्रेत उत्क्रान्तौ शवनिमित्तं एषः पिंडो मद्दत्तस्तवोपतिष्ठताम् ।**

તે પછી નીચે પ્રમાણે બોલી તે પિંડ ઉપર અનામિકા ને અંગુષ્ઠના મૂલમાં થઇને જાય તેમ પ્રત્યવનેજન નિમિત્ત જલ મૂકવું:—

**अमुक गोत्रस्य अमुकप्रेतपिंडे प्रत्यवनेजनं मद्दत्तं तवोपतिष्ठताम् ।**

તેપછી તે મૂકેલો પિંડ એક જૂદા પાત્રમાં રાખી સ્મશાનમાં સાથે લેવો.

તે પછી દેશાચારપ્રમાણે શબને વાંસની પાલખીમાં બેસારી કે નેત્ર આકાશભણી રહે એમ સૂવારી પગનાં તળિયાંથી તે મસ્તકપર્યંત સર્વ અંગો આચ્છાદિત કરી બરાબર બાંધી પ્રથમ મસ્તક આગળ ને પગ પાછળ એમ ક્રિયાધિકારી પુત્રે પોતાના જમણા ખભે ને બીજા અનુજો અથવા અજાતિય પુરુષોએ અનુકૂલતા પ્રમાણે ખભે લઈ સ્મશાન પ્રતિ જવું. તેમાં પ્રથમ ઘરની બહાર નિકળતાં નીચે પ્રમાણે દ્વારદેશના પાંથ નામના પિંડનું દાન કરવું.

ભૂમિપર જલથી પ્રોક્ષણ કરી શબને મૂકી ક્રિયા કરનારે પિંડ મૂકવાના સ્થલે ચાર આંગળનું મંડલ કરી અનામિકા ને અંગુષ્ઠના મૂલમાં થઇને જાય તેમ પ્રથમ નીચેપ્રમાણે ભણી અવનેજનનું જલ મૂકવું.

**अमुक गोत्रस्य अमुक प्रेतद्वारदेशे पांथनिमित्तं अवनेजनं मद्दत्तं तवोपतिष्ठताम् ।**

તેપછી તે મંડલપર દક્ષિણાગ્રદર્ભ મૂકી તે ઉપર નીચેપ્રમાણે બોલી જવ અથવા ઘઉંના લોટનો પિંડ મૂકવો.

**अमुक गोत्रस्य अमुक प्रेतद्वारदेशे पांथनिमित्तं एषः पिंडो मद्दत्तस्तवोपतिष्ठताम् ।**

તેપછી નીચેપ્રમાણે બોલી તે પિંડ ઉપર આગળની રીતે પ્રત્યેવનેજનનું જલ મૂકવું.

**अमुक गोत्रस्य अमुक प्रेतपिंडे प्रत्यवनेजनं मद्दत्तं तवोपतिष्ठताम् ।**

પછી મૂકેલો પિંડ પણ આગળના પિંડભેગો પાત્રમાં રાખી સાથે લેવો.

તેપછી મરનારની સ્નુષાઓ ( પુત્રની વહુઓ ) વગેરેએ પ્રદક્ષિણા કરી ચંદન અક્ષત ને પુષ્પથી તે શબની પૂજા કરવી. *

તદનંતર મરનારના ઘરમાં જો ગૃહ્યાગ્નિ હોય તો તે, નહિ તો લૈકિકાગ્નિ પ્રકટ કરી તે એક તાંબાના કે મૃત્તિકાના કોરા પાત્રમાં સ્થાપી મરનારના નાના પુત્રે કિંવા ભત્રીજા કે ભાણેજે લઇ પવિત્ર-

---

*** ततः प्रदक्षिणां कृत्वा पूजनीयः स्नुषादिभिः ॥ गरु० पु० ॥**

**ભાવાર્થઃ—**તે પછી પ્રદક્ષિણા કરી સ્નુષાઆદિએ તે શબની પૂજા કરવી.

તાથી કોઇને સ્પર્શ ન થાય એમ શ્રીવિષ્ણુ કિંવા શ્રીશંકરનું નામ સ્મરણ કરતાં શબની આગળ ચાલવું. આ અગ્નિ કોઇને ઘેરથી લાવવો નહિ તેમ જ કોઇ અન્ય જાતિ કે શૂદ્રઆદિ પાસે લવરાવવો કે મંગાવવો પણ નહિ*. અગ્નિ અને શબ એ બેની મધ્યે થઇને કોઇએ જવું આવવું નહિ.

તેપછી ઘરના ઓટલાનીચે ઉતરી ચત્વરમાં ( ચાર રસ્તા ભેગા થતા હોય ત્યાં ચકલમાં નીચે પ્રમાણે એક ખેચરનિમિત્તના પિંડનું દાન કરવું.

ક્રિયા કરનારે નીચે બેસી પૂર્વવત્ આચમન પ્રાણાયામ કરી મંડલ કરી નીચેપ્રમાણે ભણી અવનેજનનું જલ મૂકવું.

**अमुक गोत्रस्य अमुक प्रेतचत्वरे खेचर निमित्तं अवनेजनं मद्दत्तं तवोपतिष्ठताम् ।**

તેપછી પૂર્વવત્ મંડલપર દર્ભ મૂકી નીચેપ્રમાણે ભણી પિંડ મૂકવો.

**अमुक गोत्रस्य अमुकप्रेतचत्वरे खेचरनिमित्तं एषः पिंडो मद्दत्तस्तवोपतिष्ठताम् ॥**

---

* **यस्यानयति शूद्रोऽग्निं तृणकाष्ठहवींषि वा ।**
**प्रेतत्वं च सदा तस्य शूद्रः पापेन लिप्यते ॥ धर्म० ॥**

**ભાવાર્થ:**—જે મરનારના સારુ અગ્નિ, તૃણ ( દર્ભવિગેરે ), કાષ્ઠ કે હવિષ્ ( ઘી વગેરે શૂદ્ર લાવે છે, તો તે મૃત્યુ પામેલો ક્યારે પણ પ્રેતપણાથી છૂટ તો નથી; ને તે શૂદ્ર પાપથી લેપાય છે.

તેપછી પૂર્વવત્ તે પિંડ ઉપર નીચેપ્રમાણે બોલી પ્રત્યવનેજનનું જલ મૂકવું:—

**अमुक गोत्रस्य अमुकप्रेत पिंडे प्रत्यवनेजनं मद्दत्तं तत्रोपतिष्ठताम् ।**

પછી એ મૂકેલો પિંડ પણ આગળના પિંડોભેગો પાત્રમાં રાખી સાથે લેવો.

તેપછી મુખ્ય પુત્ર કિંવા ક્રિયાધિકારીએ શબને જમણા ખભે + ને બીજા પુત્રો ભ્રાતા આદિએ અનુકૂલતાપ્રમાણે લઇ ધીરે ધીરે શ્રીયમસૂક્તના મંત્રો× ભણતાં અથવા શ્રીવિષ્ણુ કે શ્રીશંકરના નામનું ઉચ્ચારણ કરતાં સ્મશાનદેશ પ્રતિ જવું. બીજા કુટુંબીઓ, બંધુઓ, તથા સજાતિય પુરુષો એ, પણ સર્વ દાહ સામગ્રી સંભારી સાથે લેવરાવી શબની સાથે જ ચાલવું. અને પવિત્રતાથી ઉંચકનારાઓને શ્રમ જણાતાં વારા ફરતી શબને ઉંચકવા લાગવું. કોઇએ પણ અસ્પૃ-

---

+ **धृत्वा स्कंधे स्व पितरं यः स्मशानाय गच्छति ।**
**सोऽश्वमेधफलं पुत्रो लभते च पदे पदे ।**
**नीत्वा स्कंधे स्वपृष्ठेंके सदा तातेन लालित् ।**
**तदैव तद्दणान्मुच्येन्मृतं स्वपितरं वहेत ॥ ग० पु० ॥**

**ભાવાર્થ:**—જે પુત્ર પોતાના મૃત્યુપ્રાપ્ત પિતાના શબને ખભે ઉચકીને સ્મશાન જાયછે તે પગલે પગલે અશ્વમેધયજ્ઞનું ફલ મેળવેછે. જીવતાં પિતાએ પુત્રને ખભે બરડે અને ખોળામાં લઇને નિત્ય રમાડયો હોય છે તે ઋણથી તે પુત્ર, પિતા મૃત્યુ પામતાં તેમના શબને વહન કરી સ્મશાનપ્રતિ જાયછે ત્યારે જ છૂટે છે.

સ્ય વસ્ત્ર કે ઉપાનસહિત અથવા સ્નાનકર્યાવિના શબને સ્પર્શ કરવો નહિ. બ્રાહ્મણે ગામના પશ્ચિમદિશાના દ્વારથી, ક્ષત્રિયે ઉત્તર, વૈશ્યે પૂર્વે અને શૂદ્રે દક્ષિણદ્વારથી શબને સ્મશાનપ્રતિ લઇ જવું. ગામ અને સ્મશાન એ બે મધ્ય ભાગના સ્થલે વિશ્રામ કરવો. ત્યાં જલ છાંટી શબને ઉતારી ક્રિયાકરનારે નીચે પ્રમાણે ભૂત નામના પિંડનું દાન કરવું.

---

‡ यमसूक्तः—

ॐ तदेवाग्निस्तदादित्यास्तद्वायुस्तदुचंद्रमाः तदेव शुक्रंत-द्ब्रह्मताऽआपः सप्रजापतिः ॥ १ ॥ सर्वे निमेषा जज्ञिरे विद्युतः पुरुषादधि । नैनमूर्ध्वंनातिर्यञ्च न मध्ये परिजग्रभत् ॥ २ ॥ न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः । हिर-ण्यगर्भ इत्येषः मा माहिंसी दित्येषा यस्मान्न जात इत्येषः ॥ ३ ॥ एषो हं देवः प्रदिशोऽनु सर्वाःपूर्वो ह जातः सउ गर्भे अन्तः । स एव जातः स जनिष्यमाणः प्रत्यङ्जनास्तिष्ठ-ति सर्वतो मुखः ॥ ४ ॥ यस्माज्जातं न पुरा किंचनैव य आवभूव भूवनानि विश्वा । प्रजापतिः प्रजया संरराण स्त्रीणी ज्योतींषि स च ते स षोडशी ॥ ५ ॥ येन द्यौ रुग्रा पृथिवी च दृढा येन स्वस्तषितं येन नाकः । भियो अंन्तारिक्षे रजसो वि-मानः कस्मै देवाय हविष्षा विधेम ॥ ६ ॥ यंक्रंन्दसी अवसा तस्त भाने अभ्यै क्षेतां मनसा रेजमाने । यत्राधि सूरऽउदितो

પૂર્વવત્ આચમન પ્રાણાયામ અને મંડલ કરી નીચેપ્રમાણે ભણી અવને જનનું જલ મૂકવું.

**अमुक गोत्रस्य अमुकप्रेतविश्रांतौभूतनिमित्तं अवनेजनं मद्दत्तं तवोपतिष्ठताम् ॥**

પછી મંડલ પર દક્ષિણાગ્ર દર્ભ મૂકી તે ઉપર નીચેપ્રમાણે ભણી પિંડ મૂકવો.

**अमुक गोत्रस्य अमुकप्रेतविश्रांतौ भूतनाम्ना एषः पिंडो मद्दत्तस्तवोपतिष्ठताम ॥**

તેપછી નીચેપ્રમાણે ભણી પિંડપર પ્રત્યવનેજનનું જલ મૂકવું.

---

**विभाति कस्मै देवाय हविषा विधेम । आपो ह यद् बृहतीय-श्चिदापः ॥ ७ ॥ वेनस्तत् पश्यन्निहितंगुहा सद्यत्र विश्वंभव-त्येक नीडम् । तस्मिन्निदं संचवि चै ति सर्व स ओतः प्रोतश्च विभूः प्रजासु ॥ ८ ॥ प्रतद् वोचे दमृतंन् विद्वानु गन्धर्वो धाम विभृतं गुहासत् । त्रीणि पदानि निहिता गुहास्य यस्ता-नि वेदस पितुः पितासत् ॥ ९ ॥ स नो बन्धुर्जनिता सवि-धाता धामानि वेद भुवनानि विश्वा । यत्रदेवा अमृत मान-शानास्तृतीये धामन्नध्यैरयन्त ॥ १०॥ परीत्य भूतानि परीत्य लोकानु परीत्य सर्वाः प्रादिशो दिशश्च । उपस्थाय प्रथमजामृ-तस्यात्मनात्मानमभि संविवेश ॥ ११ ॥ परि द्यावा पृथिवी ।**

**अमुक गोत्रस्य अमुकप्रेत पिंडे प्रत्यवनेजनं मद्दत्तं तवो-पतिष्ठताम् ॥**

તેપછી તે મૂકેલો પિંડ પણ આગળના પિંડોભેગો સાથે લેવો.

તેપછી વિશ્રામસ્થલથી શબના પગ આગળ ને મસ્તક પાછળ રહે એમ લઇને સ્મશાન ભૂમિમાં જવું. ગામથી નૈઋતકોણ કે ઉત્તર દિશાએ તથા જ્યાં ઉચ્ચ અને પવિત્ર સ્થલ હોય જ્યાં ઘણી ઐાષધિઓ ચંદન, તુલસી, અને પિંપળા વગેરેનાં સમિધવૃક્ષો થતાં હોય, જ્યાં નદી, નદ, સમુદ્ર કે સરોવરાદિ, જલાશય સમીપ હોય તથા સમીપમાં શિવાલય કે કોઈ દેવસ્થાન હોય અથવા તે ભૂમિ પૂર્વના કોઈ સિદ્ધ પુરુષોના આશ્રમની ગણાતી હોય તેવી ભૂમિમાં સ્મશાન કરવું જોઇએ. જ્યાં અન્ય પ્રાણિઓનાં અસ્થિ ચર્મ પડેલાં હોય લોકો મલમૂત્ર નાખતા

---

**सद्यइत्वा परिलोकान्परिदिशः परि स्वः । ऋतस्य तन्तुं विततं विचृत्य तदपश्यत्तदभवत्तदासीत् ॥ १२ ॥ सदसस्पतिमद्भुतं प्रियमिन्द्रस्य काम्यम् । सनिं मेधा मयासिषं स्वाहा ॥ १३ ॥ यां मेधां देवगणाः पितरश्चोपासते । तया मामद्य मेधयाग्ने मेधाविनं कुरु स्वाहा ॥ १४ ॥ मेधां मे वरुणो ददातु मेधा-मग्निः प्रजापतिः । मेधामिन्द्रश्च वायुश्च मेधां धाता ददातु मे स्वाहा ॥ १५ ॥ इदं मे ब्रह्म च क्षत्रं चोभेश्रियमश्नुताम् । मयि देवा दधतु श्रियमुत्तमांतस्यै ते स्वाहा ॥ १६ ॥ इति माध्यंदिनी संहितायां द्वात्रिंशोऽध्यायः ॥**

હોય અનાર્ય લોકોનાં શબ દટાતાં હોય સમીપમાં જલાશય કે વિશાલ છાયાવાળાં વૃક્ષો ન હોય જ્યાં ચાંડાલો વસતા હોય તથા કોઇપ્રકારના ઉપદ્રવવાળી ભૂમિમાં સ્મશાન કરવું નહિ. સ્મશાનમાં જઇને ભૂમિપર જલ છાંટી શબને માથુ દક્ષિણભણી રહે એમ મૂકવું. મરનાર જો સાગ્નિક ( અગ્નિહોત્રી ) હોય તો પૂર્વભણી મસ્તક રહે એમ મૂકવું.

તેપછી શબને દાહ કરવાના જીવજંતુવિનાના સ્થલનો નિશ્ચય કરી નીચેનો મંત્ર ભણી પ્રથમ તે ભૂમિની પ્રાર્થના કરવી:—

**ॐ भूरसि भूमिरस्यदितिरसि विश्वधाया विश्वस्य भुवनस्य धर्त्री । पृथिवींयच्छ पृथिवींदृंह पृथिवींमा हिं सीः ॥१३/१८॥**

તેપછી નીચેનો મંત્ર ભણી તે સ્થલને શુદ્ધ જલથી પ્રોક્ષણ કરવું.

**इदमापः प्रवहतावद्यञ्च मलञ्चयत् । तच्चाभिदुद्रोहानृतं यच्चशेपे अभीरुणम् । आपो मा तस्मादेनसः पवमानश्च मुञ्चतु ॥६/१७॥**

તેપછી તે ચિતા રચવાના સ્થાને પૂર્વવત્ નીચેપ્રમાણે ભણી વાયુ નામના પિંડનું દાન કરવું.

પ્રથમ નીચેપ્રમાણે બોલી આગળની પેઠે અવનેજનનું જલ મૂકવું.

**अमुक गोत्रस्य अमुकप्रेतचितास्थाने वायुनिमित्तं अवनेजनं मद्दत्तं तत्रोपतिष्ठताम् ।**

પછી નીચેપ્રમાણે ભણી ચિતાભૂમિમાં એક દક્ષિણાગ્રદર્ભ મૂકી તેપર પિંડ મૂકવોઃ—

**अमुक गोत्रस्य अमुकप्रेत चितास्थाने वायुनाम्ना एषः पिंडो मद्दत्तस्तवोपतिष्ठताम् ।**

પછી નીચેપ્રમાણે ભણી તે પિંડપર પ્રત્યવનેજનનતું જલ મૂકવું.

**अमुक गोत्रस्य अमुकप्रेत पिंडे प्रत्यवनेजनं मद्दत्तं तवो-पतिष्ठताम् ।**

ચિતાસ્થાને મૂકેલો પિંડ ત્યાં જ રહેવા દેવો ને તેની આસપાસ ચિતાભૂમિમાં સમિધ્–યજ્ઞિય* કાષ્ટોથી નીચેનો મંત્ર ભણી ચિતા ગોઠવવી.

**समिद्धो अञ्जन् कृदरं मतीनां घृतमग्ने मधुमत् पिन्वमानः । वाजी वहन् वाजिनं जातवेदो देवानां वक्षि प्रियमा सधस्थम् ॥ ३९ ॥**

તેપછી નીચેનો મંત્ર બોલી ચિતાને સમીપના જલાશયના શુદ્ધ જલથી પ્રોક્ષણ કરવું.

---

* पलाशफल्गुन्यग्रोधाः प्लक्षाश्वत्थविकंकताः ।
उदुम्बरस्तथा बिल्वश्चंदनो यज्ञियाश्च ये ॥
सरलो देवदारुश्च शालश्च खदिरस्तथा ।
समिदर्थे प्रशस्ताःस्युः रेते वृक्षा विशेषतः ॥ वायुपुराण ॥

अपेतो यन्तु पणयोऽसुम्ना देवपीयवः । अस्य लोकः सुतावतः । द्युभिरह्रो भिरक्तु भिर्व्यक्तं यमो ददात्ववसानमस्मै ॥ ३५ ॥

તેપછી એ ચિતાઉપર દર્ભ પાથરી તલ વેરી પાસેના જલાશયમાં મનથી તીર્થોનું ધ્યાન કરી, શબને નવરાવી ચિતામાં દક્ષિણદિશાભણી મસ્તક રહે એમ સૂવારવું. ને તેછી શબના મુખે નાકે આંખોએ અને કાને ઘીનો સ્પર્શ કરી શબના જમણા હાથમાં નીચે પ્રમાણે ભણી સાધક નામના પિંડનું દાન કરવું. તેમાં પ્રથમ નીચે પ્રમાણે બોલી જમણા હાથમાં અવને જનનું જલ મૂકવું.

अमुक गोत्रस्य अमुकप्रेतशवहस्ते साधकनिमित्तं अवनेजनं मद्दत्तं तवोपतिष्ठताम् ॥

તેપછી નીચે પ્રમાણે બોલી તે હાથમાં પિંડ મૂકવો.

अमुक गोत्रस्य अमुकप्रेतशवहस्ते साधकनिमित्तं एषः पिंडो मद्दत्तस्तवोपतिष्ठताम् ।

તેપછી નીચેપ્રમાણે બોલી તે પિંડપર પ્રત્યવનેજનનું જલ મૂકવું.

अमुक गोत्रस्य अमुकप्रेतपिंडे प्रत्यवनेजनं मद्दत्तं तवोपतिष्ठताम् ॥

ભાવાર્થઃ—ખાખરો વડ પીંપર પિંપળો વિકળો ઉંબરો બિલી સુખડ પીળો ખેરજે દેવદાર રાળવૃક્ષ અને ખેર એટલા યજ્ઞિયવૃક્ષો વિશેષે કરીને સમિધ માટે શ્રેષ્ઠ ગણાય છે.

ચિતાના સ્થાનમાં મૂકેલો પિંડ ચિતામાં, શબના હાથમાં આપેલો પિંડ હાથમાં જ, અને બીજા પિંડો જલમાં નાખવા. તેપછી શબને ઓઢાડેલું વસ્ત્ર સ્મશાનવાસિને માટે દૂર મૂકી, શબ ઉપર બીજાં કાષ્ટો પૂરવાં.

તેપછી મરનાર પુરુષ હોય તો મસ્તક ભણી ને સ્ત્રી હોય તો પગભણી ચિતાથી ચાર હાથના અંતરે ભૂમિપર દર્ભથી માર્જન કરી જલ છાંટી ઘેરથી લાવેલા અગ્નિનું સ્થાપન કરી નીચેના વિધિથી ક્રપાલાગ્નિ સિદ્ધ કરવો. પ્રથમ આ પ્રમાણે સંકલ્પ કરવો.

**अत्राद्य ० मासे ० पक्षे ० तिथौ ० वासरे अमुक गोत्रस्य अमुक प्रेतस्य दाहार्थं कपालाग्निसिद्धयर्थं आज्येन सकृत् समस्त व्याहृतिहोमं करिष्ये ।**

એ પ્રમાણે સંકલ્પ કરી અગ્નિમાં દર્ભવગેરે મૂકી, વસ્ત્રથી પવન નાંખી, પ્રજ્વલિત કરી નીચેપ્રમાણે ભણી એક ઘીની આહુતિ આપવી.

**ॐ भूर्भुवः स्वः स्वाहा प्रजापतये इदं न मम ।**

તેપછી તે જ અગ્નિમાં ક્રવ્યાદ નામના અગ્નિની ભાવના કરી તિલાક્ષતથી નીચેપ્રમાણે ભણી પૂજન કરવું.

**क्रव्यादाग्नयेऽनमः सर्वोपचारार्थे तिलाक्षतान्समर्पयामि ।**

એપ્રમાણે ભણી થોડાક તલ અગ્નિપર નાખી એક પાનડાવડે નીચેનો મંત્ર ભણી એક ઘીની આહુતિ આપવી.

**अस्मात्त्वमधिजातोसि त्वदयं जायतां पुनः । असौ स्वर्गाय लोकाय स्वाहा ज्वलतुपावकः ॥ इदमग्नये न मम ॥**

